8632

श्रीहरिर्जयति ।

## વિજ્ઞપ્તિ—

આ શ્રીવાસુદેવમાહાત્મ્ય ગ્રંથ, પરંબ્રહ્મ ભગવાન્ વાસુદેવ શ્રીહરિનું માહાત્મ્ય કે જે પારમ્યમાં પર્યવસાનવાળું છે તેનું નિઃસંશય નિરૂપણ કરનાર હોવાથી યથાનામ તથાગુણ છે. આ માહાત્મ્ય બદરીપતિ ભગવાન્ શ્રીનારાયણેજ ભક્તોત્તમ નારદમુનિને ઉદ્દેશીને પ્રવર્તાવેલું પરમોત્તમ છે. ભગવાન્ શ્રીહરિએ જેની સ્વાભીષ્ટ આઠ સચ્છાસ્ત્રોમાં સકારણ ગણના કરીને, 'આતો અમારા ઉદ્ધવસંપ્રદાયનું મૂળ છે' 'આના જેવો બીજો કોઈ ગ્રન્થજ નથી' આ રીતે જેની પ્રશંસા કરી હોય તેના ગૌરવમાટે હવે આથી કોઇ વિશેષ વચનની જરૂરજ રહેતી નથી. આના ગૌરવમાટેનો વિશેષ ભૂમિકામાં બહુજ જણાવ્યો છે. આવા ગૌરવાન્વિત ગ્રંથ ઉપર ત્રણ ટીકાઓ સંસ્કૃત થવાનું પણ ભૂમિકામાં જણાવવામાં આવ્યું છે. આવા આ સંપ્રદાયના મૂળભૂત અત્યંત ઉપયોગી ગ્રંથની ઘણી કોપીઓ લખાયેલી જણાય છે. પરંતુ આ સટીક ગ્રંથ ગીર્વાણ વાણીમાં ગુંથાએલો હોવાથી તેનો લાભ સર્વ કોઇને મળી શકે નહિં. સર્વને સુલભ થવા માટે વિદ્વદ્વર્ય દીનાનાથ ભટ્ટના પુત્ર રામચંદ્રજીએ પોતાના પિતાએ કરેલી સંસ્કૃત ટીકા તથા પોતે કરેલા ગુર્જરાનુવાદ સાથેનો આ ગ્રંથ ૧૯૪૯ માં અમદાવાદમાં આવેલા વિજયપ્રવર્તક પ્રેસમાં પત્રરૂપમાં છપાવીને પ્રસિદ્ધિમાં મુકયો હતો. આ પ્રમાણે થવાથી આ પ્રવર પ્રબન્ધનો લાભ સંપ્રદાયી જનતાને બહુ સારો આવ્યો. આ પ્રબન્ધને છપાયાં ઘણાં વર્ષો થતાં તેની કોપીઓ ખપી જવાથી વળી ઘણાં વર્ષથી તેની દુર્લભતા ચાલુ હતી. આવી દુર્લભ દશામાં પણ સંપ્રદાયના અધ્યક્ષોએ કે બીજાઓએ ફરીથી મુદ્રાપણમાં કશો લક્ષ આપ્યો જણાતો નથી. આ રીતે આ પુસ્તકની બહુ દુર્લભતા થવાથી, તેની બહુજ ઉપયોગિતા જાણીને મુંબઇના સત્સંગિસમાજે છપાવવાનો વિચાર કર્યો. આનું ભાષાંતર અત્યારની પદ્ધતિએ હોય તો જનતાને બહુ સુગમ થાય એમ ધારીને શાસ્ત્રી

*

હરિજીવનદાસ કે જેમણે સત્સંગિજીવન વિગેરે ગ્રંથોનું ભાષાંતર કરેલું છે તેમને તે કરી આપવાની સૂચના કરી. આ ઉપરથી તેમણે ભૂમિકામાં જણાવેલી ત્રણ ટીકાઓને આધારે વિશેષાર્થ સાથે આનું ભવ્ય ભાષાંતર કરી આપ્યું. આ પુસ્તક છપાવવા માટે ધ. ધુ. આચાર્યશ્રીની આજ્ઞા માગતાં, તે પણ કો. ધર્મસ્વરૂપદાસજી દ્વારા લેખિત મળી છે. ભાષાંતર સાથે આ પુસ્તક છપાવવાનું નક્કી થતાં એક એક શ્લોક સાથે ગુજરાતી અર્થ હોય અને ગૂટકા રૂપમાં હોય તો વધારે સારૂં એમ કેટલાકની ઉપયોગી સૂચના થવાથી તેમ કરવાનું નક્કી થયું. આનું છાપકામ શુદ્ધ સુંદર થવાના અભિપ્રાયથી સર્વોત્તમપણે નિર્ણીત થએલા નિર્ણયસાગર પ્રેસમાં છપાવવાનું નક્કી થયું. નિશ્ચય મુજબ છપાવવાનો આરંભ કરતાં તે કામ શાસ્ત્રીહસ્તકજ શોધાઈ છપાઈને પૂર્ણ થયું. આની સાથે ભૂમિકા તથા વિષયાનુક્રમણિકા લખવાથી પુસ્તકના ગૌરવમાં અને ઉપયોગિતામાં ઘણો વધારો થયો. આ પુસ્તક કાગળ વિગેરેની મોટી મોંઘવારીના મધ્યમાં આવવાથી તેનો ખર્ચો વધારે થાય એ સહજ છે. તથાપિ પડતર કીંમતેજ આપવાનું ઠરાવ્યું છે. આના કાગળો ટાઇપો બાઇન્ડીંગ વિગેરેની ઉત્તમતા તો નિરીક્ષણ કરવાથીજ જણાશે. આ રીતે આ પુસ્તક અપૂર્વરીતે છપાઇને પ્રકાશમાં આવે છે તેનો સર્વે કોઈ સારો લાભ લેશે અને ગ્રાહક થવા દ્વારા સહાય કરશે એવી આશા છે. દશને આરંભીને વધારે કોપી લેનારને કાંઈ લાભ આપવામાં આવશે. આના સંબંધની વાતચિત જમનાદાસ વસનજી ઠક્કર સાથે કરવી.

લી० સેવક—

કલ્યાણજી કરમસી દામજી

મળવાનું ઠેકાણું—

નિર્ણયસાગર પ્રેસ, પોષ્ટ નંબર ૨ — મુંબઈ

જમનાદાસ વસનજી ઠક્કર, ભગતવાડી ભુલેશ્વર — મુંબઈ

છબીલદાસ હરગોવિંદદાસ મીઠાવાળા અલ્લાયાની વાડી — સુરત

માધવલાલ દલસુખરામ કોઠારી સ્વામિનારાયણ ઓફીસ, પાંચકુવા હરણપોળ, — અમદાવાદ

श्रीस्वामिनारायणो विजयतेतराम्

# भूमिका–

આ શ્રીવાસુદેવમાહાત્મ્ય પ્રબન્ધ, શ્રીવાસુદેવના પારમ્યરૂપ (સર્વથી પર વાસુદેવ જ છે, તેથી પર બીજું કોઈ નથી) માહાત્મ્યનો બોધ આપનાર હોવાથી સાર્થક સંજ્ઞાવાળો છે. આવો ભાવાર્થ "न वासुदेवात्परमस्ति पावनं न वासुदेवात्परमस्ति मङ्गलम् । न वासुदेवात्परमस्ति दैवतं न वासुदेवात्परमस्ति वाञ्छितम् ॥" (अ. २५–६९) આ વચનથી આ પ્રબન્ધ જ જણાવે છે. આ પ્રબન્ધનું માહાત્મ્ય અને તેનું કારણ અંતિમ અધ્યાયમાં કહેવામાં આવ્યું છે. આની ભગવાન્ શ્રીહરિએ શિક્ષાપત્રી, વચનામૃત, સત્સંગિજીવનમાં સ્વાભિમત આઠ સચ્છાસ્ત્રોમાં ગણના કરી છે. શિક્ષાપત્રીભાષ્યમાં વાસુદેવમાહાત્મ્યને અભીષ્ટ કહેવામાં "परब्रह्मभूतदेवताविशेषप्रतिपत्तिः" ('પરબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ વાસુદેવ જ પરાત્પર છે' આવો દેવતાનિર્ણયાત્મક વિશેષ આ ગ્રંથ સ્પષ્ટ બતાવે છે, માટે આ વિશેષથી આ ગ્રંથની અભીષ્ટતા કહી છે.) આ રીતે વાસુદેવમાહાત્મ્યનો વિશેષ દર્શાવવાપૂર્વક અભીષ્ટતા કહી છે. સત્સંગિજીવનમાં તો "श्रीवासुदेवमाहात्म्यं मासं तत्राशृणोत्पुनः । प्रशंसां तस्य बहुधा चकार जनसंसदि ॥ सर्वथाऽस्मन्मतस्येदं मूलमित्येवमीरयन्" (प्र. ४ अ. ४५ श्लो. ७–८) (અર્થ–અમદાવાદ મંદિરવિષે રહીને શ્રીહરિએ એક માસ પર્યંત શ્રીવાસુદેવમાહાત્મ્ય સાંભળ્યું અને 'આ શ્રીવાસુદેવમાહાત્મ્ય જ અમારા મત-સંપ્રદાયનું સર્વ પ્રકારે મૂળ છે' એમ મહાસભામાં કહેવાપૂર્વક તેની બહુધા પ્રશસા કરી) આ રીતે આ પ્રબન્ધને સ્વયં ભગવાને પોતાના સંપ્રદાયના મૂળ તરીકે સંભાવના કરી છે. જેને સંપ્રદાયનું મૂળ કહ્યું તેનો ઉત્કર્ષ નિરતિશય કહેવાય. વળી "श्रीवासुदेवमाहात्म्यात्स तु ज्ञेय इति स्वयम् । स्वाम्येवोचे ततस्तस्माद्बोद्धव्यस्तत्त्वतश्च सः ॥" (प्र. २ अ. २ श्लो. २४) (અર્થ–શ્રીહરિ કહે છે કે–હે ભક્તો ! "તે ઉક્ત

સ્વધર્મ તો શ્રીવાસુદેવમાહાત્મ્યથકી જાણવો" એમ ગુરુ શ્રીરામાનંદસ્વામીએ પોતે આપણને કહ્યું છે, માટે તેનાથકી તત્ત્વથી જાણવો.) આ રીતે ગુરુવચનના અનુવાદથી સ્વધર્મ જાણવાની બાબતમાં આ ગ્રંથનો વિશેષ શ્રીહરિએ કહ્યો. વચનામૃતના પરથારામાં આ વાસુદેવમાહાત્મ્યને શ્રીહરિએ સચ્છાસ્ત્રોથકી કાઢેલા ચાર સારની અંદર ગણ્યું છે, આ પણ એક બાબત આના ઉત્કર્ષને અધિકપણે જણાવનારી છે. મધ્યપ્રકરણના ૨૮ વચનામૃતમાં તો–"હવે પ્રાગજીએ કહ્યું જે, શ્રીમદ્ભાગવત જેવો કોઈ ગ્રંથ નથી, પછી શ્રીજીમહારાજ બોલ્યા જે શ્રીમદ્ભાગવત તો સારૂં જ છે પણ સ્કંદપુરાણને વિષે શ્રીવાસુદેવમાહાત્મ્ય છે તે જેવો કોઈ ગ્રંથ જ નથી, કાં જે એ ગ્રંથને વિષે ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ તથા અહિંસાપણું એનું અતિશય પ્રતિપાદન કર્યું છે". આ રીતે સર્વ થકી સમધિક સમુત્કર્ષ સકારણ સ્વયં શ્રીહરિએ કહ્યો છે. વળી લોયાના ૯ વચનામૃતમાં તત્ત્વજ્ઞાનના ઉદયમાં હેતુભૂત ઉપનિષદો, વ્યાસસૂત્ર અને ભગવદ્ગીતાની ગણના સાથે શ્રીવાસુદેવમાહાત્મ્યને પણ શ્રીહરિએ ગણ્યું છે. વળી વડતાલ ૧૮ વચનામૃતમાં 'એકાદશસ્કંધમાં તથા ભગવદ્ગીતામાં તથા વાસુદેવમાહાત્મ્યમાં જેમ સાધુનાં લક્ષણ કહ્યાં છે તથા વર્ણાશ્રમના ધર્મ કહ્યાં છે તથા પોતાની ભક્તિ કર્યાનું કહ્યું છે" આ રીતે ધર્મ ભક્તિ આદિકના જ્ઞાનમાં વાસુદેવમાહાત્મ્ય પણ લેવાનું કહ્યું છે. આ રીતે આ ગ્રંથનું ગૌરવ સકારણ શ્રીહરિએ બહુધા કહ્યું છે તો હવે આમાં વિશેષ કહેવાની જરૂર રહેતી નથી.

આ પ્રકારથી પણ આ પ્રબન્ધનો ઉત્કર્ષ સમજાય છે–આ પ્રબન્ધ ભગવાન શ્રીહરિએ વાંચતાં સંપ્રદાયમાં બહુ જ ઉપયોગી જણાવાથી આની ટીકા કરવાની આજ્ઞા આમોદના ભટ્ટ દીનાનાથ વિદ્વદ્વર્યને કરેલી. આ ઉપરથી તેમણે વૈષ્ણવવલ્લભા નામની ટીકા (સંસ્કૃત) કરી. આ ટીકા વાંચવાથી શ્રીહરિ બહુ પ્રસન્ન થયા. આ બાબત ટીકાના આરંભમાં આવેલા 'सकलैश्वर्यसम्पन्न उद्धवाध्वप्रवर्तकः । श्रीस्वामी सहजानन्दो जयत्येकान्तधर्मभूः ॥ श्रीवासुदेवमाहात्म्याखिलार्थं वेत्ति

स स्वयम् । यथा तत्प्रेरितमति व्याकुर्वे तत्समासतः" આ મંગળ શ્લોકથી તથા અંતમાં 'तस्याज्ञयेयं रचिता मया वैष्णववल्लभा । श्रीवासुदेवमाहात्म्यटीका तुष्यतु तेन सः ॥" આ શ્લોકથી નિશ્ચિત થાય છે. આ ટીકા સં. ૧૮૮૬ માં ચંપાષષ્ઠી (માગશર શુદી ૬)ે એ દુર્ગપુરમાં રહીને પૂર્ણ કરવામાં આવી છે. વળી આ ગ્રંથ ઉપર પાછળથી ગોપાળાનંદસ્વામીના શિષ્ય સાધુ માધવદાસજીએ **રહસ્યાર્થપ્રબોધિની** નામની સંસ્કૃત ટીકા સં. ૧૯૧૬ માં રામનવમીએ પૂર્ણ કરી છે. વળી ઉપરની બન્ને ટીકામાં અન્વયાર્થ નહિ હોવાથી સાધારણ ભણેલાને વાંચવામાં ક્લેશ પડતો જાણીને વર્ણીશ્રી અખંડચિંતનાનંદજીએ **સાન્વયાર્થપ્રકાશિકા** નામની ટીકા કરી છે. આ ટીકા સર્વથી પાશ્ચાત્ય છે. તેનો લેખનકાળ લખ્યો નથી. આવી ટીકાઓ ઉપરથી પણ આ ગ્રંથનું ગૌરવ સિદ્ધ થાય છે.

આવો આ સર્વોત્તમ ગ્રંથ, સ્કંદપુરાણ કે જે વ્યાસકૃત અઢાર પુરાણની અંદર આવેલું મહદ્ છે તેના વિષ્ણુખંડમાં આવેલુ છે. આ મહાપુરાણના અનુક્રમે વાલખિલ્ય, બ્રહ્મોત્તર, કાશી, રેવા, કેદાર, પ્રભાસ અને વિષ્ણુ આ નામના સાત ખંડો (વિભાગો) વર્તે છે. એમાં અંતિમ વિષ્ણુખંડ છે. આના ત્રણ ભાગો છે તેમાં પ્રથમ દ્વિતીય ભાગમાં કર્મકાંડ અને જ્ઞાનકાંડનું નિરૂપણ કરીને અંતિમ ભાગમાં તે સર્વના રહસ્યભૂત અને ફળભૂત ઉપાસનાકાંડરૂપ આ **શ્રીવાસુદેવમાહાત્મ્યનો** પ્રાદુર્ભાવ છે. આના મૂળ પ્રવર્તક બદરીપતિ ભગવાન્ શ્રીનરનારાયણ છે. તેમણે ભક્તવર્ય નારદજીને પ્રથમ કહેલું. તે પરંપરાએ કાર્તિકસ્વામીને પ્રાપ્ત થએલ. તેમણે આની પ્રવૃત્તિ બહુધા કરી. આની ગુરુપરંપરા આ જ ગ્રંથમાં અંતે છે. આના બત્રીશ (૩૨) અધ્યાયો છે.

આ પ્રબન્ધનો પ્રસ્તાવ એવા રૂપથી થયો છે કે–ભગવાન્ વેદવ્યાસ કે જે મુમુક્ષુ જીવોના મોક્ષ માટે જ કેવળ કૃપાથી પ્રવર્તેલા હતા તેમણે એવો નિશ્ચય કરેલો કે– 'भक्त्या त्वनन्यया शक्यः' 'भक्त्या लभ्यस्त्वनन्यया' આમાં કહ્યા પ્રમાણે આત્યંતિક શ્રેયનું પરમ સાધન તો સાક્ષાત્ પરબ્રહ્મ ભગવાન્ શ્રીવાસુદેવના ચરણારવિંદનું એકાંત

ઉપાસન જ ભક્તિરૂપાપન્ન છે. આ ઉપાસનની સિદ્ધિમાં તો 'सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः' આમાં કહ્યા પ્રમાણે અંતઃકરણશુદ્ધિની અત્યંત અપેક્ષા છે. અંતઃકરણની શુદ્ધિ તો 'यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम्' 'नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते' 'ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन' આમાં કહ્યા પ્રમાણે કર્મયોગ અને જ્ઞાનયોગથી થાયછે." આવો નિશ્ચય કરીને નિશ્ચયાનુસાર પ્રથમ ઉપાસનમાં ઉપયોગી કર્મયોગ તથા જ્ઞાનયોગનું નિરૂપણ કરીને પછીથી ઉપાસનનું નિરૂપણ કરવા આ શ્રીવાસુદેવમાહાત્મ્ય ઉપરના અર્થની જિજ્ઞાસાવાળા શૌનક સૌતના અને સાવર્ણિ સ્કંદના સંવાદથી પ્રવર્તાવ્યું છે.

આનો આરંભ એવા રૂપથી થયો છે કે-સૂતપુરાણીના પુત્ર ઉગ્રશ્રવાએ ધર્મ જ્ઞાન વૈરાગ્ય યોગ વિગેરે બહુ બહુ સાધનો મોક્ષમાટે બહુબહુ ઇતિહાસોથી શૌનકને કહી સંભળાવતાં "આ સાધનો બહુ દુષ્કર છે અને વળી બહુ વિઘ્નો આવતાં હોવાથી તેની સિદ્ધિ દુર્લભ છે અને વળી તેમાં બહુ કાળનો વિલંબ થાય છે" એમ સમઝાયાથી સર્વેકોઇથી સુખેથી થઈ શકે એવું અને વળી જેમાં સર્વને અધિકાર હોય અને વળી જેમાં કશાં વિઘ્નો આવે નહિ અને વળી જેનાથી મહાફળની પ્રાપ્તિ થાય એવું મોક્ષસાધન શૌનક મહર્ષિએ પુછ્યું. આના ઉત્તરમાં ઉગ્રશ્રવાએ આવા જ પ્રશ્નોત્તરના સંબન્ધવાળો, સાવર્ણિ સ્કંદ ( કાર્તિકસ્વામી )ના સંવાદવાળો સુંદર ઇતિહાસ લીધો. કાર્તિકસ્વામીએ વળી ઉત્તરાર્થ માટે ભીષ્મપિતામહ અને યુધિષ્ઠિરના સંવાદવાળો સર્વોત્તમ ઇતિહાસ લીધો. એમ ઇતિહાસોથી શૌનકપ્રશ્નનો ઉત્તર આપવામાં આવ્યો છે.

ઉત્તરાર્થનો સંક્ષેપ એનો છે કે-"अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः । तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् ॥" આ શ્રીભાગવત વચનને અનુસારે તથા "तस्यैव सर्वथा भक्तिः कर्तव्या मनुजैर्भुवि । निःश्रेयसकरं किञ्चित्ततोऽन्यन्नेति दृश्यताम् ॥" આ શિક્ષાપત્રી વચનને અનુસારે વાસુદેવ પરમપુરુષ પરબ્રહ્મ પુરુષોત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણની જ સકામ નિષ્કામ સર્વેકોઇએ ઉપાસના કરવી. ઉપાસના કે જે

ભક્તિપર્યાય છે તે એકલી નહિ પણ 'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः' 'धर्मेण सहिता कृष्णभक्तिः कार्येति तद्रहः' આમાં કહ્યા પ્રમાણે સ્વધર્મે સહિત જ સર્વેએ કરવી. વેદોક્ત સ્વધર્મ કે જે દૈવ પિત્ર્ય કર્મના વિસ્તારરૂપ છે તેનું અનુષ્ઠાન અન્ય ફળની ઇચ્છા નહિ રાખતાં પરમાત્મપ્રીત્યર્થે જ કરવું. પરમાત્મપ્રીત્યર્થરૂપ સંબન્ધે વર્જિત જેજે શુભ કર્મ કરવામાં આવે છે તે ગુણાત્મક ( બંધક ) હોઇને ક્ષયિષ્ણુ અને અલ્પ ફળવાળું થાય છે. એટલું જ નહિ પણ ભગવાનના આવા સંબન્ધે રહિત હોવાથી અશુભ દેશાદિકના યોગને લીધે ફળની વિગુણતા લાવનારૂં અને બહુ વિઘ્નવાળું અને તેથી ઇચ્છિત ફળને નહિ પ્રસવનારૂં થાય છે. આનું આ જ શુભ કર્મ જો 'एवं नृणां क्रियायोगाः सर्वे संसृतिहेतवः । त एवात्मविनाशाय कल्पन्ते कल्पिताः परे' 'करोति यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत्' 'यत्करोषि......तत्कुरुष्व मदर्पणम्' આમાં કહ્યાપ્રમાણે ભગવાનની પ્રસન્નતાના ઉદ્દેશથી કરવામાં આવે તો સર્વસમર્થ ભગવાનના સંબન્ધને લીધે 'प्रोक्तास्ते निर्गुणा भक्ता निर्गुणस्य हरेर्यतः । सम्बन्धात्तत्क्रियाः सर्वा भवन्त्येव हि निर्गुणाः' આમાં કહ્યા પ્રમાણે નિર્ગુણ ( અબંધક ) થાય છે. અને વાંછિત થકી પણ અધિક અક્ષય ફળ આપનારૂં થાય છે અને અશુભ દેશાદિકના યોગથી તેમાં કાંઇપણ વિગુણતા આવતી નથી તેમ જ ચક્રપાણિ ભગવાનનો સંબન્ધ હોવાથી કોઇપણ વિઘ્ન નડી શકતું નથી તેમ જ તે શુભ કર્મ ભલે અલ્પ હોય પણ ઉક્ત ભગવત્સંબન્ધને લીધે મહાફળને પ્રસવનારૂં થાય છે. જેમ કણિકામાત્ર અગ્નિ વનકાષ્ઠના યોગથી મહત્તર અનિવાર્ય થાય છે તેમ સર્વથી મોટા ભગવાનના સંબન્ધને લીધે મહત્તર અને અંતરાયોએ અનિવાર્ય થાય છે. આ પ્રમાણે હોવાથી પ્રવૃત્ત કે નિવૃત્ત ધર્મમાં રહેવાપૂર્વક સર્વકોઈ નરોએ વાસુદેવ પરબ્રહ્મની ભક્તિ ઉપાસના કરવી એ જ સિદ્ધાંત છે. આત્મજ્ઞાન કે જે સ્થૂળાદિ ત્રણ દેહથકી વિલક્ષણ શુદ્ધ આત્માની સતત ભાવનારૂપ છે તેનો પણ ઉપર પ્રમાણે ભગવદુપાસનામાં જ ઉપયોગ છે પણ સ્વતંત્રપણે નહિ. જે વૈરાગ્યાદિ સાધનો વર્ણવ્યાં છે તેનો પણ ભક્તિપર્યાય ભગવદુપાસનામાં જ ઉપયોગ છે.

આ રીતે સ્વધર્મ આત્મજ્ઞાન વૈરાગ્યાદિ સાધનો સાથેનું જે ભક્તિપર્યાય ઉપાસન છે તેને જ 'એકાંતિક ધર્મ' 'ભાગવત ધર્મ' એમ કહેવામાં આવે છે. આવા જ એકાંતિક ધર્મનું સર્વાધિક ગૌરવ કહે છે. આ ઉપરનો બધો અર્થ આ ગ્રંથના અધ્યાય ૨ માં 'वासुदेवः परंब्रह्म' આ ૧૧ શ્લોકને આરંભીને 'प्रवृत्ते वा निवृत्ते वा' આ ૨૧ શ્લોકપર્યંતથી સુંદર રીતે વર્ણવ્યો છે. આવા એકાંતધર્મની સ્પષ્ટતા "त्रिभिः स्वधर्मप्रमुखैर्युक्ता भक्तिरियं मुने। धर्म एकान्तिक इति प्रोक्तो भागवतश्च सः॥ साक्षाद्भगवतः सङ्गात्तद्भक्तानां च वेदशाम्। धर्मो ह्येकान्तिकः पुम्भिः प्राप्यते नान्यथा क्वचित्॥ नैतादृशं परं किञ्चित्साधनं हि मुमुक्षताम्। निःश्रेयसकरं पुंसां सर्वामङ्गविनाशनम्॥" (અ. ૨૫ શ્લો. ६४-६५-६६) ઇત્યાદિ વચનથી કરી છે. આ પહેલાં "गाढस्नेहेन या सेवा सा भक्तिरिति गीयते॥ श्रवणं कीर्तनं तस्य स्मृतिश्चरणसेवनम्। पूजा प्रणामो दास्यं च सख्यं चात्मनिवेदनम्॥ इत्येतैर्नवभिर्भावैर्यः सेवेत तमादरात्। अनन्यया धिषणया स हि भक्त इतीर्यते॥" (શ્લો. ६१-६३) આ વચનથી ભક્તિ ભક્તનું લક્ષણ કહ્યુ છે. વળી "स्वधर्मज्ञानवैराग्यैः सह लक्ष्मीवदीश्वरे। तस्मिन्ननन्या भक्तिर्या धर्म एकान्तिकः स वै॥ तेनैवातिप्रसन्नः स्याद्गोलोकाधिपतिः स्वयम्। जायते स च भक्तोऽपि परिपूर्णमनोरथः॥" (અ. ૨૦ શ્લો. ४-५) આ વચનથી સાંગ ભક્તિને જ એકાંતિક ધર્મ કહીને તેનાથી જ ભગવત્પ્રસન્નતા થવાની કહી છે. આવા એકાંતિક ધર્મથી ભગવાનને પ્રસન્ન કરનારા ભક્તની "दिव्यमूर्तिं तमीशानं तपसैकान्तिकेन च। यः प्रीणयति धर्मेण स धन्यतम उच्यते॥" (અ. ૧૯ શ્લો ૨૩) આથી ધન્યતમતા કહી છે. બ્રહ્માએ ભગવાનની સ્તુતિ કરતાં "विचार्याहं वेदान्मुहुरुपगतो निश्चयमिमं रमारामे भक्तिस्त्वयि दृढतरा यद्वैसुभृताम्" આ વચનથી 'લક્ષ્મીપતિ ભગવાનની ભક્તિથી જ આત્યંતિક મોક્ષની પ્રાપ્તિ થાયછે' એમ નિરૂપણ કર્યું છે આ રીતે આ પ્રબન્ધમાં ભગવાનની પ્રાપ્તિમાં ઉપાયભૂત ભક્તિપર્યાય ઉપાસન અને તેના અંગભૂત સ્વધર્મ જ્ઞાન વૈરાગ્ય યોગ વિગેરે સાધનોનું સરસ વર્ણન કરવામાં આવ્યું છે.

ભક્તિથી પ્રાપ્ય જે પરાત્પર પરંબ્રહ્મ ભગવાન્ વાસુદેવ છે તેમના સ્વરૂપનું વર્ણન આમાં સ્થળે સ્થળે બહુ રમ્ય રીતે કરવામાં આવ્યું છે. તેમાં અક્ષરાધિપતિ સ્વયં ભગવાન્ શ્રીકૃષ્ણે પોતે જ પોતાનું સ્વરૂપ સ્વભાવ વિગેરે યથાસ્થિત ભક્તવર્ય નારદજીને કહ્યું છે– "असावहमिह ब्रह्मन्नस्मिन्नक्षरधामनि । राधालक्ष्मीयुतो नित्यं वसामि स्वाश्रितैः सह ॥ वासुदेवस्वरूपोऽहं सर्वकर्मफलप्रदः । अन्तर्यामितया वर्ते स्वतन्त्रः सर्वदेहिनाम् ॥ वैकुण्ठाख्ये महद्धाम्नि लक्ष्म्या सह चतुर्भुजः । वसामि नन्दगरुडमुख्यैः साकं च पार्षदैः ॥ धाम्नि तेजोमये दिव्ये श्वेतद्वीपेऽप्यहं भुवि । ददामि श्वेतमुक्तेभ्यः पञ्चकालं स्वदर्शनम् ॥" ( અ. ૧૮ શ્લો. ૬–૯ ) આ રીતે અક્ષરાધીશ પોતે પોતાનું અંતર્યામિસ્વરૂપ તથા રાધાલક્ષ્મીવિશિષ્ટ પરસ્વરૂપ તથા વૈકુંઠશ્વેતદ્વીપવાસિ દિવ્ય સ્વરૂપ કહીને, ભવિષ્યમાં થનારા મત્સ્ય કૂર્મ વરાહ નૃસિંહ રામ કૃષ્ણાદિ અનેક અવતારોને કહીને અંતમાં 'यदा यदा च वेदोक्तो धर्मो नाशिष्यतेऽसुरैः । प्रादुर्भावो भविष्यो मे तद्रक्षार्थं तदा तदा ॥" ( શ્લો. ૪૬ ) આ રીતે અવતારનું પ્રયોજન અને તેનું આનંત્ય કહ્યું છે. વળી નારાયણે નારદજી પ્રત્યે "तेजःपुञ्जाभिरुद्धाङ्गो गुणातीताद्भुताकृतिः । अखण्डानन्दरूपश्च सदा शुद्धोऽच्युतोऽस्ति सः ॥ रूपवर्णवयोवस्थाः प्राकृता नैव तस्य हि । सर्वं तस्यास्ति तद्दिव्यं सर्वोपकरणानि च ॥ एकान्तिकानां भक्तानां स एव परमा गतिः ॥ आत्मात्मा चाक्षरात्मा च ह्येष आकाशनिर्मलः । दिव्यदृगीक्ष्यः सन्मात्रः पुरुषो वसुदेवजः ॥ समस्तकल्याणगुणो निर्गुणश्चेश्वरेश्वरः । परया विद्यया वेद्य उपास्यो ब्रह्मभिः प्रभुः ॥" ( અ. ૧૯ શ્લો. ૧૭–૧૮–૨૧–૨૩ ) આ રીતે પરા વિદ્યાએ વેદ્ય પરમ પ્રાપ્ય પરમાત્માનું તેજોમય દિવ્ય રૂપ તથા અનંતકલ્યાણ ગુણો કહ્યા છે. વળી ગોલોકાંતર્વર્તી અક્ષરધામમાં ગયેલા નારદજીએ ( અ. ૧૭ ) "जय श्रीकृष्ण ! भगवन्नारायण ! जगत्प्रभो ! । वासुदेवाखिलावास ! सदैकान्तिकवल्लभ ! ॥ २७ ॥ अत्याश्चर्यार्चनीयाङ्घ्रे राधिकाकमलादिभिः । त्वमेवात्यन्तिकं श्रेयोऽभीप्सतां परमा गतिः ॥ २८ ॥ नित्यानामात्मनां नित्य आत्मा चेतनचेतनः । क्षराक्षरेभ्यश्च परस्त्वं ब्रह्म परमं ह्यरे ॥ २९ ॥"

આ રીતે સર્વાન્તર્યામી રાધાલક્ષ્મીવિશિષ્ટ પરમગતિરૂપ ભગવાનની સ્તુતિ કરી છે. વળી નારદજીએ ગોલોકાંતર્વર્તી અક્ષરધામમાં દિવ્ય સિંહાસન વિષે વિરાજમાન સ્વદૃષ્ટ દિવ્યમૂર્તિ પર ભગવાનનું વર્ણન અ. ૧૭ શ્લોક ૧૧ થી ૨૨ સુધીમાં સુંદર કર્યું છે. વળી નારાયણે પોતે જ "सत्यं ज्ञानमनन्तं यो ब्रह्मेति श्रुतिवर्णितः । त्रिगुणव्यतिरिक्तश्च पुरुषो दिव्यविग्रहः ॥ महापुरुष इत्युक्तो वासुदेवश्च यः प्रभुः । नारायण ऋषिर्विष्णुः कृष्णश्च भगवानिति ॥" (અ. ૩ શ્લો. ૫-૬) આ રીતે પરસ્વરૂપનું પ્રતિપાદન કર્યું છે. પરાત્પર ભગવાન જે પ્રકૃતિપર ધામમાં દિવ્યમૂર્તિથી દિવ્ય પાર્ષદાદિ સાથે વિરાજમાન છે તે ગોલોક અક્ષરધામનું અદ્ભુત વર્ણન અ. ૧૬-૧૭ માં "भूम्यतेजोनिलाकाशाहंमहत्प्रकृतीः क्रमात् । क्रान्त्वा दशोत्तरगुणाः प्राप गोलोकमद्भुतम् ॥ १२ ॥ धाम तेजोमयं तद्धि प्राप्यमेकान्तिकैर्हरेः ।" ઇત્યાદિ વચનોથી વિસ્તૃત કર્યું છે. (આ શ્લોકોનો અર્થ ગુર્જરાનુવાદથકી જાણવો) આ રીતે આ પ્રબન્ધ ઉપાસ્ય પ્રાપ્ય પરમાત્માના સ્વરૂપનું અને પ્રાપક સાંગ ઉપાસનનું વર્ણન પરિપૂર્ણપણે કરે છે. આવા વિશેષથી આ પ્રબન્ધની સર્વોત્કૃષ્ટતા ઉપર પ્રમાણે આ સંપ્રદાયમાં સ્વયં શ્રીહરિએ માની છે.

લી. હરિજીવનદાસ,
વડતાલ.



श्रीहरिः ।

# श्रीवासुदेवमाहात्म्यम्



## विषयानुक्रमणिका–

પિત્રિઓના શાપથી ભૂમિઉપર ચેદીદેશનો રાજા થઇને ફરીથી થએલી સ્વર્ગપ્રાપ્તિ, ત્યા રહેલા નારદાદિ પરમર્ષિઓના સમાગમથી વાસુદેવની દૃઢ ઉપાસના થતા તેને થએલી ગોલોક પરમ પદની પ્રાપ્તિ વિગેરે. ૫

૬ ભક્તરાજ રાજાને થએલા મહા અનર્થને અસંભવિત સમઝતા સાવર્ણિએ તેના સબન્ધમા પુછેલા ચાર પ્રશ્નોના ઉત્તરો આપતા, કહેલો અધઃપાતનો હેતુ (વેદને હિંસાપર કહેવારૂપ) અને તેવા પ્રસંગવાળો, હિંસામય યજ્ઞ કરનારા ઇન્દ્રાદિ દેવો તથા તેનો નિષેધ કરવા ત્યા આવેલા મહર્ષિઓના પરસ્પર સંવાદવાળો કહેલો ઇતિહાસ વિગેરે ૬

૭ અધઃપાતને પામેલા ભક્તોત્તમ વસુ રાજાને ભક્તવત્સલ ભગવાને ગરુડદ્વારા કરાવેલી ફરીથી સ્વર્ગપ્રાપ્તિ, સ્વર્ગમા રહેતા પણ પિત્રિઓના અતર્કિત શાપથી પૃથ્વીઉપર કૃતયજ્ઞ રાજાના પુત્રરૂપે ઉત્પન્ન થઇને રાજભોગને અતે ફરીથી થએલી સ્વર્ગપ્રાપ્તિ, સ્વર્ગસુખમા તીવ્ર વૈરાગ્ય પામીને ભગવાનના ધ્યાનમા તત્પર થતા તેને થએલી બ્રહ્મપુરાદિ ધામના દ્વારભૂત શ્વેતદ્વીપધામની પ્રાપ્તિ અને તે પછી થએલી ગોલોક પરમ પદની પ્રાપ્તિ ૭

૮ હિંસામય યજ્ઞની પુનઃ પ્રવૃત્તિનુ અને દેવાદિકમા રહેલા સનાતન ધર્મના વિપર્યાસનુ કારણ પૂછતા તેના ઉત્તરમા લક્ષ્મી નારાયણના માહાત્મ્ય વાળો પુરાતન ઇતિહાસ કહેવાનો આરંભ, મહર્ષિઓના અતિક્રમ દોષથી બુદ્ધિવિપર્યાસને પામેલા મત્ત ઇન્દ્રને થએલો ત્રિલોકીલક્ષ્મીનાશરૂપ કોપમૂર્તિ દુર્વાસાનો શાપ વિગેરે ૮

૯ શાપ આપીને દુર્વાસાનુ કૈલાસમા ગમન, શાપવશાત્ ત્રિલોકીથકી લક્ષ્મી આદિકનુ સમુદ્રમા અતર્ધાન, તે પછી ભો ય ભોગોપકરણાદિ પદાર્થનો નાશ, આ આપત્ કાળમા જનોએ કરેલુ પક્વ અપક્વ માસનુ ભક્ષણ ઇત્યાદિ હેતુથી હિંસ્ર યજ્ઞની પ્રવૃત્તિનુ કથન વિગેરે ૯

૧૦ ફરીથી લક્ષ્મીની પ્રાપ્તિનુ કારણ પુછતા, લક્ષ્મીહીન દેવેન્દ્રાદિકનો દૈત્યોએ કરેલો પરાભવ, આ આપત્કાળમા મહાદુઃખી ઇન્દ્રાદિકોએ મેરુમા રહેલા બ્રહ્માને કરેલુ સ્વદુઃખનુ નિવેદન, દેવદુઃખથી દુઃખિત બ્રહ્માનુ દેવ સાથે તથા શકર સાથે ક્ષીરસમુદ્રપ્રત્યે આવવુ, શતવર્ષપર્યંત તપશ્ચર્યામા પ્રવર્તેલા દેવોને સ્તુતિપ્રસન્ન ભગવાને પ્રદર્શાવેલો લક્ષ્મીઆદિકની પ્રાપ્તિનો (સમુદ્રમથનરૂપ) ઉપાય વિગેરે ૧૦

૧૧ ભગવાનના કહ્યાપ્રમાણે સુરો અસુરો મળીને ભગવત્સહાયથી અપેક્ષિત સાધનો મેળવીને મથવા માડેલા સમુદ્રથકી પ્રથમ નીકળેલા હાલાહળ વિષનુ ભગવાનની આજ્ઞાથી શિવજીએ કરેલુ પાન વિગેરે ૧૧

૧૨ ચાર વ્યૂહમૂર્તિઓને ધરનારા ભગવાનની પ્રબળ સહાયથી મથવા માંડેલા સમુદ્ર થકી ચન્દ્રમાદિ અમૃતાંત ચૌદ રત્નોની થએલી ઉત્પત્તિ વિગેરે ૧૨

૧૩ અમૃતકળશ લઇને આવતા ધન્વંતરીથકી અસુરોએ તે બળાત્ લઈ લેતા નિરાશ થએલા દેવતાઓએ ભગવાનની પ્રાર્થના કરતા ભગવાને મોહિની સ્ત્રીરૂપ ધરીને તે દ્વારા મહામોહ ઉપજાવીને ભક્ત દેવતાઓને કરાવેલુ અમૃતપાન અને અમૃતપાનથી અમર બનેલા દેવોએ હણેલા દૈત્યોનો રસાતળમા પ્રવેશ વિગેરે ૧૩

૧૪ ત્રિલોકીના નરનારીઓએ મળીને કરેલો લક્ષ્મીજીનો અભિષેકોત્સવ અને લક્ષ્મીનારાયણનો લોકપદ્ધતિને અનુસારે યથાવિધિ થએલો મંગળ વિવાહોત્સવ વિગેરે ૧૪

૧૫ પ્રસન્ન ભવબ્રહ્માદિ દેવો ઋષિઓ તેમની પત્નીઓ વિગેરેએ સ્વરૂપ રૂપ ગુણ ઐશ્વર્ય વિભૂતિ મહિમા વિગેરે વર્ણવા પૂર્વક કરેલી યથાભાવ ભગવત્સ્તુતિ, લક્ષ્મીપ્રસાદથી ત્રિલોકવાસીને પુન સમૃદ્ધિની પ્રાપ્તિ લક્ષ્મીજીને ભગવાને આપેલો વક્ષ સ્થળમા નિવાસ, કન્યાપિતા સમુદ્રે કરેલી ભગવાનને પહેરામણી અને દેવતા વિગેરેનુ કરેલુ બહુ સન્માન અને ભગવાન તથા દેવોનુ સ્વસ્વસ્થાને પધારવુ વિગેરે ૧૫

૧૬ બાર અધ્યાયથી પ્રસગપ્રાપ્ત કથા કહીને ચાલુ કથા કહેતા મેરૂશિખર ઉપર ગએલા નારદજીનુ શ્વેતદ્વીપધામપ્રત્યે જવુ, પરબ્રહ્મ શ્રીકૃષ્ણના દર્શન પામવાની ઇચ્છાથી તીવ્ર તપમા પ્રવર્તેલા નારદજીનુ શ્વેતમુક્તની સહાયથી અષ્ટાવરણપાર ગોલોક ધામમા આવવુ અને પ્રસગાત્ કરેલુ ગોલોક ધામનુ અદ્ભુત વર્ણન વિગેરે ૧૬

૧૭ ગોલોકાંતવર્તી અક્ષરધામનુ વર્ણન તેમા રહેલા પરબ્રહ્મ શ્રીકૃષ્ણના સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ ઐશ્વર્ય વિગેરેનુ વર્ણન આવા શ્રીકૃષ્ણના દર્શનથી પરમાનદ પામેલા નારદજીએ કરેલી ભગવત્સ્તુતિ પ્રાર્થના વિગેરે ૧૭

૧૮ પ્રસન્ન ભગવાને નારદજીને કહેલુ સાક્ષાત્ સ્વદર્શનનુ કારણ અક્ષરાદિ ધામમા પોતાની સ્થિતિનુ કથન બ્રહ્માને વર આપવાના પ્રસગથી જગતના રક્ષણમાટે ભવિષ્યમા થનારા અવતારી પોતાના મત્સ્યાદિ અનેક અવતારોનુ કથન, દર્શનથી જ પરિપૂર્ણ નારદજીને ભગવાનથકી ગુણગાનોપયોગી વીણાની પ્રાપ્તિ, સ્વારાધનમાટે બદરીકાશ્રમ પ્રત્યે જવાની ભગવાને કરેલી નારદજીને આજ્ઞા પ્રથમની પેઠે શ્વેતમુક્તસાથે નારદજીનુ શ્વેતદ્વીપમા આવવુ અને ત્યાંથી બદરીકાશ્રમમા આવવુ વિગેરે ૧૮

इति विषयानुक्रमणिका ।

લે હરિજીવનદાસ,
વડતાલ

# शुद्धिपत्रम् ।

| पृष्ठ | पङ्क्ति | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| ११ | ८ | नैष्ठिकेन्द | नैष्ठिकेन्द्र |
| १२ | २३ | अकारोः | अकरोः |
| २१ | १४ | तपर्णादि | तर्पणादि |
| ४३ | २४ | प्रश्ननो | प्रश्नना |
| ८२ | ८ | सखीतव्राम् | सखीवृताम् |
| १०३ | २१ | સમથ | સમર્થ |
| १०७ | १०-११ | ઉપરિચરવસુ-સદ્ગુણવર્ણન | શ્રીવાસુદેવ-પ્રસાદનિરૂપણ |
| १२३ | २० | विष्णो | विष्णो |
| १३७ | ५ | जंगु | जंगु |
| २१९ | १२ | એટલુંજ પણ | એટલુંજ નહિ પણ |
| २२१ | १८ | આશ્રમાંજ | આશ્રમમાંજ |
| २३१ | ५ | ધણીએ | ધણીએ |
| २४८ | १७ | વૈધતિ | વૈધૃતિ |
| २६८ | १६ | માહામાયા | મહામાયા |
| २८५ | १० | કાર્ય | કાય |
| २९१ | ७ | एकैकस | एकैकस्मि |
| ३४२ | १५ | ચકળકતી | ચળકતી |
| ३४४ | ८ | મદહાસ | મંદહાસ |
| ३५१ | १५ | पञ्चागमेव | पञ्चाङ्गमेव |
| ३६६ | २२ | ઉપેદેષ્ટા | ઉપદેષ્ટા |



श्रीस्वामिनारायणो विजयतेतराम् ।

# श्रीवासुदेवमाहात्म्यम् ।

( स्कन्दपुराणस्थविष्णुखण्डान्तर्गतम् )

## गुर्जरानुवादसहितम् ।



### शौनक उवाच–

जीवानां श्रेयसे सौते ! बहुधा साधनानि ते ।
धर्मो ज्ञानं च वैराग्यं योगादीन्युदितानि नः ॥१॥

[1]અધ્યાય ૧ લો.

સમસ્ત મુમુક્ષુ જીવોના નિઃશ્રેયસમાટે પ્રાદુર્ભવેલા પરમ કૃપાળુ ભગવાન્ શ્રીવેદવ્યાસ, જીવોના પરમ મોક્ષમાં ઉપયોગી ઉપાસનાકાંડમાં રૂચિ ઉપજાવવામાં હેતુભૂત અંતઃકરણશુદ્ધિમાટે, સપ્તખંડાત્મક સ્કંદપુરાણમાં આવેલા વિષ્ણુખંડના પ્રથમ દ્વિતીય ભાગમાં કર્મકાંડ તથા જ્ઞાનકાંડનું ઉપપત્તિસાથે સપ્રપંચ વિવેચન કરીને, ભગવદ્ભક્તિએ રહિત કેવળ પ્રવૃત્ત નિવૃત્ત કર્મ જ જેમ એમ તેવું આત્મજ્ઞાન પણ શાસ્ત્રમાં હેય કહેલું હોવાથી ઉપાસનાકાંડના પરમ રહસ્યભૂત અને સમગ્ર વિષ્ણુખંડરૂપ મહાકલ્પતરૂના ફળભૂત એવું સાક્ષાત્ પરંબ્રહ્મ શ્રીવાસુદેવ ભગવાનના ચરણારવિંદનું જે ઉપાસન છે તે જ આત્યંતિક શ્રેયનું સાક્ષાત્ પરમ

૧ આ અધ્યાયમાં શૌનકમુનિએ સૂતપુત્ર ઉગ્રશ્રવા પ્રત્યે અને સાવર્ણિમુનિએ કાર્તિકસ્વામી પ્રત્યે આત્યંતિક શ્રેયનો સહેલામાં સહેલો ઉપાય જાણવા માટે પુછેલા પ્રશ્નનો અર્થ સવિસ્તર વર્ણવ્યો છે.

સાધન છે એમ નિશ્ચય કરીને, તેનો ઉપદેશ વિષ્ણુખંડના ત્રીજા ભાગમાં ૩૨ બત્રીશ અધ્યાયાત્મક શ્રીવાસુદેવમાહાત્મ્ય ગ્રંથથી કરતાં, પૂર્વોક્ત સમગ્ર અધિકારીઓએ દુઃસાધ્ય એવું જે બ્રહ્માત્મજ્ઞાન અને તેના અંગભૂત ધર્માદિ સકળ સાધનોનું પણ સાફલ્ય શ્રીવાસુદેવભગવાનના ચરણારવિંદની ઉપાસનાથી જ થાયછે એમ પ્રતિપાદન કરતા થકા, આવા અર્થની જીજ્ઞાસાવાળા શૌનક સાવર્ણિ આદિકના પ્રશ્નોને ઉતારતાં, આ ગ્રંથનો પ્રસ્તાવ કરે છે.

આત્યંતિક શ્રેયનું સુખસાધ્ય સાધન શૌનકમહર્ષિ પુછેછે— હે સૌતે!-સૂતપુરાણીના પુત્ર ઉગ્રશ્રવ ! તમોએ મુમુક્ષુ જીવોના શ્રેયની સાક્ષાત્ કે પરંપરાએ પ્રાપ્તિ માટેનાં બહુ બહુ સાધનો, જેવાં કે ધર્મ–વર્ણાશ્રમસંબન્ધી, જ્ઞાન–જીવાત્માસંબન્ધી, વૈરાગ્ય–ભગવાન થકી બીજા વસ્તુમાત્રમાં અરૂચિરૂપ અને યોગ–પરમાત્માસબન્ધી અષ્ટાંગ યોગ આદિક અમોને વિસ્તારથી કહ્યાં ॥૧॥

इतिहासैर्बहुविधैर्विस्पष्टार्थानि तानि च ।
सर्वाण्यपि महाबुद्धे ! श्रुतान्यस्माभिरादरात् ॥२॥

હે મહાબુદ્ધે ! બહુ બહુ ઇતિહાસો કહી કહીને જેનો અર્થ અતિશય સ્પષ્ટ કર્યો છે એવાં તે સમગ્ર ધર્માદિ સાધનો, તેના તેના ફળસાથે મેં યજ્ઞસ્થમુનિગણોની સાથે આદરથી સાંભળ્યાં ॥૨॥

सर्वेषां मनुजानां तु दुष्कराण्येव तानि तु ।
बाहुल्याचान्तरायाणां तत्सिद्धिरपि दुर्लभा ॥३॥

તમોએ કહેલાં અને મેં સાંભળેલાં તે ધર્માદિ સમસ્ત સાધનો તો બુદ્ધિશક્તિઆદિકે રહિત એવા ત્રૈવર્ણિકો તથા સ્ત્રી શૂદ્રઆદિક સર્વે કોઈ મનુષ્યોએ નહિ સિદ્ધ કરાય એવાં અતિ કઠિન છે. વળી તેમાં અશુભ દેશ કાળાદિક અનંત અંતરાયો અતર્કિત આવી પડતા હોવાથી તેની સિદ્ધિ જે અભીષ્ટ ફળપ્રાપ્તિ તે પણ દુર્લભ છે ॥૩॥

प्रयत्नेनापि महता पुरुषैर्धैर्यशालिभिः ।
साधितान्यपि सिद्ध्यन्ति तानि कालेन भूयसा ॥४॥
अतो भवान् द्विजातीनामाश्रमाणां च सर्वशः ।
ब्रवीतु सुकरोपायं स्त्रीशूद्रादेरपीह नः ॥५॥
कृतेन येनाप्यल्पेन येन केनापि देहिना ।
अन्तरायैरविहतं महदेव फलं भवेत् ॥६॥
मोक्षस्य साधनं तादृक् सुविचार्य महामते ! ।
हिताय सर्वजीवानां कृपया वक्तुमर्हसि ॥७॥

જાજળી તથા શિલોંછવૃત્તિ મુદ્ગળ આદિક બહુ મહર્ષિઓ ધર્માદિ સાધનોવડે જ ઇપ્સિત સિદ્ધિને પૂર્વે પામી ગયા છે, તો તમો તેને દુર્લભ કેમ કહો છો? એવી શંકામાં કહે છે કે-તમારૂં તે કહેવું સત્ય (અર્ધઅંગીકારમાં) છે. બહુ લાંબો કાળ અને વળી સતત અભ્યાસ આદિકવડે તેવા મહાસમર્થોને ધર્માદિવડે અભિલષિત સિદ્ધિ ભલે થઈ છે પરંતુ આધુનિક જે અમો આદિક અલ્પશક્તિવાળા સર્વ જનો છીએ તેમનાથીતો તે સાધનો દુઃસાધ્ય છે. તો સર્વેની ઉપર દયા લાવીને સુખસાધ્ય જે કોઈ બીજો ઉપાય હોય તે કહો? એવા અભિપ્રાયથી ચાર શ્લોકવડે કહે છે—તમોએ કહેલાં તે સાધનો મહાધૈર્યશાળી પુરુષોએ મહા પ્રયાસે કરીને સાધતાં પણ બહુ દીર્ઘકાળે કરીને માંડ માંડ સિદ્ધ થયાં છે. એકતો બહુ લાંબો કાળ જાય અને વળી પ્રયાસનો પાર જ નહિ અને વળી મહા ધૈર્યશાલીથી જ સાધી શકાય છે. માટે બ્રાહ્મણાદિ ત્રૈવર્ણિકો તથા બ્રહ્મચારી આદિક ચાર આશ્રમીઓ તથા સ્ત્રિયો શુદ્રો આદિક સર્વે કોઈએ પણ આ લોકમાં સહજસાધ્ય એવો જે મોક્ષોપાય તે અમને દયા લાવીને કહો. નરદેહધારી જે કોઈ પણ જને કરેલા અલ્પ પણ સાધનથી વિના વિઘ્ને મોટું—મનોભીષ્ટ અવિનાશી મોક્ષરૂપ મહાફળ થાય એવું મોક્ષસાધન સર્વે

જીવોના હિતમાટે સારી રીતે વિચાર કરીને અમારી ઉપર કૃપા કરીને કહેવાને યોગ્ય છો. તમો મહાબુદ્ધિશાળી છો. જે કોઈ સાધારણ જન પણ કરી શકે અને વળી તે સાધન પણ બહુ મોટું નહિ પણ અલ્પ જ હોય અને વળી તેમાં કોઈ અંતરાયો ન આવી શકે અને આવે તો તેનું નિવારણ થઈ જાય અને વળી ફળ પણ અલ્પ નહિ પણ બહુ મોટું થાય એવું મોક્ષસાધન કહો? એવો પુછવાનો આશય છે ॥૪-૭॥

प्रसादाद्बलदेवस्य व्यासस्य जनकस्य च ।
जानासि सर्वमेव त्वं तन्नो ब्रूहि बुभुत्सतः ॥८॥

હું અલ્પબુદ્ધિ છું તે મારાથી સ્વલ્પ પ્રયાસ કરવાથી પણ મહાફળ આપે એવું બીજું મોક્ષસાધન કહેવામાટે શી રીતે સમર્થ થવાય? એમ પણ કહી શકાય તેમ નથી. કેમ કે તમોતો મોટા મોટાઓના મહા કૃપાપાત્ર છો. પરંબ્રહ્મ ભગવાન્ શ્રીકૃષ્ણના ભ્રાતા મહાસમર્થ બળદેવજી તથા સર્વ લોકોના ઉપકારાર્થે અવતરેલા મહાકારૂણિક ભગવાન્ વેદવ્યાસ તથા પિતા રોમહર્ષણના (તથા ત્રૈય્યારૂણિ, કાશ્યપ, સાવર્ણિ, અકૃતવ્રણ, વૈશંપાયન, હારીત, આ છ પુરાણીઓના પણ) મહા અનુગ્રહથી તમો સમસ્ત શાસ્ત્રોના સિદ્ધાંતને સારીરીતે જાણો છો. માટે મોક્ષનો સહેલો ઉપાય જાણવા ઇચ્છતા અમોને તે કહેવાને યોગ્ય છો ॥૮॥

सौतिरुवाच-

महर्षिरपि सावर्णिरेवमेव हि शौनक ! ।
विनीतः स्कन्दमप्राक्षीत्पुनः शङ्करनन्दनम् ॥९॥

આ રીતે પૂછેલા સૂતપુત્ર ઉગ્રશ્રવા કહે છે-હે શૌનક ! સાવર્ણી નામના મહર્ષિએ પણ તમો પૂછો છો તેમજ શંકરનંદન કાર્તિકસ્વામિપ્રત્યે જ્ઞાનકાંડનો અર્થ સાંભળ્યા પછી વિનયથી પૂછ્યું હતું ॥૯॥

सावर्णिरुवाच-

श्रुता नानाविधा धर्माः साङ्ख्यज्ञानं च नैकधा ।
योगादीनि त्वदुक्तानि साधनानि मया गुह ! ॥१०॥

સાવર્ણિ મુનિ પૂછેછે—હે ગુહ ! (કાર્તિકસ્વામિ) ધર્મો કે જે વર્ણાશ્રમભેદથી અનેક પ્રકારના છે, સાંખ્યજ્ઞાન કે જે આત્માનાત્માના વિવેકરૂપ હોઇને અનેક પ્રકારનું છે, યોગ કે જે અષ્ટાંગ હોઇને બહુ પ્રકારનો છે, ઇત્યાદિ તે આ સમગ્ર સાધનો તમોએ કહેલાં મેં સાંભળ્યાં છે. આદિશબ્દથી વૈરાગ્યાદિ લેવાં ॥૧૦॥

सुदुष्कराणि मन्येऽहं तानि त्वस्मादृशां किल ।
महतामपि चान्येषां कृच्छ्रसाध्यानि वै चिरात् ॥११॥

તે ધર્માદિ સાધનો તો અમારા જેવા અલ્પ બળવાળાઓથી અત્યંત દુષ્કર છે એમ હું નિશ્ચયથી માનું છું. કિં બહુના-મારાથકી જે બીજા મોટાઓ છે તેઓએ પણ મહા કષ્ટથી સાધ્ય અને તેમાં પણ બહુ કાળસાધ્ય છે એમ હું નિશ્ચયથી માનું છું ॥૧૧॥

अतो वर्णाश्रमवतां श्रेयस्कृत्सुकरं च यत् ।
साधनं तच्छ्रेष्ठतमं वक्तुमर्हसि मेऽधुना ॥१२॥

માટે વર્ણાશ્રમી સર્વે કોઈ જનોએ સુખેથી થઈ શકે એવું અને વળી સર્વેથી શ્રેષ્ઠતમ એવું જે શ્રેયસ્કારી સાધન હોય તે મને હાલમાં કહેવાને યોગ્ય છો. સુકર કહ્યું એ ઉપરથી તે પૂર્વોક્ત ધર્માદિ સાધનની અપેક્ષાએ નિર્બળ ન હોવું જોઇએ, કિંતુ શ્રેષ્ઠતમ હોવું જોઇએ. સાધનોમાં ધર્માદિક શ્રેષ્ઠ કહેવાય છે, યોગાદિક શ્રેષ્ઠતર કહેવાય છે, તેના કરતાં પણ શ્રેષ્ઠતમ-નિરતિશય શ્રેષ્ઠ કહો. જે સાધન કહો તે સર્વેથી સુખેથી થાય એવું હોવું જોઇએ અને વળી નિઃશ્રેયસ્કારી હોવું જોઇએ અને વળી સર્વેની અપેક્ષાએ શ્રેષ્ઠતમ હોવું જોઇએ એવો પૂછવાનો અભિપ્રાય છે ॥૧૨॥

सौतिरुवाच—

इति पृष्टो मुनीन्द्रेण तेन जिज्ञासुना गुहः ।
वासुदेवं हृदि ध्यायन्कार्तिकेयः स ऊचिवान् ॥१३॥

સૂતપુત્ર ઉગ્રશ્રવા કહેછે—આ રીતે જીજ્ઞાસુ મુનિવર્ય સાવર્ણિએ પૂછેલા કૃત્તિકાપુત્ર ગુહ હૃદયમાં વાસુદેવ ભગવાનનું ધ્યાન ધરીને બોલ્યા. ભગવાનની પ્રસન્નતા વિના આ પ્રશ્નનો ઉત્તર દુષ્કર હોવાથી ભગવાનનું હૃદયમાં ધ્યાનવિધાન જણાવ્યું છે ॥૧૩॥

स्कन्द उवाच—

शृणु ब्रह्मन्! प्रवक्ष्येऽहं श्रुतं पितृमुखान्मया ॥
सर्वेषामपि जीवानां सुकरं मोक्षसाधनम् ॥ १४ ॥

કાર્તિક સ્વામી કહેછે—હે બ્રહ્મન્! મેં પિતા મહાદેવના મુખથકી સાંભળેલું સર્વ કોઈ જીવોએ સુખેથી કરી શકાય એવું મોક્ષસાધન હું કહીશ તેને સાવધાન મનથી સાંભળો ॥૧૪॥

देवताप्रीणनसमं स्वेष्टसिद्धिमभीप्सताम् ।
नास्त्यन्यत्साधनं किञ्चिद्वर्णाश्रमवतामिह ॥१५॥

આ લોકમાં પોતાને અભીષ્ટ સિદ્ધિને ઇચ્છનારા વર્ણાશ્રમી જનોને દેવતાના આરાધનને તુલ્ય બીજું કોઈ પણ સાધન નથી॥૧૫॥

अप्यल्पं सुकृतं कर्म देवसंबन्धतः कृतम् ।
फलं ददाति निर्विघ्नं महदेव हि तन्नृणाम् ॥१६॥

અલ્પ પણ યત્ કિંચિત્ શુભ કર્મ જે દેવતાને ઉદ્દેશીને કરવામાં આવ્યું હોય તો અંતરાય વિના મનુષ્યોને મહાફળને નિશ્ચે આપે છે ॥૧૬॥

दैवं पित्र्यं स्वधर्मश्च काम्यं कर्मापि यच्च तत् ।
देवतायास्तु संबन्धात्सद्यः स्यादिष्टसिद्धिदम् ॥१७॥

જે દૈવ-અગ્નિહોત્રાદિક, જે પિત્ર્ય-શ્રાદ્ધાદિક, જે સ્વધર્મ-

વર્ણાશ્રમોચિત સદાચાર, જે કામ્ય-પુત્રેષ્ટ્યાદિક, ઇત્યાદિ જે કોઈ પણ કર્મ છે તે દેવતાને ઉદ્દેશીને કરવામાં આવ્યું હોય તો તત્કાળ ઇચ્છિત સિદ્ધિને આપનારૂં થાય છે ॥૧૭॥

**साङ्ख्ययोगविरागादि प्रागुक्तं यच्च दुष्करम् ।**
**तदपि स्याद्धि सुकरमनेनैवाशु सिद्धिदम् ॥१८॥**

કેવળ નિત્ય નૈમિત્તિક આદિક જ અલ્પ સાધન હોવાથી બલિષ્ઠ દેવતાના આશ્રયથી ઈષ્ટ ફળને આપનારૂં છે એમ નહિ કિંતુ પૂર્વોક્ત સમગ્ર સાધનો પણ દેવતાના આશ્રયથી જ ઈષ્ટ સિદ્ધિને આપનારાં થાય છે એમ હવે કહે છે–જે સાંખ્ય યોગ વૈરાગ્ય આદિક દુષ્કર સાધનો પ્રથમ કહ્યાં તે પણ આ દેવતાના સંબન્ધથી સુકર અને તત્કાળ ઈષ્ટ સિદ્ધિને આપનારાં થાય જ ॥૧૮॥

**देवस्याराधनेनैव यतः सिद्ध्यति वाञ्छितम् ।**
**अतः सर्वैर्यथाशक्ति प्रीत्याऽऽराध्यः स मानवैः ॥१९॥**

જે હેતુ માટે દેવતાના આરાધને કરીને જ વાંછિત ફળ સિદ્ધ થાય છે તે હેતુમાટે સર્વે મનુષ્યોએ તે દેવતાનું યથાશક્તિ પ્રીતિથી આરાધન કરવું ॥૧૯॥

**सावर्णिरुवाच–**

**देवा बहुविधाः प्रोक्तास्त्वया षण्मुख ! मे पुरा ।**
**नानाविधा वर्णिताश्च तदाराधनरीतयः ॥२०॥**

દેવતાના સંબન્ધથી જ સર્વે કર્મ ઈષ્ટ ફળને આપનારૂં થાય છે, એમ સાંભળીને જેમના મનમાં સંશય થયો છે એવા સાવર્ણી **મુનિ** આઠ શ્લોકથી પૂછે છે—હે સ્વામી કાર્તિક ! તમોએ ખંડના પ્રથમ ભાગમાં ઊર્ધ્વલોકવાસી દેવતાઓ વસુ રુદ્ર આદિત્ય આદિક ભેદથી બહુ પ્રકારના મને કહ્યાછે અને તે દેવોની આરાધનાની રીતિઓ ( પ્રવૃત્ત કર્મસંજ્ઞાવાળી ) બહુ પ્રકારની વર્ણન કરી છે ॥૨૦॥

तत्फलानि च सर्वाणि त्वयोक्तानि पृथक् पृथक् ।
स्वर्गादिप्राप्तिमुख्यानि कालग्रस्तानि तानि तु ॥२१॥

સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ તે જેમાં મુખ્ય છે એવાં તે દેવતારાધનનાં ફળો પણ તમોએ જુદાં જુદાં કહ્યાં પરંતુ તે ફળો તો કાળે ગળેલાં અતિતુચ્છ નાશવંત છે એમ પણ તમોએ કહ્યું છે ॥૨૧॥

निवृत्तिधर्मिणां ब्रह्माद्युपास्तेर्योगिनां गुह ! ।
जनादिलोकाप्तिफलं द्विपरार्धान्तनश्वरम् ॥२२॥

હે ગુહ ! નિવૃત્ત ધર્મવાળા યોગી પુરુષોને બ્રહ્માદિ દેવોના ઉપાસનથી જન તપ સત્ય આ લોકોની પ્રાપ્તિરૂપી ફળ જે કહ્યું તે તો દ્વિપરાર્ધને અંતે નાશ થઈ જનારૂં છે ॥૨૨॥

दुष्कराणीह संसाध्य कर्माणि पुरुकृच्छ्रतः ।
क्षयिष्णुफललाभश्चेत्तर्हि किं तदुपार्जनैः ॥२३॥

આ લોકમાં દુષ્કર એવાં પ્રવૃત્તિ નિવૃત્તિ કર્મોને મહા કષ્ટ વડે સિદ્ધ કરીને જ્યારે નાશવંત ફળની પ્રાપ્તિ થાય તો તેવાં કર્મ કરવાનું શું પ્રયોજન ? કેવળ વૃથા પરિશ્રમ જ છે ॥૨૩॥

कालेन नाश्यते येषां वपुःस्थानबलादिकम् ।
तेषां न रोचते मह्यमुपासाऽत्र दिवौकसाम् ॥२४॥

જે દેવોનું શરીર સ્થાન બળ એ આદિકનો કાળે નાશ કરાય છે તે દેવતાઓની ઉપાસના આ કર્મભૂમિમાં મને રૂચિકર થતી નથી ॥૨૪॥

यः स्वयं निर्भयोऽन्येषां भयहर्ता सनातनः ।
नित्यधामाऽक्षयफलप्रदाता भक्तवत्सलः ॥२५॥
यस्य प्रसादात्सर्वेषां सर्व एव मनोरथाः ।
सिद्ध्येयुश्चाञ्जसैवात्र तं देवं वद मे गुह ! ॥२६॥

હે ગુહ ! માટે જે દેવ સ્વયં કાળ માયાદિકના ભયે રહિત હોઈને

બીજા શરણાગતના ભયને હરનારા હોય અને જે સનાતન-નિત્ય હોય અને જેનું ધામ નિત્ય-કાળશક્તિએ અવિચાલ્ય હોય અને જે અક્ષય ફળને આપનારા હોય તથા ભક્તોનેવિષે મહાવત્સળ હોય અને જેના પ્રસાદથી સર્વ જનોના સમસ્ત મનોરથો અનાયાસથી સત્વર આ જન્મમાં જ સિદ્ધ થાય એવા મહાસમર્થ દેવ મને કહો ॥૨૫-૨૬॥

तदाराधनरीतिं च सुकरां शिष्टसंमताम् ।
ब्रूहि सर्वां विशेषेण जिज्ञासामीदमञ्जसा ॥२७॥

તથા સુખેથી કરી શકાય એવી અને નારદ સનકાદિક શિષ્ટ જનોએ સ્વીકારેલી એવી તે દેવની સમગ્ર આરાધનરીતિને વિશેષપણે, મને કહો, આ બે પ્રશ્નને હું તત્વથી જાણવા ઇચ્છું છું ॥૨૭॥

इत्थं महर्षिणा तेन संपृष्टो भगवान् गुहः ।
सुप्रसन्न उवाचेदं मानयंस्तमुदारधीः ॥२८॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये सावर्णिप्रश्नो नाम प्रथमोऽध्यायः ॥१॥

આ પ્રકારે મહર્ષિ સાવર્ણિએ પૂછેલા મહા બુદ્ધિવાળા સમર્થ કાર્તિક સ્વામી બહુ પ્રસન્ન થઇને તે મુનિને માન આપતાથકા આ પ્રમાણે બોલ્યા ॥૨૮॥

ઇતિ શ્રીસ્કન્દપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે સાવર્ણિપ્રશ્નો નામ પ્રથમોઽધ્યાયઃ ॥૧॥



स्कन्द उवाच–

महान्तं प्रश्नवित् प्रश्नं पृच्छसि त्वमिहानघ ! ।
नास्योत्तरं वर्षशतैर्वक्तुं शक्यं स्वतर्कतः ।
ऋते देवप्रसादाद्धि ब्रह्मन् ! ज्ञानिवरैरपि ॥१॥

[1]અધ્યાય ૨ જો.

કાર્તિક સ્વામી કહેછે—હે નિષ્પાપ બ્રહ્મન્ સાવર્ણિમુને ! તમારા પ્રશ્નમાં બહુ ગૌરવ રહેલુંછે. પ્રશ્ન પુછવામાં પ્રવીણ એવા તમો આ લોકમાં મહાન્–અવશ્ય જાણવા યોગ્ય ઉત્તરવાળો પ્રશ્ન પુછો છો. આ પ્રશ્નનો પ્રત્યુત્તર દેવદેવ શ્રીવાસુદેવ ભગવાનના અનુપાધિ અનુગ્રહ વિના તો ભવબ્રહ્માદિ દેવો કે જે સર્વજ્ઞસદશ જ્ઞાનિવરો છે તેઓથી પણ સો વર્ષે કરીને પણ સ્વબુદ્ધિકલ્પિત તર્કયુક્તિઓ વડે તો આપવા સમર્થ થવાય તેમ નથી જ. તો બીજાની તો વાત જ શી કહેવી? ભગવાનના અનુગ્રહવાળા તો મારા જેવા અલ્પજ્ઞોપણ તમારા પ્રશ્નનો પ્રત્યુત્તર આપવા સમર્થ થઈ શકે છે ॥૧॥

वासुदेवप्रसादात्तु मया ज्ञातं वदामि ते ।
अनाख्येयं न ते किञ्चिद्धर्मनिष्ठाय सन्मते ! ॥२॥

હે સન્મતે ! મેં તો શ્રીવાસુદેવ ભગવાનના અનુગ્રહથી તમારા તે પ્રશ્નનો ઉત્તર યથાસ્થિત જાણ્યો છે તે તમને કહું છું. તમો ભાગવતધર્મનિષ્ઠ અને સન્મતિશાળી છો. આવા તમને ન કહેવા યોગ્ય ગુપ્ત કાંઈપણ મારે નથી. આ બે ગુણયોગને લીધે તમો પૂર્ણ અધિકારી છો. આવા અધિકારીઓ જ ઉત્તરને પણ યથાસ્થિત સમજી શકે છે. ગુરૂઓ ગુણી સ્નેહાસ્પદ શિષ્યને ગુહ્યપણ કહે છે, તો તમને હું યથાસ્થિત ઉત્તર આપુ છું ॥૨॥

૧ આ અધ્યાયમાં આત્યંતિક મોક્ષના સાધન નિરૂપણ પ્રસંગથી 'સર્વોપાસ્ય શ્રીકૃષ્ણ વાસુદેવ ભગવાન જ છે' એવો ભીષ્મવચનથી નિર્ણય કર્યોછે. તથા નારદજીને નરનારાયણનું દર્શન વર્ણવ્યું છે.

एवमेव हि पप्रच्छ निवृत्ते भारते रणे ।
अजातशत्रुर्नृपतिर्भीष्मं धर्मविदांवरम् ॥३॥
शयितं शरशय्यायां ध्यानप्राप्ताच्युतेन च ।
प्राप्तमैकात्म्यमव्यग्रं निगमागमपारगम् ॥४॥

કૌરવ પાંડવનો સંગ્રામ સમાપ્ત થયા પછી બાણશય્યામાં સુતેલા, ધર્મજ્ઞ જનોમાં શ્રેષ્ઠ, ધ્યાનબળથી હૃદયમાં સ્ફુરિત થએલા ભગવાન્ શ્રીકૃષ્ણની સાથે એકાત્મતાને પામેલા, માટે જ શસ્ત્રાસ્ત્રના પ્રહારની પ્રબળ પીડા છતાં અવ્યગ્ર મનવાળા અને નિગમ આગમના પારને પામેલા એવા નૈષ્ઠિકેન્દ્ર ભીષ્મપિતામહના પ્રત્યે અજાતશત્રુ યુધિષ્ઠિર રાજાએ તમો પુછો છો તેમ જ પૂર્વે પ્રશ્ન પુછ્યો હતો ॥૩-૪॥

## युधिष्ठिर उवाच–

चतुर्षु तात ! वर्णेषु चतुर्ष्वप्याश्रमेषु यः ।
इच्छेच्चतुर्वर्गसिद्धिं देवतां कां यजेत सः ॥५॥
निर्विघ्नेन च सा सिद्धिः कथं स्यादल्पकालतः ।
कथं चाप्यल्पसुकृती पदवीं महतीमियात् ।
एतं मे संशयं छिन्धि सर्वज्ञस्त्वं पितामह ! ॥६॥

યુધિષ્ઠિર રાજા પુછે છે—હે તાત ભીષ્મ ! ચાર વર્ણમાં કે ચાર આશ્રમમાં વર્તતો જે કોઈ પણ જન ધર્મ અર્થ કામ અને મોક્ષ આ ચાર પુરુષાર્થને કે હરકોઈ એક પુરુષાર્થને ઇચ્છતો હોય તે કયા દેવનું યજન-પૂજન ભજન કરે? એક તો આ પ્રશ્ન છે. વળી તે ચાર પુરુષાર્થની સિદ્ધિ નિર્વિઘ્નપણે અને વળી લાંબા કાળે નહિ પણ અલ્પ કાળમાં કયા સાધનથી થાય ? આ બીજો પ્રશ્ન છે. વળી અલ્પ પુણ્યવાન્ જન પણ મહાપુણ્યવાન્

નારદાદિ જનોને મળતી મોટી પદવીને કયા ઉપાયથી પામે? આ ત્રીજો પ્રશ્ન છે આ ત્રણ પ્રશ્નરૂપ સંશય છે તેને નિવારણ કરો હે પિતામહ! તમો સર્વજ્ઞ છો, માટે તમને અવિદિત કાંઈ પણ નથી તો તમો જ આ સમસ્ત તત્ત્વાર્થ કહેવાને યોગ્ય છો ॥૫-૬॥

## स्कन्द उवाच–

एवं धर्मात्मना तेन पृष्टः शान्तनवो मुने! ।
किञ्चिज्जहास वीक्ष्यैव श्रीकृष्णमुखपङ्कजम् ॥७॥

કાર્તિક સ્વામી કહે છે—હે મુને! આ પ્રકારે ધર્માત્મા યુધિષ્ઠિર રાજાએ પુછેલા શંતનુપુત્ર ભીષ્મપિતામહ, ભગવાન્ શ્રીકૃષ્ણ કે જે પોતાના ભક્ત ભીષ્મને અવસાન સમયે પોતાનું દર્શન આપવા અને તે દ્વારા ભક્ત યુધિષ્ઠિર રાજાને બોધ અપાવા તેમની સાથે કુરુક્ષેત્રમાં પધાર્યા હતા તેમના મુખકમળ સામું જોઈને જ કિંચિત્ હાસ્યમુખવાળા થયા એટલે સ્વયં શ્રીકૃષ્ણ તથા વ્યાસાદિ મુનિગણોએ પણ બહુ બહુ ઇતિહાસો કહી કહીને 'શ્રીકૃષ્ણ પરમ દૈવત છે' એમ વારંવાર બોધ આપેલા બાળકો દ્વિજો સુહૃદો મિત્રો કાકાઓ ભ્રાતાઓ ગુરુઓ આદિકના મહા દ્રોહથી બહુ ભય પામી ગએલા, 'કોટિવર્ષોએ પણ નરકથી મારો મોક્ષ થવાનો નથી' એમ માની બેઠેલા, તે પછી કુરુક્ષેત્રમાં શર પંજરમાં પડેલા ભીષ્મના શરણને પામેલા, ફરીથી ભીષ્મપિતામહે પણ "एष वै भगवान् साक्षादाद्यो नारायण पुमान् । मोहयन् मायया लोक गूढश्चरति वृष्णिषु ॥ अस्यानुभाव भगवान् वेद गुह्यतम शिव । देवर्षिर्नारद साक्षाद्भगवान् कपिलो नृप ॥ य मन्यसे मातुलेय प्रिय मित्र सुहृत्तमम् । अकारो सचिव दूत सौहृदादथ सारथिम् ॥" આ પ્રકારે બોધ આપેલા પણ યુધિષ્ઠિરને ફરીથી તે દિવ્યરૂપ શ્રીકૃષ્ણમાં મનુષ્યભાવરૂપ સંશય ઉત્પન્ન થયો જાણવાથી અને ભગવાનની માનુષ્યલીલાનું અનુકરણ જાણવાથી મંદહાસ્યમુખવાળા થયા ॥૭॥

दृशा संप्रेरितस्तेन नरनारायणोदितम् ।
श्रीवासुदेवमाहात्म्यं पितुः श्रुतमुवाच तम् ॥८॥

અનંતકોટી બ્રહ્માંડોને સંકલ્પમાત્રમાં સર્જનારા, અક્ષરબ્રહ્મના નિયામક, ભવ બ્રહ્માદિ સર્વેકોઇને ગુણકર્માનુસારે ફળ આપનારા, સાક્ષાત્ વસુદેવનંદન એવો હું તે મારા માહાત્મ્યજ્ઞાન વિના મારા સ્વરૂપનો નિશ્ચળ નિશ્ચય દુર્લભ છે તો તમો તે જ પ્રથમ કહો, આ પ્રકારે તે શ્રીકૃષ્ણે પોતાની દૃષ્ટિથી જ પ્રેરણા કરેલા ભીષ્મપિતામહે નરનારાયણ ભગવાને કહેલું, પિતા આપ્તતમ શંતનુ થકી સાંભળેલું એવું શ્રીવાસુદેવમાહાત્મ્ય યુધિષ્ઠિર રાજા પ્રત્યે કહ્યું ॥૮॥

ततः श्रुत्वा नारदोऽपि कुरुक्षेत्रं गतः पुनः ।
कैलास एत्य तत्प्राह पितरं मे स चापि माम् ॥९॥

કુરુક્ષેત્ર કે જે ધર્મક્ષેત્ર હોઇને ભારતસંગ્રામના સ્થાનભૂત હતું તે પ્રત્યે ગએલા નારદમુનિએ પણ ભીષ્મથકી પુનઃ સાંભળીને, પાછા કૈલાસમાં આવીને તે શ્રીવાસુદેવમાહાત્મ્ય મારા પિતા શ્રીમહાદેવને કહ્યું તે મારા પિતાએ પણ મને કહ્યું 'ततः पुनः श्रुत्वा' આ પદથી "જે શ્રીવાસુદેવમાહાત્મ્ય પૂર્વે નરનારાયણઋષિથકી સાંભળ્યું હતું તે જ ફરીથી નારદજીએ ભીષ્મથકી સાંભળ્યું" એમ જાણી લેવું ॥૯॥

तत्तेऽहं संप्रवक्ष्यामि निश्छद्मपरिपृच्छते ।
महासदसि निर्णीतं मुनिवर्यापसंशयम् ॥१०॥

હે મુનિવર્ય ! આ રીતની પરંપરાથી પ્રાપ્ત થયેલું તે આ શ્રીવાસુદેવમાહાત્મ્ય કે જે દેવર્ષિ બ્રહ્મર્ષિ રાજર્ષિ આદિકની મહાસભામાં નિર્ણીત થયેલું, માટે જ સંશયરહિત છે તે નિષ્કપટપણે પુછતા તમને હું હવે કહું છું ॥૧૦॥

वासुदेवः परब्रह्म श्रीकृष्णः पुरुषोत्तमः ।
देवोऽकामैः सकामैश्च पूज्यो मुक्तैर्नरैरपि ॥११॥

પ્રથમ સર્વોપાસ્ય દેવને કહેછે—જે વાસુદેવ-"ईशावास्यमिदं सर्वं' 'सर्वत्रासौ समस्तं च वसत्यत्रेति वै यतः । ततः स वासुदेवेति विद्वद्भिः परिपठ्यते ॥" 'सर्वाणि तत्र भूतानि वसन्ति परमात्मनि । भूतेषु च स सर्वात्मा वासुदेवस्ततः स्मृतः ॥" ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓમાં સમસ્ત વિશ્વને પોતાવિષે વાસેછે અને તે પોતે સર્જેલા વિશ્વમાં સર્વાન્તર્યામિપણે વસેછે માટે વાસુ અને સૃષ્ટિસ્થિતિલયવડે વિહાર કરે છે માટે દેવ, મળીને વાસુદેવ સાર્થક નામથી વર્ણવ્યા છે. અથવા 'वसुदेवापत्यतश्च वासुदेवः प्रकीर्तितः' આ નિરુક્તિને અનુસારે વસુદેવના પુત્ર હોવાથી વાસુદેવ નામથી કહ્યા છે. જે પરંબ્રહ્મ-'नारायणः परंब्रह्म' 'अक्षरात्परतः परः' 'क्षराक्षरेभ्यश्च परस्त्वं ब्रह्म परमं हरे!' 'परंब्रह्म परं धाम' 'श्रुत्वा कृष्णं परंब्रह्म' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓમાં અક્ષરબ્રહ્માદિ સર્વેની અપેક્ષાએ નિરવધિ કલ્યાણતમ સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ આદિકવડે મોટાઇરૂપ ગુણયોગને લીધે પરતરપણે પ્રતિપાદન કરેલા હોવાથી સાર્થક પરંબ્રહ્મ નામથી કહ્યા છે. જે પુરૂષોત્તમ-'स उत्तमः पुरुषः' "द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च । क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः । यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥" ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓમાં બદ્ધ મુક્તાદિ સર્વે પુરુષોની અપેક્ષાએ નિરતિશય ઉત્કૃષ્ટતારૂપ ગુણયોગને લીધે અન્વર્થ પુરુષોત્તમ નામથી કહ્યા છે. જે શ્રીકૃષ્ણ-શ્રી-રાધા કે લક્ષ્મીએ યુક્ત હોઇને 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥' આ નિરુક્તિ વચનને અનુસારે અનવધિ આનંદ ગુણયોગને લીધે અન્વર્થ શ્રીકૃષ્ણ નામથી કહ્યા છે. આવાં દિવ્ય મંગળ નામોથી કહેલા જે એક દેવ છે તે સકામ નિષ્કામ સર્વેકોઈ નરોએ તથા બ્રહ્મભાવાપન્ન મુક્તોએ પણ સદા ઉપાસ્ય છે. "अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः । तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् ॥"

એમ ભાગવતમાં કહ્યું છે. "सकामैर्निष्कामैरपि सुरनरैः सेव्यचरणम्" એમ સત્સંગિજીવનમાં કહ્યું છે ॥૧૧॥

**द्विजातीनां चाश्रमाणां स्त्रीशूद्रादेश्च सर्वथा ।**
**स्वस्वधर्मैरेष एव तोषणीयोऽस्ति भक्तितः ॥१२॥**

દ્વિજાતિશબ્દવાચ્ય ત્રૈવર્ણિકો, આશ્રમિઓ અને સ્ત્રીશૂદ્રાદિ સર્વકોઈએ પણ પોતપોતાના વર્ણાશ્રમવિહિત ધર્મોએ સહિત જ ભક્તિવડે આ શ્રીકૃષ્ણ જ સર્વથા સંતોષણીય છે. જે જન ભક્તિને ત્યજીને કેવળ સ્વધર્મેવડે જ ભગવાનને પ્રસન્ન કરવા ઇચ્છે છે તે તો કટિમાં તુંબડી બાંધીને સાગર તરવા ઇચ્છે એવો જાણવો. જે જન સ્વધર્મને પણ ત્યજીને ભક્તિથી જ ભગવાનને પ્રસન્ન કરવા ઇચ્છે છે તે પણ મસ્તકે પાષાણ મુકીને સમુદ્રને તરવા ઇચ્છે એવો જાણવો. માટે ધર્મભક્તિનું સાહિત્ય જ કહેવા ઇચ્છયું છે. તેથી સ્વધર્મમાત્રથી કે કેવળ ભક્તિથી પણ પ્રસન્ન કરવા યોગ્ય નથી કિંતુ સ્વધર્મસમેત ભક્તિથી જ ભગવાન્ પ્રસન્ન કરવા યોગ્ય છે. આ અર્થ નારદીય પુરાણમાં—"यः स्वधर्मं परीत्यज्य भक्तिमात्रेण जीवति । न तस्य तुष्यते विष्णुराचारात्तुष्यते हरिः ॥ सर्वागमानामाचारः प्रथमः परिकल्पते । आचारप्रभवो धर्मो धर्मस्य प्रभुरच्युतः ॥ तस्मात्कार्या हरेर्भक्ति स्वधर्मस्याविरोधिनी ॥" આ વચનથી તથા મત્સ્ય પુરાણમાં—"स्वधर्महीना भक्तिश्च प्राकृतैव प्रकीर्तिता । तस्माद्धर्मपरो भूत्वा पूजयस्व जनार्दनम् ॥" આ વચનથી વર્ણવ્યો છે. આ બધો અર્થ "धर्मेण रहिता कृष्णभक्तिः कार्या न सर्वथा" "धर्मेण सहिता कृष्णभक्तिः कार्येति तद्रहः" આ શિક્ષાપત્રીશ્લોકની ટીકામાં સપ્રમાણ સવિસ્તર વર્ણવ્યો છે ॥૧૨॥

**तस्मात्कर्माखिलमपि दैवं पित्र्यं च सर्वदा ।**
**तत्प्रीत्या एव कर्तव्यं वेदोक्तं च यथोचितम् ॥१३॥**

ભગવાન્ સ્વધર્મસહિત ભક્તિવડે જ સંતોષણીય હોવાથી વેદોક્ત યથોચિત દૈવ પિત્ર્ય સમગ્ર પણ કર્મ સર્વદા તે શ્રીકૃષ્ણની

પ્રસન્નતા માટે જ જનોએ કરવું. વેદવિહિત સમગ્ર કર્મ કરવું અને તેમાં ભગવાનની પ્રસન્નતાસિવાય બીજા ફળની ઇચ્છા ન રાખવી એટલું તાત્પર્ય છે ॥૧૩॥

सुखाप्तये नृभिर्यद्यत्कर्मात्र क्रियते शुभम् ।
अपि सनुष्ठितं तच्चेत्कृष्णसंबन्धवर्जितम् ।
तदा क्षयिष्ण्वल्पफलं ज्ञेयं तच्च गुणात्मकम् ॥१४॥

આ લોકમાં મનુષ્યો મનોભીષ્ટ સુખફળની પ્રાપ્તિમાટે જે જે શુભ કર્મ કરે છે તે ભલે સારી રીતે શાસ્ત્રવિધિને અનુસારે અનુષ્ઠાન કર્યું હોય પણ જો તે કૃષ્ણસંબંધ જે તેમની પ્રસન્નતા વિનિયોગવાળો છે તેણે વર્જીત હોય તો તે શુભ કર્મ માયિક ત્રિગુણાત્મક હોઇને (બંધક હોઇને) નશ્વર અને વળી અલ્પ ફળવાળું સમઝવું ॥૧૪॥

फलवैगुण्यकृत्तच्चाशुभदेशादियोगतः ।
बहुविघ्नं च तन्नृणां नैव वाञ्छितसिद्धिदम् ॥१५॥

એટલું જ નહિ પણ તે ભગવત્સંબન્ધે વર્જીત શુભ કર્મ, અશુભ દેશકાળાદિક આડના સંબન્ધથી ફળની વિગુણતાને એટલે જે ઇપ્સિત ફળને ઉદ્દેશીને શુભ કર્મ કર્યું હોય તે નહિ થતાં ઉલટી અનીપ્સિત ફળની પ્રાપ્તિને કરનારૂં, (જેમ ઇન્દ્રને હણવામાટે ઉત્પન્ન કરેલો વૃત્રાસુર ઇન્દ્રેજ હણીનાંખ્યો એમ) માટેજ બહુવિઘ્નવાળું થાય છે. માટે મનુષ્યોને તેવું કર્મ વાંછિત ફળને આપનારૂં ન જ થાય ॥૧૫॥

कर्मैतदेव श्रीकृष्णप्रीणनाय क्रियते चेत् ।
तत्संबन्धेन तर्ह्येतद्भवेत्सर्वं हि निर्गुणम् ॥१६॥

આનું આ જ શુભ કર્મ જો ભગવાનની પ્રસન્નતાના ઉદ્દેશથી કરવામાં આવે તો કર્મમાં આવેલા ભગવત્સંબન્ધને લીધે તે દૈવપિત્ર્યાદિ તથા સંખ્યયોગાદિ સમગ્ર પણ સત્કર્મ તત્કાળ નિર્ગુણ-

અબંધક થઇને ગુણાતીત ભગવદ્ધામસુખરૂપ નિત્ય ફળને આપનારૂં થાય છે. જેમ ઋષભદેવના પુત્ર ભરતજીએ યજ્ઞમાં આરાધનીય સૂર્યાદિ દેવોની ભગવાનના ચક્ષુઆદિક અંગમાં ભાવના કરી હતી તેમ ભાવના કરવી તેને કર્મમાં ભગવત્સંબન્ધ કહે છે. એટલે દૈવ પિત્ર્યાદિ કર્મમાં આરાધનીય દેવોને ભગવાનના અંગ તરીકે ( પણ સ્વતન્ત્રપણે નહિ ) સમઝવાથી સર્વેમાં ભગવાનનો સંબન્ધ આવે છે ॥૧૬॥

स्ववाञ्छितादप्यधिकं ददाति फलमक्षयम् ।
असद्देशादिसम्बन्धात्तद्वैगुण्यं भवेन्न च ॥१७॥

વળી તે ભગવત્સંબન્ધવાળું સત્કર્મ સ્વવાંછિતથકી પણ અધિક અને વળી અક્ષય ફળને આપે છે. અને વળી અશુભ દેશકાળાદિકના યોગને લીધે પણ વિપરીત ફળને આપનારૂં થતું નથી ॥૧૭॥

विघ्नस्तु कोऽपि ब्रह्मर्षे ! प्रतापाच्चक्रपाणिनः ।
तस्मिन्न प्रभवेत् क्वापि तत्स्यादीप्सितसिद्धिदम् ॥१८॥

હે બ્રહ્મર્ષે ! તે ભગવદારાધનરૂપ કર્મમાં ભક્તરક્ષાર્થે હસ્તમાં સુદર્શન ચક્રને ધારી રહેલા ભગવાનના પ્રતાપને લીધે કોઇપણ અશુભ દેશકાળાદિ અંતરાય તો ક્યારેય પણ પોતાનું બળ બતાવવા સમર્થ થતો નથી. એટલે તેનો વિનાશ કે અન્યથાપણું કરી શકતો નથી. અને વળી તે કર્મ ઇપ્સિત સિદ્ધિને આપનારૂં થાય છે ॥૧૮॥

यद्यप्यल्पं स्वसुकृतं तथापि परमात्मनः ।
साक्षात्सम्बन्धतो ब्रह्मन् ! भवत्येव महत्तरम् ॥१९॥

હે બ્રહ્મન્ ! પોતે કરેલું ભગવદારાધનરૂપ સત્કર્મ યદ્યપિ અલ્પ હોય તથાપિ સાક્ષાત્ નરનાટ્યધારી પરમાત્માના સંબન્ધથી મહાફળને આપનારૂં થાય છે ॥૧૯॥

यथा स्फुलिङ्गमात्रोऽपि वनकाष्ठौघयोगतः ।
अनिवार्यो भवेद्दावस्तथैवद्धरियोगतः ॥२०॥

આ અર્થને દૃષ્ટાંતથી સ્ફુટ કરે છે—જેમ દાવાનળ પ્રથમ સ્ફુલિંગમાત્ર-કણિકામાત્ર હોય પણ વનવર્તી કાષ્ઠસમૂહના યોગને લીધે વૃષ્ટયાદિવડે પણ અનિવાર્ય મહાન્ થાય છે તેમ આ અલ્પ પણ સુકૃત ભગવાન્ શ્રીહરિના સાક્ષાત્ સંબન્ધને લીધે મહત્તર અને અતશયોએ અનિવાર્ય થાય છે. આ અર્થ દ્રૌપદીસમર્પિત શાકાન્નભક્ષણમાં અને શ્રીદામસમર્પિત તાંદુળભક્ષણ આદિકમાં પ્રસિદ્ધ છે. અલ્પપણ સત્કર્મ ભગવાનના સંબન્ધને લીધે મહાફ્ળને આપનારૂં થયું છે ॥૨૦॥

प्रवृत्ते वा निवृत्ते वा तस्माद्धर्मे स्थितैर्नरैः ।
उपास्तव्यो वासुदेवस्तत्सम्यक्फलसिद्धिमीप्सुभिः ॥२१॥

માટે પ્રવૃત્ત કે નિવૃત્ત ધર્મમાં રહેલા અને તેના તેના યથાર્થ ફળને ઇચ્છતા સર્વકોઈ નરોએ વાસુદેવ ભગવાનની ઉપાસના કરવી. આ બધો અર્થ ગઢડા મધ્યપ્રકરણના ૧૧ વચનામૃતમાં 'आमयो येन भूतानां जायते यश्च सुव्रत! । तदेव ह्यामयं द्रव्यं न पुनाति चिकित्सितम् ॥ एवं नृणां क्रियायोगाः सर्वे संसृतिहेतवः । त एवात्मविनाशाय कल्पन्ते कल्पिताः परे ॥' આ ભાગવતવચનને પ્રમાણપણે પરિગ્રહીને શ્રીહરિએ સવિસ્તર વર્ણવ્યોછે. તથા ગીતામાં 'नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते । स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्' ઇત્યાદિ વચનોવડે વર્ણવ્યો છે ॥૨૧॥

अत्राप्युदाहरन्तीममितिहासं पुरातनम् ।
नारदस्य च संवादमृषेर्नारायणस्य च ॥२२॥

આ વર્ણાશ્રમોચિત સ્વધર્મમાં રહીને વાસુદેવની ઉપાસના કરવારૂપ બાબતમાં પણ પુરાતન આ એક ઇતિહાસને ઋષિઓ કહે છે. જેમાં નારદઋષિ અને નારાયણઋષિનો સંવાદ છે. એટલે તેમનું શ્રોતા વક્તાપણું છે ॥૨૨॥

यो वासुदेवो भगवान्नित्यं ब्रह्मपुरे स्थितः ।
दाक्षायण्यामाविरासीद्धर्माल्लोकहिताय सः ॥२३॥

જે વાસુદેવ પરંબ્રહ્મ ભગવાન્ બ્રહ્મપુર ધામમાં નિત્ય નિવાસ કરી રહ્યા છે તે જ સમસ્ત લોકોના આત્યંતિક હિતમાટે ધર્મપ્રજાપતિથકી બ્રહ્મપુત્ર દક્ષપ્રજાપતિની પુત્રી મૂર્તિમાં પ્રકટ થયા હતા॥૨૩॥

कृते युगे द्विजवर ! पुरा स्वायम्भुवान्तरे ।
नरो नारायणश्चेति द्विरूपः प्रादुरास सः ॥२४॥

તેમના પ્રાદુર્ભાવ કાળને કહે છે—હે દ્વિજવર ! પ્રથમનો જે સ્વાયંભુવમન્વંતર તેમાં વર્તતા સત્ય યુગમાં નારાયણ અને નર એવા બે રૂપે પ્રગટ થયા હતા. 'ज्येष्ठो नारायणस्तत्र नरस्तस्यानुजः स्मृतः' આ વચનને અનુસારે નારાયણને મોટા ભાઈ જાણવા અને નરને નાના ભાઈ જાણવા ॥૨૪॥

धर्माश्रमात्तपस्तप्तुं क्षेमायैव नृणां भुवि ।
नरनारायणौ तौ च बदर्याश्रममीयतुः ॥२५॥

પ્રકટ થએલા તે નરનારાયણ ભગવાન્ ભરતખંડમાં વર્તતા નરોના ક્ષેમમાટે જ તપ કરવામાટે ધર્માશ્રમ થકી બદરીકાશ્રમમાં આવી રહ્યા ॥૨૫॥

तत्राद्यौ लोकनाथौ तौ कृशौ धमनिसन्ततौ ।
तेपाते तेजसा स्वेन दुर्निरीक्ष्यौ सुरैरपि ॥२६॥

તે આશ્રમમાં સર્વ જગતના કારણભૂત, લોકોના નાથ-રક્ષક, કૃશ મૂર્તિ જેમની છે, માટે જ ઉઘાડી નાડિઓથી વ્યાપ્ત, પોતાના સાહજીક તેજને લીધે દેવોએ પણ ભગવત્પ્રસાદ વિના દુર્દર્શ એવા તે નરનારાયણ ઋષિ તપશ્ચર્યાપરાયણ થયા ॥૨૬॥

यस्य प्रसादं कुर्वाते स वै तौ द्रष्टुमर्हति ।
शक्यन्ते नान्यथा द्रष्टुमपि तद्धामवासिनः ॥२७॥

તેઓ જેની ઉપર અનુગ્રહ કરે તેજ જન તેમને જોવામાટે યોગ્ય થાય. તેમના અનુગ્રહ વિના તો તે ધામના વાસી ઋષિઓને પણ દેવાદિકોએપણ સ્વતંત્રપણે જોવા સમર્થ થવાનું નથી તો સ્વયં નરનારાયણને જોવા માટે સમર્થ ન થવાય એમાં તો કહેવું જ શું ? ॥૨૭॥

एकदा नारदो योगी ताभ्यामेव दिदृक्षितः ।
अन्तरात्मतया चान्तर्हृदयेऽपि प्रचोदितः ॥२८॥
मेरोर्महागिरेः शृङ्गात्सद्यो गगनवर्त्मना ।
तं देशमागमद् ब्रह्मन् ! बदर्याश्रमसंज्ञितम् ॥२९॥

હે બ્રહ્મન્! એક સમયે નરનારાયણે બહાર જોવા ઇચ્છેલા અને વળી તેમના મનમાં પણ અંતર્યામિરૂપે પ્રેરણા કરેલા એવા યોગી નારદમુનિ તત્ક્ષણ મહાગિરિ મેરૂના શિખરથકી આકાશ માર્ગે કરીને જેમાં નરનારાયણ ઋષિ રહ્યા છે એવા બદર્યાશ્રમ સંજ્ઞિત દેશમાં આવ્યા ॥૨૮-૨૯॥

तयोराह्निकवेलायामागतस्तत्र स द्रुतम् ।
आद्याश्रमक्रियासक्तौ तौ ददर्श च दूरतः ॥३०॥

બદરીકાશ્રમમાં બદરીપતિ નરનારાયણને સંધ્યાવંદનાદિ આહ્નિકવિધિ કરવાની વેળામાં એકદમ આવેલા નારદમુનિએ આદ્યાશ્રમ જે બ્રહ્મચર્યાશ્રમ તેને ઉચિત ક્રિયા જે સ્વધર્મ તેમાં તત્પર એવા નરનારાયણનાં દૂરથી દર્શન કર્યાં ॥૩૦॥

दृष्ट्वेश्वरचर्यां तां तस्य कौतूहलं त्वभूत् ।
अहो ! ! एतौ जगत्पूज्यावीश्वरौ सर्वदेहिनाम् ।
एतौ हि परमं ब्रह्म काऽनयोराह्निकक्रिया ॥३१॥

દર્શન કરતાં સંધ્યા વંદનાદિ નિત્યકર્માચરણરૂપ પરમેશ્વરચર્યાને જોઇને જ આ મુનિના મનમાં મોટું કૌતૂહલ-આશ્ચર્ય ઉપન્યું. (તે કહે છે-) અહો !! આતો આખાય જગતે પૂજા કરવાલાયક, સર્વ દેહિઓના નિયામક અને સ્વયં પરમબ્રહ્મ—તેમના અવતારભૂત નિશ્ચયથી છે. તો એમને આવી કર્મપરવશ પ્રાકૃત પ્રાણીની પેઠે આહ્નિક ક્રિયા કરવી કેમ ઘટે ? ન જ ઘટે. જે સમગ્ર બ્રહ્માંડપૂજ્ય છે તેમને અન્યનું પૂજન, જે સર્વેશ્વર છે તેમને યમનિયમાદિકને પરતંત્રપણું અને જે પરમબ્રહ્મ છે તેમને નિત્ય કર્મમાં અતિશય આદર આતો અતિશય આશ્ચર્યવત્ છે ॥૩૧॥

पितरौ सर्वभूतानां दैवतानां च दैवतम् ।
कां देवतां तु यजतः पितॄन्वै वौ महामती ॥३२॥

આતો સમસ્ત જગતના માતા પિતા, દેવોના પરમ દેવ અને મહામતિમાન્ છે તે કયા દેવનું અથવા કયા પિત્રીનું પૂજન કરતા હશે ॥૩૨॥

इति सञ्चिन्त्य मनसा भक्तो नारायणस्य सः ।
तत्समीपमुपेत्याथ तस्थौ नत्वा कृताञ्जलिः ॥३३॥

નારાયણના પરમ ભક્ત નારદમુનિ આ પ્રકારનો મનમાં આશ્ચર્ય સાથે વિચાર કરીને, પછી તેમની સમીપે જઇને સાષ્ટાંગ પ્રણામ કરીને બે હાથ જોડીને ઉભા રહ્યા ॥૩૩॥

कृते दैवे च पित्र्ये च ततस्ताभ्यां निरीक्षितः ।
पूजितश्चैव विधिना शास्त्रदृष्टेन सोऽनघ ! ॥३४॥

હે નિષ્પાપ સાવર્ણિ મુને ! શ્રીનરનારાયણ ભગવાને દેવસંબન્ધી સંધ્યાજપાદિ અને પિતૃસંબન્ધી તર્પણાદિ વિધિ કરી પરવારતાં, નારદમુનિને જોયા અને પછી શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તેમની સારી પૂજા કરી ॥૩૪॥

तं दृष्ट्वा महदाश्चर्यमपूर्वं विधिविस्तरम् ।
उपोपविष्टः सुप्रीतो नारदोऽभूच्च विस्मितः ॥३५॥

અતિશય આશ્ચર્યરૂપ, અદૃષ્ટપૂર્વ એવા તે વિધિવિસ્તારને જોઇને નારદઋષિ અત્યંત પ્રસન્ન થયા અને સમીપે બેસીને બહુ વિસ્મય પામ્યા ॥૩૫॥

नारायणं सन्निरीक्ष्य प्रयतेनान्तरात्मना ।
नमस्कृत्य च तं देवमिदं वचनमब्रवीत् ॥३६॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये आत्यन्तिक-श्रेयःसाधननिरूपणनामा द्वितीयोऽध्यायः ॥ २ ॥

વિસ્મય પામેલા નારદમુનિ પોતાના પ્રિયતમ નારાયણદેવને પ્રયત્નપૂર્વક અંતરાત્માથી નિહાળીને એટલે જેવા બહાર જોયાછે તેવા તેમને હૃદયમાં ધારીને, નમસ્કાર કરીને આવું વચન બોલ્યા ॥૩૬॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે આત્યંતિક શ્રેય:સાધનનિરૂપણનામા દ્વિતીયોઽધ્યાય: ॥૨॥

---

नारद उवाच–

वेदेषु सपुराणेषु साङ्गोपाङ्गेषु गीयसे ।
त्वमेव शाश्वतो धाता नियन्ताऽमृतमच्युत ! ।
त्वं विधाता च सततं त्वयि सर्वमिदं जगत् ॥१॥

[1]અધ્યાય ૩ જો.

નારદમુનિ કહે છે—હે અચ્યુત ! ('शाश्वतं शिवमच्युतं' આ શ્રુતિને અનુસારે સ્વરૂપ-સ્વભાવાદિકથી કદાપ પ્રચ્યુતિ નહિ પામનારા. અથવા–'यस्मान्न च्युतपूर्वोऽहमच्युतस्तेन कर्मणा' 'तस्याहं न प्रणश्यामि' 'न त्यजेयं कथञ्चन'' આ વચનને અનુસારે આશ્રિતરક્ષણવ્રત થકી ક્યારેય ચ્યુત નહિ થનારા. અથવા–ષડ્ભાવવિકારે રહિત એવા ) ચાર વેદો, તેનાં શિક્ષાદિ અંગો, ભારત પાંચરાત્ર રામાયણ આદિક ઉપાંગો, પુરાણો, ઉપપુરાણો, ઇત્યાદિ સમગ્ર શાસ્ત્રોમાં તમો એક જ અનેક પ્રકારે ગાન કરાવો છો. કેવી રીતે તો-શાશ્વત–અનાદિસિદ્ધપણે, ધાતા–સર્વ જગતના આદિકર્તાપણે, નિયંતા–સર્વના અંત:પ્રવિષ્ટ નિયામકપણે, અમૃત–જરામરણનિવારણપૂર્વક મોક્ષપ્રદપણે, વિધાતા–બ્રહ્માદિરૂપે જગદુત્પત્યાદિકના કર્તાપણે તમો એક જ નિરંતર વર્ણન કરાવો છો. આ ચેતનાચેતનાત્મક સમસ્ત જગત્ સર્વાંતર્યામી તમારે આધારે રહ્યું છે. તમો સર્વના આધાર છો. 'सर्वे वेदा यत्पदमामनन्ति' 'सर्वे वेदा

---

[1] આ અધ્યાયમાં અન્ય દેવોના ઉપાસનનો નિષેધ કરવાપૂર્વક એક ભગવાન્ વાસુદેવનું જ ઉપાસન કરવાનું કહ્યું છે.

यत्रैकं भवन्ति' 'वेदैश्च सर्वैरहमेव वेद्यः' 'वासुदेवपरा वेदाः' 'वेदे रामायणे चैव भारते भरतर्षभ ! । आदौ मध्ये तथा चान्ते विष्णुः सर्वत्र गीयते' 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'अन्तर्याम्यमृतः' 'एष धाता विधाता च सर्वेषां प्राणिनां प्रभुः' 'मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव' 'विष्णोः सकाशादुद्भूतं जगत्तत्रैव च स्थितम् । स्थितिसंयमकर्ताऽसौ जगतोऽस्य जगच्च सः' ઇત્યાદિ શાસ્ત્રવચનોમાં આ અર્થ અનુવર્ણ્યો છે ॥१॥

चत्वारो ह्याश्रमा देव ! सर्वे वर्णाश्च कर्मभिः ।
यजन्ते त्वामहरहर्नानामूर्तिसमास्थितम् ॥२॥

હે દેવ ! (દિવ્ય દ્યુતિમાન્-કાંતિવાળા) ચાર આશ્રમો અને ચાર વર્ણોમાં વર્તતા સર્વે જનો, ભવ બ્રહ્મા ઇન્દ્ર આદિક અનેક રૂપે રહેલા એક આપને જ વર્ણાશ્રમોચિત પોતપોતાનાં કર્મોવડે આરાધે છે. આ અર્થ 'स्वकर्मणा तमभ्यर्च्य' 'स्वे स्वे कर्मण्यभिरतः' આ ગીતાવચનથી કહ્યો છે ॥२॥

पिता माता च सर्वस्य दैवतं त्वं हि शाश्वतम् ।
कं त्वं च यजसे देवं पितरं वा न विद्महे ॥३॥

સમસ્ત જગતના માતાપિતા તમો એક જ છો. અને વળી દેવતાઓના તથા પિત્રીઓના પણ અનાદિસિદ્ધ પરમ દેવ તમો જ છો. 'तमीश्वराणां परमं महेश्वरं तं दैवतानां परमं च दैवतम्' 'पिताहमस्य जगतो माता धाता पितामहः' આ શ્રુતિસ્મૃતિમાં આ અર્થ વર્ણ્યો છે. આવા પરંબ્રહ્મ પરમાત્મા સર્વેશ્વર તમો કયા દેવનું કે પિત્રીનું યજન કરોછો તેને હું જાણી શકતો નથી ॥३॥

श्रीनारायण उवाच-

नैतद्रहस्यं वक्तव्यमात्मगुह्यमथापि ते ।
मयि भक्तिमते ब्रह्मन् ! प्रवक्ष्यामि यथातथम् ॥४॥

આ રીતે નારદમુનિએ સંશય પ્રતિ પુછેલા સ્વયં શ્રીનારાયણ કૃપાથી સાક્ષાત્ બોલ્યા—હે બ્રહ્મન્ ! જે તમોએ પુછ્યું તે રહસ્ય

મારે ગુહ્ય હોવાથી કહેવા યોગ્ય નથી તથાપિ મારેવિષે અનન્ય ભક્તિનિષ્ઠાવાળા તમને યથાસ્થિત કહું છું. ભક્તિવાળાને જ રહસ્ય કહી શકાય ॥૪॥

सत्यं ज्ञानमनन्तं यो ब्रह्मेति श्रुतिवर्णितः ।
त्रिगुणव्यतिरिक्तश्च पुरुषो दिव्यविग्रहः ॥५॥
महापुरुष इत्युक्तो वासुदेवश्च यः प्रभुः ।
नारायण ऋषिर्विष्णुः कृष्णश्च भगवानिति ॥६॥

જે 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' આ શ્રુતિએ સત્ય જ્ઞાન અનંતસ્વરૂપપણે અનુવર્ણવ્યા છે. જે 'निर्गुणं' 'निरञ्जनः' 'यत्र त्रिसर्गो मृषा' 'सत्त्वादयो न सन्तीशे यत्र च प्राकृता गुणाः' આમાં કહ્યા પ્રમાણે માયિક ત્રિગુણ થકી વ્યતિરિક્ત-વિલક્ષણ માયાગુણાતીત છે. જે 'पूर्वमेवाहमिहासमिति तत्पुरुषस्य पुरुषत्वं' આ શ્રુતિએ પૂર્વસિદ્ધ ગુણયોગને લીધે અથવા-'पूरणात्सादनाच्चैव ततोऽसौ पुरुषो मतः' આ વચનને અનુસારે ભક્તકામોને પુરવારૂપ અને ભક્તવિરોધિને હણવારૂપ ગુણયોગને લીધે અથવા-'स यत्पूर्वोऽस्मात्सर्वस्मात्सर्वान्पाप्मन औषत्तस्मात्पुरुषः' આ શ્રુતિને અનુસારે ભક્તોનાં સર્વ પાપોને બાળવારૂપ ગુણયોગને લીધે અથવા-'आत्मैवेदमग्र आसीत्पुरुषविधः' આ શ્રુતિને અનુસારે પુરુષાકારયોગને લીધે પુરુષ શબ્દથી કહ્યા છે. આવા ગુણયોગને લીધે જ 'पुरुष एवेदं सर्वं' 'सहस्रशीर्षा पुरुषः' 'पुरुषान्न परं किञ्चित्' 'परात्परं पुरुषमुपैति दिव्यं' 'भगवानिति शब्दोऽयं तथा पुरुष इत्यपि । निरुपाधी च वर्तेते वासुदेवे सनातने' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓ પરંબ્રહ્મ પરમાત્માને પુરુષશબ્દથી નિરૂપણ કરે છે. જે 'वेदाहमेतं पुरुषं महान्तं आदित्यवर्णं तमसः परस्तात्' 'यत्ते रूपं कल्याणतमं पश्यामि' 'यदा पश्यः पश्यते रुक्मवर्णं' 'य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते' 'तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' 'परमात्मा वासुदेवो भगवान् दिव्यविग्रहः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિએ દિવ્યવિગ્રહ-પર વ્યૂહ વિભવાદિ

સર્વ અવસ્થામાં પણ અનવધિ સૌન્દર્ય લાવણ્ય યૌવન સૌકુમાર્ય આદિક અનંત કલ્યાણગુણસંપન્ન નિત્યસિદ્ધ નિર્દોષ પ્રકાશમય અપ્રાકૃત મૂર્તિપણે વર્ણવ્યા છે. જે વારાહસંહિતામાં કહેલાં બત્રીશ મહાપુરુષનાં દિવ્ય લક્ષણોએ યુક્ત હોવાથી અથવા ક્ષરાક્ષર પુરુષ થકી મહાન્ હોવાથી 'वेदाहमेतं पुरुषं महान्तं' 'तस्यैकस्य महत्त्वं हि स चैकः पुरुषः स्मृतः । महापुरुषशब्दं स बिभर्त्येकः सनातनः' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિમાં મહાપુરુષ નામથી વર્ણવેલા છે. જે 'ईशावास्यमिदं सर्वं' 'सर्वभूताधिवासः' 'सर्वत्रासौ समस्तं च वसत्यत्रेति वै यतः । ततः स वासुदेवेति विद्वद्भिः परिपठ्यते' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિએ સર્વ વિશ્વને પોતાવિષે વાસવારૂપ અને સર્વમાં પોતે વસવારૂપ ગુણયોગને લીધે સાર્થક વાસુદેવ નામથી વર્ણવ્યા છે. જે સર્વના પ્રભુ–નિરૂપાધિ સ્વામી નિયામક હોવાથી 'महान् प्रभुर्वै पुरुषः सत्त्वस्यैष प्रवर्तकः' 'एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિએ પ્રભુ શબ્દથી નિરૂપણ કર્યા છે. જે 'एक एव नारायण आसीत्' 'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' આ શ્રુતિએ સર્વાન્તર્યામિત્વરૂપ ગુણયોગને લીધે અસાધારણ મંગળ નારાયણ નામથી વર્ણવેલા છે. જે સર્વાર્થના સાક્ષાત્ જોવારૂપ ગુણયોગને લીધે ઋષિ નામથી વર્ણવ્યા છે. જે 'विवेश भूतानि चराचराणि' 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्' 'व्याप्य सर्वानिमान् लोकान् स्थितः सर्वत्र केशवः । ततश्च विष्णुनामास्ति विशेर्धातोः प्रवेशनात् ॥' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિએ વિભૂતિભૂત સર્વ વિશ્વમાં અનુપ્રવેશરૂપ ગુણયોગને લીધે અન્વર્થ વિષ્ણુ નામથી વર્ણવ્યા છે. જે 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । विष्णुस्तद्भावयोगाच्च कृष्णो भवति शाश्वत.' આ નિરૂક્તિમાં નિરતિશય આનંદરૂપ ગુણયોગને લીધે અથવા 'कृष्णो वर्णश्च मे यस्मात्तेन कृष्णो भवाम्यहम्' આ ભારત વચનમાં અતિરમણીય મેઘશ્યામ અપ્રાકૃત દિવ્ય કૃષ્ણ વર્ણરૂપ ગુણયોગને લીધે સાર્થક કૃષ્ણ નામથી વર્ણવ્યા છે. જે 'ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः । भगवच्छब्दवाच्यानि विना

हैश्वर्यगुणादिभिः' આમાં કહેલા ભગશબ્દવાચ્ય જ્ઞાન શક્તિ આદિક છ ગુણોના યોગને લીધે સાર્થક ભગવાન્‌શબ્દથી વર્ણવ્યા છે ॥૫-૬॥

एकः स एव देवो नौ पितरौ चेति विद्धि भो ! ।
आवाभ्यां पूज्यतेऽसौ हि दैवे पित्र्ये च कल्पिते ॥७॥

હે નારદ ! શ્રુતિસ્મૃતિમાં ઇત્યાદિ ઉક્ત વિશેષણોએ વિશિષ્ટપણે જે એક દેવ (અવતારી) છે તે અમારા (અવતારોના) માતાપિતા છે એમ તમો નિશ્ચે જાણો. આ જ કૃષ્ણ દેવદેવને અમો શાસ્ત્રે કર્તવ્યપણે કહેલા દેવસંબન્ધિ અને પિતૃસંબન્ધિ કર્મમાં પૂજીએ છીએ ॥૭॥

नास्ति तस्मात्परतरः पिता देवोऽथवा द्विज ! ।
आत्मा हि नौ स विज्ञेयः कृष्णो ब्रह्मपुरेश्वरः ॥८॥

હે દ્વિજ ! જે બ્રહ્મપુર અક્ષરધામના અધીશ્વર શ્રીકૃષ્ણ છે તેજ અમારા આત્મા (અવતારી) છે એમ જાણો. તેમનાથકી પરતર બીજો કોઈ પિતા કે પૂજ્ય દેવ અમારે નથી ॥૮॥

तेनैषा प्रथिता ब्रह्मन् ! मर्यादा लोकभाविनी ।
दैवं पित्र्यं च कर्तव्यमिति लोकहितैषिणा ॥९॥

હે બ્રહ્મન્! તે પરતર પરમાત્મા પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાને સર્વ લોકોનું હિત કરવાની ઇચ્છાથી સર્વ જનોને સુખ કરનારી આ દેવસંબન્ધી તથા પિતૃસંબન્ધી કર્મ કરવારૂપ મર્યાદા શાસ્ત્રદ્વારા પ્રવર્તાવી છે. તે સર્વકોઈ હિતેચ્છુ જને અનુસરવી જોઇએ. 'न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन । नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः । मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ ! सर्वशः ॥ उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् । संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥' આ રીતે ગીતામાં પોતે ભગવાનજ કર્મની કર્તવ્યતા સહેતુક કહે છે ॥૯॥

प्रवृत्तं च निवृत्तं च द्वेधा कर्मास्ति वैदिकम् ।
यथाधिकारं विहितं पुरुषार्थोपलब्धये ॥१०॥

પ્રવૃત્ત અને નિવૃત્ત એવા ભેદથી બે પ્રકારનું કર્મ વેદમાં કહ્યું છે. તે ધર્માદિ ચાર પુરૂષાર્થની પ્રાપ્તિમાટે અધિકારને અનુસારે સર્વ કોઈને કર્તવ્યપણે કહ્યું છે ॥૧૦॥

तत्र वेदोक्तविधिना स्वोचितस्त्रीपरिग्रहः ।
वित्तार्जनं च न्यायेन द्रव्ययज्ञाः सकामनाः ॥११॥
वासो ग्रामे च नगरे पूर्तमिष्टं च कर्म यत् ।
प्रवृत्तं तत्तु सकलमशान्तिकृदुदीरितम् ॥१२॥

પ્રવૃત્ત કર્મનું સ્વરૂપ બે શ્લોકથી કહેછે—તે દ્વિવિધ કર્મમધ્યે વેદોક્ત વિધિને અનુસારે પોતાને ઉચિત એવી સ્ત્રીનો પરિગ્રહ કરવો, નીતિમાર્ગથી ધન સંપાદન કરવું, સ્વર્ગાદિ સુખની કામનાથી દ્રવ્યપ્રધાન જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો કરવા, ગામમાં કે નગરમાં નિવાસ કરવો તથા ઇષ્ટ શબ્દથી અને પૂર્ત શબ્દથી કહેલું જે કર્મ તે સર્વે પ્રવૃત્ત કર્મ જાણવું. આ સર્વે પણ કર્મ શાસ્ત્રમાં અશાંતિને કરનારૂં કહ્યું છે. ઇષ્ટાપૂર્ત કર્મનું લક્ષણ નારદે કહ્યું છે-'हिंस्रं द्रव्यमयं काम्यमग्निहोत्राद्यशान्तिदम् । दर्शश्च पूर्णमासश्च चातुर्मास्यं पशुः सुतः ॥ एतदिष्टं प्रवृत्ताख्यं हुतं प्रहुतमेव च । पूर्तं सुरालयाराम-कूपाजीव्यादिलक्षणम् ॥' इति. હિંસ્ર શબ્દથી શ્યેનાદિ કર્મ જાણવું. પશુ શબ્દથી પશુયાગ જાણવો. સુત શબ્દથી સોમયાગ જાણવો. હુત શબ્દથી વૈશ્વદેવ અને પ્રહુત શબ્દથી બલિદાન જાણવું. આરામ શબ્દથી બાગબગીચા જાણવા. આજીવ્ય શબ્દથી પાણીની પરબ આદિક જાણવું. બીજો અર્થતો સ્પષ્ટ છે ॥૧૧-૧૨॥

स्त्रीद्रव्ययोः परित्यागः कामलोभक्रुधां तथा ।
वनवासश्च वैराग्यं तपः क्षान्तिः शमो दमः ॥१३॥
ब्रह्मयज्ञा योगयज्ञा ज्ञानयज्ञाश्च सर्वशः ।
जपयज्ञाश्चेति मुने ! निवृत्तं कर्म कीर्तितम् ॥१४॥

નિવૃત્ત કર્મનું સ્વરૂપ બે શ્લોકથી કહે છે—હે મુને ! સ્ત્રી

દ્રવ્યનો તથા કામ ક્રોધ લોભનો સર્વથા પરિત્યાગ, અનાસક્તિરૂપ વૈરાગ્ય, વનવાસ, કૃચ્છ્ર ચાંદ્રાયણાદિરૂપ અથવા વિહિત ભોગસંકોચરૂપ તપ, પરાપરાધસહનરૂપ ક્ષમા, અંતઃકરણનિગ્રહરૂપ શમ, બાહ્યેન્દ્રિયનિગ્રહરૂપ દમ, બ્રહ્મરૂપે સ્વાત્માના મનનરૂપ બ્રહ્મયજ્ઞો, પરમાત્મામાં ચિત્તસમાવેશરૂપ યોગયજ્ઞો, પરમાત્માના સ્વરૂપને યથાર્થ જાણવારૂપ જ્ઞાનયજ્ઞો, સ્વાધ્યાય અને સ્તોત્ર મંત્રાદિકની આવૃત્તિરૂપ જપયજ્ઞો, ઇત્યાદિ સર્વે જે સત્કર્મ તે નિવૃત્ત નામનું જાણવું ॥૧૩-૧૪॥

त्रिलोक्यां गतयो धर्मं प्रवृत्तमनुतिष्ठताम् ।
स्वर्गलोकावधि मुने ! मनुष्याणां भवन्ति वै ॥१५॥

આ રીતે પ્રવૃત્ત નિવૃત્ત કર્મનું સ્વરૂપ કહીને, હવે પ્રવૃત્તકર્મકર્તાઓને મળતું ક્ષુદ્ર ફળ પાંચ શ્લોકથી કહેછે—હે નારદ મુને ! પ્રવૃત્ત ધર્મને રૂડીરીતે પાળતા મનુષ્યોને પાતાળલોકને આરંભીને સ્વર્ગલોકપર્યંત જે ત્રિલોકી તેમાંજ ગતિ થાય છે. તેથકી ઉપર ગતિ થતી નથી ॥૧૫॥

इन्द्रचन्द्राग्निलोकादौ स्वस्वपुण्यफलं च ते ।
भोगैश्वर्यं बहुविधमभीष्टं भुञ्जते खलु ॥१६॥

યથાશાસ્ત્ર પ્રવૃત્ત ધર્મના અનુષ્ઠાતા તેઓ ઇન્દ્રલોક ચંદ્રલોક અગ્નિલોક મુખ્ય જેમાં છે એવા સ્વર્ગમાં પોતપોતાના પુણ્યનું જે અભીષ્ટ બહુવિધ ભોગૈશ્વર્યરૂપ ફળ તેને નિશ્ચે ભોગવે છે ॥૧૬॥

यावत्पुण्यं तावदेव भुक्त्वा तत्ते सुरास्ततः ।
क्षीणे तु सुकृते भूयः पतन्ति विवशा भुवि ॥१७॥

પોતાના પુણ્યફળને ભોગવવા ગએલા તે દેવતાઓ જેટલું પુણ્ય છે તેટલું જ તેનું ફળ સુખરૂપ ભોગવીને, પુણ્યનો ક્ષય થતાં તો ઇચ્છા ન છતાં પણ પરવશપણે પુનઃ તે ઇન્દ્રાદિ પુણ્ય લોકથકી વળી મનુષ્ય લોકમાં પડે છે. એટલે યથાકર્મ અવતારને ધરે છે. આ સમગ્ર અર્થ 'त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा

स्वर्गतिं प्रार्थयन्ते । ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान् दिवि देवभोगान् ॥ ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति । एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥' આ ગીતાવચનોમાં સ્પષ્ટ છે ॥૧૭॥

भोगैश्वर्यादिनाशो हि कालवेगेन जायते ।
अनिच्छतामपि मुने ! तेषां पुण्यक्षये सति ॥१८॥

હે મુને ! સુખબહુલ સ્વર્ગાદિલોકથકી નીચે નહિ પડવા ઇચ્છતા એવા દેવતાઓનું પુણ્ય ભોગથી ક્ષીણ થઈ જતાં, તેમના ભોગઐશ્વર્ય આદિક સુખનો નાશ કાળવેગે કરીને નિશ્ચે થઈ જાયછે ॥૧૮॥

आधिकारिकदेवानामपि ब्रह्मदिने मुहुः ।
इष्टभोगैश्वर्यनाशो जायते कालरंहसा ॥१९॥

જે અધિકારમાં નિયોજેલા ઇન્દ્રાદિ દેવો છે તેમનો પણ પ્રજાસ્રષ્ટા બ્રહ્માના એકજ દિવસમાં તેમાં પણ ૧૪ ચૌદવાર નાશ બળવાન કાળવેગે કરીને થાય છે. તેની સાથેજ તેમના અભીષ્ટ ભોગ ઐશ્વર્ય આદિકના સુખનો પણ નાશ થઇ જાય છે. સત્ય ત્રેતા દ્વાપર અને કલિ આ ચાર યુગો એક હજારવાર જાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે. આવા એક જ દિવસમાં ચૌદ ઇન્દ્ર અને ચૌદ મનુઓ નાશ પામી જાય છે. આ અર્થ "चतुर्युगसहस्रं तु दिनमाहुः प्रजासृजः । यत्रेन्द्रा मनवश्च स्युश्चतुर्दश चतुर्दश" આવી સ્મૃતિ છે ॥૧૯॥

निवृत्तधर्मनिष्ठा ये योगिनश्च तपस्विनः । जनादीन्
यान्ति लोकांस्त्रींस्ते तु त्रैलोक्यतो बहिः ॥२०॥

આ રીતે પ્રવૃત્તકર્મનિષ્ઠોને મળતું ફળ કહીને, હવે નિવૃત્તકર્મનિષ્ઠોને મળતું ફળ કહે છે– નિવૃત્ત ધર્મમાં નિષ્ઠાવાળા તપસ્વી અને યોગી એવા જે જનો છે તે તો ત્રિલોકી થકી બહાર ઉપર વર્તતા એવા જે જન તપ સત્ય આ ત્રણ લોકો તેને પામેછે ॥૨૦॥

तत्तल्लोकैश्वर्यभोगान् भुञ्जन्ते ते निजेप्सितान् ।
दैनंदिनेऽपि प्रलये वर्तन्ते ते यथासुखम् ॥२१॥

તે ઊર્ધ્વ લોકોને પામેલા તેઓ તેતે લોકોનાં જે સ્વેપ્સિત ઐશ્વર્યો અને ભોગો તેને ભોગવેછે. તે લોકમાં રહેલા તેઓ દૈનંદિન જે બ્રહ્માના પ્રત્યેક દિવસે થતો નૈમિત્તિક અપર નામનો રાત્રિપ્રલય કે જેમાં દશ લોકનો નાશ થાયછે તેમાં તો સુખેથી રહેછે ॥૨૧॥

ब्रह्मणो द्विपरार्धान्ते तल्लोकैश्वर्यसम्पदः ।
नश्यन्ति कालशक्त्यैव लोकास्तेषां च नारद ! ॥२२॥

હે નારદ ! બ્રહ્માના શતવર્ષાવસાનરૂપ દ્વિપરાર્ધે કાળનો અંત આવતાં, નિવૃત્તધર્મી તેઓના જનાદિ લોકો અને તેતે લોકનાં જે ઐશ્વર્ય ભોગ સંપદાઓ તેનો કાળશક્તિથીજ વિનાશ થાય છે. 'आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन !' એમ ગીતામાં કહ્યુંછે ॥૨૨॥

अथैतद् द्विविधं कर्म गुणात्मकमपि द्विज ! ।
कृतं चेद्विष्णुसम्बद्धं निर्गुणं स्यात्तदा तु तत् ॥२३॥

આ રીતે ભગવદ્‌ભક્તિએ વર્જીત એવું બન્ને પ્રકારનું પણ કર્મ નશ્વર-ફળ આપનાર હોવાથી મુમુક્ષુએ ત્યાજ્ય છે એમ એકાદશ સ્કંધમાં ઉદ્ધવજી પ્રતિ શ્રીકૃષ્ણે "तस्मात्त्वमुद्धवोत्सृज्य चोदनां प्रतिचोदनाम् । प्रवृत्तं च निवृत्तं च श्रोतव्यं श्रुतमेव च ॥ मामेकमेव शरणमात्मानं सर्वदेहिनाम् । याहि सर्वात्मभावेन मया स्या ह्यकुतो-भयः ॥" આ વચનથી કહ્યુ છે. આ પ્રકારે મુમુક્ષુને વર્જ્યપણે તે કહેલું પણ બન્ને પ્રકારનું કર્મ જો ભગવાનની આરાધનાના ઉદ્દેશથી કરવામાં આવે તો મુક્તિ આપનારૂં થાય છે, એમ કહે છે– હે દ્વિજ ! પૂર્વોક્ત પ્રવૃત્ત નિવૃત્ત કર્મ યદ્યપિ ગુણાત્મક હોવાથી બંધક છે તથાપિ જો તે વિષ્ણુભગવાનના ઉપાસનરૂપ સંબન્ધથી કરવામાં આવે તો નિર્ગુણ (અબંધક) થાય છે. આ અર્થ 'मोक्षाख्ये निर्गुणा मध्य निर्गुणस्य हरेर्यतः । सम्बन्धात्सक्रियाः सर्वा भवन्त्येव हि निर्गुणाः ॥' આ શિક્ષાપત્રી શ્લોકમાં ભગવાને નિરૂપણ કર્યો છે.

આ મૂળ અર્થને ટીકામાં—'यथा गङ्गाम्बुनो योगात् रथ्यावार्यपि गाङ्गताम् । याति निर्गुणतामेवं क्रिया गुणमयी हरेः ॥' આ પ્રમાણથી દઢ કર્યો છે. એકાદશ સ્કંધમાં તથા ગીતામાં આ અર્થ બહુ સ્પષ્ટ કર્યો છે તે તે થકી જાણવો ॥૨૩॥

तत्फलं चाक्षयं स्याद्धि सेष्टादप्यधिकं नृणाम् ।
भक्तास्ते भगवद्धाम यान्त्यष्टावृतितः परम् ॥२४॥

અને તેનું ફળ તેવા મનુષ્યોને અક્ષય (અવિનાશી) અને વળી પોતે ઇચ્છેલા થકી પણ અધિક નિશ્ચે થાય છે. એમ શાથી? તો બન્નેય પ્રકારનું કર્મ ભગવાનના સંબન્ધથી કરનારા જે ભક્તો છે તે દેહને અંતે અષ્ટાવરણથકી પર વર્તતા ભગવદ્ધામ અક્ષરને પામે છે. અક્ષરધામની પ્રાપ્તિ એજ અક્ષય અધિક ફળ જાણવું. કેવળ કર્મથી તે ફળ મળતું નથી. પૃથ્વી જળ તેજ વાયુ આકાશ અહંકાર મહતત્ત્વ અને પ્રકૃતિ, આ આઠ આવરણો ઉત્તરોત્તર દશ દશ ઘણાં અધિક જાણવાં. આ ઉપરથી એમ સિદ્ધ થયું કે– પ્રાપ્ય જે અક્ષરધામ કહ્યું તે આ અષ્ટાવરણવેષ્ટિત બ્રહ્માંડ થકી પાર ઊર્ધ્વ છે. અષ્ટાવરણથકી પાર કહ્યું તેથી આ ધામ એક લોકવિશેષ છે એમ પણ સિદ્ધ થયું. અષ્ટ આવરણથકી પાર આવનારૂં જે ધામ તે અક્ષરજ છે પણ બીજો કોઈ માયિક લોક નહિ એમ પણ સિદ્ધ થયું ॥૨૪॥

अतो विवेकिनो नित्यं विष्णुभक्त्यन्विताः क्रियाः ।
प्रवृत्ता वा निवृत्ता वा कुर्वते सकला अपि ॥२५॥

આ રીતે ભગવાનનો સંબન્ધ રાખીને કરેલા દ્વિવિધ કર્મથી ભગવાનના ધામની પ્રાપ્તિ થતી હોવાથીજ જે વિવેકી (બંધમોક્ષ જ્ઞાનમાં કુશળ) જનો છે તે નિરંતર પ્રવૃત્ત કે નિવૃત્ત સર્વે કોઈ પણ ક્રિયાઓને ભગવદ્ભક્તિએ સહિત જ કરે છે ॥૨૫॥

ब्रह्मा स्थाणुर्मनुर्दक्षो भृगुर्धर्मस्तथा यमः ।
मरीचिरङ्गिराश्चात्रिः पुलस्त्यः पुलहः क्रतुः ॥२६॥

वैभ्राजश्च वसिष्ठश्च विवस्वान् सोम एव च ।
कश्यपः कर्दमाद्याश्च प्रजानां पतयो मुने ! ॥२७॥
देवाश्च ऋषयः सर्वे सर्वे वर्णास्तथाश्रमाः ।
पूजयन्ति तमेवेशं प्रवृत्तं धर्ममाश्रिताः ॥२८॥

હવે પ્રવૃત્ત ધર્મના અધિકારીઓને કહે છે—બ્રહ્મા શિવ મનુ દક્ષ ભૃગુ ધર્મ યમ મરીચિ અંગિરા અત્રિ પુલસ્ત્ય ક્રતુ વૈભ્રાજ વસિષ્ઠ સૂર્ય ચંદ્ર કશ્યપ તથા કર્દમાદિ પ્રજાપતિઓ, સમસ્ત ઋષિઓ, સર્વે વર્ણો તથા આશ્રમો, આ સર્વે પ્રવૃત્ત ધર્મને આશરીને સર્વેશ્વર શ્રીકૃષ્ણનેજ પૂજે છે. આ સ્થળે બ્રહ્માને પ્રવૃત્તિધર્મને આશરેલા શંકરાદિકને સમાનપણે ગણ્યા છે તથાપિ પ્રવૃત્તધર્મનું પ્રવર્તકપણું પણ તેમનુ જ છે એટલો વિશેષ જાણવો. આ અર્થ ભારતના શાંતિ પર્વમાં—'निवृत्तिलक्षणं धर्ममृषिर्नारायणोऽब्रवीत् । प्रवृत्तिलक्षणं धर्मं प्रजापतिरथाब्रवीत् ॥' આ વચનથી કહ્યો છે ॥૨૬-૨૮॥

सनः सनत्सुजातश्च सनकः ससनन्दनः ।
सनत्कुमारः कपिल आरुणिश्च सनातनः ॥२९॥
ऋभुर्यतिश्च हंसाद्या मुनयो नैष्ठिकव्रताः ।
तमेव पूजयन्तीशं निवृत्तं धर्ममाश्रिताः ॥३०॥

હવે નિવૃત્ત ધર્મના અધિકારીઓને કહે છે—સન સનત્સુજાત સનક સસનંદન સનત્કુમાર કપિલ આરૂણિ સનાતન ઋભુ યતિ હંસ, ઇત્યાદિ નૈષ્ઠિકવ્રતધારી મુનિઓ નિવૃત્ત ધર્મને આશરીને તે પરમેશ્વર શ્રીકૃષ્ણનેજ પૂજે છે ॥૨૯-૩૦॥

वासुदेवस्याङ्गतया भावयित्वा सुरान् पितॄन् ।
अहिंस्रपूजाविधिना यजन्ते चान्वहं हि ते ॥३१॥

તે બન્ને પ્રકારના પણ ભક્તો તે તે કર્મમાં પૂજ્યપણે માનેલા દેવતાઓને અને પિત્રિઓને ભગવાન્ વાસુદેવના અંગપણે ભાવના

કરીને એટલે 'આ સર્વે દેવો તથા પિત્રીઓ ભગવાનનું અંગ (અપ્રધાન) છે પણ પ્રધાન નથી' એમ સમઝીને હિંસારહિત પૂજાવિધિથી નિરંતર પૂજેછે ॥૩૧॥

यथाधिकारमेते हि तेन यत्र नियोजिताः ।
प्रवृत्तं वा निवृत्तं वा धर्मं ते पालयन्ति तम् ।
तस्य देवस्य मर्यादां न क्रामन्त्युभयेऽपि ते ॥३२॥

શ્રીવાસુદેવ ભગવાને જ પ્રવૃત્ત કે નિવૃત્ત ધર્મમાં યથાધિકાર- તેમના તેમના સ્વભાવને નહિ ઉલ્લંઘન કરીને નિયોજેલા તે આ બન્નેય પ્રકારના ભક્તો તે પ્રવૃત્ત ધર્મ કે નિવૃત્ત ધર્મને સાવધાન- પણે પાળે છે. તે બન્ને પ્રકારના પણ જનો તે દેવદેવ ભગવાનની કરેલી મર્યાદાને લેશથી પણ ઉલ્લઘન કરતા નથી ॥૩૨॥

चतुर्वर्गे तेषु यस्य यद्यदिष्टतमं भवेत् ।
तत्तत्सम्पूरयत्येव सर्वशक्तिपतिः प्रभुः ॥३३॥

તે ભક્તોને મધ્યે જેને ચાર પુરુષાર્થની અંદર જે જે અતિ- શય ઇષ્ટ હોય તેને તેને ભગવાન્ નિશ્ચે સંપૂર્ણ કરે છે, કારણ કે ભગવાન્ સર્વે શક્તિઓના પતિ અને મહાપ્રભુ છે. એટલે સર્વે અર્થ આપવા સમર્થ છે ॥૩૩॥

भक्त्या कृतस्याप्यल्पस्य भगवान् पुण्यकर्मणः ।
प्रीतो ददात्येव फलं महदक्षयमीप्सितम् ॥३४॥

અલ્પ પણ પુણ્ય કર્મ જો ભગવદ્‌ભક્તિએ સહિત કરવામાં આવે તો ભગવાન્ ભક્તિગમ્ય હોવાથી તેની ઉપર પ્રસન્ન થઈને મોટું અને વળી અક્ષય અને વળી ઇપ્સિત એવું ફળ નિશ્ચે આપેછે ॥૩૪॥

तेषु तद्भक्तितो लोके ये त्वेकान्तित्वमाश्रिताः ।
वासुदेवं विनान्यत्र सङ्क्षीणाशेषवासनाः ॥३५॥

देहान्ते ते तु सम्प्राप्य तस्य धाम तमःपरम् ।
देहैरप्राकृतैरेव प्रेम्णा परिचरन्ति तम् ॥३६॥

આ લોકમાં દ્વિવિધ ભક્તો મધ્યે જેઓ ભગવાન્ વાસુદેવ વિષે ભક્તિભરથી એકાંતિકપણાને પામેલા, માટે જ ભગવાન થકી બીજા માયિક વસ્તુમાત્રની સમગ્ર વાસનાએ સર્વથા રહિત થઈ ગયા છે તે એકાંતિક ભક્તોતો દેહને અંતે માયાથકી પર વર્તતા ભગવદ્ધામ અક્ષરને પામીને પ્રકૃતિ સમ્બન્ધે વર્જીત હોવાથી અપ્રાકૃત-દિવ્ય દેહે યુક્ત થઇને ભગવાનની પ્રેમપૂર્વક પરિચર્યાને કરે છે. એક-ભગવાનવિષેજ અંત-સમસ્ત ઇન્દ્રિયોની વૃત્તિઓનું પર્યવસાન જેણે કરીને થાય તે એકાંત-કહેવાય, એવો તો ભાગવતધર્મ છે, તેને ધારી રહેલા જે હોય તે એકાંતિક કહેવાય. અથવા-એક ભગવાનવિષેજ જેનો અત-ફળભાવ અને સાધનભાવનો નિશ્ચય હોય તે એકાંત કહેવાય, એટલે જેમાં એક ભગવાનને ફળરૂપ માનવાનો અને સાધનરૂપ માનવાનો નિર્ણય હોય તે એકાંત કહેવાય, એવો તો ભાગવતધર્મ છે તેને ધારી રહેલા જે હોય તે એકાંતિક કહેવાય ॥૩૫-૩૬॥

अन्ये तु भक्ताः कालेन तदुपासनदार्ढ्यतः ।
वासनानां क्षये जाते यान्त्येकान्तिकवद्धि तम् ॥३७॥

આ જન્મમાં એકાંતિકપણાને નહિ પામેલા, વિષયવાસનાવાળા ભક્તો તો બહુકાળે કરીને ભગવાનની ઉપાસનાની દૃઢતા થવાથી વાસનાનો વિનાશ થતાં, એકાંતિકની પેઠે શ્રીવાસુદેવને પામે છે. અભિપ્રાય એવો છે કે-દેવ મનુષ્યાદિકમાં વારે વારે જન્મ પામીને, ત્યાંના ભોગ ઐશ્વર્ય આદિકમાં બહુવિધ દુરંત દુઃખ દેખીને, તેમાં વૈરાગ્ય પામતાં, સતોનો સમાગમ થવાથી ભક્તિના અંગભૂત ધર્માદિકની દૃઢતા કરીને, પછી પ્રાકૃત વસ્તુઓમાંથી ભોગેચ્છાને છોડી દઇને વાસુદેવને પામે છે ॥૩૭॥

येन केनापि भावेन तेन सम्बद्ध्यते तु यः ।
संसृतिं न प्रयात्येव स तु क्वाप्यन्यजीववत् ॥३८॥

જે જીવ જે કોઇપણ ભાવથી ભગવાનના સંબન્ધને પામે છે તે તો અન્ય જીવની પેઠે ક્યારેય પણ જન્મમરણરૂપ સંસ્રતિને નથીજ પામતો. સવાસનિક હોવાથી દેવ મનુષ્યાદિકમાં જન્મ ધારણ કરીને નિર્વાસનિક થઇને ભગવાનના ધામને પામેછે ॥૩૮॥

कर्मयोगस्य संसिद्धिर्ज्ञानयोगस्य चेप्सिता ।
तस्याश्रयादेव नृणां निर्विघ्नं भवति द्रुतम् ॥३९॥

વળી મનુષ્યોને કર્મયોગની તથા જ્ઞાનયોગની અભીષ્ટ રૂડી સિદ્ધિપણ ભગવાનના આશ્રયે કરીનેજ નિર્વિઘ્નપણે અને વળી જલદી થાયછે ॥૩૯॥

तस्मात्स एव भगवान् सर्वैरपि जनैरिह ।
स्वाभीष्टफलसिद्ध्यर्थं प्रीत्योपास्यो यथाविधि ॥४०॥

ભગવાનના સંબન્ધથીજ કર્મયોગ જ્ઞાનયોગની ઇપ્સિત સિદ્ધિ થતી હોવાથી ભગવાન્ સાક્ષાત્ શ્રીકૃષ્ણજ સર્વે કોઈ પણ જનોએ સ્વાભીષ્ટ ફળની સિદ્ધિ માટે આ લોકમાં પ્રીતિથી યથાવિધિ ઉપાસના કરવા યોગ્ય છે ॥૪૦॥

ब्रह्मैक्यमाप्ता निर्विघ्ना अपि ब्रह्मशिवादयः ।
श्रीविष्णोः कुर्वते भक्तिं सन्तीत्थं तन्महागुणाः ॥४१॥

સંસારપાશથકી મુકાવા ઇચ્છતા પુરુષોને તો મુક્તિમાં હેતુ હોવાથી ભગવાનનું ઉપાસન કરવું તે ઉચિતજ છે પણ મુક્તોતો પૂર્ણકામ હોવાથી તેમને તે ઘટતું નથી ? એમ શંકા કરવી નહિ. કેમકે-બ્રહ્મભાવરૂપ મુક્તભાવને પામેલા, ઇશ્વર હોવાથી નિર્વિઘ્ન એવાપણ ભવ બ્રહ્માદિકો પણ શ્રીવિષ્ણુની ભક્તિને કર્યાજ કરે છે. કારણ કે મુક્તોમાં પણ અવિદ્યમાન એવા મોટા મોટા જ્ઞાન શક્ત્યાદિ તથા કારુણ્ય સૌશીલ્ય વાત્સલ્ય ઔદાર્ય આદિક દિવ્ય

ગુણો ભગવાનમાં ભક્તિ કરાવે એવા નિત્ય વર્તે છે. માટે સર્વેએ પણ એજ ઉપાસ્ય છે. આ અર્થ 'आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे । कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥' આ ભાગવત વચનમાં સ્પષ્ટ છે ॥૪૧॥

इति गुह्यसमुद्देशस्तव नारद ! कीर्तितः ।
अतिप्रेम्णा हि सततं मयि भक्तिमतोऽखिलः ॥४२॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये श्रीवासुदेवसर्वोपास्यत्वनिरूपणनामा तृतीयोऽध्यायः ॥३॥

હે નારદ ! આ પ્રકારનો સમગ્ર રહસ્ય વૃત્તાંત મારે વિષે નિરંતર પ્રેમભક્તિથી જોડાઈ રહેલા, માટેજ અધિકારી તમને યથાસ્થિત કહી સંભળાવ્યો ॥૪૨॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે વાસુદેવમાહાત્મ્યે શ્રીવાસુદેવસર્વોપાસ્યત્વનિરૂપણનામા તૃતીયોઽધ્યાયઃ ॥૩॥

---

स्कन्द उवाच–

स एवमुक्तोत्मविदां वरिष्ठो नारायणेनोत्तमपूरुषेण । जगाद वाक्यं जगतां गरिष्ठं तमच्युतं लोकहिताधिवासम् ॥१॥

અધ્યાય ૪ થો[1]

**કાર્તિક સ્વામી** કહે છે—હે સાવર્ણિ મુને ! 'स उत्तमः पुरुषः' આ શ્રુતિએ ઉત્તમ પુરુષપણે નિરૂપણ કરેલા શ્રીનારાયણે પૂર્વોક્ત પ્રકારે કહેતાં, આત્મજ્ઞાનિઓમાં અતિ શ્રેષ્ઠ એવા નારદજી સમગ્ર જીવોના પરમગુરુ, લોકહિતાર્થે જેમનો ભૂમિઉપર અધિક નિવાસ છે, અચ્યુત–અખંડિત ઐશ્વર્યવાળા એવા શ્રીનારાયણ પ્રત્યે વચન બોલ્યા ॥૧॥

[1] આ અધ્યાયમા શ્રીનરનારાયણની આજ્ઞાથી શ્વેતદ્વીપ ધામપ્રત્યે ગએલા દર્શનાર્થી નારદજીએ દેખેલા ત્યાંના દિવ્ય મુક્તોનું વર્ણન કર્યું છે.

श्रीनारद उवाच-

श्रुतं मया देव ! समं त्वयोक्तमृष्याकृतिच्छादित-भूरिधाम्ना । तवैव लीला सकलेयमीश ! सर्वेश्वरस्येति विदामि चित्ते ॥२॥

નારદઋષિ કહે છે—હે દેવ ! આપે કહેલું સર્વે મેં સાંભળી લીધું. ઋષિના જેવી મનુષ્યાકૃતિનું અનુકરણ કરીને સર્વાધિક તેજ ઐશ્વર્યને ઢાંકીને વર્તો છો, તેથી આવા અમને જણાઓછો. પરંતુ તમો પરબ્રહ્મ વાસુદેવ જ સાક્ષાત્ છો. હે ઈશ ! જે આ તપ ધર્માચરણાદિક છે તે તો સર્વેશ્વર આપની લીલા જ લોકશિક્ષણાર્થે છે એમ હું ચિત્તમાં જાણું છું ॥૨॥

त्वद्दर्शनेनैव हि पूर्णकामो भवामि भूमन् ! सुहृदीप्सितेन । तथाप्यहं तत्तव पूर्वरूपं प्रभो ! दिदृक्षामि हि कौतुकं मे ॥३॥

હે ભૂમન્ ! (નિરતિશય આનદસ્વરૂપ. આ અર્થે-"भूमा त्वेव विजिज्ञासितव्यः" "अनन्ताखिलगुणवाननन्तैश्वर्यसेवितः । अनन्तजीवेशपतिः कृष्णो भूमाऽखिलेष्टदः" આ શ્રુતિ સ્મૃતિએ કહ્યો છે) મારા મનમાં બહુ દિવસથી ઇચ્છેલું આપનું દુર્લભ દર્શન થયું તેણે કરીને જ હું પરિપૂર્ણ મનોરથવાળો થઈ ગયો છું. યદ્યપિ આપના દર્શનથી જ પૂર્ણકામ થયો છું તથાપિ હે પ્રભો ! હું તમારૂં જે પરોક્ષ પૂર્વે મૂળરૂપ શ્રીકૃષ્ણ નામનું છે તેનાં દર્શન કરવા ઇચ્છું છું, કેમકે મને પૂર્વરૂપનાં દર્શન કરવામાં અતિશય આશ્ચર્ય વર્તે છે. તો આ મનોરથ સપૂર્ણ કરો ॥૩॥

श्रीनारायण उवाच-

न तत्स्वरूपं मम दानयज्ञयोगैश्च वेदैस्तपसापि दृश्यम् । एकान्तिकैर्भक्तवरैस्तु भक्त्या ह्यनन्यया नारद ! दृश्यते तत् ॥४॥

આ રીતે શ્રીકૃષ્ણનામના સર્વકારણ પુરુષોત્તમનાં દર્શન કરવા ઇચ્છતા નારદ મુનિએ પુછેલા શ્રીનારાયણ કહે છે-હે નારદ ! તમોએ જોવા ઇચ્છેલું મારૂં શ્રીકૃષ્ણ નામનું જે પૂર્વસ્વરૂપ તેનાં દર્શન, દાન યજ્ઞ યોગ વેદાધ્યયન તપ આદિક સાધનોવડે પણ થઈ શકતાં નથી. તે સ્વરૂપનાં દર્શન શાથી થાય ? તો એકાંતિક ભક્તવરોને તો અનન્ય (અવ્યાભચારિણી) ભક્તિથી જ તે સ્વરૂપનાં દર્શન થાય છે. ધર્મ જ્ઞાન વૈરાગ્યે સહિત એવી એકાંતિકી પ્રેમલક્ષણા ભક્તિએ કરીને જ તે ભગવાનનું દર્શન થઈ શકે છે પણ તે વિના બીજાં સાધનોએ કરીને થઈ શકતું નથી. આ અર્થ ગીતાના ૧૧ અધ્યાયમાં ભગવાને "न वेदयज्ञाध्ययनैर्न दानैः" "भक्त्या त्वनन्यया शक्यः" આ વચનથી સુસ્પષ્ટ કર્યો છે ॥૪॥

भक्तिस्तव त्वस्ति मयि ह्यनन्या ज्ञानं च वैराग्ययुतं स्वधर्मैः
अतश्च तद्दर्शनमाप्स्यसि त्वं सुरेश्वराद्यैरपि यद्दुरापम् ॥५॥

તમારે તો મારેવિષે સ્વધર્મ જ્ઞાન વૈરાગ્યે સહિત અનન્ય-એકાંતિકી ભક્તિ વર્તેછે, માટે મારૂં દર્શન કે જે મોટા મોટા ભવ બ્રહ્માદિ દેવોને પણ દુર્લભ છે તેને મારી ઇચ્છાથી પામશો. અધિકારી થવામાં અનન્યભક્તિજ હેતુ છે. તમારેવિષે તો તે નિત્ય વર્તેછે. તો તમો મારા તે સ્વરૂપના દર્શનના પૂર્ણ અધિકારી થયા છો ॥૫॥

त्वदीयभक्त्याऽतितरां प्रसन्नस्त्वा ज्ञापयाम्यद्य
तदीक्षणाय । सितान्तरीपं व्रज तत्र तेऽयं मनोरथः
सेत्स्यति विप्रवर्य ! ॥६॥

હે વિપ્રવર્ય ! તમારી નિરવધિ ભક્તિએ કરીને અતિશય પ્રસન્ન થએલો હું હાલમાં તે બ્રહ્મધામાધિપ શ્રીકૃષ્ણસ્વરૂપનાં દર્શન કરવાની તમને આજ્ઞા આપું છું. દર્શન કરવા મારે કયા દેશમાં જવું? તો ક્ષીર સમુદ્રના ઉત્તર તીરે વર્તતા શ્વેતદ્વીપ ધામમાં જાવ. ત્યાં તમારો આ મનોરથ જે મારાં સાક્ષાત્ દર્શનરૂપ છે તે નિશ્ચે સિદ્ધ થશે ॥૬॥

स्कन्द उवाच-

श्रुत्वेति वाचं परमेष्ठिपुत्रः सोऽप्यर्चयित्वा तमृषिं पुराणम् ।
खमुत्पपातोत्तमयोगयुक्तस्ततोऽधिमेरौ सहसा निपेते ॥७॥

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને ! બ્રહ્માના પુત્ર નારદમુનિ શ્રીનારાયણનું આવું વચન સાંભળીને જ તત્કાળ પુરાણપુરુષ શ્રીનારાયણ ઋષિનું યથાવિધિ પૂજન કરીને, પોતે અષ્ટાંગ યોગની ઉત્તમ સિદ્ધિ વાળા હોવાથી ત્યાંથી આકાશમાર્ગે ઉડતાં એકદમ મેરૂપર્વત ઉપર જઇ પહોચ્યા ॥૭॥

तस्यावतस्थे च मुनिर्मुहूर्तमेकान्तमासाद्य गिरेः स शृङ्गे ।
आलोकयन्नुत्तरपश्चिमेन ददर्श चात्यद्भुतमन्तरीपम् ॥८॥

મેરૂપર્વતે પહોચેલા નારદમુનિ, તે મેરૂગિરિના શિખરમાં એકાંત સ્થાનને પામીને બે ઘડી પર્યંત ઉભા રહ્યા. ઉભા રહીને ચારે બાજુ દૃષ્ટિ કરતાં ઉત્તર પશ્ચિમ દિશાનો અંતરાળ ભાગ જે વાયુકોણ તે તરફ જોતાં અતિ અદ્ભુત એક દ્વીપ (બેટ) જોવામાં આવ્યો ॥૮॥

क्षीरोदधेरुत्तरतो हि द्वीपः श्वेतः स नाम्ना प्रथि-
तो विशालः । देदीप्यमानो विततेन सर्वतो ज्यो-
तिश्चयेनातिसितेन नित्यम् ॥९॥

કેવો દ્વીપ ? તો ક્ષીરસાગરના ઉત્તર તીરે વર્તતો, 'શ્વેત' એવી સંજ્ઞાથી વિખ્યાત (શ્વેતદ્વીપ), વિશાળ અને સમસ્ત દિશાઓમાં પ્રસરી રહેલા અતિશ્વેત તેજઃપુંજથી નિરંતર દેદીપ્યમાન છે ॥૯॥

आम्रैरनेकैरसनैरशोकैराम्रातकैर्निम्बकदम्बनीपैः ।
बिल्वैर्मधूकैः सुरदारुभिश्च प्लक्षैर्वटैः किंशुकचन्दनैश्च ॥१०॥
सर्जैश्च शालैः पनसैस्तमालैर्मुनिद्रुमैः केतकचम्पकैश्च ।
कुन्दैश्च जातीसुरमल्लिकाभिर्द्रुमैर्वृतः पुष्पफलावनम्रैः॥११॥

कल्पद्रुमाणां बहुभिश्च वृन्दैः सुवर्णरम्भाक्रमुकालिभिश्च । महद्भिरुद्यानवरैरनेकैः सरित्सरोभिर्विकचाम्बुजैश्च । हंसादिभिः पक्षिवरैः सुशब्दैर्गणैर्मृगाणां रुचिरस्थलद्भिः ॥१२॥

વળી તે શ્વેતદ્વીપ કેવો ? તો પુષ્પફળના ભારથી નમી ગએલા અનેક આંબાના વૃક્ષો, અસન–આહનના વૃક્ષો, આસોપાલવના વૃક્ષો, આમ્રાતક–એક પ્રકારના આમ્રવૃક્ષો, (જેને રસાળ નામથી કહે છે) લીંબડાના વૃક્ષો, કદંબના વૃક્ષો, નીપ-કલંબના અથવા અપોરીયાના વૃક્ષો, બીલીના વૃક્ષો, મહુડાના વૃક્ષો, દેવદારૂના વૃક્ષો, પીપળાના વૃક્ષો, વડના વૃક્ષો, ખાખરાના વૃક્ષો, ચંદનના વૃક્ષો, સર્જ–સાદડના વૃક્ષો, અથવા આસનના વૃક્ષો અથવા અર્જુનવૃક્ષો, સાગના વૃક્ષો, ફનસના વૃક્ષો, તમાલના વૃક્ષો, અગથીયાના વૃક્ષો, કેવડાના વૃક્ષો, ચંપાના વૃક્ષો, ઇત્યાદિ બહુવિધ વૃક્ષોથી વિંટાએલો તથા પુષ્પફળના ભારે કરીને નમી ગએલી મોગરાની વેલીઓ, જાઇની વેલીયો, અમરવલ્લી અને મલ્લિકા-અટમોગરાની વેલીયોથી વીંટાએલા વૃક્ષોથી વીંટાએલો છે. વળી કેવો ? તો અનેક કલ્પવૃક્ષોના સમૂહોથી તથા સોનેરી કેળો અને સોપારીના વૃક્ષોની પંક્તિઓથી વ્યાપ્ત છે. વળી મોટા મોટા સર્વોત્તમ બગીચાઓ તથા જેમાં વિવિધ કમળો ખીલી રહ્યાં છે એવી અનેક નદીઓ અને સરોવરોથી વ્યાપ્ત છે. વળી મધુર શબ્દને કરતા હંસાદિક ઉત્તમ પક્ષિઓ અને અહીંતહીં ભમતા મૃગગણોએ કરીને બહુ શોભાયમાન છે ॥૧૦-૧૨॥

सर्वेऽपि जीवाः किल यत्र मुक्ता वसन्ति च स्थावरजङ्गमाश्च । तं वीक्षमाणेन च तेन दृष्टा भक्तोत्तमाः श्रीपुरुषोत्तमस्य ॥१३॥

જે શ્વેતદ્વીપમાં સ્થાવર જંગમ સર્વે કોઇપણ જીવો મુક્તોજ વસી

રહ્યા છે. આવા અત્યુત્તમ શ્વેતદ્વીપને જોતાં, નારદજીને શ્રીપુરુષોત્તમના ઉત્તમ ભક્ત એવા શ્વેતમુક્તો જોવામાં આવ્યા ॥૧૩॥

अतीन्द्रिया निर्गतसर्वपापा निष्यन्दहीनाश्च सुगन्धिनश्च । द्विबाहवः केऽपि चतुर्भुजाश्च श्वेताश्च केचिन्नवनीरदाभाः ॥१४॥

पद्मच्छदाक्षाः सममानगात्राः सुरूपदिव्यावयवाः सुसाराः । विकीर्णकेशाश्च सदा किशोराः सद्भिश्च चिह्नैर्निखिलैरुपेताः ॥१५॥

सरोजरेखाङ्कितपाणिपादाः षडूर्मिहीना मिहिरातितेजसः । सितांशुका ध्यानपराश्च सौम्याः कालोऽपि येभ्यो भयमेति नित्यम् ॥१६॥

કેવા શ્વેતમુક્તો? તો અતીન્દ્રિય-ઇન્દ્રિયોને અતિક્રમ કરીને વર્તનારા, એટલે પ્રાકૃત ઇન્દ્રિયોએ વર્જીત-દિવ્ય ઇન્દ્રિયોવાળા અને પ્રાકૃત ઇન્દ્રિયોવાળા જનોએ અદૃશ્ય, સમસ્ત પાપે રહિત, (નિર્દોષ) પરશેવાએ રહિત, અતિશય સુગન્ધયુક્ત અંગવાળા, કેટલાક દ્વિભુજ તો કેટલાક ચતુર્ભુજ, કેટલાક શ્વેત શરીરવર્ણવાળા તો કેટલાક નવીન મેઘસમાન શ્યામ શરીરવર્ણવાળા, પ્રફુલ્લિત કમળદળ જેવાં સૌમ્ય વિશાળ નેત્રવાળા, ન્યૂન કે અધિકપણાએ રહિત હોવાથી સમાન માપવાળા કરચરણાદિ અંગવાળા, રૂડા રૂપ-સૌન્દર્યવાળા અને પ્રકૃતિજન્ય નહિ હોવાથી દિવ્ય અવયવવાળા, કરચરણાદિ અંગમાં સમ્યક્ સાર-બળવાળા, (અર્થાત્ દૃઢ અંગવાળા) મસ્તક ઉપર ચોતરફ છુટા લાંબા કાળા સુંદર કેશને ધારી રહેલા, સદા કિશોર-સોળ વર્ષની વયમાં વર્તતા, સામુદ્રિક શાસ્ત્રમાં પ્રસિદ્ધ શુભ સમસ્ત ચિહ્નોએ યુક્ત, કમળના જેવી રમણીય રેખાથી ચિહ્નિત કરચરણતળવાળા, ક્ષુધા પિપાસા શોક મોહ જરા મૃત્યુ, આ છ ઊર્મિઓએ રહિત અથવા 'जायतेऽस्ति,

वर्धते, विपरिणमते,ऽपक्षीयते, नश्यति,' આ છ ઊર્મિઓ જે દુઃખરૂપ દેહસ્વભાવો કહેવાય છે તેનાથી રહિત, સૂર્ય કરતાં પણ અધિક તેજસ્વી, સર્વે શ્વેત વસ્ત્રોને ધારી રહેલા, શાંતસ્વભાવવાળા, નખશિખા પર્યંત ભગવન્મૂર્તિનું ધ્યાન કરવામાં તત્પર, સર્વેકોઇને ચળાયમાન કરનારો કાળપણ જેમનાથકી નિરંતર ભય પામતો રહે છે, આવા દિવ્ય લક્ષણવાળા શ્વેતમુક્તો શ્વેતદ્વીપમાં નારદજીએ જોયા ॥૧૪-૧૬॥

सावर्णिरुवाच-

अतीन्द्रिया निरातङ्का अनिष्पन्दाः सुगन्धिनः ।
के ते नराः कथं जातास्तादृशाः का च तद्गतिः ॥१७॥
श्वेतद्वीपः पयोम्भोधौ वर्तते हि धरातले ।
तद्वासिनामपि कथं प्रोक्तातीन्द्रियता त्वया ॥१८॥

આ પ્રકારે કાર્તિકસ્વામીએ કરેલું દિવ્ય શ્વેતદ્વીપનું વર્ણન અને તેમાં રહેલા દિવ્ય મુક્તોનું વર્ણન સાંભળીને જેમને મોટો સંશય થયો છે એવા સાવર્ણિઋષિ પુછે છે—હે સ્વામી કાર્તિક ! અતીન્દ્રિય, કાળભયે વર્જીત, પરશેવાએ રહિત, બહુ સુગન્ધવાળા, ઇત્યાદિ લોકવિલક્ષણ લક્ષણવાળા નરો કહ્યા તે દેવાદિકને મધ્યે કયા નામથી કહેવાય છે ? અને તેવા અતીન્દ્રિયાદિ ધર્મવાળા કયા સાધનથી થયા છે ? અને તેઓ આગળ કઈ ગતિને પામશે ? આ ત્રણ મારા પ્રશ્નો છે, વળી જે શ્વેતદ્વીપ કહ્યો તેતો ભૂમિઉપર વર્તતો જે ક્ષીરસાગર તેના ઉત્તર તટ ઉપર વર્તતો લૌકિક છે, તેવા ભૂમિસ્થ શ્વેતદ્વીપના નિવાસીઓને પણ તમોએ અતીન્દ્રિયતા કેમ કહી ? ત્યાં અતીન્દ્રિયતા સંભવતી નથી ॥૧૭-૧૮॥

ये ब्रह्मण्यक्षरे धाम्नि सच्चिदानन्दरूपिणि ।
स्थिताः स्युश्चिन्मया मुक्तास्ते तथा स्युर्नहीतरे ॥१९॥

'एतत्सत्यं ब्रह्मपुरम्' 'तदक्षरे परमे व्योमन्' 'यद्गत्वा न निवर्तन्ते

तद्धाम परमं मम' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓએ નિત્યપણે પ્રતિપાદન કરેલા સચ્ચિદાનંદરૂપ અક્ષરધામમાં જે ચૈતન્યમૂર્તિ મુક્તો રહ્યા છે તે જ તેવા અતીન્દ્રિયત્વાદિ સ્વભાવવાળા છે. આવા મુક્તો અક્ષરધામથકી બીજા લૌકિક ધામમાં હોઈ શકે જ નહિ. આ પણ એક સંશય રહે છે ॥૧૯॥

एतं मे संशयं छिन्धि परं कौतूहलं हि मे ।
त्वं हि सर्वकथाभिज्ञस्ततस्त्वामाश्रितोऽस्म्यहम् ॥२०॥

આમાં મને બહુ બહુ આશ્ચર્ય જણાય છે, તો આ મારા યોગ્ય સંશયોને તમો જ નિવારણ કરો. કારણ કે તમો મારા સંશયો નિવૃત્ત થાય એવી સર્વ કથાઓને જાણો છો. એમ જાણીને જ હું તમારે આશરે આવ્યોછું ॥૨૦॥

स्कन्द उवाच–

एकान्तोपासनेनैव प्राक्कल्पेषु रमापतेः ।
ये ब्रह्मभावं सम्प्राप्ता अजरामरतां गताः ॥२१॥
अक्षराख्याः पुमांसस्ते श्वेतद्वीपेऽत्र धामनि ।
सेवितुं वासुदेवं तं स्थिता देवर्षिणेक्षिताः ॥२२॥

આ પ્રકારે સાવર્ણિ મુનિએ પુછેલા કાર્તિક સ્વામી તેમના પ્રશ્નોના ઉત્તરો આપતાં પ્રથમ કયા તે નરો? અને તેવા શી રીતે? આ બે પ્રશ્નનો ઉત્તર આપે છે—પૂર્વે કલ્પોમાં લક્ષ્મીપતિ શ્રીનારાયણની એકાંત ઉપાસનાથી જ જેઓ બ્રહ્મભાવને પામતાં અજરામરભાવને પામીને અક્ષરધામને પામી ગયા હતા, તે અક્ષરનામના મુક્ત પુરુષો આ ભૂમિઉપર વર્તતા શ્વેતદ્વીપ ધામમાં સર્વોપાસ્ય શ્રીવાસુદેવની સેવા કરવા આવી રહ્યા હતા, તેઓને નારદજીએ જોયા હતા. આ રીતે તમોએ પુછેલા બે પ્રશ્નનો ઉત્તર જાણો ॥૨૧-૨૨॥

प्राप्ते प्रलयकाले तु पुनश्चाक्षरधामनि ।
स्थास्यन्ति ते स्वतन्त्राश्च कालमायाभयोज्झिताः ॥२३॥

કઈ ગતિને પામશે ? આ પ્રશ્નનો ઉત્તર આપું છું–તે અક્ષર-મુક્તો કાળમાયાના ભયે રહિત, માટેજ સ્વતંત્ર હોવાથી પ્રલયકાળ પ્રાપ્ત થતાં તો ફરીથી અક્ષરધામમાં જઇને રહેશે. એમની ગતિ યથાપૂર્વ ઉત્તમ જ થાય છે ॥૨૩॥

अत्रापि पुरुषा ये तु मायाजाता अतः क्षराः ।
तेऽपि सद्भिः साधनैर्वै जायन्ते तादृशाः किल ॥२४॥

કેવળ તેઓ જ તેવા છે એમ નહિ, પણ આ લોકમાં વર્તતા ક્ષરપુરૂષો પણ શ્રેષ્ઠ સાધનોના બળથી તેવા જ થાય છે, એમ હવે કહે છે–આ લોકમાં પણ જેતો માયાજાત–એટલે તેના કાર્યભૂત ચોવીશ તત્ત્વમય દેહસંબન્ધને પામેલા ક્ષેત્રજ્ઞો, (સ્વયં ક્ષેત્રજ્ઞો ઉત્પન્ન થતા નથી, કેમકે તેઓ અજ અચ્છેદ્ય અભેદ્ય અમર સ્વભાવવાળા છે) માટે જ ક્ષરસંજ્ઞાવાળા એટલે કર્મયોગે મળેલાં જે કરણ કલેવર ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનો તેથકી વિયોગને પામનારા છે તે પુરુષો પણ જો આગળ કહેવામાં આવશે એવાં શ્રેષ્ઠ સાધનોને સિદ્ધ કરે તો તેનાથી જ અક્ષરપુરુષ જેવા નિશ્ચે થાય છે ॥૨૪॥

अहिंसया च तपसा स्वधर्मेण विरागतः ।
वासुदेवस्य माहात्म्यज्ञानेनैवात्मनिष्ठया ॥२५॥
भक्त्या परमया नित्यं प्रसङ्गेन महात्मनाम् ।
हरिसेवाविहीनानां मुक्तीनामप्यनिच्छया ॥२६॥
सिद्धीनामणिमादीनां सर्वासां चाप्यकाङ्क्षया ।
अन्योन्यं श्रुतिकीर्तिभ्यां श्रीहरेर्जन्मकर्मणाम् ।
भवन्ति तादृशा नूनं पुरुषा मुनिसत्तम ! ॥२७॥

અક્ષરધામની પ્રાપ્તિનાં તે સાધનોને કહે છે–પ્રાણિમાત્રનો દ્રોહ નહિ કરવારૂપ અહિંસા, શાસ્ત્રવિહિત કાયક્લેશરૂપ તપ, સદાચારપાલનરૂપ સ્વધર્મ, ભગવાનથકી અન્ય વસ્તુમાત્રમાં અના-

સક્તિરૂપ વૈરાગ્ય, વાસુદેવનું અક્ષરપરત્વાદિ માહાત્મ્યજ્ઞાન, આત્મજ્ઞાનરૂપ દઢ આત્મનિષ્ઠા, ભગવાનમાં સતત સર્વોત્કૃષ્ટ પ્રેમલક્ષણા ભક્તિ, એકાંતિક મહાત્માઓનો સમાગમ, ભગવત્સેવાએ રહિત એવી ચતુર્ધા મુક્તિઓનીપણ અનિચ્છા, (ચતુર્ધા મુક્તિની પણ ઇચ્છા ન રાખવી) અણિમાદિ સમસ્ત સિદ્ધિઓનીપેણ અનિચ્છા, ભગવાનનાં દિવ્ય જન્મ કર્મ નામોનું પરસ્પર પ્રેમથી શ્રવણકીર્તન, ઇત્યાદિ રૂપ સાધનોવડે હે મુનિસત્તમ ! ક્ષર પુરુષોપણ અક્ષર પુરુષો જેવા નિશ્ચે થાય છે. એકસાથે જેમતેમ કહેલાં ઉપરનાં સાધનોમાં એવો ક્રમ જાણવો-સાધનોમાં મુખ્ય તો અનન્ય ભક્તિ છે, તેમાં સ્વધર્મ આત્મજ્ઞાન વૈરાગ્ય માહાત્મ્યજ્ઞાન આદિક તો અંગ છે. બીજાં અહિંસાદિ સાધનોતો સાંગ ભક્તિની નિર્વિઘ્ન સિદ્ધિમાં ઉપયોગી છે ॥૨૫-૨૭॥

जगत्सर्गे जायमानेऽप्येते कालवशात्क्वचित् ।
न जायन्ते स्वतन्त्रत्वान्न नश्यन्ति लयेऽन्यवत् ॥२८॥

જેઓ આ સાધનોવડે શ્વેતદ્વીપસ્થ અક્ષરમુક્તો જેવા થયા છે તેઓ સ્વતંત્ર થએલા હોવાથી જ્યારે જગતનો સર્ગ થાય છે ત્યારે પણ કાળવશાત્ ક્યારેય ઉત્પન્ન થતા નથી તેમ જ્યારે પ્રલય થાય છે ત્યારે બીજાઓનીપેઠે નાશપણ પામતા નથી. કાળકૃત કાર્યમાં તેઓ આવતા નથી. આ અર્થ ભગવાને ગીતામાં "इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः । सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥" આ વચનથી કહ્યો છે ॥૨૮॥

अत्र ते कथयिष्यामि कथां पौराणिकीं मुने ! ।
यथात्रत्योऽपि मनुजस्तथा भावमुपेयिवान् ॥२९॥

હે મુને ! આ અહિંસાદિ સત્સાધનોના બળથી અક્ષરનામના શ્વેતદ્વીપસ્થ મુક્તો જેવા થવાની બાબતમાં આ મર્ત્યલોકનો પણ મનુષ્ય જે પ્રકારોએ કરીને અક્ષરનામના શ્વેતદ્વીપસ્થ મુક્તોના ભાવને પામે એવી એક પુરાતની કથા તમને કહી સંભળાવું છું ॥૨૯॥

विस्तीर्णैषा कथा ब्रह्मन् ! श्रुता मे पितृसन्निधौ ।
सैषाऽद्य तव वक्तव्या कथासारो हि स स्मृतः ॥३०॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
श्वेतद्वीपमुक्तवर्णननामा चतुर्थोऽध्यायः ॥४॥

હે બ્રહ્મન્ ! આ કથા બહુ વિસ્તારવાળી વર્તે છે. તે મેં પિતા મહાદેવની સમીપે સાંભળી હતી. તે આ કથા હાલમાં તમને કહેવા જેવી છે. કેમ કે આ તો બધી કથાઓના સારરૂપ છે ॥૩૦॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે
શ્વેતદ્વીપમુક્તવર્ણનનામા ચતુર્થોઽધ્યાયઃ ॥૪॥

---

स्कन्द उवाच–

आसीद्राजोपरिचरो वसुनामा पुरा मुने !
भूभर्तुरायोस्तनयः ख्यातश्चासावभावसुः ॥
आखण्डलसखो भक्तिं प्राप्तो नारायणे प्रभौ ॥१॥
धार्मिकः पितृभक्तश्च पितृन्देवांश्च तर्पयन् ।
सदाचाररतो दक्षः क्षमावाननसूयकः ॥२॥
सर्वोपकारकः शान्तो ब्रह्मचर्यरतः शुचिः ।
अक्रोधनश्च मितभुग्मृदुर्निर्व्यसनो मुनिः ॥३॥
निर्द्वन्द्वो निर्विकारश्च निर्मानो धीर आत्मवित् ।
निर्दम्भो मानदो योगी तपस्वी विजितेन्द्रियः ॥४॥
धनपुत्रकलत्रेषु विरक्तः स्वजनादिषु ।
नारायणमनुं भक्त्या स जजापान्वहं नृपः ॥५॥

## [1]અધ્યાય ૫ મો.

**કાર્તિકસ્વામી** કહે છે—હે સાવર્ણિ મુને ! પૂર્વે ઉપરિચર-આકાશમાં વિચરનારો વસુ નામનો એક રાજા હતો. કેવો રાજા ? તો આયુ નામના ભૂપતિનો પ્રિયપુત્ર, અમાવસુ એવા બીજા નામથી પણ વિખ્યાત, ઇન્દ્રરાજાનો પરમ મિત્ર, મહા પ્રભુ શ્રીનારાયણમાં દૃઢ ભક્તિનિષ્ઠાને પામેલો, સત્પુરુષોના સદાચરણમાં પ્રીતિવાળો, માટે જ સ્વધર્મમાં નિષ્ઠાવાળો, પિતા અને બીજા સંબન્ધિઓની શુશ્રૂષામાં પ્રીતિવાળો, અગ્નિષ્વાત્તાદિ પિતૃગણો અને બ્રહ્મા ઇન્દ્રાદિદેવગણોના તર્પણમાં તત્પર, પોતાના શ્રેયના સાધનમાં નિપુણ, પરાપરાધને સહન કરવારૂપ ક્ષમાવાળો, પરગુણોમાં દોષારોપણ-રૂપ અસૂયાએ રહિત, સર્વકોઇનો ઉપકાર કરવાના સ્વભાવવાળો, શાંતપ્રકૃતિવાળો, ગૃહસ્થોચિત બ્રહ્મચર્યમાં દૃઢ સ્થિતિવાળો, બાહ્ય આભ્યંતર શૌચવાળો, ક્રોધવેગે વર્જીત, અલ્પ આહાર કરનારો, મૃદુ-કોમળવાણીવાળો અથવા અકઠિન ચિત્તવાળો, મનુએ કહેલાં મૃગયા આદિક અઢાર વ્યસનોએ વર્જીત, આત્મા પરમાત્માના મનનશીલ, સુખદુઃખાદિ દ્વન્દ્વથી પરાભવ નહિ પામનારો, કોઇપણ પ્રકારના વિકારે વર્જીત, પોતે સર્વગુણસંપન્ન હોવા છતાં તેના માને રહિત, વિકારના હેતુઓ ઉપસ્થિત થતાં પણ મહા ધૈર્યવાળો, આત્મજ્ઞાને પરિપૂર્ણ, દંભે રહિત એટલે બાહ્ય આભ્યંતર એક જ સ્થિતિવાળો, બીજાઓને યથાયોગ્ય માન આપનારો, ગીતામાં પ્રદર્શિત કર્મયોગવાળો, શાસ્ત્રવિહિત ભોગસંકોચરૂપ તપવાળો,

---

૧ હવે સત્સાધનના બળથી શ્વેતદ્વીપસ્થ મુક્તો જેવા થવામાં ઉપરિચર વસુની આખ્યાયિકાને ત્રણ અધ્યાયથી કહે છે. તેમાં પ્રથમ **આ અધ્યાયમાં તો** ઉપરિચર વસુના સદ્ગુણોનું વર્ણન, તે પછી કદાચિત્ તેનો દેવપક્ષપાતને લીધે સ્વર્ગથકી ભ્રષ્ટ થઇને થએલો ભૂમિવિવરમાં પ્રવેશ, તેપછી નારાયણના અનુગ્રહથી ફરીથી તેને થએલી સ્વર્ગની પ્રાપ્તિ, તેપછી વળી પિત્રિઓના શાપથી ભૂમિઉપર ચેદિદેશનો રાજા થઇને ફરીથી થએલી સ્વર્ગપ્રાપ્તિ, ત્યાં રહેલા નારદાદિ પરમર્ષિઓના સમાગમથી વાસુદેવની દૃઢ ઉપાસના કરવાથી તેને થએલી ગોલોક પરમપદની પ્રાપ્તિ, વિગેરે બાબતો વર્ણવી છે.

ઇન્દ્રિયરૂપ શત્રુઓને વિશેષપણે જીતી રહેલો અને ધન પુત્ર કલત્ર તથા બીજા સ્વજનાદિકમાં અતિશય વૈરાગ્યવાળો હતો. આવા સર્વ સદ્ગુણોએ સંપન્ન આ વસુરાજા પ્રતિદિન ભક્તિથી નારાયણના અષ્ટાક્ષર મંત્રને જપતો હતો ॥૨-૫॥

तस्मै तुष्टोऽथ भगवान् वासुदेवः स्वयं ददौ ।
साम्राज्यं सोऽप्यनासक्तस्तत्र भेजे तमादरात् ॥६॥

આવા તે ભક્તવર્ય રાજા ઉપર પ્રસન્ન થએલા સ્વયં ભગવાન્ વાસુદેવે તેને સાર્વભૌમ રાજ્ય આપ્યું હતું. સામ્રાજ્યપ્રાપ્તિ પછી પણ આ રાજા રાજ્યમાં આસક્તિએ રહિત થઇને આદરથી તે ભગવાનનેજ ભજતો હતો ॥૬॥

तन्त्रोक्तेन विधानेन पञ्चकालं समाहितः ।
पूजयामास देवेशं तच्छेषेण सुरान् पितॄन् ॥७॥

વળી આ રાજા સાવધાન થઇને પંચરાત્રમાં કહેલા વિધિને અનુસારે પ્રાતઃ-સંગવ-મધ્યાહ્ન-અપરાહ્ન-સાયાહ્ન, આ પાંચ કાળમાં પૃથક્ પૃથક્ શ્રીનારાયણની પૂજા કરતો હતો અને ભગવાનની પૂજા કરતાં અવશેષ રહેલા ચંદન પુષ્પ નૈવેદ્યાદિકવડે દેવો તથા પિત્રિઓની પૂજા કરતો હતો ॥૭॥

तेषां शेषेण विप्रांश्च संविभज्याश्रितांश्च सः ।
शेषान्नभुक् सत्यपरः सर्वभूतेष्वहिंसकः ॥८॥

વળી આ રાજા દેવપિત્રિઓના શેષથી વિપ્રોની પૂજા કરતો હતો. પછીથી પોતાના આશ્રિત પોષ્યવર્ગને યથાયોગ્ય જમાડીને તેના શેષ અન્નને જમતો હતો. એજ રીતે સર્વકોઈ ભોગ્યવસ્તુનો ઉપર કહ્યા પ્રમાણે પરાર્થે ઉપયોગ કરીને પછીથી પોતાના ઉપયોગમાં લેતો હતો. વળી સત્યપરાયણ અને સર્વ ભૂતોની હિંસાએ રહિત હતો ॥૮॥

भक्षणे दोषमविदत्प्राणिमात्रामिषस्य तु ।
महापातकवद्राजा स्वप्रजाश्च तथाऽवदत् ॥९॥

વળી આ દયાળુ રાજા, પ્રાણિમાત્રનું જે માંસ તેના ભક્ષણમાં તો મહાપાપ જેટલો દોષ સ્વયં સમઝતો હતો અને પોતાની પ્રજાઓને પણ તેમજ સમઝાવતો હતો ॥૯॥

सर्वभावेन भेजेऽसौ देवदेवं जनार्दनम् ।
अनादिमध्यनिधनं लोककर्तारमव्ययम् ॥१०॥

આટલાથી આ રાજા કૃતકૃત્ય ન હતો, પરંતુ તે સર્વના ફળભૂત ભગવદ્ભક્તિને પણ સર્વભાવથી કરતો હતો એમ હવે કહેછે- આ રાજા જનાર્દન-સર્વ જનોએ અભીષ્ટ અર્થ માટે પ્રાર્થના કરવા યોગ્ય, જેમનો આદિ-ઉત્પત્તિ મધ્ય-સ્થિતિ અને નિધન-નાશ નથી, અર્થાત્ સ્વતઃસિદ્ધ, સર્વલોકોના કર્તા, અવ્યય-વ્યયસ્વભાવે રહિત અને દેવદેવ એવા ભગવાનને આગળ કહેશે એવા સર્વભાવથી-કાય વાણી મનથી ભજતો હતો ॥૧૦॥

श्रीवासुदेवपदयोः स चकार मनः स्थिरम् ।
श्रोत्रे च नित्यं भगवत्कथायाः श्रवणे नृपः ॥११॥
नयने स्वे मुकुन्दस्य तद्भक्तानां च दर्शने ।
गुणगाने हरेर्वाणीं चक्रे भूमिपतिः स तु ॥१२॥
नारायणाङ्घ्रिसंस्पृष्टतुलसीपुष्पसौरभे ।
घ्राणं चकार च नृपो नान्यगन्धेषु कर्हिचित् ॥१३॥
श्रीशोपभुक्तवस्त्रादिस्पर्शने च त्वचं निजाम् ।
चकार रसनामन्ने नारायणनिवेदिते ॥१४॥
भगवन्मन्दिरक्षेत्रसदन्तिकगतौ तथा ।
चकार चरणौ राजा सेवायां च करौ हरेः ॥१५॥

उत्तमाङ्गं च चक्रेऽसौ विष्णुपादाभिवन्दने ।
सख्यं चकार परमं महाभागवतेषु सः ॥१६॥
एकोऽपि न क्षणस्तस्य विना भक्तिं रमापतेः ।
जगाम किल राजर्षेस्तदीयव्रतचारिणः ॥१७॥
महद्भिरेव सम्भारैर्विष्णोर्जन्मदिनोत्सवान् ।
चक्रे तदर्थमुद्यानमन्दिरोपवनानि च ॥१८॥

સર્વ ભાવથી ભજન કરવાનો પ્રકાર પ્રદર્શાવેછે—આ ભાગવતધર્મનિષ્ઠ રાજાએ નિરંતર શ્રીવાસુદેવના ચરણારવિંદમાં પોતાનું મન સ્થિર–નિશ્ચળ કર્યું હતું. પોતાના કાન ભગવત્કથાના શ્રવણમાં નિત્ય જોડીદીધા હતા. પોતાનાં નેત્રો મુકુંદ–મુક્તિદાતા ભગવાનનાં અને તેમના ભક્તોનાં દર્શન કરવામાં જોડીદીધાં હતાં. વળી આ ભૂપતિએ પોતાની વાણી ભગવાનના ગુણો ગાવામાં જોડી દીધી હતી. પોતાની નાસિકા ભગવાનના ચરણના સ્પર્શવાળી તુલસી તથા પુષ્પોના સુગંધને ગ્રહણ કરવામાં જોડી દીધી હતી પણ તે થકી બીજા ગંધોના ગ્રહણમાં ક્યારેપણ નહિ. પોતાની ત્વગિંદ્રિય લક્ષ્મીપતિ ભગવાનના ઉપભોગમાં આવેલાં વસ્ત્રો વિભૂષણો વાહનો વિગેરેનો સ્પર્શ કરવામાં કરી રાખી હતી. પોતાની રસના ઇન્દ્રિય નારાયણને નિવેદન કરેલા ચતુર્વિધ અન્નાદિકના ગ્રહણમાં જોડી રાખી હતી. આ રાજાએ પોતાના પાદો ભગવાનનાં મંદિરો, પુણ્યક્ષેત્રો અને સત્પુરુષોને સમીપે જવામાં જોડી રાખ્યા હતા તથા પોતાના હાથ ભગવાનની સેવામાં સદાય જોડી રાખ્યા હતા. વળી આ રાજાએ પોતાનું મસ્તક શ્રીવિષ્ણુ ભગવાનના ચરણમાં જે અભિવંદન તેમાં કરીરાખ્યું હતું. શ્રેષ્ઠ સખાપણું તો ભગવાનના એકાંતિક ભક્તોવિષે જ કરી રાખ્યું હતું. ભગવાન સંબન્ધી એકાદશીઆદિક વ્રતને આચરતા, રાજા છતાં પણ ઋષિની પેઠે વર્તતા હોવાથી રાજર્ષિપણે પ્રખ્યાતિને પામેલા આ ઉપરિચર વસુને લક્ષ્મીપતિ શ્રીહરિની હરકોઈ ભક્તિ વિના એક ક્ષણમાત્ર પણ કાળ

વ્યર્થ જતો ન હતો. વળી આ મહારાજા છતાંપણ ભગવાન્ શ્રીકૃષ્ણના જન્માષ્ટમી રામનવમી આદિક જન્મોત્સવોને મોટી મોટી શ્રેષ્ઠ સામગ્રીઓવડે જ કરતો હતો અને ભગવાનને માટે મોટાં મંદિરો તથા પુષ્પપ્રધાન બગીચાઓ તથા ફળપ્રધાન વાડીઓને પણ કરતો હતો. આ રીતે સર્વ ભાવથી ભગવાનને અખંડ ભજતો હતો ॥૧૧-૧૮॥

इत्थं नारायणे भक्तिं वहतो ब्राह्मणोत्तम ! ।
एकशय्यासनं तस्य दत्तवान् देवराट् स्वयम् ॥१९॥
वैजयन्तीं ददौ मालां तस्मा इन्द्रोऽतिशोभनाम् ।
अम्लानपङ्कजमयीं तथा रत्नानि भूरिशः ॥२०॥

હે બ્રાહ્મણોત્તમ સાવર્ણિમુને ! આ પ્રકારે શ્રીનારાયણને વિષે દૃઢ ભક્તિને કરતા ઉપરિચર વસુરાજાને, સ્વયં દેવરાજ ઇન્દ્ર, પોતે જે આસન-ગાદી ઉપર બેસતો હતો તેજ અર્ધી ગાદી ઉપર આદરથી બેસારતો હતો. એટલુંજ નહિ પણ ઇન્દ્રે તે રાજાને નહિ કરમાઇ જાય એવાં કમળથી બનાવેલી, માટેજ અતિ શોભાયમાન એવી વૈજયંતી નામની, પાદપર્યંત લાંબી માળા તથા ઘણાં રત્નોપણ આપ્યાં હતાં ॥૧૯-૨૦॥

आत्मा राज्यं धनं चैव कलत्रं वाहनादि च ।
यत्तद्भगवतः सर्वमिति तत्प्रेक्षितं सदा ॥२१॥

વળી આ રાજાએ પોતાનો આત્મા, રાજ્ય, ધન, સ્ત્રી, રથ ગજાદિ વાહનો, આ સર્વે જે પોતાનું વસ્તુ તે ભગવાનું જ છે એટલે ભગવદર્થે જ મેં રાખ્યું છે પણ સ્વાર્થે નહિ એવો સદાયને માટે બુદ્ધિથી નિશ્ચય કરી રાખ્યો હતો. અર્થાત્ ધન ધામાદિ સર્વે ભગવાન્ પરાયણ કરીરાખ્યું હતું. જે ભગવાનના ઉપયોગમાં ન આવે તેનો ત્યાગપણ કરી દેતો હતો. આરીતે ભક્તિપરાયણ વર્તતા રાજાનું આથી દાસપણું અને આત્મનિવેદનપણું જણાવ્યું ॥૨૧॥

काम्या नैमित्तिकाजस्रं यज्ञीयाः परमाः क्रियाः ।
सर्वाः सात्त्वतमास्थाय विधिं चक्रे समाहितः ॥२२॥

વળી તે આ રાજા પુત્રેષ્ટયાદિ કામ્યકર્મો, શ્રાદ્ધાદિ નૈમિત્તિક કર્મો, બ્રહ્માદિ દેવોના આરાધનરૂપ યજ્ઞસંબન્ધી ક્રિયાઓ અને પરમ-ભગવત્પ્રસન્નતાર્થે નિષ્કામપણે કરાતી ક્રિયાઓ, આ સર્વેને પંચરાત્રોક્ત વિધિને અનુસારે સાવધાન થઇને નિરંતર કરતો હતો ॥૨૨॥

पञ्चरात्रविदो मुख्यास्तस्य गेहे महात्मनः ।
प्रायणं भगवत्प्रत्तं भुञ्जते साग्रतो द्विजाः ॥२३॥

મહાત્મા તે રાજાના ઘરમાં પંચરાત્ર તંત્રને જાણનારા મુખ્ય શ્રેષ્ઠ બ્રાહ્મણો ભગવાનને નિવેદન કરેલા અન્ન ફળાદિ ઉપહારને પ્રથમ જમતા હતા ॥૨૩॥

तस्य प्रशासतो राज्यं धर्मेणामित्रघातिनः ।
नानृता वाक् समभवन्मनो दुष्टं न चाभवत् ॥
न च कायेन कृतवान् स पापं परमाण्वपि ॥२४॥

આ પ્રકારે ધર્મથી રાજ્યને કરતા અને નીતિથી શત્રુને હણતા એવા આ રાજાની વાણી કદાપિ અસત્ય ન હતી અને મન પણ દુષ્ટ-માનેર્ષ્યાદિદોષદૂષિત ન હતું. વળી આ રાજા અલ્પપણ પાપને દેહથી કરતો ન હતો ॥૨૪॥

पञ्चरात्रं महातन्त्रं भगवद्भक्तिपुष्टये ।
शुश्रावानुदिनं राजा भगवद्भक्तवक्त्रतः ॥२५॥

વળી આ રાજા ઉક્ત ભગવદ્ભક્તિની પરિપુષ્ટિમાટે ભગવાનના એકાંતિક ભક્તોના મુખથકી પંચરાત્ર નામના નારદમુનિકૃત મહાતંત્રને પ્રતિદિન સાંભળતો હતો ॥૨૫॥

धर्मं संस्थापयन् शुद्धं रञ्जयन्सकलाः प्रजाः ।
पालयामास पृथिवीं दिवमाखण्डलो यथा ॥२६॥

વળી આ રાજા રાજ્યમાં શુદ્ધ સનાતન ધર્મની સ્થાપના કરતો થકો અને સર્વ પ્રજાઓને ઇષ્ટની પ્રાપ્તિ કરી આપવી અને અનિષ્ટની નિવૃત્તિ કરી આપવી તેવડે રંજન કરતોથકો ઇન્દ્ર જેમ સ્વર્ગને પાળેછે તેમ પૃથ્વીનું પાલન કરતો હતો. શુદ્ધ ધર્મ "अद्रोहश्चाप्यलोभश्च" આ વચનથી આગળ કહેવામાં આવશે ॥૨૬॥

अपि सप्तविधस्तस्य राज्ये पललभक्षकः ।
पुमान्कोऽप्यभवन्नैव न च पाषण्डवेषिणः ॥२७॥

વળી આ રાજાએ ચલાવેલા પોતાના રાજ્યમાં સાતેય પ્રકારનો માંસભક્ષક કોઈપણ પુરુષ હતોજ નહિ. માંસભક્ષક સાત પ્રકારના પુરુષો મત્સ્ય પુરાણમાં "आहर्ता चानुमन्ता च विशस्ता क्रयविक्रयी । संस्कर्ता चोपभोक्ता च खादकाः सर्व एव हि ॥" આ વચનથી કહ્યા છે. ૧ પશુઓને લાવી આપનારો, ૨ તેને અનુમોદન આપનારો, ૩ પશુઓને મારનારો, ૪ માંસને વેચનારો, ૫ માંસને લેનારો, ૬ માંસને રાંધી આપનારો, ૭ માંસને ખાનારો, આ સાતેયને માંસભક્ષક જ સમજવા. તથા પોતાના રાજ્યમાં પાખંડ વેષને ધારીને લોકોને ઠગનારાઓ પણ કોઈ હતા નહિ. વેદશાસ્ત્રથી વિરૂદ્ધ વર્તનારાને પાખંડી જાણવા ॥૨૭॥

असाध्व्यो योषितश्चैव पुरुषाः पारदारिकाः ।
न श्रुतास्तस्य राज्ये च धर्मसङ्करकारिणः ॥२८॥

વળી આ રાજા રાજ્ય કરતો હતો ત્યારે રાજ્યમાં વ્યભિચારી પુરુષો તથા વ્યભિચારીણી નારીઓ તથા વર્ણસંકરતાને કરનારા જનો કોઈ પણ શ્રવણે સંભળાતા હતા નહિ. સર્વ કોઈ સ્ત્રી પુરુષો સ્વધર્મપરાયણ હતા ॥૨૮॥

एकादशविधं मद्यं त्रिविधां च सुरामपि ।
नाजिघ्रादपि कोऽपीह तस्मिन् राज्यं प्रशासति ॥२९॥

વળી આ રાજા જ્યારે રાજ્યભાર ચલાવતો ત્યારે પોતાના રાજ્યમાં અગીયાર પ્રકારનું મદ્ય અને ત્રણ પ્રકારની સુરાને કોઈ પણ સુંઘી પણ શક્તો ન હતો. તો પીવાનીતો વાત જ શી કરવી? અગીયાર પ્રકારનું મદ્ય અને ત્રણ પ્રકારની સુરા મનુસ્મૃતિમાં કહી છે તે તે થકી જાણવી ॥૨૯॥

एवंगुणः स तु क्वापि पक्षपाताद्दिवौकसाम् ।
मिथ्यालापाद्दिवो भ्रष्टः प्रविवेश महीतलम् ॥३०॥

આવા અનેક સદ્ગુણોએ સંપન્ન એવો પણ આ રાજા કોઈ સમયે દેવતાઓના પક્ષપાતને લીધે મિથ્યા આલાપ કરવાથી સ્વર્ગ થકી પડીને ભૂતળમાં પ્રવેશ કરી ગયો ॥૩૦॥

अन्तर्भूमिगतश्चासौ सततं धर्मवत्सलः ।
नारायणपरो भूत्वा तन्मन्त्रजपतत्परः ॥३१॥

ભૂમિના વિવરમાં પ્રવિષ્ટ થએલો પણ આ રાજા આવી અસહ્ય અપૂર્વ આપત્તિમાં પણ નિરંતર ધર્મવત્સળ, સ્થિરચિત્ત, નારાયણ પરાયણ થઈને તેમના અષ્ટાક્ષરમંત્રના જપમાં તત્પર થઈ રહ્યો ॥૩૧॥

तस्यैव च प्रसादेन पुनरेवोत्थितस्तु सः ।
दिवं प्राप्य सुखं तत्र मनोभीष्टं समन्वभूत् ॥३२॥

ભૂવિવરમાં પ્રવેશી ગએલો પણ આ રાજા શ્રીનારાયણના જ પ્રસાદથી, ત્યાંથી ઉપર નીકળી આવીને ફરીથી સ્વર્ગને પામીને ત્યાંના મનોભીષ્ટ મહા સુખને ભોગવવા લાગ્યો ॥૩૨॥

पुनश्चेदिपतिर्भूत्वा भुव्यसौ पितृ[illegible]
पञ्चरात्रोक्तविधिन[illegible] [illegible]रमत[illegible] ॥

વળી આ રાજા ફરીથી પિત્રિઓના શાપથી ભૂમિઉપર ચેદિ-દેશનો અધિપતિ થયો. આ અવસ્થામાં પણ આળસે રહિત-સાવધાન થઇને પંચરાત્રમાં કહેલા વિધિને અનુસારે ભગવદ્ભક્તિ-પરાયણ થઈ રહ્યો ॥૩૩॥

स्वर्गलोकं ततः प्रापद्दिव्यदेहेन भूपतिः ।
उपासनां च तत्रत्यैः परमर्षिगणैः सह ॥३४॥
दृढीकुर्वन्भगवतः कश्चित्कालमुवास तत् ।
परं पदमथ प्रापद्वासुदेवस्य निर्भयम् ॥३५॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये उपरिचरवसुसद्गुणवर्णननामा पञ्चमोऽध्यायः ॥५॥

તે રાજદેહનો નાશ થયા પછી વળી આ રાજા દિવ્યદેહથી સ્વર્ગ લોકને પામીને કેટલોક કાળ ત્યાં સુખેથી રહ્યો. અનંતર ત્યાં રહેલા નારદાદિ મુનિવરોની સાથે રહીને શ્રીકૃષ્ણની ઉપાસનાની દૃઢતા સાધીને, પ્રાકૃત પદાર્થોમાં રાગરહિત થતાં દેવદેહને ત્યાગ કરીને, વાસુદેવનું માયાપર અને 'यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम' આ ગીતાવાક્યમાં કહ્યા પ્રમાણે અપુનરાવૃત્તિ સ્થાન હોવાથી સર્વોત્તમ, નિર્ભય, એવા ગોલોકપદને પામી ગયો ॥૩૪-૩૫॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે ઉપરિચરવસુસદ્ગુણવર્ણનનામા પંચમોઽધ્યાયઃ ॥૫॥

---

सावर्णिरुवाच-

स हि भक्तो भगवत आसीद्राजा महान्वसुः ।
किं मिथ्याऽभ्यवदद्येन दिवो भूविवरं गतः ॥१॥

[1]અધ્યાય ૬ ઠો.

ભક્તરાજ રાજાની મિથ્યા આલાપથી ભૂમિવિવરપ્રવેશાદિ અસદ્‌ગતિ સાંભળીને જેને અસંભાવિતપણાનો મહાસંશય થયોછે એવા સાવર્ણિમુનિ પુછે છે—હે સ્વામી કાર્તિક! ઉપરિચર વસુ રાજા તો ભગવાનનો મહાન્ ભક્ત હતો, આવા રાજાએ એવું શું મિથ્યા ભાષણ કર્યું? કે જેથી સ્વર્ગલોકથકી પડીને ભૂમિના છિદ્રમાં પ્રવેશ કરી ગયો? તેવા ગુણશાળી રાજાને 'વેદ હિંસાપર છે' એવા અસત્ય આલાપનો અને ભૂવિવરમાં પ્રવેશનો સંભવ નથી ॥૧॥

केनोद्धृतः पुनर्भूमेः शप्तोऽसौ पितृभिः कुतः ।
कथं मुक्तस्ततो भूप इत्येतत्स्कन्द ! मे वद ॥२॥

હે સ્કંદ! વળી આ રાજાનો ભૂમિના વિવરથકી કોણે ફરીથી ઉદ્ધાર કર્યો (સ્વર્ગને પમાડ્યો)? વળી આ રાજાને પિત્રિઓએ કયા કારણથી શાપ આપ્યો હતો? અને વળી તે શાપમાંથી કયા પ્રકારે મુક્ત થયો હતો? આ ચાર પ્રશ્નો છે તેનો મને યોગ્ય ઉત્તર વિસ્તારથી આપો ॥૨॥

स्कन्द उवाच–

शृणु ब्रह्मन्! कथामेतां वसोर्वासवरोचिषः ।
यस्याः श्रवणतः सद्यः सर्वपापक्षयो भवेत् ॥३॥

આરીતે સાવર્ણિએ સ્વસંશય પ્રત્યે પુછેલા કાર્તિકસ્વામી કહે છે—હે બ્રહ્મન્! ઇન્દ્રરાજાના જેવી કાંતિ જેની છે એવા ઉપરિચર વસુરાજાની તમોએ પુછેલી કથાને હું કહું છું તેને સાવધાન મનથી તમો સાંભળો. જે કથાના શ્રવણથી તત્કાળ સર્વ પાપનો ક્ષય થઈ જાય એવી એ મહાપવિત્ર છે ॥૩॥

૧ આ અધ્યાયમાં 'વેદ હિંસાપર છે' એવા અસત્ય ભાષણથી રાજાનો થએલો અધઃપાત તથા હિંસામય યાગ કરનારા ઇન્દ્રાદિ દેવો અને તેનો નિષેધ કરવા આવેલા મહર્ષિઓનો પરસ્પર સંવાદ નિરૂપ્યો છે.

स्वायम्भुवान्तरे पूर्वमिन्द्रो विश्वजिदाह्वयः ।
आरम्भे महायज्ञमश्वमेधाभिधं मुने! ॥४॥

હે મુને! પૂર્વે જ્યારે પ્રથમનો સ્વાયંભુવ નામનો મન્વંતર વર્તતો હતો ત્યારે વિશ્વજીત્ નામના ઇન્દ્રે અશ્વમેધ નામના મહાયજ્ઞનો આરંભ કર્યો ॥૪॥

निबद्धाः पशवोऽजाद्याः क्रोशन्तस्तत्र भूरिशः ।
सर्वे देवगणाश्चापि रसलुब्धास्तदासत ॥५॥

આરંભેલા યજ્ઞના સમીપ ભાગમાં બહુ બુમો પાડતા બકરા આદિક બહુ પશુઓ દેવોએ બાંધ્યા હતા. તે સમયે સાત્વિક બધાય દેવગણોપણ રસમાં લુબ્ધ થએલા હોવાથી મૌનપણે બેસી રહ્યા પણ એનો નિષેધ કરી શકયા નહિ ॥૫॥

क्षेमाय सर्वलोकानां विचरन्तो यदृच्छया ।
महर्षय उपाजग्मुस्तत्र भास्करवर्चसः ॥६॥

આવા વિષમ સમયે સર્વ લોકોના કલ્યાણમાટે વિચરતા, સૂર્યના જેવા તેજસ્વી, વૃદ્ધ વસિષ્ઠ આદિક મહર્ષિઓ ત્યાં યદચ્છાથી આવી પહોચ્યા ॥૬॥

सम्मानिताः सुरगणैः पाद्यार्घ्यस्वागतादिभिः ।
ते बृहन्मुनयोऽपश्यन्मेध्यांस्तान् क्रोशतः पशून् ॥७॥

યજ્ઞ પ્રદેશમાં આવેલા મોટા મુનિઓનો દેવગણોએ પાદ્ય અર્ઘ્ય સ્વાગત આદિકવડે બહુ સત્કાર કર્યો. સત્કારેલા વૃદ્ધ મહર્ષિઓએ યજ્ઞપ્રદેશમાં કાળી ચીસો પાડતા, મેધ્ય, (યજ્ઞયોગ્ય પવિત્ર ગુણવાળા) અજાદિ પશુઓ જોયા ॥૭॥

सात्त्विकानामपि च तं देवानां यज्ञविस्तरम् ।
हिंसामयं समालोक्य तेऽत्याश्चर्यं हि लेभिरे ॥८॥

પશુઓને જોઈ રહેલા મહર્ષિઓ સત્વગુણ પ્રધાન એવાપણ દેવોનો પોતે દેખેલો હિંસામય તામસ યજ્ઞવિસ્તાર જોઇને જ રોમાંચિતગાત્ર થઇને અત્યંત આશ્ચર્ય પામી ગયા ॥૮॥

धर्मव्यतिक्रमं दृष्ट्वा कृपया ते द्विजोत्तमाः ।
महेन्द्रप्रमुखानूचुर्देवान् धर्मधियस्ततः ॥९॥

આ રીતે હિંસામય યજ્ઞનો આરંભ જોઇનેજ અતિશય આશ્ચર્ય પામીગએલા, અહિંસાદિ ધર્મમાં દઢ નિષ્ઠાવાળા આ શુદ્ધ મહર્ષિઓ આવો ઉઘાડો ધર્મવ્યતિક્રમ (સાત્વિકો અને વૈષ્ણવોને હિંસામય યજ્ઞના આરંભનો અધિકાર નથી અને વળી તે પરધર્મ છે, માટે તે અધર્મ જ છે) જોઇને, પછીથી મહાકૃપાળુ હોવાથી મહેન્દ્રપ્રમુખ દેવોપ્રતિ બોલ્યા ॥૯॥

महर्षय ऊचुः-

देवैश्च ऋषिभिः सार्कं महेन्द्रास्मद्वचः शृणु ।
यथास्थितं धर्मतत्त्वं वदामो हि सनातनम् ॥१०॥

મહર્ષિઓ કહે છે—હે મહેન્દ્ર! દેવો અને ઋષિઓ સાથે તું અમારૂં વચન સાંભળ્ય. શું વચન? તો વેદાનુસારી હોવાથી સનાતન એવું શુદ્ધ ધર્મનું તત્ત્વ યથાસ્થિત જેવું છે તેવું કહીએ છીએ એમાં સંશય નથી ॥૧૦॥

यूयं जगत्सर्गकाले ब्रह्मणा परमेष्ठिना ।
सत्त्वेन निर्मिताः स्थो वै चतुष्पाद्धर्मधारकाः ॥११॥

પરમેષ્ઠિ બ્રહ્માએ જ્યારે આ જગતની પ્રથમ સૃષ્ટિ કરી ત્યારે તમોને સત્ત્વગુણથી નિશ્ચે ઉત્પન્ન કર્યા છે. માટેજ તમો સત્ય દયા તપ શૌચ, આ નામના ચાર પાદવાળા ધર્મના ધારક છો ॥૧૧॥

रजसा तमसा चासौ मनूंश्चैव नराधिपान् ।
असुराणां चाधिपतीनसृजद्धर्मधारिणः ॥१२॥

વળી બ્રહ્માએ રજોગુણથી ધર્મને ધરનારા મનુષ્યો, નરો અને નરાધિપોને ઉત્પન્ન કર્યા. તથા તમોગુણથી અસુરો અને તેના અધિપતિઓને ઉત્પન્ન કર્યા. 'धर्मधारिणः' એવું વિશેષણ આપ્યું છે તે ઉપરથી 'તે સમયે તો સર્વકોઇ પણ ધર્મનિષ્ઠ હતા' એમ જણાય છે. 'धर्मश्चतुष्पान्मनुजान्कृते समनुवर्तते' એમ ભાગવતમાં કહ્યું છે ॥૧૨॥

सर्वेषामथ युष्माकं यज्ञादिविधिबोधकम् ।
ससर्ज श्रेयसे वेदं सर्वाभीष्टफलप्रदम् ॥१३॥

અનંતર બ્રહ્માએ તમારા સર્વેના શ્રેયમાટે યજ્ઞાદિ વિધિને બોધ કરનારા, સમસ્ત અભીષ્ટ ફળને આપનારા એવા વેદનો પ્રાદુર્ભાવ કર્યો ॥૧૩॥

अहिंसैव परो धर्मस्तत्र वेदेऽस्ति कीर्तितः ।
साक्षात्पशुवधो यज्ञे नहि वेदस्य सम्मतः ॥१४॥

તમો સર્વેને ઉત્પન્ન કર્યા પછી તમારા શ્રેયમાટેજ બ્રહ્માએ ઉત્પન્ન કરેલા વેદમાં 'કાય વાણી મનથી પ્રાણિમાત્રના અદ્રોહરૂપ અહિંસા જ પરમ ધર્મ છે' એમ કહ્યું છે. માટે તમોએ આરંભેલા આ યજ્ઞમાં સાક્ષાત્ પશુઓનો વધ, વેદને સંમત હોયજ નહિ ॥૧૪॥

चतुष्पादस्य धर्मस्य स्थापने ह्येव सर्वथा ।
तात्पर्यमस्ति वेदस्य न तु नाशेऽस्य हिंसया ॥१५॥

ત્યારે વેદને શું સંમત છે? તો ચાર ચરણવાળા ધર્મના સ્થાપનમાં જ સર્વ પ્રકારે વેદનું તાત્પર્ય-સિદ્ધાંત છે. પણ અધર્મના પાદરૂપ હિંસા કરીને ધર્મના નાશમાં તો વેદનું તાત્પર્ય નથી ॥૧૫॥

रजस्तमोदोषवशाद्यथाप्यसुरपा नृपाः ।
मेध्येनाजेन यष्टव्यमित्यादौ मतिजाड्यतः ।
छागादिमर्थं बुबुधुर्व्रीह्यादिं तु न ते विदुः ॥१६॥

યદ્યપિ સ્થિતિતો એવી હતી, તથાપિ રજના રાગાદિ દોષો અને તમના શોકાદિ દોષોને લીધે થએલી બુદ્ધિજડતાથી કેટલાક નરાધિપો અને અસુરાધિપો 'मेध्येनाजेन यष्टव्य' મેધ્ય-પવિત્ર અજથી યજન કરવુ' ઇત્યાદિ વેદમત્રોમા રહેલા અજાદિ શબ્દોનો છાગ (બકરો) આદિક અર્થ સમજ્યા, પણ રજ તમ પ્રકૃતિવાળા તેઓ અજ શબ્દથી જે વ્રીહિ આદિક ધાન્ય કહ્યુ છે તે અર્થને તો સમજ્યા જ નહિ ॥૧૬॥

सात्त्विकानां तु युष्माकं वेदस्यार्थो यथास्थितः ।
ग्रहीतव्योऽन्यथा नैव तादृशी च क्रियोचिता ॥१७॥

યદ્યપિ વેદનુ મુખ્યપણે અહિંસામય ધર્મના જ પ્રતિપાદનમા તાત્પર્ય છે તથાપિ રાજસ તામસ પ્રકૃતિવાળા અસુરાશ રસલુબ્ધ રાજાઓ 'मेध्येनाजेन यष्टव्य' ઇત્યાદિ વચનથી વેદને હિંસાપર સમજે છે, તેમ સાત્ત્વિક અને વળી વિષ્ણુના ઉપાસક એવા તમારે તો 'વેદ હિંસાર્થપર છે' એમ સમઝવુ તે ઉચિત નથી, એવા અભિપ્રાયથી હવે કહે છે-સત્વગુણપ્રધાન એવા તમારે તો જેવો છે તેવો યથાર્થજ વેદનો અર્થ સ્વીકારવો જોઇએ પણ વિપરીતપણે નહિ અને યજ્ઞાદિ ક્રિયાપણ પોતાના સત્ત્વગુણને અનુસરનારી જ (ચતુષ્પાદ ધર્મને અનુસારી) કરવી યોગ્ય છે પણ તામસ હિંસાદિ ક્રિયા કરવી યોગ્ય નથી ॥૧૭॥

यादृशो हि गुणो यस्य स्वभावस्तस्य तादृशः ।
स्वस्वभावानुसारेण प्रवृत्तिः सा च कर्मणि ॥१८॥

જે જનમા જેવો સાત્વિક કે રાજસ કે તામસ ગુણ હોય તે જનનો તેવોજ ગુણાનુસારી જ સ્વભાવ હોય છે અને તે પોતાના સ્વભાવને અનુસારે કર્મમા પ્રવૃત્તિ થાય છે ॥૧૮॥

सात्त्विकानां हि वो देवः साक्षाद्विष्णू रमापतिः ।
अहिंसयज्ञेऽस्ति ततोऽधिकारस्तस्य तुष्टये ॥१९॥

સાત્વિક એવા તમારા ઉપાસ્ય ઇષ્ટદેવ તો લક્ષ્મીપતિ સાક્ષાત્ વિષ્ણુ છે. તો તે વિષ્ણુ ભગવાનની પ્રસન્નતામાટે વિષ્ણુના ઉપાસક તમારે અહિંસામય યજ્ઞમાં જ અધિકાર છે ॥૧૯॥

प्रत्यक्षपशुमालभ्य यज्ञस्याचरणं तु यत् ।
धर्मः स विपरीतो वै युष्माकं सुरसत्तमाः ! ॥२०॥

માટે હે સુરસત્તમાઃ ! પ્રત્યક્ષ પશુને હણીને જે યજ્ઞ કરવો તેતો તમારેવિષે નિશ્ચે વિપરીત જ ધર્મ છે ॥૨૦॥

रजस्तमोगुणवशादासुरीं सम्पदं श्रिताः ।
युष्माकं याजका ह्येते सन्त्यवेदविदो यथा ॥२१॥

વળી તમને યજ્ઞ કરાવનારા જે આ ઋત્વિજો છે તે પણ રજોગુણ તમોગુણના વશપણાથી આસુરી સંપત્તિને આશરેલા છે. માટે વેદાર્થને ન જાણતા હોયને શું? એમ વિપરીત અર્થને જાણનારા છે ॥૨૧॥

तत्सङ्गादेव युष्माकं साम्प्रतं व्यत्ययो मतेः ।
जातस्तेनेदृशं कर्म प्रारब्धमिति निश्चितम् ॥२२॥

આ વર્તમાન કાળે તેવા આસુરી સંપત્તિવાળા પુરોહિતોના પ્રસંગથીજ સાત્વિક એવા તમો તે તમારી મતિમાં વિપરીતપણું (અધર્મમાં ધર્મરૂપ) થયું છે. તે કારણથી આવું હિંસામય કર્મ તમો આરંભી બેઠાછો, એમજ અમોએ નિશ્ચય કર્યો છે. જો એમ ન હોય તો તમારી મતિ કદાપિ વિપરીત થાયજ નહિ ॥૨૨॥

राजसानां तामसानामसुराणां तथा नृणाम् ।
यथागुणं भैरवाद्या उपास्याः सन्ति देवताः ॥२३॥

રાજસ મનુષ્યો અને તામસ અસુરોને પોતપોતાના ગુણને અનુસારે ભૈરવાદિ દેવતાઓ ઉપાસ્ય છે. તેઓ તેવી દેવતાઓને ઉપાસે છે ॥૨૩॥

स्वगुणानुगुणात्मीयदेवतातुष्टये भुवि।
हिंस्रयज्ञविधानं यत्तेषामेवोचितं हि तत् ॥२४॥

પોતાના રજઆદિક ગુણને અનુકૂળ વર્તનારી રાજસી આદિક આત્મીય દેવતાની પ્રસન્નતામાટે ભૂમિઉપર જે હિંસ્રયજ્ઞવિધાન છે તે પણ તેવા યથાગુણ ભૈરવાદિ દેવતાના ઉપાસક તામસ અસુરો અને રાજસ નરોને જ ઉચિત છે. બીજા સાત્ત્વિક દેવોને તથા મનુષ્યોને ઉચિત નથી ॥૨૪॥

तत्रापि विष्णुभक्ता ये दैत्यरक्षोनरादयः ।
तेषामप्युचितो नास्ति हिंस्रयज्ञः कुतस्तु वः ॥२५॥

તેમાં પણ જે દૈત્ય રાક્ષસ નર આદિકો વિષ્ણુના ભક્ત થયા છે તેમને પણ હિંસામય યજ્ઞ ઉચિત નથી, તો તમને સાત્ત્વિક વિષ્ણુભક્તોને તો ઉચિત હોય જ ક્યાંથી ? નજ હોય ॥૨૫॥

यज्ञशेषो हि सर्वेषां यज्ञकर्मानुतिष्ठताम् ।
अनुज्ञातो भक्षणार्थं निगमेनैव वर्तते ॥२६॥

વળી યજ્ઞકર્મ કરનારા સર્વ જનોએ યજ્ઞનું શેષ ભક્ષણ કરવું જોઇએ, એવી વેદે જ અનુજ્ઞા આપેલી છે. તો હિંસામય યજ્ઞમાં યજ્ઞશેષમાંસભક્ષણનો પ્રસંગ આવે છે ॥૨૬॥

सात्त्विकानां देवतानां सुरामांसाशनं क्वचित् ।
अस्माभिस्त्वीक्षितं नैव न श्रुतं च सतां मुखात् ॥२७॥

સાત્ત્વિક દેવતાઓને મદ્યમાંસનું ભક્ષણ, અમોએતો ક્યારેય-પણ દેખ્યુંજ નથી તેમ કોઇ સજ્જનોના મુખથકી સાંભળ્યું પણ નથી ॥૨૭॥

तस्माद्व्रीहिभिरेवास्मै यज्ञः क्षीरेण सर्पिषा ।
मेध्यैरन्नैश्च सथान्यैः कार्यो न पशुहिंसया ॥२८॥

સાત્ત્વિક દેવાને સુરામાંસનું ભક્ષણ અશ્રુતપૂર્વ અદૃષ્ટપૂર્વ હોવાથી આ આરંભેલો યજ્ઞ વ્રીહિ, (ડાંગર) ગાયનું દુધ, ઘી,

તથા બીજાં યજ્ઞયોગ્ય ગુણવાળાં ઘઉં આદિક અન્નો તથા બીજા સાકર આદિક રસોવડે જ કરવા યોગ્ય છે, પણ પશુઓની હિંસા કરીને કરવા યોગ્ય નથી. યજ્ઞમાં પશુહિંસાના અને યજ્ઞશેષ માંસ-ભક્ષણના નિષેધમાં તથા વ્રીહિ વિગેરેવડે યજ્ઞ કરવામાં અનેક શ્રુતિસ્મૃતિનાં પ્રમાણો છે તે તે થકી જાણવાં ॥૨૮॥

तत्रापि बीजैर्यष्टव्यमजसंज्ञामुपागतैः ।
त्रिवर्षकालमुषितैर्न येषां पुनरुद्गमः ॥२९॥

વ્રીહ્યાદિવડે યજ્ઞ કરવામાં પણ, પાકયાપછી ત્રણવર્ષપર્યંત પડી રહેલાં, માટેજ જે ફરીથી ઉગીજ શકે નહિ, માટેજ અજ (ફરીથી ઉગી શકે નહિ તે) એવી સાર્થક સંજ્ઞાને પામેલાં એવાં જીર્ણ વ્રીહિ વિગેરે બીજોવડે યજ્ઞ કરવો. 'त्रिवर्षकालं' એમ જે કહ્યું તે હિંસાનાં અતિશય નિષેધને માટે જાણવું. આ અર્થ વાયુપુરાણમાં 'यज्ञो बीजैः सुरश्रेष्ठ! येषु हिंसा न विद्यते । त्रिवर्षपरमं कालमुषितैरप्ररोहिभिः ॥' આ વચનથી કહ્યો છે ॥૨૯॥

अद्रोहश्चाप्यलोभश्च दमो भूतदया तपः ।
ब्रह्मचर्यं तथा सत्यमदम्भश्च क्षमा धृतिः ॥३०॥
सनातनस्य धर्मस्य रूपमेतदुदीरितम् ।
तदतिक्रम्य यो वर्तेद्धर्मघ्नः स पतत्यधः ॥३१॥

હાલમાં કરવા આરંભેલો આ હિંસામય યજ્ઞરૂપ ધર્મ જો અમને વૈષ્ણવોને અનુચિત છે, તો કર્તવ્ય સનાતન ધર્મ કયો જાણવો? એવી અપેક્ષામાં સનાતન ધર્મનું રૂપ કહે છે—કોઇનો પણ દ્રોહ ન કરવો, શાસ્ત્રમર્યાદાને ઉલ્લંઘીને ધનાદિકનો લોભ ન કરવો. દમ-ઇન્દ્રિયોને વશ કરવાં, ભૂતદયા-પ્રાણિઓનું હિત કરવું, કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપ કરવું, યથોચિત બ્રહ્મચર્ય પાળવું, સત્ય બોલવાનો આગ્રહ રાખવો, નિષ્કપટપણા રૂપ અદંભ રાખવો, ક્ષમા-પરાપરાધ સહન કરવો, આપત્તિમાં પણ ધૈર્યનો ત્યાગ ન કરવો, ઇત્યાદિ સનાતન ધર્મનું સ્વરૂપ કહ્યું છે. આવા સનાતન

ધર્મને ઉલ્લંઘીને જે પુરુષ વર્તે તે ધર્મઘાતી કહેવાય, માટેજ તે અધોગતિને પામે છે ॥૩૦-૩૧॥

स्कन्द उवाच-

इत्थं वेदरहस्यज्ञैर्महामुनिभिरादरात् ।
बोधिता अपि सन्नीत्या स्वप्रतिज्ञाविघाततः ।
तद्वाक्यं जगृहुर्नैव तत्प्रामाण्यविदोऽपि ते ॥३२॥

કાર્તિક સ્વામી કહે છે—હે મુને ! વેદના રહસ્યને જાણનારા મહામુનિઓએ આ પ્રકારે આદરથી સચ્છાસ્ત્રોક્ત રીતિથી બોધ આપેલા પણ દેવો, યદ્યપિ ઋષિવાકયોનું પ્રામાણ્ય જાણે છે તથાપિ પોતાની હિંસામય યજ્ઞ કરવાની પ્રતિજ્ઞાનો ભંગ થતાં માન-ભંગ થાય એમ માનીને, મુનિઓનું સત્ય હિતવાકયપણ સ્વીકારી શકયાજ નહિ. પોતે જાણતા ન હતા એમ નહિ પણ પોતાનું વૃથા માન રાખવા મહર્ષિઓનું વચન માની શકયા નહિ ॥૩૨॥

सद्व्यतिक्रमात्तर्हि मानक्रोधमदादयः ।
विविशुस्तेष्वधर्मस्य वंश्याश्छिद्रगवेषिणः ॥३३॥

સત્યવાદી મહર્ષિઓના વાકયના અનાદરરૂપ અપરાધથી, પ્રવેશના અવકાશને શોધવામાં તત્પર એવા અધર્મવંશીય માન ક્રોધ મદાદિ અંતઃશત્રુઓ તેજ ક્ષણમાં દેવોવિષે પ્રવેશ કરી રહ્યા. મહાત્માઓના અતિક્રમથી ધર્મભંગ થતાં, અધર્મને જ રમવાનો અવકાશ મળે છે ॥૩૩॥

अजश्छागो न बीजानीत्यादिवादिषु तेष्वथ ।
विमनःस्वृषिवर्येषु पुनस्तान्बोधयत्सु च ॥३४॥
राजोपरिचरः श्रीमांस्तत्रैवागाद्यदृच्छया ।
तेजसा द्योतयन्नाशा इन्द्रस्य परमः सखा ॥३५॥

અનંતર અધર્મવંશનો પ્રવેશ થતાં દેવતાઓ 'શ્રુતિમાં જે અજ શબ્દ છે તેનો અર્થ બકરોજ થાય છે પણ વ્રીહ્યાદિ બીજે

તો નહિ જ' ઇત્યાદિ વચનોવડે વાદ કરે છે અને મુનિવર્યો તેને સાંભળીને બહુ ઉદાસ થઇને, વળી ફરીથી તેમને બોધ આપે છે એજ અવસરમાં ત્યાં દૈવેચ્છાથી જ વસુરાજા આવી પહોચ્યો: કેવો રાજા ? તો જે પોતાના પ્રતાપથી દિશાઓને પ્રકાશમય કરતો, ઇન્દ્રનો પરમ સખા, માટે જ તેણે અત્યંત વિશ્વાસ કરવા યોગ્ય, શ્રીમાન્-અહિંસાધર્મજન્ય શોભાવાળો અને આકાશમાં ગતિવાળો હતો ॥૩૪-૩૫॥

तं दृष्ट्वा सहसायान्तं वसुं ते त्वन्तरिक्षगम् ।
ऊचुर्द्विजातयो देवानेष छेत्स्यति संशयम् ॥३६॥

વૃદ્ધ વસિષ્ઠાદિ ઋષિઓ તો વેગથી આકાશમાર્ગે આવેલા વસુરાજાને દેખીને દેવો પ્રત્યે બોલ્યા કે-આ રાજા આપણા સંશયને નિશ્ચે છેદશે ॥૩૬॥

एष भूमिपतिः पूर्वं महायज्ञान् सहस्रशः ।
चक्रे सात्त्वततन्त्रोक्तविधिनाऽऽरण्यकेन च ॥३७॥
येषु साक्षात्पशुवधः कस्मिंश्चिदपि नाभवत् ।
न दक्षिणानुकल्पश्च नाभूत्यक्षसुरार्चनम् ॥३८॥
अहिंसाधर्मरक्षाभ्यां ख्यातोऽसौ सर्वतो नृपः ।
अग्रणीर्विष्णुभक्तानामेकपत्नीमहाव्रतः ॥३९॥
ईदृशो धार्मिकवरः सत्यसन्धश्च वेदवित् ।
कथञ्चिन्नान्यथा ब्रूयाद्वाक्यमेष महान्वसुः ॥४०॥

સંશય છેદવામાં કારણ કહે છે—આ ભૂપતિએ પૂર્વે નારદપંચરાત્રમાં કહેલા વિધિથી અને ઉપનિષદમાં કહેલા વિધિથી હજારો હજાર મહાયજ્ઞો કર્યા હતા. તેણે કરેલા યજ્ઞોમધ્યે કોઈપણ યજ્ઞમાં સાક્ષાત્ પશુવધ થયો ન હતો. વળી યજ્ઞમાં વિપ્રોને મુખ્ય પક્ષથી જ દક્ષિણા આપતો હતો પણ ગૌણ પક્ષથી નહિ. વળી યજ્ઞમાં ઇન્દ્રાદિ દેવોને બોલાવીને સાક્ષાત જ તેમની પૂજા કરતો હતો

પણ પરોક્ષપણે નહિ. વળી આ રાજા અહિંસાધર્મ અને પ્રજારક્ષણે કરીને સર્વ લોકમાં વિખ્યાત થયો છે. વળી વિષ્ણુભક્તોમાં અગ્રેસર અને એક જ પત્નીરૂપ મહાવ્રતવાળો છે. વળી ધર્મનિષ્ઠ પુરુષોમધ્યે શ્રેષ્ઠ, સત્ય પ્રતિજ્ઞાવાળો, વેદના અર્થને જાણનારો અને વિપત્તિમાં પણ સ્વધર્મ થકી નહિ ચળાયમાન થનારો મહાન્ છે. આવા ગુણવાળો આ રાજા કોઈપણ પ્રકારે અન્યથા–અસત્ય વાક્યને નહિ જ બોલે. એવો અમને નિશ્ચય છે ॥ ૩૭-૪૦ ॥

एवं ते संविदं कृत्वा विबुधा ऋषयस्तथा ।
अपृच्छन्सहसाभ्येत्य वसुं राजानमुत्सुकाः ॥४१॥

વિવાદમાં પડેલા ઋષિઓ તથા દેવતાઓ આ રીતે સંકેત કરીને, ઉત્સાહ પામીને તત્કાળ સન્મુખ જઈને વસુ રાજાને પુછવા લાગ્યા ॥૪૧॥

देवमहर्षय ऊचुः–

भो! राजन्केन यष्टव्यं पशुनाहोस्विदौषधैः ।
एतं नः संशयं छिन्धि प्रमाणं नो भवान्मतः ॥४२॥

દેવતાઓ તથા મહર્ષિઓ પુછે છે—હે રાજન્! યજ્ઞ કયા દ્રવ્યે કરીને કરવો? પશુઓએ કરીને કે ધાન્યોએ કરીને કરવો? આવા અમારા સંશયને નિવારણ કરો. કેમકે અમોએ તમોને પ્રમાણપણે માન્યા છે. એટલે અમારે સર્વેને તમારૂં વચન પ્રમાણભૂત છે ॥૪૨॥

स्कन्द उवाच–

स तान् कृताञ्जलिर्भूत्वा परिपप्रच्छ वै वसुः ।
कस्य वः को मतः पक्षो ब्रूत सत्यं समाहिताः ॥४३॥

કાર્તિક સ્વામી કહે છે—મહર્ષિઓએ દેવોસાથે મળીને આ રીતે પુછતાં વસુરાજા બે હાથ જોડીને તેમને વળી પુછવા લાગ્યો કે–તમારે માંયે કેનો કયો પક્ષ છે? એટલે મહર્ષિઓએ માનેલો

સિદ્ધાંત કયો છે? અને દેવતાઓએ માનેલો સિદ્ધાંત કયો છે? તે તમો અવ્યગ્ર થઇને સત્ય જ બોલો ॥૪૩॥

महर्षय ऊचुः-

धान्यैर्यष्टव्यमित्येव पक्षोऽस्माकं नराधिप ! ।
देवानां तु पशुः पक्षो मतं राजन् ! वदात्मनः ॥४४॥

મહર્ષિઓ કહે છે—હે નરાધિપ! 'ધાન્યવડે જ યજ્ઞ કરવો' એવો અમારો પક્ષ છે. દેવતાઓનો તો 'અજાદિ પશુઓવડે યજ્ઞ કરવો' એવો પક્ષ છે. તો હે રાજન્! આ બે પક્ષમાં તમારો જે મત-સિદ્ધાંત હોય તે કહો ॥૪૪॥

स्कन्द उवाच-

देवानां तु मतं ज्ञात्वा वसुस्तत्पक्षसंश्रयात् ।
छागादिपशुभिर्यज्यमित्युवाच वचस्तदा ॥४५॥

કાર્તિક સ્વામી કહે છે—હે મુને! મહર્ષિઓએ આ રીતે કહેતાં, વસુરાજા દેવોનો તો મત પશુવડે યજ્ઞ કરવારૂપ જાણીને, તેમના પક્ષનો પ્રથમથી જ આશ્રય કરેલો હોવાથી તે સમયે 'બકરાં આદિક પશુઓવડે જ યજન કરવું' આવું વચન બોલ્યો ॥૪૫॥

एवं हि मानिनां पक्षमसन्तं स उपाश्रितः ।
धर्मज्ञोऽप्यवदन्मिथ्या वेदं हिंसापरं नृपः ॥४६॥

આ રીતે રાજા, માની દેવતાઓના મિથ્યાભૂત પક્ષને અનુસરવાથી ધર્મજ્ઞ છતાં પણ 'વેદ હિંસાપ્રધાન છે' એવું મિથ્યા-અસત્ય વચન બોલ્યો ॥૪૬॥

तस्मिन्नेव क्षणे राजा वाग्दोषादन्तरिक्षतः ।
अधः पपात सहसा भूमिं च प्रविवेश सः ॥४७॥

અસત્યવાદી રાજા જે ક્ષણમાં આવું વચન બોલ્યો તે જ ક્ષણમાં વેદને હિંસાપર કહેવારૂપ વાણીના દોષને લીધે આકાશથકી નીચે પડી ગયો અને તત્કાળ ભૂમિમાં પ્રવેશ કરી ગયો ॥૪૭॥

महतीं विपदं प्राप भूमिमध्यगतो नृपः ।
स्मृतिस्त्वेनं न प्रजहौ तदा नारायणाश्रयात् ॥४८॥

આ રીતે ભૂમિના મધ્યભાગને પામેલો રાજા મહાવિપત્તિને પામ્યો. આવી વિપત્તિની પ્રાપ્તિમાં પણ નારાયણનો દૃઢ આશ્રય હોવાથી 'હું ભગવાનનો ભક્ત છું, દેવોના પક્ષપાતને લીધે અસત્ય વચન બોલ્યો, વેદ અને વેદજ્ઞ મુનિઓનો અપરાધકર્તા થયો' આવી સ્મૃતિએ તો તેનો ત્યાગ કર્યો નહિ. એટલે તેને ભક્તિના બળથી બધી સ્મૃતિ રહી હતી ॥૪૮॥

मोचयित्वा पशून् सर्वांस्ततस्ते त्रिदिवौकसः ।
हिंसाभीता दिवं जग्मुः स्वाश्रमांश्च महर्षयः ॥४९॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
वेदस्य हिंसापरत्वोक्त्या उपरिचरवसोरधःपात-
वर्णननामा षष्ठोऽध्यायः ॥६॥

આ પ્રકારે ઉપરિચર વસુરાજાનો અધઃપાત થયા પછી મહેન્દ્રાદિ દેવતાઓ હિંસાથકી ભય પામીને સર્વે પશુઓને છોડી મુકીને ઉદાસમુખે ત્યાંથી સ્વર્ગમાં ચાલ્યા ગયા. અને મહર્ષિઓ પણ પોતપોતાના આશ્રમ પ્રત્યે ગયા ॥૪૯॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે વાસુદેવમાહાત્મ્યે વેદસ્ય
હિંસાપરત્વોક્ત્યા ઉપરિચરવસોરધઃપાતવર્ણન-
નામા ષષ્ઠોઽધ્યાયઃ ॥૬॥

**स्कन्द उवाच–**

**भूमध्यगः स राजाथ स्वकृतं कर्म गर्हयन् ।**
**अनुतप्यमानश्च भृशं मानयंस्तान् बृहन्मुनीन् ।**
**जजाप भगवन्मन्त्रं त्र्यक्षरं मनसा सदा ॥१॥**

[1]અધ્યાય ૭ મો.

કાર્તિક **સ્વામી** કહે છે—હે સાવર્ણિ મુને ! ભૂમિના છિદ્રમાં પ્રવેશ કરી ગએલો વસુરાજા પોતે કરેલા મિથ્યા ભાષણાદિરૂપ કર્મને બહુ નિંદતો, વૃદ્ધ વસિષ્ઠાદિ મહામુનિઓને મનથી બહુ માનતો, માટેજ અત્યંત પશ્ચાત્તાપ કે જે એક પાપના પ્રાયશ્ચિત્ત-રૂપ કહેવાય છે તેને કરતોથકો મનમાં સાત્વત તંત્રમાં પ્રસિદ્ધ, ત્રણ અક્ષરવાળા, શ્રીકૃષ્ણ નામના ભગવન્મંત્રના જપમાં સદા તત્પર થઈ રહ્યો ॥૧॥

**तत्रापि परया भक्त्या पञ्चकालं स्वचेतसा ।**
**अयजद्धरिं सुरपतिं भूमेर्विवर आदरात् ॥२॥**

ભૂમિના મધ્યમાં રહેલો પણ આ રાજા પ્રાતઃ સંગવ મધ્યાહ્ન અપરાહ્ન સાયાહ્ન આ પાંચ સમયમાં પરમ પ્રેમપૂર્વક મનઃકલ્પિત ચંદન પુષ્પાદિ ઉપચારો વડે દેવદેવ શ્રીહરિની આદરથી પૂજા કરવા લાગ્યો ॥૨॥

**ततोऽस्य तुष्टो भगवान्वासुदेवो जगत्पतिः ।**
**आपद्यपि यथाकालं यथाशास्त्रं स्वमर्चतः ॥३॥**

અનંતર જગત્પતિ ભગવાન્ શ્રીવાસુદેવ મહાકષ્ટમાં પણ યથા-સમય (પાંચ વખત) યથાશાસ્ત્ર પોતાના રૂપની પૂજા કરતા રાજા ઉપર ત્રણ માસને અંતે પ્રસન્ન થયા ॥૩॥

---

૧ આ અધ્યાયમા વસુરાજા અતર્કિત આવેલા બે મહાવિઘ્નોને ભગવાનના અનુગ્રહથી ઉલ્લંઘીને, ભગવાનમાં સ્નેહની અતિ દૃઢતા કરીને તેમના ધામને પામ્યો, આ કથા કહેલી છે

वरदो भगवान्विष्णुः समीपस्थं द्विजोत्तमम् ।
गरुत्मन्तं महावेगमावभाषे स्वयं ततः ॥४॥

પ્રસન્ન થયા પછી વરદાતા દયાળુ સ્વયં ભગવાન્ શ્રીવિષ્ણુ સમીપમાં રહેલા, બહુવેગવાળા, પક્ષિરાજ ગરૂડ પ્રત્યે બોલ્યા ॥૪॥

श्रीभगवानुवाच-

द्विजोत्तम! महाभाग! गम्यतां वचनान्मम ।
सम्राड्राजा वसुर्नाम धर्मात्मा मां समाश्रितः ॥५॥
ब्रह्मातिक्रमदोषेण प्रविष्टो वसुधातलम् ।
तन्मानना कृता तेन तद्गच्छाद्य तदन्तिकम् ॥६॥

શ્રીભગવાન્ કહે છે—હે મહાભાગ પક્ષિરાજ ગરૂડ! મારા વચનથી તમો એકદમ જાવ. ક્યાં? તો ધર્માત્મા મદાશ્રિત સાર્વભૌમ વસુ નામનો રાજા, વેદનો હિંસાપર કહેવારૂપ અને મહર્ષિઓનો વચનાનાદરરૂપ અપરાધદોષને લીધે પૃથ્વીતળમાં પેશી ગયો છે. તે આસ્તિકાગ્રેસર રાજાએ વેદ અને મુનિઓનો સત્કાર કર્યોછે. એટલે "यस्यापराधः कृतः स्यात्तस्य प्रसादनेन तदपराधस्य नाशः स्यात्" આ વિષ્ણુસ્મૃતિમાં કહ્યા પ્રમાણે તેણે પણ કરેલું હોવાથી નિર્દોષ થઈ ગયો છે. માટે હમણાં જ તે રાજાની સમીપે જાવ ॥૫-૬॥

भूमेर्विवरसङ्गुप्तं गरुडैनं ममाज्ञया ।
अधश्चरं नृपश्रेष्ठं खेचरं कुरु मा चिरम् ॥७॥

હે ગરૂડ! સમીપે જઇને પૃથ્વીના છિદ્રમાં ગુપ્ત રહેલા, અધોગતિને પામેલા નૃપવર્ય એ વસુરાજાને મારી આજ્ઞાથી આકાશમાં ગતિવાળો તમો કરો. આ કાર્યમાં વિલંબ કરો નહિ ॥૭॥

स्कन्द उवाच-

गरुत्मानथ विक्षिप्य पक्षौ मारुतवेगवान् ।
विवेश विवरं भूम्या यत्रास्ते वाग्यतो वसुः ॥८॥

કાર્તિક સ્વામી કહે છે—હે મુને ! આ રીતે ભગવાને આજ્ઞા કર્યા પછી, ગરૂડજીએ પોતાની એ પાંખોને પહોળી કરીને, વાયુના જેવા તીવ્ર વેગવાળા થઇને જ્યાં નિયમિત વાણીવાળો (મૌન) વસુરાજા રહ્યો છે તે ભૂમિના છિદ્રમાં પ્રવેશ કર્યો ॥૮॥

तत एनं समुत्क्षिप्य स्वचञ्च्वा विनतासुतः ।
उत्पपात नभस्तूर्णं तत्र चैनममुञ्चत ॥९॥

વિનતાના પુત્ર ગરૂડજી તે સ્થાનથકી વસુરાજાને પોતાની ચાંચમાં પકડીને તત્કાળ આકાશમાં ઉડ્યા. અને તે આકાશમાં એ રાજાને મુકી દીધો ॥૯॥

तस्मिन्मुहूर्ते सञ्जज्ञे राजोपरिचरः पुनः ।
सशरीरो गतः स्वर्गं परमं सुखमाप्तवान् ॥१०॥

આકાશમાં મુકેલો વસુરાજા એ જ મુહૂર્તમાં ફરીથી ઉપરિ-અંતરિક્ષમાં વિચરનારો થયો અને શરીર સાથે સુખરૂપ સ્વર્ગને પામીને પરમ સુખને પામ્યો ॥૧૦॥

एवं तेनापि ब्रह्मर्षे ! वाग्दोषात्सदवज्ञया ।
प्राप्ता गतिरयज्ञार्हा धर्मज्ञेन महात्मना ॥११॥

હે બ્રહ્મર્ષે ! ધર્મજ્ઞ મહાત્મા ભગવદ્‌ભક્ત એવાપણ આ રાજાને 'વેદ હિંસાપર છે' એમ કહેવારૂપ અસત્યવાણી-દોષથી થએલી મહર્ષિઓની તેમના વચનના અનાદરરૂપ અવજ્ઞાથી આવી અવળી યજ્ઞકર્તાને અનુચિત અધોગતિ મળી હતી ॥૧૧॥

केवलं पुरुषस्तेन सेवितो हरिरीश्वरः ।
ततः शीघ्रं जहौ पापं स्वर्गलोकमवाप च ॥१२॥

સ્વર્ગની પ્રાપ્તિ થવામાં અસાધારણ કારણને કહે છે—આ રાજા મહાકષ્ટમાં પણ પરમપુરુષ સર્વેશ્વર શ્રીહરિનું અનન્ય ભાવથી મનમાં આરાધન કરતો હતો તે કારણથી તે રાજા જલદી પોતે કરેલા પાપમાંથી મુક્ત થયો અને સ્વર્ગલોકને પામ્યો ॥૧૨॥

भुञ्जानो विविधं सौख्यं मनोभीष्टं च तत्र सः ।
उवासान्यो यथा शक्रो गीयमानयशाः सुरैः ॥१३॥
तमेकदा विमानेन चरन्तं सूर्यसन्निभम् ।
अद्रिकाप्सरसा युक्तमच्छोदा समवैक्षत ॥१४॥

આ રાજા સ્વર્ગમાં મનોવાંછિત નાનાપ્રકારના સુખને ભોગવતો થકો દેવતાઓએ ગાન કર્યું છે યશ જેનું એવો બીજો ઈન્દ્ર જ જેમ એમ રહ્યો. હવે તેને બીજું વિઘ્ન આવ્યું, એમ કહેવા માટે કથાનો પ્રસ્તાવ કરે છે– એક સમયે વિમાનમાં બેસીને વિચરતો અને સૂર્યના જેવી કાંતિવાળો અને અદ્રિકા નામની અપ્સરાએ યુક્ત એવા વસુરાજાને અચ્છોદાએ જોયો ॥૧૪॥

सा हि सोमपदस्थानां पितॄणां मानसी सुता ।
अग्निष्वात्ताभिधानानाममूर्तानां महात्मनाम् ॥१५॥

કેવી અચ્છોદા? તો સોમયાજી પુરુષોએ પ્રાપ્ય એવો જે સોમપદ નામનો લોક તેના નિવાસી, અમૂર્ત–પોતાની ઇચ્છા વિના તો દેવાદિકોએ પણ અદૃશ્ય મૂર્તિવાળા, મહાત્મા–પરમ ભાગવત હોવાથી દેવગણોએ પૂજનીય અને અગ્નિષ્વાત્ત જેમનું નામ છે એવા પિત્રિઓની માનસી–મનના સંકલ્પથી ઉત્પન્ન કરેલી પુત્રી હતી. અર્થાત્ આ પિતૃદેવની માનસી કન્યા હતી ॥૧૫॥

अमूर्तत्वात्पितॄन् स्वान्सा न जानन्ती शुचिस्मिता ।
तं वसुं पितरं मेने स च तामात्मजामिव ॥१६॥

પવિત્ર મંદ હસવું જેનું છે એવી આ અચ્છોદા પોતાના પિતાઓ અદૃશ્ય હોવાને લીધે 'મારા પિતાઓ કોણ છે?' એમ નહિ જાણતી હોવાથી તે વસુરાજાને પિતાતરીકે માનવા લાગી અને રાજા પણ તે અચ્છોદાને પોતાની પુત્રીતરીકે માનવા લાગ્યો. (એજ રીતે વસુની સ્ત્રી અદ્રિકા અપ્સરા પણ અચ્છોદાને પોતાની કન્યાતરીકે માનવા લાગી) ॥૧૬॥

तौ ततः पितरः शेपुर्भावं दृष्ट्वेदृशं तयोः ।
कन्ये ! त्वमस्य नृपतेर्भुवि कन्या भविष्यसि ॥१७॥
वसो ! त्वं मानुषो भूत्वा सुतामेनां स्वयोषिति ।
अस्यामेवाप्सरायां त्वं जनयिष्यसि निश्चितम् ॥१८॥

આ રીતે બન્નેને પરસ્પર પિતૃપુત્રીભાવ બંધાયા પછી પિત્રિઓએ પુત્રી અચ્છોદા અને સ્ત્રીસહિત વસુરાજાને તેમનો આવો અસત્ અભિપ્રાય જોઈને શાપ આપ્યો. કેવો શાપ ? તો હે કન્યે ! તું ભૂમિઉપર આ વસુરાજાની કન્યા થઈશ. હે વસો ! તું માનુષ થઈને મત્સીરૂપે પ્રગટ થનારી આત્મપત્ની આ અદ્રિકા નામની અપ્સરામાં જ આ અચ્છોદાને પુત્રીપણે નિશ્ચે ઉત્પન્ન કરીશ. એક જ અદ્રિકાનો માછલીરૂપથી અને ગિરિકા જેનું બીજું નામ છે એવા માનુષીરૂપથી ભૂમિમાં જન્મ થયો, તેમાં માછલી-રૂપ અદ્રિકાને વિષે અચ્છોદાનો કાલી નામથી જન્મ થયો હતો. આ કથા ભારતના આદિપર્વમાં કહેલી છે તેનું અહીં અનુસંધાન સંગતિ માટે લેવું ॥૧૭-૧૮॥

इत्थं तौ पितृभिः शप्तौ शापमोक्षाय तांस्ततः ।
प्रार्थयामासतुर्नत्वा तदोचुस्ते कृपालवः ॥१९॥

આ પ્રકારે પિતૃદેવોએ શાપ આપેલી કન્યા અને વસુરાજા બન્ને મળીને જ્યારે શાપથકી મોક્ષમાટે સ્વેચ્છાથી લોચનગોચર થએલા પિતૃદેવોને નમસ્કાર કરીને પ્રાર્થના કરવા લાગ્યાં ત્યારે કૃપાળુ તેઓ બોલ્યા ॥૧૯॥

अवश्यमित्थं भावित्वाद्युवाभ्यामुपलम्भितः ।
शापोऽयं तत्र युवयोः श्रेय एव भविष्यति ॥२०॥

શું બોલ્યા ? તો આ પ્રકારે અવશ્ય ભાવિ હોવાથીજ આવો શાપ તમને પ્રાપ્ત થયો છે. તે શાપમાં તમારા બન્નેનું અશ્રેય નહિ પણ શ્રેય જ થશે ॥૨૦॥

अष्टाविंशे द्वापरे तु वसो! त्वं भुवि भूपतेः ।
कृतयज्ञस्य तनयो भवितासि महात्मनः ॥२१॥

શું શ્રેય? તો હે વસો! તું તો અઠ્ઠાવીશમા દ્વાપર યુગમાં ભૂમિઉપર મહાત્મા કૃતયજ્ઞ નામના રાજાનો પુત્ર થઈશ ॥૨૧॥

तत्रापि च यथेदानीं तथा त्वं सकलैर्गुणैः ।
जुष्टश्च खचरो भाव्यो महाभागवताग्रणीः ॥२२॥

તે જન્મમાં પણ તું આ જન્મમાં જ જેમ એમ સકળસદ્ગુણોએ સંપન્ન અને આકાશમાં ગતિવાળો અને મહાભાગવતોમાં અગ્રણી થઈશ. તે જન્મમાંપણ તારૂં જ્ઞાન નાશ પામશે નહિ ॥૨૨॥

पञ्चरात्रोक्तविधिना विष्णुमभ्यर्च्य भक्तितः ॥
तच्छेषेण सुरांश्चास्मानर्चयिष्यसि सप्रजः ॥२३॥

વળી પ્રજાએ સહિત તું પંચરાત્રમાં કહેલા વિધિને અનુસારે ભક્તિપૂર્વક વિષ્ણુનું પૂજન કરી, તેમના પ્રસાદભૂત ચંદન પુષ્પ નૈવેદ્યાદિકવડે દેવતાઓ અને અમો પિતૃદેવોનું પૂજન કરીશ. તથા તેમના શેષથી બ્રાહ્મણનું તથા ભગવદ્ભક્તનું પણ પૂજન કરીશ ॥૨૩॥

ततस्त्वं दिव्यदेहेन स्वर्गलोकमवाप्स्यसि ।
दिव्यान् भोगांस्तत्र भुक्त्वा प्राप्स्यसे वैष्णवं पदम् २४

ત્યારપછી તું મર્ત્ય દેહનો અવસાન આવતાં દિવ્યદેહથી સ્વર્ગલોકને પામીને ત્યાંના દિવ્ય ભોગોને ભોગવીને વૈષ્ણવ પદને (શ્વેતદ્વીપ કે શ્રીગોલોક) પામીશ ॥૨૪॥

अच्छोदे! त्वमपि क्षोण्यां नाम्ना कालीति विश्रुता ।
स्वांशेन मत्स्यदेहायामद्रिकायां जनिष्यसे ॥२५॥

હે અચ્છોદે! તું પણ પોતાના અંશથી માછલીનું રૂપ ધારી રહેલી અદ્રિકા નામની અપ્સરામાં જન્મને પામીશ અને 'કાલી' એવા નામથી જગતમાં વિખ્યાત થઈશ ॥૨૫॥

परशरात्तत्र सुतं कन्यैव प्राप्स्यसे हरिम् ।
प्रसादादेव तस्य त्वं भुक्तिं मुक्तिं च लप्स्यसे ॥२६॥

માછલીરૂપ અદ્રિકાથકી પ્રાપ્ત થનારા જન્મમાં તું પરાશર ઋષિથકી કન્યા અવસ્થામાં જ શ્રીહરિના અવતારરૂપ વેદવ્યાસ નામના પુત્રને પામીશ. અને પુત્રરૂપ વેદવ્યાસ ભગવાનના પ્રસાદથીજ આ લોકમાં ભુક્તિ તથા પરલોકમાં મુક્તિને પણ પામીશ ૨૬

स्कन्द उवाच–

इत्थं स पितृभिः शप्तोऽनुगृहीतश्च भूपतिः ।
कृतयज्ञादिह जनिं प्राप्याभूद्विश्रुतो गुणैः ॥२७॥

કાર્તિક સ્વામી કહે છે—હે મુને! આ પ્રકારે પિતૃદેવોએ શાપ આપેલો અને વળી અનુગ્રહ કરેલો વસુનામનો રાજા આ લોકમાં કૃતયશ રાજા થકી જન્મને પામીને પૂર્વોક્ત ગુણોએ કરીને વિખ્યાત થયો ॥૨૭॥

यथापूर्वं कृष्णभक्तो दैवपित्र्यविधानवित् ।
सख्ये तस्मै महेन्द्रश्च प्रादात्प्रचुरसम्पदः ॥२८॥

પૂર્વે જેવો કૃષ્ણભક્ત હતો અને દૈવ પિત્ર્ય વિધિને જાણનારો હતો તેવોજ આ જન્મમાં પણ થયો. અને ઇન્દ્રે તે વસુરાજાને સખાભાવથી ઘણી સંપત્તિઓ આપી હતી ॥૨૮॥

श्वेतद्वीपे वासुदेवात्प्राप्तो यो विजयध्वजः ।
पुरा स्वेनारिनाशार्थं तस्मा इन्द्रस्तमप्यदात् ॥२९॥

વળી ઇન્દ્રે પૂર્વે શત્રુભૂત અસુરોના નાશ માટે શ્વેતદ્વીપમાં વાસુદેવ ભગવાન થકી પોતે મેળવેલો જે વિજયધ્વજ હતો તે પણ તે રાજાને આપ્યો હતો. પૂર્વે પ્રબળ દૈત્યોએ ત્રિલોકીના અધિપતિપણારૂપ અધિકાર જેનો લઈ લીધો છે એવા ઇન્દ્રે શ્વેતદ્વીપમાં જઇને મહાતપ કરતાં પ્રસન્ન થએલા શ્રીવાસુદેવે તેને વિજયધ્વજ આપ્યો અને એમ કહ્યું કે-'આના દર્શનમાત્રથી અસુરો પલાયન

કરીજશે, તો તેમને આ ધ્વજ બતાવવો'. તે પછી ઇન્દ્રે ભગવાનના કહેવા મુજબ કરવાથી દૈત્યો પલાયન કરી ગયા અને ઇન્દ્ર યથાપૂર્વ પોતાના અધિકારને પામ્યો. એ જ વિજયધ્વજ ઇન્દ્રે સ્નેહવશાત્ વસુરાજાને આપ્યો. આ કથા આ જ પુરાણના આદિ ખંડમાં કહેલી અહીં અનુસંધાન માટે લેવી ॥૨૯॥

अन्तरिक्षगती राजा भौमान् भोगान् सुदुर्लभान् ।
भुक्त्वान्ते स्वर्गलोकं च दिव्यदेहेन लब्धवान् ॥३०॥

આકાશમાં વિચરનારો આ વસુરાજા અન્યને અતિદુર્લભ એવા ભૂમિઉપરના ભારે ભારે ભોગોને ભોગવીને, મર્ત્ય દેહનો અવસાન આવતાં દિવ્ય દેહથી સ્વર્ગલોકને પામ્યો ॥૩૦॥

प्राक्पुण्यशेषस्य फलं भुञ्जन्स्वमनसेप्सितान् ।
तत्र भोगान्बहुविधांस्तीव्रं वैराग्यमाप्तवान् ॥३१॥

તે સ્વર્ગમાં પૂર્વ જન્મમાં કરેલા સકામ ધર્માચરણાદિ પુણ્યનું ફળ ભોગવતાં બાકી રહેલા પુણ્યના ફળભૂત મનોવાંછિત નાનાવિધ ભોગોને ભોગવતો થકો તીવ્ર વૈરાગ્યને પામ્યો ॥૩૧॥

मेरोः शृङ्गेऽथ विजने शुचिः कृतदृढासनः ।
दध्यौ स्वहृदयाम्भोजे स्वेष्टदेवं रमापतिम् ॥३२॥

તીવ્ર વૈરાગ્યને પામતાં મેરૂપર્વતના શિખરમાં જનવર્જીત સ્થાનમાં શુદ્ધ અતઃકરણવાળો થઈ દૃઢ આસન કરીને પોતાના હૃદયમાં પોતાના ઈષ્ટદેવ લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણનું ધ્યાન કરવામાં તત્પર થઈ રહ્યો ॥૩૨॥

त्यक्त्वा देववपुः सोऽथ योगधारणया मुनिः ।
ततः सूक्ष्मशरीरेण प्राप भास्करमण्डलम् ।
यदाहुर्नैष्ठिकानां च मुक्तिद्वारं हि योगिनाम् ॥३३॥

અનંતર મુનિ—આત્મા પરમાત્માના મનનશીલ આ રાજા ભગવાનમાં સમાધિના આલંબનરૂપ યોગધારણાથી દેવશરીરનો

ત્યાગ કરીને, સ્વર્ગથકી સૂક્ષ્મ શરીરથી સૂર્યમંડળને પામ્યો. જે મંડળને નૈષ્ઠિક-જીવનપર્યંત બ્રહ્મચર્યવ્રત પાળનારા યોગિઓ-જેમણે અષ્ટાંગ યોગ સિદ્ધ કર્યો છે એવાઓને માટે મુક્તિના દ્વારપણે કહે છે. આ અર્થ 'सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति यत्रामृतः पुरुषो ह्यव्ययात्मा' આ શ્રુતિએ કહ્યો છે. અર્થાત્ ભગવાનના ધામ પ્રત્યે જવાના માર્ગભૂત અર્ચિમાર્ગને પામ્યો ॥૩૩॥

तत्तेजोदग्धसूक्ष्माङ्गः सच्चिद्रूपोऽतिनिर्मलः ।
स बभूव महाभागः संक्षीणाशेषवासनः ॥३४॥

આ રાજા સૂર્યમંડળને પામતાં સૂર્યના તેજથી જેનું સૂક્ષ્મ શરીર દગ્ધ થઈ ગયું છે, જેની સમગ્ર વાસનાઓ વિનાશ થઈ ગઈ છે, માટેજ અતિનિર્મળ થએલો, માટે જ સચ્ચિદ્રૂપને પામેલો, માટે જ આ રીતે ઉત્તરોત્તર મહાભાગ્યશાળી થયો ॥૩૪॥

ततस्तन्मण्डलगतैरातिवाहिकदैवतैः ।
स निन्ये वैष्णवं धाम श्वेतद्वीपाख्यमद्भुतम् ॥३५॥

ત્યારપછી આ રાજાને સૂર્યમંડળમાં રહેલા આતિવાહિક (એક-સ્થાનેથી બીજા સ્થાને પહોંચાડનારા) મુક્તિમાર્ગમાં રહેલા અર્ચિરાદિ દેવગણોએ શ્વેતદ્વીપ નામના અદ્ભુત વૈષ્ણવ ધામ પ્રત્યે પહોંચાડી દીધો. અર્ચિમાર્ગનું વિવેચન શ્રુતિમાં તથા ગીતામાં કર્યું છે॥૩૫॥

स हि द्वीपो भुमिस्थोऽपि भवत्यप्राकृतो मुने ! ।
हरिभक्तजनावासः प्राप्य एकान्तभक्तिभिः ॥३६॥
स गोलोकब्रह्मपुरवैकुण्ठानां च सुव्रत ! ।
द्वारभूतोऽस्ति भक्तानां तद्दिदृक्षतां महात्मनाम् ॥३७॥

હવે 'श्वेतद्वीपः पयोम्भोधौ वर्तते हि धरातले । तद्वासिनामपि कथं प्रोक्ताऽतीन्द्रियता त्वया' આ પ્રશ્નનો ઉત્તર આપેછે-હે સાવર્ણિ મુને ! તે આ શ્વેતદ્વીપ પૃથ્વી ઉપર વર્તે છે પણ અપ્રાકૃત-દિવ્ય છે. હરિભક્ત જનોના નિવાસસ્થાનભૂત અને ભગવાનમાં એકાંતિક ભક્તિથી જ એક પ્રાપ્ય છે. હે રૂડા વ્રતવાળા મુને ! તે આ શ્વેત-

દ્વીપ ગોલોકાદિ ધામને પામવા ઈચ્છતા મહાત્મા ભક્તોએ પામવાનાં જે ગોલોક બ્રહ્મપુર વૈકુંઠ ધામો તેના દ્વારભૂત છે. દ્વારભૂત શ્વેતદ્વીપ ધામથી જ બીજાં ધામો પ્રત્યે જવાય છે. પ્રથમ શ્વેતદ્વીપમાં સર્વ ભક્તોને આવવાનું છે ॥૩૬-૩૭॥

यस्य यद्धाम्न इच्छा स्याद्भजतस्तं तदेव हि ।
प्रापयन्ति श्वेतमुक्ता मुने ! प्रागुक्तलक्षणाः ॥३८॥

હે મુને ! જે ભક્તને જે ધામને પામવાથી ઈચ્છા થાય તે ભક્તને તેજ ધામપ્રત્યે પૂર્વોક્ત લક્ષણવાળા શ્વેતમુક્તો પહોચાડી દેછે ॥૩૮॥

दिव्यदेहोऽभवत्तत्र धाम्न्यसौ श्वेतमुक्तवत् ।
प्राप्य गोलोकधामाथ परमानन्दमाप्तवान् ॥३९॥

આ ભક્તરાજ વસુરાજા શ્વેતદ્વીપ ધામમાં શ્વેતમુક્તોના જેવા દિવ્ય દેહને પામ્યો અને પછી તે મુક્તોએ પમાડતાં ગોલોક ધામને પામીને પરમાનંદને પામ્યો ॥૩૯॥

इत्थमेकान्तिकेनैव धर्मेणाराधयन्ति ये ।
नारायणं परं ब्रह्म श्वेतमुक्ता भवन्ति ते ॥४०॥

આ રીતે જે જનો પરંબ્રહ્મ ભગવાન્ શ્રીનારાયણને એકાંતિક જ ધર્મથી આરાધે છે તે જનો શ્વેતમુક્તો થાય છે ॥૪૦॥

एतत्ते सर्वमाख्यातं पृष्टवान् यद्भवान्मुने ! ।
स्थितिरेकान्तभक्तानां श्वेतधाम्नश्च लक्षणम् ॥४१॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये उपरिचरवसुमोक्षनिरूपणनामा सप्तमोऽध्यायः ॥७॥

હે મુને ! 'अतीन्द्रिया निरातङ्काः' આશ્લોકને આરંભીને 'ते तथा स्युर्नहीतरे' આ પર્યંતના શ્લોકથી જે તમોએ મને પુછ્યું હતું તે સર્વ તમને કહ્યું. પ્રસંગાત્ એકાંતિક ભક્તોની સ્થિતિ કહી અને શ્વેતદ્વીપ ધામનું લક્ષણ પણ કહ્યું ॥૪૧॥

ઇતિ શ્રીસ્કન્દપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે ઉપરિચરવસુમોક્ષનિરૂપણનામ સપ્તમોऽધ્યાયઃ ॥૭॥

## सावर्णिरुवाच–

महर्षिवारितैर्देवैस्त्यक्ते हिंसामये मखे ।
पुनः कथं सम्प्रवृत्ता मखाः सर्वत्र तादृशाः ॥१॥

[1]અધ્યાય ૮ મો.

અનાદિ પરંપરાપ્રાપ્ત વૈદિકી હિંસામય યજ્ઞપ્રવૃત્તિ જાણે ઉચ્છિન્ન જ થઈ ગઈ એમ માનતા સાવર્ણિમુનિ પુછેછે—હે સ્વામી કાર્તિક! વૃદ્ધ વસિષ્ઠાદિ મહર્ષિઓએ હિંસામય યજ્ઞ કરતાં વારેલા દેવતાઓએ તેવો હિંસામય યજ્ઞ કરવાનો ત્યાગ કર્યા છતાં પણ ફરીથી તેવા હિંસામય યજ્ઞો સર્વત્ર કેમ પ્રવર્ત્યા? પ્રવર્તવાનું કારણ શું? ॥૧॥

देवेष्वृषिषु भूपेषु प्राचीनाधुनिकेषु च ।
सनातनः शुद्धधर्मो विपर्यासं कथं गतः ॥२॥

વળી પ્રાચીન તથા આધુનિક એવા દેવતાઓ ઋષિઓ અને રાજાઓમાં રહેલો એવો જે સનાતન શુદ્ધ ધર્મ અહિંસાદિક તે વિપરીતપણાને કેમ પામ્યો? વિપરીતપણામાં કારણ શું? ॥૨॥

अत्र मे संशयो भूयान् सञ्जातोऽद्य षडानन ! ।
त्वं सर्वशास्त्रतत्त्वज्ञस्तमपाकर्तुमर्हसि ॥३॥

હે ષડાનન! (છ મુખવાળા કાર્તિક સ્વામી) આ બાબતમાં (સર્વત્ર હિંસ્ર યજ્ઞની પ્રવૃત્તિ થવામાં અને દેવાદિકમાં રહેલા સનાતન ધર્મના વિપરીતપણામાં) મને મોટો સ્વયં અનિવાર્ય સંશય ઉપજે છે. તો તમો સર્વ શાસ્ત્રોના સિદ્ધાંતને સારી રીતે સમજનારા હોવાથી આ મારા સંશયને હાલમાં નિવારણ કરવાને યોગ્ય છો ॥૩॥

---

૧ આ અધ્યાયમાં મહાત્માઓના અપરાધથી જેનું બુદ્ધિરૂપ ધન નષ્ટ થયું છે, માટેજ [illegible] એવા ઇન્દ્રને દુર્વાસાએ શાપ આપ્યો, આ કથા વર્ણવી છે.

स्कन्द उवाच–

कालो बलीयान्बलिनां भिद्यन्ते तेन बुद्धयः ।
कामक्रोधरसास्वादलोभमानवतां मुने ! ॥४॥

આ રીતે સાવર્ણિએ પુછેલા કાર્તિક સ્વામી 'કાળગતિથી અને મોટાઓના અતિક્રમથી કાંઈ પણ અસંભાવિત નથી' એમ ઉત્તર આપે છે—હે મુને ! બળિઓને મધ્યે મહાબળવાન્ કાળ છે, તે કાળે કરીને કામી ક્રોધી રસાસ્વાદી લોભી માની મનુષ્યોની બુદ્ધિઓ ભેદાય છે. તેથી તેઓ અધર્મમાં પ્રવર્તે છે. જેઓ કામાદિદોષે રહિત હોય તેઓને તો કાળની વિષમતાથી બુદ્ધિભેદ થતો નથી. એટલે તેઓ અધર્મમાં પ્રવર્તતા નથી. આ પ્રકારે અધર્મ પ્રવૃત્તિમાં આ એક હેતુ કહ્યો ॥૪॥

अतिक्रमेण महतां यथार्थहितभाषिणाम् ।
क्रोधमानवशात्पुंसां नश्यन्त्येव च सद्धियः ॥५॥

વળી ક્રોધ માન આદિક દોષવશાત્ થએલા, યથાર્થ હિતભાષી મોટા ભગવદ્ભક્તોના અપરાધે કરીને પુરષોની સદ્બુદ્ધિઓ નાશ જ પામી જાય છે. તેથી તેઓ અધર્મમાં પ્રવર્તે છે. અધર્મ-પ્રવૃત્તિમાં આ બીજો હેતુ કહ્યો ॥૫॥

अकार्यमपि ते कर्तुं तदानीं तु बुधा अपि ।
प्रवर्तन्तेऽनुतप्यन्ते बम्भ्रम्यन्तेऽथ संसृतौ ॥६॥

જ્યારે કાળબળે કરીને કે મોટાઓના અપરાધે કરીને સદ્બુદ્ધિનો નાશ થાય છે ત્યારે તો બુધ–કાર્યે અકાર્યને જાણનારા પણ જનો અકાર્ય–ન કરવા યોગ્ય કર્મને પણ કરવા પ્રવર્તે છે અને વળી તદનંતર પશ્ચાત્તાપને કરે છે અને પછીથી જન્મમરણના પ્રવાહરૂપ સંસૃતિમાં લાંબો કાળ ભટકયા કરે છે ॥૬॥

कामादिभिर्विहीना ये सात्त्वताः क्षीणवासनाः ।
तेषां तु बुद्धिभेदाय क्वापि कालो न शक्नुते ॥७॥

જેઓ કામાદિ અંતઃશત્રુઓએ રહિત, માટે જ વાસનાએ વર્જીત, સદ્ધર્મનિષ્ઠ ભગવદ્ભક્તો છે તેઓની સદ્બુદ્ધિને ભેદવા-માટેતો કાળ ક્યારેયપણ સમર્થ થતો નથી. કાળનું સામર્થ્ય તેઓમાં પ્રવર્તતું નથી ॥૭॥

अनाश्रितस्तु सद्धर्मं पुमान् कश्चन कर्हिचित् ।
संसृतेर्मुच्यते नैव सत्यमेतद्वचो मम ॥८॥

પ્રસંગાત્ સદ્ધર્મનું ફળ કહે છે—સદ્ધર્મને નહિ આચરનારો પુરુષ તો કોઈ પણ ક્યારેય પણ સંસૃતિથકી મુક્તિને પામતો જ નથી. સદ્ધર્મનો આશ્રય કરનાર જન જ માયાબંધનમાંથી મુક્ત થાય છે. આ મારૂં વચન સત્ય જ છે ॥૮॥

प्रवृत्तिं हिंस्रयज्ञादेरथ ते द्विजसत्तम ! ।
कथयामि यथापूर्वं मयाऽश्रावि पितुर्मुखात् ॥९॥

હે દ્વિજસત્તમ ! આ રીતે કાળગતિ અને મોટાઓના અતિ-ક્રમથી મનુષ્યોની બુદ્ધિનો ભેદ કહ્યો. હવે હિંસામય યજ્ઞાદિકની પ્રવૃત્તિનું કારણ પૂર્વે મેં પિતા મહાદેવના મુખથકી જેમ સાંભળ્યું છે તેમ તમને કહું છું ॥૯॥

अत्राप्युदाहरन्तीममितिहासं पुरातनम् ।
नारायणस्य माहात्म्यं यत्र लक्ष्म्याश्च कीर्तितम् ॥१०॥

આ હિંસયજ્ઞાદિ પ્રવૃત્તિરૂપ બાબતમાં પણ પુરાતન આ એક ઇતિહાસને ઋષિઓ કહે છે. જેમાં ભગવાન્ નારાયણ અને ભગવતી લક્ષ્મીનું માહાત્મ્ય વર્ણવ્યું છે ॥૧૦॥

मुनीनां वृहतां तेषामतिक्रमणदोषतः ।
इन्द्रस्यासीद्विश्वजितः सद्बुद्धिविलयो मुने ! ॥११॥

હે મુને ! પૂર્વે વૃદ્ધ વસિષ્ઠાદિ મોટા મુનિઓના અપરાધરૂપ મહા દોષને લીધે વિશ્વજીત્ નામના ઇન્દ્રની સદ્બુદ્ધિનો વિનાશ થયો હતો. વિશ્વજીત ઇન્દ્રનું પુરંદર એવું પણ સામાન્યતઃ નામ

જાણવું. માટે પુરાણાદિકમાં આ પ્રસંગે ગ્રહણ કરેલા પુરંદર શબ્દની સાથે વિરોધ આવતો નથી ॥૧૧॥

दुर्वासाः शङ्करस्यांशस्तपस्वी मुनिरेकदा ।
चरन् यदृच्छया लोकान् पुष्पभद्रां नदीं ययौ ॥१२॥

એક સમયમાં મારા પિતા શંકરના અંશથી ઉત્પન્ન થએલા મહા તપસ્વી દુર્વાસાઋષિ લોકોમાં વિચરતા વિચરતા દૈવઇચ્છાએ પુષ્પભદ્રા નામની નદી પ્રત્યે આવ્યા ॥૧૨॥

जलक्रीडार्थमायान्तीं स्वर्गात्तत्र सखीवृताम् ।
विद्याधरस्य सुमतेरङ्गनां स समैक्षत ॥१३॥
स्वर्गङ्गाहेमकमलैर्ग्रथितामतिसौरभाम् ।
दधतीं दक्षिणे पाणौ स्रजं मदकलाभिधाम् ॥१४॥

નદી પ્રત્યે આવેલા દુર્વાસાએ એજ નદીમાં જલક્રીડા કરવા માટે સ્વર્ગ થકી સખીઓને સાથે લઇને આવેલી, જમણા હાથમાં સ્વર્ગંગાનાં સુવર્ણમય કમળોથી ગુંથેલી હોવાથી અતિશય સુગન્ધવાળી સુંદર માળાને ધારી રહેલી, સુમતિ નામના વિદ્યાધરની મદકલાનામની પત્ની દેખી. કેટલાક ટીકાકારો 'मदकला' આ વિશેષણ માળાને પણ આપે છે ॥૧૩-૧૪॥

तामवेक्ष्य मुनिस्तस्याः समीपमुपगम्य सः ।
उन्मत्तवद्ययाचे तां स्रजं विद्याधरीधृताम् ॥१५॥

તે આ મદકલા સ્ત્રીને જોઇને દુર્વાસા મુનિએ તેણીને સમીપે જઇને તે વિદ્યાધરીએ હાથમાં ધારેલી તે માલાની યાચના જેમ ઉન્મત્ત જન કરે તેમ કરી ॥૧૫॥

सापि प्रणम्य तं सद्यो माहात्म्यं तस्य जानती ।
तत्कण्ठे धारयामास मालां तां परमादरात् ॥१६॥

માળાની માગણી કરતા દુર્વાસા મુનિના માહાત્મ્યને (ક્રોધજન્ય

સફળ શાપરૂપ) જાણતી હોવાથી તે વિદ્યાધરીએ પણ તત્ક્ષણજ મુનિને પ્રમાણ કરીને તેમના ગળામાં પરમાદરથકી તે માળા પહેરાવી ॥૧૬॥

ततः प्रीतमना गच्छन् गायन्नुन्मत्तवन्मुनिः ।
ददर्श पथि देवेन्द्रमायान्तं तां महानदीम् ॥१७॥

મનોભિલષિત માળા મળવાથી મનમાં પ્રસન્ન થએલા, માટે જ ઉન્મત્તની પેઠે શ્રીહરિના ગુણોને ગાતા ગાતા જતા એવા દુર્વાસા મુનિએ તે પુષ્પભદ્રા મહાનદી પ્રત્યે આવતા વિશ્વજીત નામના ઇન્દ્રને માર્ગમાં જોયો ॥૧૭॥

अप्सरोभिश्च गन्धर्वैः सतालं मधुरस्वरम् ।
उपगीयमानविजयमधिरूढं गजाधिपम् ॥१८॥
रम्भामधुरसङ्गीतश्रवणानन्दनिर्वृतम् ।
तन्मुखाब्जस्थिरदृशं छत्रचामरशोभितम् ॥१९॥

કેવો ઇન્દ્ર! તો ગંધર્વો અને અપ્સરાઓએ તાળસહિત મધુર સ્વરથી ગાન કરાતો છે વિજય જેનો, ઐરાવત ગજરાજ ઉપર બેઠેલો, રંભા નામની અપ્સરાએ કરેલા મધુર સંગીતના શ્રવણથી ઉપજેલા આનંદમાં અત્યંત મગ્ન થએલો, તે અપ્સરાના કમળ જેવા સુંદર મુખમાં સ્થિર દૃષ્ટિવાળો અને છત્ર ચામરાદિ રાજોપચારોવડે શોભાયમાન હતો ॥૧૮-૧૯॥

अनवेक्षमाणमात्मानं तं दृष्ट्वा सोऽत्रिनन्दनः ।
स्वकण्ठस्थां स्रजं तस्मिन्निक्षेपोन्मत्तवद्धसन् ॥२०॥

અપ્સરાએ કરેલા મધુર ગીતમાં અતિશય આસક્તિને લીધે પોતાના દેહનું પણ જેને ભાન નથી એવા ઇન્દ્રને (અથવા પોતાના સામું નહિ જોતા ઇન્દ્રને) જોઇને અત્રિ ઋષિના પુત્ર એવા દુર્વાસાએ ઉન્મત્તની પેઠે હસતાં હસતાં તેની ઉપર પોતાના કંઠમાં રહેલી રમણીય માળા ફેંકી ॥૨૦॥

इन्द्रोऽप्यधर्मसर्गेण समाविष्टः पुरैव यत् ।
ततस्तदा कामवशस्तां न्यधाद्गजकुम्भयोः ।
तत्सौरभाकृष्टचेताः करीन्द्रः शुण्डयाऽकृषत् ॥२१॥

જે હેતુમાટે ઇન્દ્ર પણ અશ્વમેધ યજ્ઞમાં મહર્ષિઓના વચનનો અતિક્રમ કર્યો તે સમયથી જ અધર્મસર્ગ કામ ક્રોધાદિકે વ્યાપ્ત હતો, માટે જ મુનિએ માળા અર્પણ કરી તે સમયે કામાસક્ત-ચિત્ત વાળો થયો હતો, તેથી તેણે મુનિએ પ્રેમથી આપેલી માળાને સ્વયં નહિ ધારતાં ઐરાવત હાથીના કુંભસ્થળ ઉપર મુકી દીધી. (રંભાના રૂપમાં અને તેણીના મધુર ગીતમાં મોહિત હોવાથી મુનિના સામું જોયું પણ નહિ, તો બીજા સત્કારની તો વાતજ શી કરવી ?) કુંભસ્થળમાં મુકેલી માળાના સુગંધથી જેનું ચિત્ત આકર્ષાયું છે એવા ગજેંદ્ર ઐરાવતે તે માળા પોતાની લાંબી શુંડવડે નીચે ખેંચી લીધી ॥૨૧॥

करात्सा पतिता भूमौ तां च गच्छन् करी पदा ।
ममर्द पश्यतस्तस्य महर्षेस्तपसांनिधेः ॥२२॥

નીચે ખેંચતાં જ તે માળા શુંડાદંડથકી પૃથ્વી ઉપર પડી ગઈ. તે પડેલી માળાને હાથીએ ચાલતાં ચાલતાં તપોનિધિ મહર્ષિ દુર્વાસાના દેખતાં જ પગવડે મર્દન કરી નાખી ॥૨૨॥

ततः क्रुद्धः स दुर्वासाः प्रलयाग्न्यरुणेक्षणः ।
प्राहेन्द्रं मत्त! दुष्टात्मन्! स्तब्धोऽसि कामलम्पट! ॥२३॥

श्रियोधामस्रजं प्रीत्या मद्दत्तां नाभिनन्दसि ।
प्रणाममपि रे मूढ! न करोपि त्वमुन्मदः ॥२४॥

न वीक्षसे मामपि त्वं त्वादृङ्मत्तैकशिक्षकम् ।
त्रैलोक्यराज्यप्राप्तान्ध्यं सम्यक् त्वां शिक्षयेऽधुना ॥२५॥

यस्याः प्रसादात्त्रैलोक्यराज्यसौख्यं त्वमाप्तवान् ।
सैव श्रीः सत्रिलोकं त्वां हित्वा लीनाऽस्तु सागरे ॥२६॥

પોતે અર્પણ કરેલી માળાનું હસ્તિકૃત મર્દન જોઇને જ ક્રોધને પામેલા, માટે જ પ્રલયકાળના અગ્નિ જેવાં લાલચોળ લોચનવાળા દુર્વાસા ઋષિ ઇન્દ્રના પ્રત્યે બોલ્યા. શું બોલ્યા? તો હે મદોન્મત્ત! હે દુષ્ટાત્મન્! રે કામલંપટ! તું અતિ સ્તબ્ધ થઈ ગયો જણાઉં છું. જેથી હે મૂઢ-અતિનીચ ઇન્દ્ર! લક્ષ્મીના અધિક મદવાળો તું શ્રી-શોભાના અને લક્ષ્મીના ધામભૂત અને મેં બહુ પ્રીતિથી આપેલી એવી માળાને અભિનંદન-વખાણતો નથી તેમ મને પ્રણામપણ કરતો નથી. વળી ત્રિલોકીના રાજ્યની પ્રાપ્તિથી અંધપણાને પામેલો તું, તારા જેવા મદોન્મત્તોની મુખ્યપણે શિક્ષા કરનારો હું તે મારા સામું પણ જોતો નથી. માટે હાલમાં તારી સમ્યક્-'જેથી ફરીથી આવું કર્મ ન કરે' એવી આકરી શિક્ષાને કરૂં છું. શી શિક્ષા? તો જે લક્ષ્મીના પ્રસાદે કરીને તું ત્રિલોકીના રાજ્યના સુખને પામ્યો છું એજ લક્ષ્મી ત્રિલોકસહિત તારો ત્યાગ કરીને સમુદ્રમાં લીન થઈ જાઓ ॥૨૩-૨૬॥

वज्रपातोपमं वाक्यं तन्निशम्यैव तत्क्षणम् ।
गजादुत्प्लुत्य विमदस्तदङ्घ्र्योन्र्यपतद्धरिः ॥२७॥

વજ્રપાતની ઉપમા જેને છે એવું દુર્વાસાનું શાપવચન સાંભળીને, તેજ ક્ષણમાં મદરહિત થએલો ઇન્દ્ર એકદમ ઐરાવત હાથી ઉપરથી નીચે ઉતરીને મુનિના ચરણમાં પડ્યો ॥૨૭॥

प्रार्थयामास च मुहुः प्रणमंस्तं सवेपथुः ।
प्रसादं मयि दासे त्वं कृपालो! कर्तुमर्हसि ॥२८॥

વળી થરથર કંપતો થકો અને તે મુનિને વારંવાર પ્રણામ કરતો થકો પ્રાર્થના કરવા લાગ્યો કે-હે કૃપાળો! તમો દાસ એવો હું તે મારી ઉપર અનુગ્રહ કરવાને યોગ્ય છો ॥૨૮॥

तं प्राहाथ स रे शक्र! नाहं वै गौतमो मुनिः ।
अक्षमासारसर्वस्वं दुर्वाससमवेहि माम् ॥२९॥

આ રીતે ઇન્દ્રે પ્રાર્થના કરતાં દુર્વાસા તેના પ્રત્યે બોલ્યા કે–રે નીચ શક્ર! હું કાંઈ ગૌતમ મુનિ નથી કે તારી પ્રાર્થનાથી કિંચિત્ પણ ક્ષમા કરી અનુગ્રહ કરૂં. (આથી ગૌતમપત્ની અહલ્યાના ગમનરૂપ અતિનિંદિત કર્મ કરવાના સ્વભાવવાળો તું છું એમ ઈન્દ્રને પૂર્વની વાત સંભારી આપી) હું તો અક્ષમા જે સોએ સો ઉપાયોએ કરીને પણ દુર્નિવાર્ય એવો ક્રોધ તેજ સર્વ ધન કે બળ જેને છે અને દુર્વાસા નામથી પ્રસિદ્ધ એવા મને તું જાણ ॥૨૯॥

अन्ये ते मुनयो दुष्ट! स्तावकास्तेऽनुवर्तिनः ।
अहं तु त्वादृशान् कीटान् गणये नैव निःस्पृहः ॥३०॥

હે દુષ્ટ! દ્રવ્યાદિકને માટે તારી સ્તુતિ કરનારા અને તારી અનુવૃત્તિમાં વર્તનારા તે મુનિઓ તો બીજા છે. હું તો દ્રવ્યાદિકની સ્પૃહાએ રહિત છું. માટે તારા જેવા વિષયના કીડાઓને લેશથી પણ ગણતો જ નથી ॥૩૦॥

ज्वलज्जटाकलापाच्च भ्रुकुटीकुटिलेक्षणात् ।
को वा न बिभीयान् मत्तो ब्रह्माण्डे पापकर्मकृत् ॥३१॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
देवेन्द्रशापो नामाष्टमोऽध्यायः ॥८॥

તપના તેજથી પ્રકાશમાન છે જટાકલાપ જેનો અને ચડાવેલી ભૃકુટીથી વાંકુ જોવું જેનું છે એવા કોપમૂર્તિ મારા દુર્વાસાથકી બ્રહ્માંડમાં પાપકર્મકર્તા કયો દેવ કે દૈત્ય કે મનુષ્યાદિક ભયને ન પામે એવો છે? મારાથકી ઉચ્છૃંખલ સર્વેકોઈપણ ભય પામે જ ॥૩૧॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે વાસુદેવમાહાત્મ્યે દેવેન્દ્રશાપો નામાષ્ટમોઽધ્યાયઃ ॥૮॥

स्कन्द उवाच-

भाविधर्मविपर्यासकालवेगवशोऽथ सः ।
नाहं क्षमिष्य इत्युक्त्वा कैलासं प्रययौ मुने! ॥१॥

[1]અધ્યાય ૯ મો.

**કાર્તિક સ્વામી** કહેછે—હે સાવર્ણિમુને ! ઇન્દ્રે કરેલી પ્રાર્થના નહિ સ્વીકાર્યા પછી દુર્વાસા મુનિ 'જેણે કરીને ભવિષ્યમાં અવશ્ય ધર્મનો વિપર્યય થવાનો છે એવા કાળને વશ વર્તનારો હું હોવાથી તારા અપરાધોની ક્ષમા નહિ કરૂં' એમ ઇન્દ્રને કહીને કૈલાસપ્રત્યે ચાલ્યા ગયા. 'भावि' પદથી જે ભાવિ ભાવ હોય તે કોઈથીપણ અન્યથા કરી શકાતો નથી આવો અભિપ્રાય સૂચવ્યોછે ॥૧॥

त्रैलोक्याच्छ्रीरपि तदा समुद्रेऽन्तर्धिमाययौ ।
इन्द्रं विहायाप्सरसः सर्वशः श्रियमन्वयुः ॥२॥

તે સમયમાં શ્રી-પોતાની વિભૂતિઓ સાથે તેની અધિષ્ઠાત્રી મૂર્તિમતી સ્વયં લક્ષ્મીદેવી પણ ત્રિલોકી થકી સમુદ્રમાં અંતર્ધાન થઈ ગઈ. અને સર્વે અપ્સરાઓ પણ ઇન્દ્રનો ત્યાગ કરીને લક્ષ્મીજીની પાછળ ગઇઓ ॥૨॥

तपःशौचदयासत्यपादः सद्धर्म ऋद्धयः ।
सिद्धयश्च बलं सत्त्वं सर्वतः श्रियमन्वयुः ॥३॥

તપ શૌચ દયા સત્ય આ ચાર પાદ જેના છે એવો સદ્ધર્મ, સમૃદ્ધિઓ, અણિમાદિ સિદ્ધિઓ, બળ-સર્વેનું દેહબળ, સત્ત્વ-સર્વેનું અંતઃકરણબળ, આ સર્વેપણ ત્રિલોકી થકી લક્ષ્મીજીની પાછળ ગયું ॥૩॥

---

૧ આ અધ્યાયમા દુર્વાસાનું કૈલાસમાં જવું, હિંસયજ્ઞની પ્રવૃત્તિનું કારણ, ત્રિલોકી થકી લક્ષ્મીઆદિકનું સમુદ્રમાં અંતર્ધાન, તે પછી ભોગ્ય ભોગોપકરણાદિ પદાર્થોનો નાશ, તે આપત્કાળમાં જનોએ કરેલુ પક્વ અપક્વ માંસનું ભક્ષણ, તેમાં એકાંતિક ભક્તોને તેનો અભાવ, ઇત્યાદિ અર્થોનું નિરૂપણ કર્યું છે.

गजादीनि च यानानि स्वर्णाद्याभूषणानि च ।
चिक्षियुर्मणिरत्नानि धातूपकरणानि च ॥४॥

ગજાદિ વાહનો, સુવર્ણાદિ ધાતુઓનાં આભૂષણો અને પાત્રાદિ ઉપકરણો, મણિઓ અને રત્નો ક્ષય પામી ગયાં ॥૪॥

अन्नान्यौषधयः स्नेहाः कालेनाल्पेन चिक्षियुः ।
न क्षीरं धेनुमहिषीप्रमुखानां स्तनेष्वभूत् ॥५॥

ઘઉં આદિક અન્નો, ઓષધિઓ અને ઘૃત તૈલાદિ સ્નેહો અલ્પ કાળમાં ક્ષય પામી ગયા. ગાયો ભેંસો આદિક પશુઓના સ્તનોમાં દુધજ રહ્યું નહિ ॥૫॥

नवापि निधयो नष्टाः कुबेरस्यापि मन्दिरात् ।
इन्द्रः सहामरगणैरासीत्तापससन्निभः ॥६॥

કુબેર ભંડારીના ભવનથકી નવેય નિધિઓપણ નાશ પામી ગયા. દેવગણો સાથે ઇન્દ્રતો તપસ્વીના જેવો સમગ્ર ભોગે વર્જીત થઈ ગયો ॥૬॥

सर्वाणि भोगद्रव्याणि नाशमीयुस्त्रिलोकतः ।
देवा दैत्या मनुष्याश्च सर्वे दारिद्र्यपीडिताः ॥७॥

સમગ્ર ભોગદ્રવ્યો ખાન પાનાદિક ત્રિલોકીથકી નાશ પામી ગયાં. તેથી દેવો દૈત્યો અને મનુષ્યો સર્વે કોઈ દારિદ્ર્યરૂપ દુઃખથી દુરત દુઃખી દીન થઈ ગયા ॥૭॥

कान्त्या हीनस्ततश्चन्द्रः प्रापाम्बुत्वं महोदधौ ।
अनावृष्टिर्महत्यासीद्धान्यबीजक्षयङ्करी ॥८॥

આ રીતે લક્ષ્મી આદિકનું સમુદ્રમાં અંતર્ધાન થયા પછી ઓષધિપોષક ચંદ્રમાપણ કાંતિએ રહિત થઈને સમુદ્રના જળમાં અંતર્ધાન થઈ ગયો. ત્યારપછી ડાંગર ઘઉં આદિક ધાન્યનાં બીજો જે અંકુરોનાં કારણ કહેવાય છે તેને નાશ કરનારી અનાવૃષ્ટિ

(વૃષ્ટિનો અભાવ) મોટી-બહુ વર્ષપર્યંત ચાલુ રહી. એટલે દુષ્કાળની પરંપરા પ્રવર્તી ॥૮॥

**कान्नं कान्नेति जल्पन्तः क्षुत्क्षामाश्च निरोजसः ।**
**त्यक्त्वा ग्रामान्पुरश्चोपुर्वनेषु च नगेषु च ॥९॥**

મોટી અનાવૃષ્ટિને લીધે અન્ન બીલકુલ નહિ મળવાથી ક્વાન્નં ક્વાન્નં-અન્ન ક્યાં છે? અન્ન ક્યાં છે? એમ ક્ષુધાનું દુઃખ નહિ સહન થવાથી બહુ બુમો પાડતા, ક્ષુધાને લીધે કૃશ શરીર જેમનાં થઈ ગયાં છે, માટેજ બીલકુલ બળહીન થએલા તે જનો ગામો અને પત્તનોનો પરિત્યાગ કરીને વનમાં અને પર્વતમાં જઈ વસ્યા ॥૯॥

**क्षुधार्तास्ते पशून् हत्वा ग्राम्यानारण्यकांस्तथा ।**
**पक्त्वापक्त्वापि वा केचित्तेषां मांसान्यभुञ्जत ॥१०॥**

ક્ષુધાથી આતુર બની ગએલા તે જનો બકરાં આદિક ગામનાં પશુઓ અને મૃગાદિ વનનાં પશુઓને હણીને તેમનાં માંસને રાંધીને તો કેટલાક નહિ રાંધીને પણ ખાવા લાગ્યા ॥૧૦॥

**विद्वांसो मुनयश्चाथ ये वै सद्धर्मचारिणः ।**
**म्रियमाणाः क्षुधाऽथापि नाश्नन्त पललानि तु ॥११॥**

આ પ્રમાણે બહુધા પ્રવૃત્તિ થતાં, જે કેટલાક સદ્ધર્મમાં વર્તનારા વિદ્વાનો અને મુનિઓ હતા તે તો ક્ષુધાદુઃખને લીધે મરવા જેવા થઈ ગયા તથાપિ 'બુદ્ધિપૂર્વક માંસભક્ષણમાં દ્વિગુણ પ્રાયશ્ચિત્ત કરવું પડે છે' એમ જાણીને માંસભક્ષણમાં તો પ્રવર્ત્યા જ નહિ ॥૧૧॥

**तदा तु वृद्धा ऋषयस्तान् दृष्ट्वाऽनशनाद्दतान् ।**
**मनुभिः सह वेदोक्तमापद्धर्ममबोधयन् ॥१२॥**

જ્યારે કેટલાક ઋષિઓ માંસભક્ષણમાં પ્રવર્ત્યા નહિ ત્યારે તો મનુઓએ સહિત વૃદ્ધ ઋષિઓ 'કાંઇપણ ખાવુંજ નહિ'

આવા મરણ માટે અનશન વ્રતમાં આદરવાળા તે મુનિઓને જોઇને વેદાદિકમાં કહેલા આપત્કાલીન ધર્મની "त्र्यहमलाभेऽन्धसो मांसेनापि वर्तेत सर्वथा न मत्या देहं पातयेत् धर्मस्यादिमं साधनं यद्देहः" "सर्वत एव आत्मानं गोपायेत्" "सर्वान्नानुमतिश्च प्राणात्यये तद्दर्शनात्" "शरीरमाद्यं खलु धर्मसाधनं" "जीवन्नरो भद्रशतानि पश्यति" ઈત્યાદિ શ્રુતિ સ્મૃતિ સૂત્ર અભિયુક્તિ આદિકનાં વચનો કે જે મનુષ્યદેહની અતિદુર્લભતા અને ધર્માચરણમાં મુખ્ય સાધનતા કહેવાપૂર્વક તેના જે તે પ્રકારથીપણ પરિરક્ષણની આવશ્યકતા કહેનારાં છે તેવડે બોધ આપવા લાગ્યા ॥૧૨॥

मुनयः प्रायशस्तत्र क्षुधाव्याकुलितेन्द्रियाः ।
परोक्षवादवेदार्थान् विपरीतान् प्रपेदिरे ॥१३॥

બોધ આપેલા ઋષિઓ મધ્યે જેઓ મુનિ-મંત્રદૃષ્ટાઓ હોઇને ક્ષુધાથી વ્યાકુળિત ઇન્દ્રિયોવાળા હતા તેતો પરોક્ષ-'मेष्येनाजेन यष्टव्यं' ઈત્યાદિ શ્રુતિમાં કહેલા લક્ષણવાળો વાદ (કહેવું) જેનો છે એવા વેદોના અર્થોને વિપરીત કરવા લાગ્યા. એટલે 'ભુખ્યાને કોઇપણ ધર્મ જણાતો નથી' આવા ન્યાયે કરીને વિપરીત-હિંસ્રયજ્ઞપરજ સમઝવા લાગ્યા. 'प्रायशः' આ પદથી 'જેઓ ભગવદ્ભક્તો ન હતા તેઓ એવું સમઝ્યા, પણ ભગવદ્ભક્તો નહિ' એમ સૂચવ્યું છે ॥૧૩॥

अर्थं चाजादिशब्दानां मुख्यं छागादिमेव ते ।
बुबुधुश्चाथ ते प्राहुर्यज्ञान् कुरुत भो द्विजाः ! ॥१४॥

તે અર્થને કહેછે-ભગવદ્ભક્તો થકી વ્યતિરિક્ત તે મુનિઓ 'अजेन यजेत' ઇત્યાદિ શ્રુતિમાં વર્તતા અજાદિ શબ્દોનો મુખ્ય અર્થ છાગ (બોકડો) આદિકજ છે એમ સમઝી બેઠા. આવો વિપરીત અર્થ સમઝ્યા પછી વળી તે કેટલાક ઋષિઓ હે દ્વિજો! 'તમો છાગાદિકવડે યજ્ઞ કરો' એમ પણ કહેવા લાગ્યા ॥૧૪॥

या वेदविहिता हिंसा न सा हिंसास्ति दोपदा ।
उद्दिश्य देवान् पितॄंश्च ततो घ्नत पशून् शुभान् ॥१५॥
प्रोक्षितं देवताभ्यश्च पितृभ्यश्च निवेदितम् ।
भुञ्जत स्वेप्सितं मांसं स्वार्थं तु घ्नत मा पशून् ॥१६॥

વેદમાં કહેલી જે હિંસા તે દોષદાયી નથી, માટે દેવતાઓ અને પિત્રિઓને ઉદ્દેશીને શુભ એવાં પશુઓને મારો, મંત્રોથી પ્રોક્ષણ કરેલા (શુદ્ધ કરેલા) અને વળી દેવતાઓ તથા પિત્રિઓને નિવેદન કરેલા માંસને યથેચ્છ જમો, સ્વાર્થ માટે તો પશુઓને હણો નહિ, ઇત્યાદિ ઉપદેશ કરવા લાગ્યા ॥૧૫-૧૬॥

ततो देवर्षिभूपाला नराश्च स्वस्वशक्तितः ।
चक्रुस्तैर्बोधिता यज्ञानृते ह्येकान्तिकान् हरेः ॥१७॥

અનતર મુનિઓએ આવો બોધ આપેલા દેવો ઋષિઓ રાજાઓ અને બીજા મનુષ્યોપણ પોતપોતાની શક્તિને અનુસારે હિંસામય યજ્ઞમાં પ્રવર્ત્યા. જેઓ ભગવાનના એકાંતિક ભક્તો હતા તેઓ તો તેમાં નજ પ્રવર્ત્યા ॥૧૭॥

गोमेधमश्वमेधं च नरमेधमुखान्मखान् ।
चक्रुर्यज्ञावशिष्टानि मांसानि बुभुजुश्च ते ॥१८॥

કેવા યજ્ઞમાં પ્રવર્ત્યા? તો આવી વિપરીત પ્રવૃત્તિને અનુસરેલા તે દેવાદિકો ગોમેધ અશ્વમેધ અને નરમેધ પ્રમુખ મખોને કરવા મંડ્યા અને તેના અવશિષ્ટ માંસોને ખાવા મંડ્યા ॥૧૮॥

विनष्टायाः श्रियः प्राप्त्यै केचिद्यज्ञांश्च चक्रिरे ।
स्त्रीपुत्रमन्दिराद्यर्थे केचिच्च स्वीयवृत्तये ॥१९॥

તેમાં કેટલાક જનો વિનષ્ટ થએલી લક્ષ્મીની ફરીથી પ્રાપ્તિમાટે તો કેટલાક જનો સ્ત્રી પુત્ર ગૃહ આદિકની પ્રાપ્તિમાટે તો કેટલાક જનો પોતાની જીવિકાવૃત્તિની પ્રાપ્તિમાટે વિવિધ યજ્ઞો કરવા લાગ્યા ॥૧૯॥

महायज्ञेष्वशक्तास्तु पितॄनुद्दिश्य भूरिशः ।
निहत्य श्राद्धेषु पशून् मांसान्यादंस्तथाऽऽश्यन् ॥२०॥

ગોમેધાદિ મહાયજ્ઞોને કરવામાં અસમર્થ એવા કેટલાક જનો તો પિત્રિઓને ઉદ્દેશીને શ્રાદ્ધોમાં બહુ પશુઓને હણીને તેનાં માંસોને સ્વયં ખાવા લાગ્યા તથા બીજા બ્રાહ્મણો અને પોતાના સંબન્ધી જનો જ્ઞાતિજનોને ખવરાવા લાગ્યા ॥૨૦॥

केचित्सरित्समुद्राणां तीरेष्वेवावसञ्जनाः ।
मत्स्यान् जालैरुपादाय तदाहारा बभूविरे ॥२१॥

કેટલાક જનો નદીઓ તથા સમુદ્રના તીર ઉપરજ જઈ વસ્યા અને જાળોવડે મત્સ્યોને પકડીને તેના માંસોનોજ આહાર કરવા લાગ્યા ॥૨૧॥

स्वगृहागतशिष्टेभ्यः पशूनेव निहत्य च ।
निवेदयामासुरेते गोछागप्रमुखान् मुने ! ॥२२॥

હે સાવર્ણિ મુને! વળી તે આ જનો પોતાને ઘેર આવેલા શિષ્ટ જનોને ગાયો બકરાં આદિક પશુઓને હણીનેજ નિવેદન કરવા લાગ્યા ॥૨૨॥

सजातीयविवाहानां नियमश्च तदा क्वचित् ।
नाभवद्धर्मसाङ्कर्याद्वित्तवेश्माद्यभावतः ॥२३॥

આવા મહા આપત્કાળમાં ધર્મસંકરતાને લીધે તથા ધન ઘર આદિકના અભાવને લીધે સમાનવર્ણવાળા જનોમાં જે વિવાહો પ્રથમ થતા હતા તેનો નિયમ કોઇપણ વર્ણમાં રહ્યો નહિ ॥૨૩॥

ब्राह्मणाः क्षत्रियादीनां क्षत्राद्या ब्रह्मणां सुताः ।
उपयेमिरे कालगत्या स्वस्ववंशविवृद्धये ॥२४॥

કેવી ધર્મસંકરતા? તો પોતપોતાના વંશની વિવૃદ્ધિ માટે ઉત્તમ વર્ણ બ્રાહ્મણો ક્ષત્રિયાદિકની અને નીચ વર્ણ ક્ષત્રિયાદિકો બ્રાહ્મણોની કન્યાઓને આપત્કાળવશાત્ પરણવા મંડ્યા. આવી વર્ણસંકરતા થઈ ગઈ ॥૨૪॥

इत्थं हिंसामया यज्ञाः सम्प्रवृत्ता महापदि ।
धर्मस्त्वाभासमात्रोऽस्यात्स्वयं तु श्रियमन्वगात् ॥२५॥

આ પ્રકારે મહા આપત્કાળમાં હિંસામય યજ્ઞોની પ્રવૃત્તિ થઈ. ધર્મ જે સદાચાર તે તો આભાસમાત્ર-કથનમાત્ર રહ્યો. સ્વય સનાતન ધર્મ તો લક્ષ્મીજીની પાછળ ચાલ્યો ગયો ॥૨૫॥

अधर्मः सान्वयो लोकांस्त्रीनपि व्याप्य सर्वतः ।
अवर्धताल्पकालेन दुर्निवार्यो बुधैरपि ॥२६॥

એમ થતાં વિદ્વાનોએપણ ન નિવારણ કરી શકાય એવો સપરિવાર અધર્મ ત્રણેય લોકોમાં વ્યાપીને સર્વત્ર અલ્પ કાળમાં વૃદ્ધિ પામી ગયો સર્વત્ર અધર્મની પ્રવૃત્તિ થઇ રહી ॥૨૬॥

दरिद्राणामथैतेषामपत्यानि तु भूरिशः ।
तेषां च वंशविस्तारो महाँल्लोकेप्ववर्धत ॥२७॥

સર્વત્ર અધર્મની વ્યાપ્તિ થતાં, દરિદ્ર દશામાં આવી ગએલા તે જનોનાં સતાનો તો બહુ થયાં અને વળી તેમના વશનો વિસ્તાર લોકોમાં અધિક વૃદ્ધિ પામ્યો ॥૨૭॥

विद्वांसस्तत्र ये जातास्ते तु धर्मं तमेव हि ।
मेनिरे मुख्यमेवाथ ग्रन्थांश्चक्रुश्च तादृशान् ॥२८॥

તે વશવિસ્તારમા જેઓ વિદ્વાનો થયા તેઓ તો પોતપોતાના વૃદ્ધોએ અનુષ્ઠાન કરેલા વેદોક્ત આપદ્ધર્મનેજ મુખ્ય માની બેઠા. એટલે તેમણે ગ્રથોપણ તેવાજ-હિંસામય યજ્ઞ પ્રતિપાદનપરજ કર્યા ॥૨૮॥

ते परम्परया ग्रन्थाः प्रामाण्यं प्रतिपेदिरे ।
आद्ये त्रेतायुगे हीत्थमासीद्धर्मस्य विप्लवः ॥२९॥

તેમણે કરેલા તે પ્રબન્ધો પરપરાએ પ્રમાણપણાને પામ્યા. વિશ્વજીત નામના ઇન્દ્રના સમયમાં વર્તતા મન્વતરના પ્રથમ ત્રેતાયુગમા આ પ્રકારે ધર્મનો વિનાશ થયો હતો ॥૨૯॥

**ततः प्रभृति लोकेषु यज्ञादौ पशुहिंसनम् ।**
**बभूव सत्ये तु युगे धर्म आसीत्सनातनः ॥३०॥**

તે કાળને આરંભીને આ લોકોમાં થતા યજ્ઞાદિકમાં પશુઓની હિંસા પ્રવર્તી હતી. પ્રથમ સત્ય યુગમાં તો અહિંસાદિ સનાતન ધર્મની સારી પ્રવૃત્તિ હતી ॥૩૦॥

**कालेन महता सोऽपि सह देवैः सुराधिपः ।**
**आराध्य सम्पदं प्राप वासुदेवं प्रभुं मुने ! ॥३१॥**

હે મુને! વિશ્વજીત નામનો દેવેન્દ્રપણ દેવો સાથે બહુ કાળે વાસુદેવ મહાપ્રભુનું આરાધન કરીને સંપત્તિને પામ્યો હતો ॥૩૧॥

**ततो धर्मनिकेतस्य श्रीपतेः कृपया हरेः ।**
**यथापूर्वं च सद्धर्मस्त्रिलोक्यां सम्प्रवर्तते ॥३२॥**

ઇન્દ્રને સંપત્તિ મળ્યા પછી ધર્મના આધારભૂત શ્રીપતિ શ્રીહરિની કૃપાથી તે સનાતન ધર્મ ત્રિલોકીમાં યથાપૂર્વ ( દુર્વાસાના શાપ પહેલાં જેમ હતો તેમ ) સારી રીતે પ્રવર્ત્યો હતો ॥૩૨॥

**तत्रापि केचिन्मुनयो नृपा देवाश्च मानुषाः ।**
**कामक्रोधरसास्वादलोभोपहतसद्धियः ।**
**तमापद्धर्ममद्यापि प्राधान्येनैव मन्वते ॥३३॥**

સનાતન ધર્મની પ્રવૃત્તિ હોવા છતાં પણ કામ ક્રોધ રસાસ્વાદ લોભ માન આદિક દોષોએ કરીને જેમની સદ્‌બુદ્ધિઓ હણાઈ ગઈ છે એવા કેટલાક મુનિઓ રાજાઓ દેવતાઓ અને મનુષ્યો આપદ્ધર્મને અદ્યાપિ (શુભ કાળમાં પણ) મુખ્યપણે માને છે. અભિપ્રાય એવો છે કે-જેને વિષે 'अभयं सत्त्वसंशुद्धिः' ઇત્યાદિ વચનથી ગીતામાં કહેલી સત્વમયી દૈવી સંપત્તિ વર્તતી હોય તેજ દેવસંજ્ઞાથી કહેવાય અને જેને વિષે 'दम्भो दर्पोऽभिमानश्च' ઇત્યાદિ વચનથી ગીતામાં કહેલી રજતમમયી આસુરી સંપત્તિ વર્તતી હોય તેજ અસુરસંજ્ઞાથી કહેવાય. તેમાં રજતમ પ્રધાન અસુરોને શુભ સાધનના આચરણમાં શિથિલતાને લીધે

બુદ્ધિમાં જડતા હોવાથી શબ્દશાસ્ત્રોના શબ્દોનો યથાર્થ બોધ હોતો નથી. સત્ત્વપ્રધાન સુરોને તો દૈવી સંપદાએ યુક્ત હોવાથી બોધ છે જ. તેમાં પણ દૃઢ બ્રહ્મચર્યવ્રતવાળાનેજ બુદ્ધિમાં સારૂ નિર્દોષપણું હોવાથી યથાર્થ બોધ હોય છે જ. આ અર્થ છાંદોગ્યોપનિષદમાં શ્રુતિએજ કહ્યો છે-"इन्द्रो ह वै देवानामभिप्रवव्राज विरोचनोऽसुराणां तौ हासंविदानावेव समित्पाणी प्रजापतिसकाशमाजग्मतुः" આ આખ્યાયિકામાં આત્મજ્ઞાનાર્થી ઇન્દ્ર અને વિરોચન બન્નેએ બ્રહ્માની સમીપે જઇને આત્મજ્ઞાન માટે તેમને પુછ્યું. તે સમયે બ્રહ્માએ કહ્યું કે-હે દેવેન્દ્ર! હે અસુરેન્દ્ર! તમો બ્રહ્મચર્યવ્રત પાળવાપૂર્વક તપશ્ચર્યા કરો. બ્રહ્માનું વચન સાંભળીને અસુરેન્દ્ર વિરોચને બત્રીશ વર્ષપર્યંત બ્રહ્મચર્યવ્રતપૂર્વક તપ કર્યું. તેથી તેની બુદ્ધિમાં જોઇએ તેવું સમ્યક્ નિર્દોષપણું નહિ આવવાથી બ્રહ્માએ ઉપદેશ કરેલા 'एष आत्मा' ઈત્યાદિ વાક્યમાં 'પોતાનો દેહજ આત્મા છે' એવો તેણે નિશ્ચય કર્યો. તે પછી તે મનમાં બહુ સંતુષ્ટ થઇને પોતાના દેહના પોષણ આદિકનેજ સારી રીતે કરવા મંડ્યો. દેવેન્દ્રે તો એકસો એક વર્ષપર્યંત દૃઢપણે બ્રહ્મચર્ય વ્રત પાળવાપૂર્વક તપ કર્યું. તેથી તેની બુદ્ધિ સારી રીતે નિર્દોષ થઈ ગઈ. તેથીજ 'આત્મા દેહથકી વ્યતિરિક્તજ છે. તેની જીવસંજ્ઞા છે. તે જો ધર્માદિ અંગે સહિત પરમાત્માની ભક્તિ કરેછે તો પરમાત્માને પામેછે' આવો નિશ્ચય કર્યો. તેમ આ સ્થળે પણ કામ ક્રોધાદિકે કરીને જેની બુદ્ધિ હણાઈ ગઈ છે એવા જનોને બુદ્ધિજડતાને લીધે વૈદિક શબ્દોનો યથાર્થ બોધ નહિ હોવાથી તેઓ આપદ્ધર્મનુંજ પ્રધાનપણે ગ્રહણ કરેછે ॥૩૩॥

एकान्तिनो भागवता जितकामादयस्तु ये ॥
आपद्यपि न तेऽगृह्णंस्तं तदा किमुतान्यदा ॥३४॥

કામાદિ દોષો જેમણે જીત્યા છે એવા જે એકાંતિક ભગવદ્ભક્તો હતા તેઓએ તો વિષમ કાળમાં પણ આપદ્ધર્મનું ગ્રહણ કર્યું નહિ. એટલે વિષમ કાળે કરીને પણ સદ્બુદ્ધિનો વિનાશ ન હોવાથી તેઓ મુખ્યજ ધર્મના પાલનમાં તત્પર રહ્યા. જ્યારે

આપત્તિમાં પણ તેઓએ આપત્કાલીન ધર્મ ગ્રહણ કર્યો નહિ, તો આપત્તિ વિનાના સારા કાળમાં ન ગ્રહણ કરે એમાં તો કહેવુંજ શું? આ બધો અર્થ મોક્ષધર્મમાં જાજળિતુલાધાર-સંવાદ આદિકમાં નિર્ણય કર્યો છે. તો અહિંસાદિકજ મુખ્ય ધર્મ છે એમ સમઝીને ભગવદ્ભક્તો આપત્તિમાં પણ તેનુંજ અનુષ્ઠાન કરેછે, એવું તાત્પર્ય છે ॥૩૪॥

इत्थं ब्रह्मन्नादिकल्पे हिंस्रयज्ञप्रवर्तनम् ।
यथासीत्तन्मयाख्यातमापत्कालवशाद्भुवि ॥३५॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
हिंस्रयज्ञप्रवृत्तिहेतुनिरूपणनामा नवमोऽध्यायः ॥९॥

હે બ્રહ્મન્! આ પ્રકારે આદિ કલ્પમાં આપત્કાળવશાત્ ભૂમિ-ઉપર જે રીતે હિંસામય યજ્ઞની પ્રવૃત્તિ થઈ હતી તે મેં તમને સર્વ કહી સંભળાવ્યું ॥૩૫॥

ઇતિશ્રી સ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે
હિંસ્રયજ્ઞપ્રવૃત્તિહેતુનિરૂપણનામા નવમોઽધ્યાયઃ ॥૯॥

## सावर्णिरुवाच–

कथं प्राप्ताः पुनः स्कन्द! श्रीरिन्द्रेण गताम्बुधिम् ।
एतां कथय मे सर्वां कथां नारायणाश्रयाम् ॥१॥

### [1]અધ્યાય ૧૦ મો.

મહાજનોના અનાદરથી નષ્ટ થએલી લક્ષ્મી ફરીથી મળવી મહાદુર્લભ છે એમ માનતા જીજ્ઞાસુ સાવર્ણિમુનિ પુછે છે—

૧ આ અધ્યાયમાં લક્ષ્મીહીન થએલા દેવેન્દ્રાદિકનો દૈત્યોએ કરેલો પરાભવ, તે આપત્કાળમાં મહાદુઃખથી પીડા પામેલા ઈન્દ્રાદિકોએ મેરૂમાં રહેલા બ્રહ્માને કરેલું પોતાના દુઃખનું નિવેદન અને સમસ્ત દેવતાઓ અને શંકરને પણ સાથે લઇને ક્ષીરસમુદ્ર પ્રત્યે ગએલા બ્રહ્માએ શત વર્ષપર્યંત કરેલી તપશ્ચર્યાથી પ્રસન્ન થએલા વાસુદેવ ભગવાને પ્રદર્શાવેલો લક્ષ્મી આદિકની પ્રાપ્તિનો ઉપાય વિગેરે કથા વર્ણવી છે.

હે સ્વામી કાર્તિક! સમુદ્રમાં લીન થએલી લક્ષ્મી ઈન્દ્રે ફરીથી કયા ઉપાયે કરીને મેળવી? જેમાં લક્ષ્મીજી અને નારાયણનો મહિમા વર્ણવ્યો છે એવી તે સર્વે કથા મને જીજ્ઞાસુને કહેવાને યોગ્ય છો ॥૧॥

स्कन्द उवाच–

श्रिया विहीनो देवेन्द्रः श्रीहीनैरपि दानवैः ।
पराजितो हृतस्थानो नष्टाशेषपरिच्छदः ॥२॥
गिरिगह्वरकुञ्जेषु काननेषु ततस्ततः ।
परिबभ्राम सहितो दिगीशैर्वरुणादिभिः ॥३॥

આ રીતે પુછેલા કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને! લક્ષ્મીએ રહિત થઈ ગએલો, લક્ષ્મીએ રહિત એવાપણ દાનવોએ યુદ્ધમાં પરાભવ પમાડેલો, માટેજ તેમણે જેનું સ્થાન-ત્રિલોકી રાજ્ય હરી લીધું છે, માટેજ ઈન્દ્રપદનો સમગ્ર વૈભવ સુખસાધન ભોગ ભોગોપકરણાદિ જેનો નષ્ટ થઈ ગયો છે એવો દેવેન્દ્ર વરૂણાદિ દિગ્પાળોની સાથે ગિરિગુહાઓમાં, કુંજોમાં અને ગહન વનોમાં અહીં તહીં ભમવા લાગ્યો. એટલે ગિરિગુહામાંથી કુંજોમાં અને વળી કુંજોમાંથી મહાવનોમાં અને વળી ફરીથી ગિરિગુહાદિકમાં, એમ ભ્રમણ કરવા લાગ્યો. લતા વિગેરેથી ઢંકાએલાં સ્થાનોને કુંજ કહે છે ॥૨-૩॥

वल्कलाजिनवस्त्राश्च पशुपक्ष्यामिषाशनाः ।
देवा दैत्या नरा नागास्तुल्याचारपरिच्छदाः ॥४॥

વૃક્ષનાં વલ્કલ અને મૃગચર્મજ જેમને પહેરવા ઓઢવાનાં વસ્ત્રો છે અને પશુ પક્ષિઓના માંસનેજ ભક્ષણ કરનારા એવા દેવો દૈત્યો નરો નાગો અને સર્પો આ સર્વે તુલ્ય આચાર (બાહ્ય વેશાદિ) અને પરિચ્છદ (ભોગોપકરણાદિ વૈભવ) વાળા થઈ ગયા ॥૪॥

पात्राणि मृन्मयान्येव सर्वेषामपि वेश्मसु ।
आसन्वराकाः सर्वेऽपि पिशाच्य इव च स्त्रियः ॥५॥

દેવાદિ સર્વ કોઇના પણ ઘરોમાં પાત્રોતો મૃત્તિકામયજ હતાં. દેવાદિ સર્વ કોઇપણ અતિ રાંક જેવા થઈ ગયા. અને તેમની સર્વ કોઇ સ્ત્રિયો તો પિશાચણીના જેવી થઈ ગઈ ॥૫॥

आदावभूदनावृष्टिर्भुवि द्वादशवार्षिकी ॥
ततो वर्षे क्वचिद् वृष्टिरासीत्स्वल्पा क्वचिन्न च ॥६॥

પ્રથમ તો પૃથ્વી ઉપર બાર વર્ષપર્યંત અનાવૃષ્ટિ (દુષ્કાળ) વર્તી રહી. અનંતર કોઇ વર્ષમાં સ્વલ્પ વૃષ્ટિ થઇ અને કોઇ વર્ષમાં તો સ્વલ્પપણ થઇ નહિ ॥૬॥

इत्थं दारिद्र्यदुःखानां तेषां वर्षशतं गतम् ।
बलिष्ठारब्धकर्माणस्तेऽतिदुःखेऽपि नो मृताः ॥७॥

આ રીતે દારિદ્ર્યના દુઃખવાળા ત્રિલોકવર્તી દેવાદિ જનોને શતવર્ષો વીતિ ગયાં. આટલું દુઃખ હોવા છતાં તેઓ મરણને કેમ પામ્યા નહિ? તો પ્રારબ્ધ કર્મ બહુ બળવાન્ હોવાથી આવી અતિદુઃખદશામાં પણ તેઓ મરણ પામ્યા નહિ ॥૭॥

अजीवन्त मृतप्राया नरकेष्विव नारकाः ।
यतन्तोऽपि श्रियः प्राप्त्यै यज्ञाद्यैर्नालभन्त ताम् ॥८॥

જ્યારે તેઓ અતિદુઃખમાં પણ મર્યા નહિ ત્યારે તેઓનું જીવન કેમ થયું? તો તેને સદૃષ્ટાંત કહે છે—જેમ નરકોમાં નારકી નરો દુઃસહ દુરંત દુઃખ ભોગવવા છતાં પણ નહિ મરતા થકા જીવતાજ રહે છે તેમ મરણતુલ્ય દુઃખ પામવા છતાં પણ જીવતાજ રહ્યા. આવી દુર્દશામાં રહીને પણ લક્ષ્મીની પ્રાપ્તિ માટે યજ્ઞાદિકવડે બહુ બહુ પ્રયત્ન કરવા છતાં પણ લક્ષ્મીને નજ પામ્યા ॥૮॥

ततः सहस्रवर्षान्ते मेरौ शरणमाययुः ।
शापाद्दुर्वाससो देवाः सर्वे दुर्वाससो विधिम् ॥९॥

મહા પ્રયાસ કરવા છતાં પણ જ્યારે લક્ષ્મીની પ્રાપ્તિ થઇજ નહિ અને આવી દારિદ્ર્યદશામાં એક હજાર વર્ષ વીતિ ગયાં ત્યારે દુર્વાસા ઋષિનો શાપ થએલો હોવાથી બધાય દેવતાઓ અતિ જુનાં મેલાં ફાટલાં સાંધેલાં વસ્ત્રોને ધારીને મેરૂપર્વત ઉપર રહેલા બ્રહ્માને શરણે ગયા ॥૯॥

प्रणम्य तस्मै दुःखं स्वं वासवाद्या न्यवेदयन् ।
आदावेव हि सोऽज्ञासीत्सर्वज्ञत्वात्सुरापदम् ॥१०॥

શરણે ગએલા ઇન્દ્રાદિ દેવોએ બ્રહ્માને પ્રણામ કરીને પોતાનું સમગ્ર દુઃખ નિવેદન કર્યું. જેમને દુઃખનું નિવેદન કર્યું છે એવા બ્રહ્મા પોતે સર્વજ્ઞ હોવાથી પ્રથમથીજ દેવાદિકના દુઃખને જાણતાજ હતા ॥૧૦॥

उपालभ्य ततश्चेन्द्रं विरिञ्चिः सहशङ्करः ।
तद्दुःखवारणाकल्पो विष्णुमैच्छत्प्रसादितुम् ॥११॥

દેવાદિકના દુઃખને જાણનારા બ્રહ્માએ પ્રથમ તો ઇન્દ્રને ઠપકો ( રે મૂર્ખ ! લક્ષ્મીમદથી અંધ બનેલા તેં મહામુનિ દુર્વાસાના અનાદરરૂપ ગર્હિત કર્મ કર્યું છે, તો હવે પછી ફરીથી આવું અપકર્મ કરીશ નહિ ઇત્યાદિ રૂપ ) આપીને, પછીથી શરણાગત તેનું હિત કરવાની ઇચ્છાવાળા શંકરસહિત પોતે બ્રહ્માએ દેવોના દુઃખને નિવારણ કરવામાં અસમર્થ હોવાથી વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કરવાની ઇચ્છા કરી ॥૧૧॥

आराधयिष्यंस्तपसा ततोऽसौ तं तपःप्रियम् ।
सर्वदेवगणोपेत उपायात्क्षीरसागरम् ॥१२॥

ઇચ્છા કર્યા પછી વિષ્ણુ તો તપઃપ્રિય હોવાથી તેમનું તપવડે આરાધન કરશે એવા આ બ્રહ્મા સર્વ દેવગણોને સાથે લઇને ક્ષીરસાગર પ્રત્યે ગયા ॥૧૨॥

तस्योत्तरे तटे रम्ये सर्वे तेऽनशनव्रताः ।
एकपादस्थिता ऊर्ध्वबाहवश्चक्रिरे तपः ॥१३॥

ક્ષીરસાગરના રમણીય ઉત્તમ તટ ઉપર રહીને ભવ બ્રહ્માદિ સમગ્ર દેવતાઓ અનશન ( કાંઇપણ ખાવુંજ નહિ એવું ) વ્રત ધારીને, એક પગે ઉભા રહીને, બન્ને બાહુને ઉંચા રાખીને તીવ્ર તપ કરવા લાગ્યા ॥૧૩॥

केशवं हृदि ते दध्युः सर्वक्लेशविनाशनम् ।
लक्ष्मीपतिं वासुदेवमेकाग्रकृतमानसाः ॥१४॥

કેવળ તપશ્ચર્યાજ નહિ પણ તેની સાથે ભવ બ્રહ્માના ઉત્પાદક હોવાથી કેશવ નામથી પ્રખ્યાતિને પામેલા, લક્ષ્મીપતિ, શ્રીવાસુદેવ ભગવાન્ કે જે સર્વના સર્વ કલેશને નાશ કરનારા છે તેમનું હૃદયમાં એકાગ્ર મનથી ધ્યાન કરવા લાગ્યા ॥૧૪॥

शताब्दान्ते ततो विष्णुः श्रीकृष्णो भगवान् स्वयम् ।
अत्यापन्नेषु दीनेषु कृपां देवेषु सोऽकरोत् ॥१५॥

ધ્યાનમાં ધારેલા, ચેતનાચેતન સર્વમાં અંતરાત્માપણે વ્યાપી રહેલા હોવાથી વિષ્ણુસંજ્ઞાથી સુપ્રસિદ્ધ એવા સ્વયં શ્રીકૃષ્ણ ભગવાને શતસંવત્સરને અંતે અત્યંત પીડાને પામેલા, માટેજ દીન થઈ ગએલા દયનીય દેવો ઉપર દયા કરી ॥૧૫॥

अदृश्यमूर्तिरात्मज्ञैरपि भूरि तपस्विभिः ।
तत्राविरासीत्कृपया नियुताहस्करद्युतिः ॥१६॥

કેવી દયા? તો મહાતપોનિષ્ઠ આત્મજ્ઞાનિઓએ પણ અદૃશ્ય દિવ્ય મૂર્તિ જેમની છે એવા શ્રીવાસુદેવ ભગવાન્ અનેક સૂર્યોના જેવી દેદીપ્યમાન કાંતિવાળા થઇને કૃપાથી દેવતાઓના મધ્યમાં પ્રકટ (પ્રત્યક્ષ) થયા ॥૧૬॥

तेजोमण्डलमेवादौ सहसा स्फुरितं महत् ।
ददृशुर्विबुधाः सर्वे सितं घनमनौपमम् ॥१७॥

પ્રથમ તો અકસ્માત્ સ્ફુરણાયમાન થએલું મોટું ઘાટું ધોળું અનુપમ તેજોમંડળજ સમસ્ત દેવતાઓના જેવામાં આવ્યું ॥૧૭॥

ब्रह्मा शिवश्च तन्मध्ये ददृशाते रमापतिम् ।
घनश्यामं चतुर्बाहुं गदाब्जाब्जारिधारिणम् ॥१८॥
किरीटकाञ्चीकटककुण्डलादिविभूषितम् ।
पीतकौशेयवसनं दिव्यसुन्दरविग्रहम् ॥१९॥

તે તેજોમંડળના મધ્ય ભાગમાં દિવ્ય મૂર્તિથી વિરાજમાન લક્ષ્મીપતિ ભગવાનનું બ્રહ્મા અને શિવજીને દર્શન થયું. કેવા ભગવાન્? તો નવીન મેઘસમાન શ્યામ સુંદર મૂર્તિ જેમની છે, ચાર બાહુ જેમના છે, ચાર હાથમાં ગદા પદ્મ શંખ ચક્ર આ ચાર આયુધોને ધારી રહેલા, મસ્તકે મુકુટને ધારી રહેલા, કટિમાં મેખળાને ધારી રહેલા, કાનમાં કુંડળને ધારી રહેલા, હાથમાં કડાં આદિક આભૂષણોને ધારી રહેલા, એમ સર્વે બીજા અંગમાં યથાયોગ્ય બહુવિધ અલંકારોને ધારી રહેલા, રેશમી પીતાંબરને ધારી રહેલા અને દિવ્ય સુંદર શરીરવાળા એવા ભગવાનનાં દર્શન થયાં ॥૧૮-૧૯॥

हर्षविह्वलितात्मानौ दण्डवत्तौ प्रणेमतुः ।
तदिच्छयाथ देवाश्च दृष्ट्वा तं च मुदाऽनमन् ॥२०॥

દર્શનથી ઉપજેલા આનંદથી વિહ્વળિત મનવાળા તે બ્રહ્મા તથા શિવજીએ ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કર્યા. તે પછી ભગવાનની ઇચ્છાથી દેવોએ પણ તેમનાં દર્શન કરીને પ્રહર્ષથી પ્રણામ કર્યા ॥૨૦॥

बभूवुरतिहृष्टास्ते निधिं प्राप्याधना इव ।
बद्धाञ्जलिपुटाः सर्वे भक्त्या तं तुष्टुवुः सुराः ॥२१॥

પ્રણામ કરતા સમગ્ર ભવ બ્રહ્માદિ દેવો જેમ નિર્ધન નરો ધનના ખજાનાને પામીને બહુ પ્રસન્ન થાય તેમ ભગવાન્ શ્રીકૃષ્ણને પામીને અતિશય હર્ષને પામ્યા અને બે હાથ જોડીને ભક્તિથી આગળ કહેશે એવા પ્રકારે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા ॥૨૧॥

## देवा उचुः-

ॐ नमो भगवते तुभ्यं वासुदेवाय धीमहि ।
प्रद्युम्नायानिरुद्धाय नमः सङ्कर्षणाय च ॥२२॥

દેવો સ્તુતિ કરે છે—તમને અમો નમસ્કાર કરીએ છીએ. તેમજ તમારૂં ધ્યાન કરીએ છીએ. તમો કેવા? તો ભગવાન્-જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વીર્ય તેજ, આ છ મુખ્ય ગુણોએ સંપન્ન છો. વળી વાસુદેવ-સમગ્ર વિશ્વને પોતા વિષે વાસે છે તથા સ્વયં સર્વ વિશ્વમાં વસે છે માટે વાસુ અને ઉત્પત્તિસ્થિતિ-લયવડે વિહાર કરે છે માટે દેવ મળીને તમો વાસુદેવ કહ્યા છો. વળી પ્રદ્યુમ્નરૂપે સકળ બ્રહ્માંડનું પોષણ કરનારા, અનિરુદ્ધરૂપે સમગ્ર બ્રહ્માંડને સર્જનારા અને સંકર્ષણરૂપે સમસ્ત બ્રહ્માંડને સંહરનારા છો. અર્થાત્ વાસુદેવ સંકર્ષણ અનિરુદ્ધ પ્રદ્યુમ્ન આ ચતુર્વ્યૂહને ધરનારા તમો છો. 'ॐ नमो भगवते' આ શ્લોક બ્રહ્માદિકે જપવા યોગ્ય ૩૩ તેત્રીશ અક્ષરવાળો મંત્ર જાણવો. આ મંત્રથી દેવતાઓએ પ્રથમ સ્તુતિ કરી ॥૨૨॥

ॐकारब्रह्मरूपाय त्रेधाविष्कृतमूर्तये ।
ब्रह्माण्डसर्गस्थित्यन्तहेतवे निर्गुणाय च ॥२३॥

હવે શ્લોકના એક એક આદિ અક્ષરોવડે (ॐ नमो भगवते वासुदेवाय) આવા બાર અક્ષરવાળા મહામંત્રને બાંધતા થકા બાર શ્લોકોવડે સ્તુતિ કરે છે—'ओमित्येकाक्षरं ब्रह्म' આ ગીતા-વાક્યમાં કહ્યા પ્રમાણે ઓંકાર બ્રહ્મજ જેનું રૂપ-સ્વરૂપને જણા-વનાર છે. અથવા ઓંકાર બ્રહ્મ જે નાદબ્રહ્મ તેમાં જેનું રૂપ-મૂર્તિ રહેલું છે. અથવા ઓંકાર જેમનું કારણ છે એવા જે બ્રહ્મ-શબ્દવાચ્ય વેદો તેમાં રૂપ-જેમના સાકાર સ્વરૂપનું વર્ણન છે એવા તમને નમસ્કાર છે. (પ્રત્યેક ચતુર્થ્યન્ત પદની સાથે નમઃ પદ જોડવું) અકાર ઉકાર મકાર આ ત્રણ પ્રકારે અથવા જગત્સર્ગાદિકને માટે બ્રહ્મા વિષ્ણુ શિવ આ ત્રણ પ્રકારે પ્રકટ

કરી છે મૂર્તિ જેમણે, અનેક બ્રહ્માંડોની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયના મુખ્ય કારણ અને નિર્ગુણ-પ્રાકૃત ગુણોએ રહિત એવા તમને નમસ્કાર છે ॥૨૩॥

नयनानन्दरूपाय प्रणतक्लेशनाशिने ।
केशवाय नमस्तुभ्यं स्वतन्त्रेश्वरमूर्तये ॥२४॥

સર્વ જનોના નેત્રોને આનંદ આપનારૂં છે દિવ્ય રૂપ જેમનું, પ્રણત જનોના સમગ્ર ક્લેશને નાશ કરનારા, "क इति ब्रह्मणो नाम ईशोऽहं सर्वदेहिनाम् । आवां तवाङ्गसंभूतौ तस्मात्केशवनामवान्" આ નિરૂક્તિને અનુસારે સાર્થક કેશવ નામથી પ્રખ્યાતિને પામેલા, સ્વતત્ર અને અનેક ઐશ્વર્યયુક્ત મૂર્તિ જેમની છે એવા તમને નમસ્કાર કરીએ છીએ ॥૨૪॥

मोदिताशेषभक्ताय कालमायादिमोहिने ।
सदानन्दाय कृष्णाय नमः सद्धर्मवर्तिने ॥२५॥

સમગ્ર ભક્તોને અનવધિ આનંદ આપનારા, કાળ માયા આદિકને મોહ ઉપજાવનારા, સદ્ધર્મમાં જનોને વર્તાવનારા અથવા સદ્ધર્મના સંરક્ષક, સદાય આનંદમય મૂર્તિ જેમની છે એવા શ્રીકૃષ્ણ તમને નમસ્કાર છે ॥૨૫॥

भवाम्बुधिनिमग्नानामुद्धृतिक्षेमकीर्तये ।
दर्शनीयस्वरूपाय घनश्यामाय ते नमः ॥२६॥

સંસાર સાગરમાં પડેલા જનોને તે થકી ઉદ્ધાર કરવામાં સમર્થ છે કીર્તિ જેમની. એટલે જેમના ગુણ ચરિત્ર નામના કીર્તનથી જનોનો સસારસાગર થકી ઉદ્ધાર થાય છે. દર્શનીય સ્વરૂપ જેમનું છે એવા ઘનશ્યામ તમને નમસ્કાર છે ॥૨૬॥

गदाब्जदरचक्राणि बिभ्रते दीर्घबाहुभिः ।
सुरगोविप्रधर्माणां गोप्त्रे तुभ्यं नमो नमः ॥२७॥

ચાર દીર્ઘ બાહુઓવડે ગદા પદ્મ શખ ચક્ર આ ચાર આયુ-

ધોને ધરનારા, દેવી ગાયો વિપ્રો અને ધર્મનું રક્ષણ કરનારા એવા તમને વારંવાર નમસ્કાર છે ॥૨૭॥

वरेण्याय प्रपन्नानामभीष्टवरदायिने ।
निगमागमवेद्याय वेदगर्भाय ते नमः ॥२८॥

મુમુક્ષુ જનોએ વરવાયોગ્ય, શરણાગતોને વાંછિત વર આપનારા, નિગમ તથા આગમોએ કરીને જાણવા યોગ્ય છે સ્વરૂપ જેમનું અને વેદના ગર્ભભૂત (વેદોત્પત્તિના હેતુ) એવા તમને નમસ્કાર છે ॥૨૮॥

तेजोमण्डलमध्यस्थदिव्यसुन्दरमूर्तये ।
नमामो विष्णवे तुभ्यं परात्परतराय च ॥२९॥

તેજોમંડળના મધ્યમાં વિરાજમાન દિવ્ય સુંદર મૂર્તિ જેમની છે, 'अक्षरात्परतः परः' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે કાળ માયાદિક થકીપર એવું જે અક્ષર બ્રહ્મ તે થકી સ્વરૂપ સ્વભાવ ગુણ-વિભૂતિ વિગેરેવડે નિરતિશય શ્રેષ્ઠ હોવાથી પરતર, એવા વિષ્ણુ તમને નમસ્કાર કરીએ છીએ ॥૨૯॥

वाणीमनोविप्रकृष्टमहिम्नेऽक्षररूपिणे ।
सर्वान्तर्यामिणे तुभ्यं बृहते च नमो नमः ॥३०॥

'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' 'अथात आदेशो नेति नेति' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે મન વાણીને અગોચર છે મહિમા જેમનો, અક્ષર–અવિનાશી સ્વરૂપ જેમનું છે, સર્વેમાં અંતર્યામિપણે રહેલા, સ્વરૂપ સ્વભાવાદિકવડે સર્વેથી મોટા એવા તમને વારંવાર નમસ્કાર છે ॥૩૦॥

सुखदोऽसि त्वमेवैकः स्वाश्रितानामतो वयम् ।
महापदधिकक्लिष्टाः शरणं त्वामुपागताः ॥३१॥

હે ભગવન્ ! આપ એકજ આશ્રિત જનોને સર્વોત્તમ અક્ષય

સુખને આપનારા છો. માટેજ મહા આપત્તિએ કરીને અધિક કલેશને પામેલા અમો શરણ્ય આપના શરણને પામ્યા છીએ ॥૩૧॥

देवाधिदेव ! भक्तस्य तव दुर्वाससो वयम् ।
अतिक्रमाच्छ्रिया हीनाः प्राप्ताः स्मो दुर्दशामिमाम् ॥३२॥

હે દેવાધિદેવ ! તમારા ભક્ત દુર્વાસા ઋષિના અપરાધનેલીધે લક્ષ્મીએ રહિત થએલા અમો આવી દુર્દશાને પામ્યા છીએ ॥૩૨॥

वासोन्नपानस्थानादिहीनान् धर्मोऽपि नः प्रभो ! ।
त्यक्त्वा सह श्रिया यातस्तान् पातुं त्वमसीश्वरः ॥३३॥

કેવી દુર્દશા? તો હે પ્રભો ! અન્ન પાન વસ્ત્ર ગૃહ આદિક વિનાના થઈ પડેલા અમોને ત્યાગ કરીને ધર્મપણ લક્ષ્મીજીની સાથે ચાલ્યો ગયો છે. આવી દુર્દશામાં આવી પડેલા અમારૂં રક્ષણ કરવામાં આપજ સમર્થ છો ॥૩૩॥

यतो वयं च धर्मश्च त्वदीया इति विश्रुताः ।
यथापूर्वं सुखीकर्तुं त्वमेवार्हसतो हि नः ॥३४॥

જે હેતુ માટે અમો સર્વે દેવતાઓ અને ધર્મ આપનાજ કહેવાઇએ છીએ, એવી લોકશાસ્ત્રમાં પ્રસિદ્ધિ છે. તે હેતુ માટે અમને દુર્વાસાના શાપ પહેલાં જેવા સુખી હતા તેવા સુખી કરવાને માટે આપજ યોગ્ય છો. આ રીતે બાર શ્લોકના સ્તોત્રમાં રહેલા એક એક આદિ અક્ષરોવડે 'ॐ नमो भगवते वासुदेवाय' આવા શ્રીવાસુદેવના દ્વાદશાક્ષર મંત્રનો ઉદ્ધાર જાણવો ॥૩૪॥

स्कन्द उवाच–

इति सम्प्रार्थितो देवैर्भगवान् स दयानिधिः ।
उवाचानन्दयन्वाचा मेघगम्भीरया सुरान् ॥३५॥

કાર્તિક સ્વામી કહે છે—હે મુને ! આ પ્રકારે દુઃખી દેવોએ પ્રાર્થના કરેલા દયાનિધિ શ્રીવાસુદેવ ભગવાન દેવોને આનંદ ઉપજાવવા માટે મેઘસમાન ગંભીર વાણીવડે બોલ્યા ॥૩૫॥

श्रीभगवानुवाच-

विदितं मे सुराः! सर्वं कष्टं वः सदतिक्रमात् ।
उपायं कुरुताद्यैव वच्मि यत्तन्निवृत्तये ॥३६॥

શ્રીભગવાન્ કહે છે-હે દેવાઃ! મોટા સંતના અપરાધને લઇને તમને અચાનક આવેલું સમગ્ર કષ્ટ મારા જાણવામાંજ છે. તો તે કષ્ટની નિવૃત્તિ માટે હું જે ઉપાય કહું તેને હમણાં જ તમો કરો ॥૩૬॥

औषधीरम्बुधौ सर्वाः क्षिप्त्वा मन्दरभूभृता ।
नागराजवरत्रेण मथध्वमसुरैः सह ॥३७॥

ઉપાય કહે છે-મહાસાગરમાં સમગ્ર ઓષધિઓને નાંખીને, નાગરાજ વાસુકીને નેત્રાં તરીકે રાખીને અને મંદરાચળને મથન-દંડ (રવાઇઓ) તરીકે રાખીને તેનાવડે તમો અસુરો સાથે મળીને સમુદ્રમંથન કરો ॥૩૭॥

आदौ सन्धाय दनुजैः कुरुताम्बुधिमन्थनम् ।
साहाय्यं वः करिष्यामि खेदः कार्यो न तत्र वः ३८

અસુરોને અને અમારે અન્યોઅન્ય અનાદિ વૈરભાવ હોવાથી મેળાપ શી રીતે થાય? તો જે વ્યવહારવિચક્ષણ જનો છે તે સ્વાર્થ માટે માનાદિ દોષનો ત્યાગ કરીને શત્રુઓ સાથે પણ મેળાપ કરી દે છે. તો તમો પ્રથમ અસુરો સાથે સંધિ કરો અને પછીથી સમુદ્રમંથન કરો. તે કાર્યમાં હું તમને સહાય કરીશ. તો તમારે તેમાં જે કોઇ અંતરાય આવે તો લેશપણ ખેદ કરવો નહી ॥૩૮॥

अमृतं च श्रियो दृष्टिं प्राप्य पूर्वाधिकौजसः ।
भवितारो मद्विमुखा दैत्यास्तु क्लेशभागिनः ॥३९॥

તમો દેવો એકતો અમૃત અને વળી બીજી લક્ષ્મીજીની દૃષ્ટિને પામીને પૂર્વના કરતાં પણ અધિક બળવાળા થશો. મારા થકીવિમુખ દૈત્યો તો ફળભાગી નહિ થતાં કેવળ કલેશનાજ ભાગી થશે ॥૩૯॥

स्कन्द उवाच–

इत्युक्त्वान्तर्दधे विष्णुर्भक्तसङ्कटनाशनः ।
देवास्तस्मै नमस्कृत्य तदुक्तं कर्तुमारभन् ॥४०॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
श्रीवासुदेवप्रसादनिरूपणनामा दशमोऽध्यायः ॥१०॥

કાર્તિક સ્વામી કહે છે–હે મુને ! આ પ્રકારે ભક્તોના સંકટને નાશ કરનારા વિષ્ણુ ભગવાન્ દેવોના પ્રત્યે કહીને અંતર્ધાન થઇ ગયા. અને દેવો ભગવાનને નમસ્કાર કરીને તેમના કહેવા પ્રમાણે કરવામાં તત્પર થયા ॥૪૦॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે ઉપરિચરવસુસદ્‌ગુણવર્ણનનામા દશમોઽધ્યાયઃ ॥૧૦॥

---

स्कन्द उवाच–

ब्रह्मरुद्रौ महेन्द्रादीन्सन्धानायासुरैः सह ।
आज्ञाप्य जग्मतुः स्वं स्वं धाम देवा रसां मुने ! ॥१॥

[1]અધ્યાય ૧૧ મો.

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને ! ભગવાને દેવોને અસુરો સાથે સંધિ કરી લેવાની કરેલી આજ્ઞાને સાંભળીને, બ્રહ્મા અને રૂદ્ર પણ મહેન્દ્ર આદિકને અસુરો સાથે સંધિ કરવાની આજ્ઞા આપીને, પોત પોતાને ધામે ગયા, એટલે બ્રહ્મા સત્યલોકમાં અને રૂદ્ર કૈલાસ લોકમાં ગયા. તે પછી દેવતાઓ તો અસુરો સાથે સંધિ કરવા રસાતળ પ્રત્યે ગયા ॥૧॥

---

૧ આ અધ્યાયમા સુરો તથા અસુરોએ મળીને બધા અપેક્ષિત પ્રકારો સંપાદન કરીને, મથવા માંડેલા સમુદ્ર થકી નીકળેલું હાલાહલ વિષ અને ભગવાનની આજ્ઞાથી શિવજીએ કરેલું તેનું પાન વિગેરે કથા વર્ણવી છે.

समयोचितभाषाविद्वासवो नीतियुक्तिभिः ।
प्रलोभ्य फलभागेन सन्धिं चक्रेऽसुरैः सह ॥२॥

સમયોચિત (જેવો સમય તેવું) ભાષણ કરવામાં પ્રવીણ એવા ઇન્દ્રે નીતિશાસ્ત્રની યુક્તિઓવડે અને વળી અમૃતરૂપ ફળના ભાગવડે પ્રલોભાવીને અસુરો સાથે સંધિ કર્યો ॥૨॥

ततो देवासुरगणा मिलिता वारिधेस्तटे ।
महौषधीरुपानीय बहुशो निदधुर्द्रुतम् ॥३॥

પ્રથમ કર્તવ્ય સંધિકાર્યે સફળ થયા પછી, દેવગણો અને દૈત્યગણો ક્ષીરસમુદ્રના તટ ઉપર ભેગા મળીને અનેક પ્રકારની મોટી મોટી ઓષધિઓ જ્યાં ત્યાંથી લાવીલાવીને શીઘ્રપણે સમુદ્ર તટમાં ભેગી કરવા લાગ્યા ॥૩॥

मन्दराद्रिमुपेत्याथ नानौषधिविराजितम् ।
मूलादुत्पाट्य ते सर्वे नेतुमब्धिं समुद्यताः ॥४॥

ત્યારપછી દેવો દૈત્યો એકસાથે મળીને નાના પ્રકારની વિચિત્ર ઓષધિઓથી ચોમેર વિરાજમાન એવા મંદરાચળની નજીકમાં જઇને તેને મૂળમાંથી ઉપાડીને સમુદ્રપ્રત્યે લાવવા માટે બહુબહુ ઉદ્યમ કરવા લાગ્યા ॥૪॥

एकादशसहस्राणि योजनानां भुवि स्थितम् ।
नोद्धर्तुमशकंस्ते तं तदानीं तुष्टुवुर्हरिम् ॥५॥

આ અચળ કાંઈ અલ્પ ન હતો, આ તો અગીયાર હજાર યોજન ભૂમિમાં અંદર ઉંડો અદ્દશ્ય અને બહારપણ ઉંચો અગીયાર હજાર યોજન દૃશ્ય હતો, મળીને બાવીશ હજાર યોજન હતો. (ચાર ગાઉને એક યોજન કહે છે) આવા આ અચળને મૂળમાંથી બહાર કાઢવા માટે દેવાસુરો સમર્થ થયા નહિ. એટલે દુઃખહર શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા ॥૫॥

एतद्विदित्वा भगवान् सङ्कर्षणमहीश्वरम् ।
अजिज्ञपत्तमुद्धर्तुं बद्धमूलं महीधरम् ॥६॥

સ્તુતિથી પ્રસન્ન થએલા ભગવાને આ વાત જાણીને, સમગ્ર સર્પોના ઈશ્વર એવા સંકર્ષણને બદ્ધમૂળ તે મંદરાચળને મૂળમાંથી ઉપાડી આપવાની આજ્ઞા કરી ॥૬॥

फूत्कारमात्रेणैकेन स तु सद्यस्तमीश्वरः ।
बहिश्चिक्षेप तत्स्थानाद्योजनद्वितयान्तरे ॥७॥

આજ્ઞા કરેલા સંકર્ષણતો મહાસમર્થ હોવાથી પોતે તત્કાળ એક ફુત્કારમાત્રથી જ (એક ફુંકથી જ) તે મહાપર્વતને મૂળમાંથી બહાર કાઢીને તે સ્થાન થકી બે યોજન દૂર ફેંકી દીધો ॥૭॥

अत्याश्चर्यं तदालोक्य हृष्टाः सर्वे सुरासुराः ।
तदन्तिकमुपाजग्मुर्धावन्तश्च कृतारवाः ॥८॥

સમૂળ મંદરાચળનું એક જ ફુત્કારમાત્રથી આઠ કોશ દૂર ફેંકી દેવારૂપ અત્યાશ્ચર્યને અવલોકીને અત્યાનંદને પામેલા સર્વે સુરાસુરો વેગથી દોડતા થકા સર્વેને ઉત્સાહ ઉપજે એવા ઉચ્ચ શબ્દોને ચોમેર બોલતા બોલતા તે પર્વતની પાસે આવ્યા ॥૮॥

बलिनो यत्नवन्तोऽपि परिघोपमबाहवः ।
उद्धृत्य नेतुं नो शेकुर्विषण्णा विफलश्रमाः ॥९॥

મોટી ભુંગળ જેવા લાંબાબાહુ જેમના છે અને બહુ બળવાળા એવા સુરાસુરો ભેગા મળીને એકસાથે બહુ બહુ પ્રબળ પ્રયત્ન કરવા છતાં પણ તે પર્વતને ઉપાડીને સમુદ્ર પ્રત્યે લઈ જવા સમર્થ થયા નહિ. માટે જ નિષ્ફળ પ્રયાસ થવાથી મનમાં બહુજ ખેદ પામી ગયા ॥૯॥

ज्ञात्वा सुरगणान्खिन्नान् भगवान् सर्वदर्शनः ।
तार्क्ष्यमाज्ञापयामास नेतुं तमुदधिं द्रुतम् ॥१०॥

'यो वेत्ति युगपत्सर्वं प्रत्यक्षेण सदा स्वतः' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે સર્વ અર્થને જાણનારા ભગવાન્ શ્રીવાસુદેવે બહુ ખેદ પામેલા દેવગણોને જાણીને તત્ક્ષણ મદરાચળને સમુદ્રપ્રત્યે લઈ જવાની પક્ષિરાજ ગરૂડજીને આજ્ઞા કરી ॥૧૦॥

सहावरणमप्यण्डं लीलया धर्तुमीश्वरः ।
मनोवेगः स तत्रैत्य निजत्रोट्यैव तं गिरिम् ।
उत्पाट्य सागरतटे निधाय हरिमाययौ ॥११॥

આજ્ઞા કરેલા ગરૂડજી કે જે અવનિ આદિક આઠ આવરણોએ સહિત એવા અંડગોલકને પણ લીલામાત્રથી (પ્રયાસ વિના સહજમાં) ધારવા માટે સમર્થ અને વળી મનના જેવા બળવાન્ વેગવાળા છે તે પોતે મદરાચળ પાસે આવીને તેને પોતાની ચાંચવડે જ તેને ઉપાડીને સમુદ્રતીરે સ્થાપીને ભગવાનની સમીપે પાછા આવ્યા ॥૧૧॥

ततः संहृष्टमनसः सर्वे कश्यपनन्दनाः ।
वासुकिं चाह्वयामासुः सुधाभागप्रतिज्ञया ॥१२॥

સાગરતીરે મદરાચળ આવવાથી મનમાં બહુ હર્ષ પામેલા સમસ્ત કશ્યપનદનોએ (સુરાસુરોએ) અમૃતમાં ભાગ આપવાની પ્રતિજ્ઞા કરીને વાસુકી નામના મહાનાગને બોલાવ્યો ॥૧૨॥

स तत्रागादथो सर्वे तेऽब्धिं मन्थितुमुद्यताः ।
तानपांनिधिरागत्य मूर्तिमानब्रवीद्वचः ॥१३॥

સુરાસુરોએ બોલાવવાથી વાસુકી ત્યાં આવ્યો અનતર સમસ્ત સુરાસુરો મળીને સમુદ્રમથનમાં તત્પર થતાં, સમુદ્ર મૂર્તિમાન્ થઈને ત્યાં આવીને તેમના પ્રત્યે વચન બોલ્યો ॥૧૩॥

यदि दास्यथ मे यूयममृतांशं सुरासुराः ।
सोढाऽस्मि विपुलं तर्हि मन्दरभ्रमणार्दनम् ॥१४॥

શું વચન બોલ્યો ? તો હે સુરાસુરો ! તમો જો મને અમૃતમાં ભાગ આપશો તો જ તમોએ કરેલા મંદરાચળ ભ્રમણની ભારે પીડાને હું સહન કરીશ ॥૧૪॥

तथेति ते प्रतिज्ञाय क्षिप्त्वादावोषधीलताः ।
परिविव्युर्नागराजं तस्मिन्काञ्चनपर्वते ॥१५॥

આ પ્રકારે સમુદ્રે કહેલા દેવાસુરો અમૃતમાં ભાગ આપવાની તેને પ્રતિજ્ઞા કરીને, પ્રથમ ઓષધિઓ તથા લતાઓને સમુદ્રમાં નાખીને, મંદર નામના કાંચન પર્વતની ચોતરફ વાસુકી નામના નાગને વીંટવા મંડયા ॥૧૫॥

ततो देवा हृदि हरिं सस्मरुः कार्यसिद्धये ।
स्मृतमात्रः स तत्रागादच्युतः सर्वदर्शनः ॥१६॥

નાગરાજને વીંટયા પછી દેવતાઓએ પોતાના કાર્યની સિદ્ધિ માટે પોતાના હૃદયમાં ભગવાન્ શ્રીહરિનું સ્મરણ કર્યું. સ્મરણમાત્રમાં જ સર્વસાક્ષી સર્વસુહૃદ્ અને વળી પ્રથમથી જ જેમણે સહાય માટે પ્રતિજ્ઞા કરી છે એવા અચ્યુત ભગવાન્ ત્યાં એકદમ આવ્યા ॥૧૬॥

तमालोक्यामरगणा मुदिताः फणिनांपतेः ।
पुरोभागं गृहीत्वैव तस्थुस्तेनानुमोदिताः ॥१७॥

આવેલા ભગવાનને અવલોકીને અમરગણો અતિશય આનંદને પામીને, ભગવાને પોતાના કટાક્ષથી જ અનુમોદન આપતાં વાસુકીના મુખભાગને પકડીને જ ઉભા રહ્યા ॥૧૭॥

देवतापक्षपातित्वं सूचयन् स्वस्य च प्रभुः ।
यत्र देवास्तत्र तस्थौ ततो दैत्यास्तु चुक्रुधुः ॥१८॥

પ્રભુ-નિગ્રહાનુગ્રહમાં સમર્થ એવા ભગવાન્ પોતાનું દેવતાપક્ષપાતિપણું પ્રસિદ્ધમાં સૂચવવા માટે જે તરફ દેવો ઉભા રહ્યા છે તે તરફ જઇને ઉભા રહ્યા. આ બધું જોઇને દૈત્યો તો ક્રોધાયમાન થઇને બોલ્યા ॥૧૮॥

तपोविद्यावयोज्येष्ठा अधोभागममङ्गलम् ।
कथं तिरश्चो गृह्णीम नेदृङ्मूर्खा वयं त्विति ॥१९॥

શું બોલ્યા? તો અમો તપે કરીને, વિદ્યાએ કરીને અને અવસ્થાએ કરીને પણ મોટા છીએ. આવા અમો તુચ્છ તિર્યગ્જાતિ સર્પના અમંગળ પુચ્છભાગને કેમ ગ્રહણ કરીએ? નજ કરીએ. અમો કાંઈ એવા તો મૂર્ખા નથી, કે જેથી સર્પનો પુચ્છભાગ પકડીએ. અમો બધી બાબતને સમઝીએ છીએ ॥૧૯॥

सह देवैस्ततो विष्णुः स्वयं तान्मानयन्निव ।
प्रहस्य दत्त्वा प्राग्भागं सुरान्पुच्छमजिग्रहत् ॥२०॥

આ રીતે દૈત્યોએ કોપ કર્યા પછી દેવોની સાથે સ્વયં વિષ્ણુએ તે દૈત્યોને જાણે માન આપતા હોયને શું? એમ મંદહાસ કરીને, દૈત્યોને તેમની ઇચ્છાને અનુસારે નાગરાજનો મુખભાગ દેવોપાસે અપાવીને દેવોપાસે પુચ્છભાગ ગ્રહણ કરાવ્યો ॥૨૦॥

महाहिविषफूत्कारदाहादमररक्षणम् ।
चरित्रमेतच्छ्रीभर्तुरिति दैत्या न ते विदुः ॥२१॥

મહાસર્પ વાસુકિના વિષમય ફુત્કારથી થતા દાહથકી ભક્ત અમરોના રક્ષણરૂપ આ શ્રીપતિ શ્રીહરિનું ચરિત્ર છે એમ તો તે દૈત્યો સમઝી શક્યાજ નહિ ॥૨૧॥

तत उत्तोलयामासुः स्वर्णसान्वालिभास्वरम् ।
मन्दरं काश्यपेयास्ते चर्मिकाबद्धकच्छिकाः ॥२२॥

આરીતે યથાયોગ્ય મુખભાગ પુછભાગનો વિભાગ દેવ દૈત્યોને કરી આપ્યા પછી, કશ્યપઋષિના પુત્ર એવા સુરાસુરો ચામડાની રાશોવડે કચ્છોને બાંધીને, સુવર્ણમય શિખરોની પંક્તિઓવડે શોભાયમાન એવા તે મંદરાચળને એકસાથે ઉપાડવા મંડ્યા ॥૨૨॥

द्वाविंशतिसहस्राणि योजनानां तमुच्छ्रितम् ।
अम्भोनिधौ निदधिरे क्रोशन्तोऽत्यर्थमुत्सुकाः ॥२३॥

અંદર બહાર મળીને જેની બાવીશ હજાર યોજન ઉંચાઈ છે એવાપણ મંદરાચળને અત્યંત ઉત્સાહમાં આવી ગએલા સુરાસુરોએ એકસાથે ઉચ્ચ આક્રોશ કરવાપૂર્વક સમુદ્રમાં સ્થાપન કરી દીધો ॥૨૩॥

धार्यमाणोऽप्यनाधारस्तैरद्रिरतिगौरवात् ।
ययावधस्तलं सद्यस्तदासंस्तेऽतिविह्वलाः ॥२४॥

દેવાસુરોએ બહુ બળથી ધારણ કરતાં પણ તે મંદરાદ્રિ નીચે આધારરહિત હોવાથી અતિ ભારને લીધે તત્કાળ સમુદ્રના અધસ્તળને પામી ગયો. આ પ્રકારે થવાથી તે સમયે મથન કરનારા દેવાદેવોતો અતિવિહ્વળ-ઉત્સાહ વિનાના થઈ ગયા ॥૨૪॥

तदा स भगवान् साक्षात्सर्वथा भक्तकार्यकृत् ।
स्तूयमानोऽमरैरद्रिमुद्दध्रे कमठाकृतिः ॥२५॥

આ સમયે સર્વ પ્રકારે ભક્તોનું કાર્ય કરવામાં તત્પર એવા સાક્ષાત્ તે ભગવાન્ અમરગણોએ અતિસ્તુતિ કરવાથી કાચબાનું અલૌકિક રૂપ ધારીને મંદરાદ્રિને ઉંચો ઉપાડી લાવ્યા ॥૨૫॥

उत्थितं तमवेक्ष्याशु सर्वे फुल्लहृदाननाः ।
बभूवुश्च स्थिरः सोऽभूत्कूर्मपृष्ठेऽतिविस्तृते ॥२६॥

ઉંચે ઉપાડી આણેલો તે પર્વત, અતિવિસ્તૃત (લાખ યોજન વિસ્તારવાળા) કાચબાના પૃષ્ઠભાગ ઉપર સ્થિર થઈ રહ્યો. સર્વે દેવો તથા દૈત્યો તત્કાળ સ્થિર રહેલા તે પર્વતને જોઇને પ્રફુલ્લિત મનવાળા અને પ્રફુલ્લિત મુખવાળા થઈ ગયાં ॥૨૬॥

ततो ममन्थुस्तरसा यावद्बलमपांनिधिम् ।
श्रमफूत्कारवदना देवादेवादयोऽदयम् ॥२७॥

સર્વેની સ્થિતિ થયા પછી દેવો તથા અદેવો શ્રમને લીધે ઉપજતા ફુત્કારવાળાં મુખવાળા હોઇને પોતાના બળપર્યંત વેગથી નિર્દયપણે સમુદ્રને મથવા મંડ્યા ॥૨૭॥

भ्राम्यमाणात्ततस्तवद्रेर्वह्वो न्यपतन् द्रुमाः ।
ऊर्ध्वंद्रुघर्षजो वह्निस्तत्स्थसिंहादिमादहत् ॥२८॥

સુરાસુરોએ વેગથી ભમાવેલા તે મંદરાચળ થકી બહુ વૃક્ષો નીચે પડી ગયા. તલેટીમાં જે કોઈ વૃક્ષો ઉભા રહ્યા હતા, તેના પરસ્પર ઘસારાથી ઉપજેલા અગ્નિએ તેમાં રહેલા વ્યાઘ્રાદિ જંતુઓને ચોગરદમથી બાળીદીધા ॥૨૮॥

तत्र नानाजलचरा विनिष्पिष्टा महाद्रिणा ।
विलयं समुपाजग्मुः शतशः क्षीरवारिधौ ॥२९॥

ક્ષીરસાગરમાં રહેલા અનેક પ્રકારના અનેક જળચર જંતુઓ મહાદ્રિના મહાવેગથી મર્દન થવાથી મૃત્યુને પામી ગયા ॥૨૯॥

सांवर्तकमहामेघसङ्घगर्जितवन्महान् ।
आसीन्मथननादश्च प्रतिध्वनिविवर्धितः ॥३०॥

પ્રલયકાળના મહામેઘના સંઘની ગર્જના જેવો મથનનો નાદ પ્રચ્છંદાએ વિશેષ વૃદ્ધિ પમાડતાં અતિ મોટો થવા લાગ્યો ॥૩૦॥

अत्याकर्षणखिन्नाङ्गवासुकेर्मुखफूत्कृतैः ।
हतौजसोऽतिखिन्नाश्च दैत्या निङ्गालवद्बभुः ॥३१॥

સુરાસુરકૃત અતિશય આકર્ષણ (ખેંચવું) ને લીધે અતિ ખેદ-પામતાં છે અંગ જેનાં એવા વાસુકીનાગના મુખના વિષમય ફુત્-કારાએ કરીને જેમનું ઓજસ હણાઈ ગયું છે, માટે જ અતિખે-દને પામેલા દૈત્યોતો શાંત અગ્નિવાળા અંગારા (કાળા કોલસા) જેવા શોભવા લાગ્યા ॥૩૧॥

अविपह्यं विषाग्निं च वर्षन्ति बहुधा मुहुः ।
लम्बन्ते साहिराजस्य सहस्रवदनान्यधः ॥३२॥

નાગરાજ વાસુકીનાં હજાર મુખો વારંવાર અતિશય અવિષહ્ય વિષરૂપ અગ્નિને વર્ષવા લાગ્યાં અને નીચેપણ લબડી પડ્યાં ॥૩૨॥

दधार सहसा तानि भगवत्प्रेरितो विभुः ।
सङ्कर्षणो महातेजाः सहमानो विषानलम् ॥३३॥

નીચે લબડી પડતાં તે હજાર મુખોને ભગવાન્ વાસુદેવે પ્રેરણા કરેલા મહાસમર્થ મહાતેજસ્વી એવા સંકર્ષણ ભગવાને વિષમય અગ્નિને સહન કરીને સત્વર ઉંચાં ધારી રાખ્યાં ॥૩૩॥

सहस्रमेकं वर्षाणां मथ्यमानात्पयोनिधेः ।
हालाहलं विषमभूदुत्सर्पद्विदिशो दिशः ॥३४॥

આ પ્રકારેં સુરાસુરોએ સાથે મળીને જ્યારે દશ હજાર વર્ષપર્યંત સમુદ્રમથન કર્યું ત્યારે તેમાંથી તેના ફળરૂપે હાલાહલ નામનું વિષ પ્રથમ નીકળ્યું. નીકળેલું વિષ તત્ક્ષણ દિશાઓ અને વિદિશાઓમાં સર્વત્ર સત્વર વ્યાપી ગયું. હળને જ હાળ કહેવાય, હાળનીપેઠે જઠરને ઉખાડી નાંખતું હોવાથી હાળાહળ કહેવાય. 'સર્વનાં હૃદયને હળનીપેઠે ઉખાડી બાળી દેનાર' એવો એનો તાત્પર્યાર્થ છે. 'હળાહળ' એવો પાઠ હોય તો અર્થ સ્પષ્ટ છે ॥૩૪॥

यदाहुः कालकूटाख्यं सर्वलोकातिदाहकम् ।
तेन दन्दह्यमानाङ्गास्ते तु चक्रुः पलायनम् ॥३५॥

વળી જેને કાળકૂટ નામથીપણ કહે છે. કાળ-મૃત્યુનો કૂટ-રાશિ હોયને શુ? અથવા કાળની પેઠે જનોને કૂટાવનાર એટલે દાહ કરનાર તે કાળકૂટ કહેવાય. આવા સાર્થક નામથી વિખ્યાત હોઇને સર્વે લોકોને અતિશય દાહ કરનારા તે આ વિષવડે અતિશય બળતાં છે અંગો જેમનાં એવા સર્વે સુરાસુરો તો એકદમ ત્યાંથી પલાયન કરી ગયા ॥૩૫॥

ततो ब्रह्मा प्रजेशाश्च देवाः सर्वेऽप्युमापतिम् ।
प्रार्थयंस्तस्य पानार्थं स्तुवन्तः स्तुतिभिर्मुने ! ॥३६॥

હે મુને ! સુરાસુરોને પલાયનપર જોઇને બ્રહ્મા, દક્ષાદિ પ્રજાપતિઓ, દેવો અને બીજા સર્વેએ પણ નીકળેલું વ્યાપેલું મહા

વિષ પાન કરી જવાની પાર્વતીપતિ મહાશિવની સ્તુતિઓવડે સ્તુતિ પ્રાર્થના કરી ॥૩૬॥

भगवानथ तं प्राह सुराणामग्रजो भवान् ।
भवतीत्यग्रजं वार्धेर्गृहाणेदं विषं शिव ! ॥३७॥

બ્રહ્માદિકે પ્રાર્થના કર્યા પછી ભગવાન્ વિષ્ણુએ પણ શિવને કહ્યું કે-હે શિવ ! તમો દેવતાઓના અગ્રજ-સૃષ્ટિના આરંભમાં દેવોથી પહેલા ઉત્પન્ન થયા છો. અને આ વિષપણ સમુદ્ર થકી અગ્રજ-પ્રથમ ઉત્પન્ન થએલું છે. જે અગ્રજ હોય તેનેતો અગ્રભાગ ગ્રહણ કરવો એજ યોગ્ય છે. તો તમો આ વિષનું પાન કરી જાવ ॥૩૭॥

देवानां स भयं दृष्ट्वा करुणश्चाज्ञया हरेः ।
आकर्षयोगकलया विषं पाणितलेऽखिलम् ॥३८॥
पपौ तत्कण्ठमध्ये च शोषयामास तत्क्षणम् ।
नीलकण्ठ इति ख्यातः शङ्कराख्यश्च सोऽभवत् ॥३९॥

આ પ્રકારે ભગવાને કહેલા દયાર્દ્રહૃદયવાળા મહાદેવ દેવોને આવેલો મહાભય જોઇને અને વળી ભગવાનની આજ્ઞાનો વિચાર કરીને સમગ્ર વિષને યોગકળાવડે પોતાના હસ્તતળમાં આકર્ષણ કરીને પાન કરી ગયા. અને તત્ક્ષણ જ કંઠના મધ્યમાં જ તેને શોષણ કરી ગયા. આરીતે હાળાહળ વિષના પાનથી કંઠ **નીલ-કાળો** થઈ જવાથી **નીલકંઠ** એવા સાર્થક નામથી વિખ્યાત થયા અને સર્વેને શં-સુખ કરનાર હોવાથી શંકર એવા સાર્થક નામથી પણ પ્રસિદ્ધ થયા ॥૩૮-૩૯॥

पास्यतस्तस्य पाणेर्ये पतिता भुवि विन्दवः ।
तान्नागा वृश्चिकाद्याश्च जगृहुः काश्चनौषधीः ॥४०॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये अमृतमन्थने विषोत्पत्तिनामैकादशोऽध्यायः ॥११॥

વિષનું પાન કરતાં શિવજીના હસ્તતળ થકી જે કેટલાક વિષબિંદુઓ પૃથ્વી ઉપર પડી ગયા તે સર્પો વીંછીઓ વિગેરે જંતુઓએ તથા કેટલીક ઓષધિઓએ પણ ગ્રહણ કરી લીધા. (જેથી તેઓમાં તેવું વિષ જોવામાં આવે છે) ॥૪૦॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે અમૃતમંથને વિષોત્પત્તિનામૈકાદશોऽધ્યાય: ॥૧૧॥

---

स्कन्द उवाच–

ततो हृष्टाः काश्यपेया मन्थस्थानमुपेत्य ते ।
पुनर्वर्षसहस्रं च मन्थन्ति स्म पयोनिधिम् ॥१॥

[1]અધ્યાય ૧૨ મો.

કાર્તિક સ્વામી કહેછે—હે સાવર્ણિ મુને! શિવજીએ વિષપાન કર્યા પછી બહુ હર્ષને પામેલા દેવો તથા દૈત્યો મથન કરવાના સ્થાન પ્રત્યે પાછા આવીને, વળી ફરીથી એક હજાર વર્ષ પર્યંત સમુદ્ર મંથનમાં તત્પર થઈ રહ્યા ॥૧॥

मथ्यमानात्तथा सिन्धोः सर्वैस्तैरपि किञ्चन ।
नासीच्च शिथिला आसन्मन्थितारः श्वसन्मुखाः ॥२॥

તત્પર તે સર્વેએ હજાર વર્ષપર્યંત સતત સમુદ્રમથન કર્યું પણ તેમાંથી જ્યારે કાંઈપણ વસ્તુ નીકળ્યું નહિ ત્યારે તે મથનારાઓ શ્વાસભરપુર મુખવાળા હોઇને અતિશય શિથિલ થઈ ગયા ॥૨॥

वासुकिश्च महासर्पः प्राणवैक्लव्यमाप्तवान् ।
मन्थकाले मन्दरोऽपि नैकत्रासीत्स्थिरस्थितिः ॥३॥

---

[1] આ અધ્યાયમાં ચાર વ્યૂહમૂર્તિઓને ધરનારા ભગવાનની શક્તિની સહાયથી મથવા માંડેલા સમુદ્રથકી ચંદ્રમા આદિ જેમાં છે અને અમૃત અંતે જેમાં છે એવાં ચૌદ રત્નો ઉત્પન્ન થયાં, આ કથા વર્ણવી છે ॥૧૨॥

મહાસર્પ વાસુકીતો પ્રાણાંત પીડાને પામી ગયો. મથવાને સમયે મંદરાચળપણુ નિયત સ્થળે સ્થિર સ્થિતિવાળો રહી શક્યો નહિ, આડો અવળો ડોલવા લાગ્યો ॥૩॥

सर्वान् दृष्ट्वा निरुत्साहान् प्रद्युम्नो विष्ण्वनुज्ञया ।
देवासुराहिराजेषु प्रविश्य बलमादधौ ॥४॥

આ રીતે સર્વેને નિરૂત્સાહી જોઇને વિષ્ણુ ભગવાનની આજ્ઞાથી પ્રદ્યુમ્ન ભગવાને દેવો અસુરો અને વાસુકીમાં પ્રવેશ કરીને બળ ધારણ કર્યું ॥૪॥

अनिरुद्धोऽपि तत्रैव तमाक्रम्य नगाधिपम् ।
सहस्रबाहुभिस्तस्थौ महाचल इवापरः ॥५॥

વિષ્ણુ ભગવાનની આજ્ઞાથી અનિરૂદ્ધ પણુ તેજ સમયમાં નગરાજ મંદરાચળને હજાર હાથવડે દબાવીને બીજો મહાચળ હોયને શું? એમ તેની ઉપર સ્થિર સ્થિતિ માટે બેસ ॥૫॥

ततो ममन्थुस्तरसा सम्प्राप्तपरमौजसः ।
सविस्मया महाब्धिं ते सुरासुरगणा मुदा ॥६॥

મંદરાચળની સ્થિર સ્થિતિ થયા પછી બહુ બળને પામેલા તથા વિસ્મયને પામેલા તે સુરગણો અને અસુરગણો આનંદપૂર્વક વેગથી મહાસમુદ્રને મથવા મંડ્યા ॥૬॥

नारायणानुभावेन नापुर्देवादयः श्रमम् ।
शुशुभे मन्थनं तच्च सममाकर्षणात्तदा ॥७॥

આ રીતે દેવાદિકો તીવ્ર વેગથી મંથવા મંડ્યા પણુ શ્રીનારાયણુના પરમ પ્રતાપને લીધે તેના શ્રમને પામ્યા નહિ. મંથન કરવાને સમયે સમ-ન્યૂન નહિ તેમ અધિક પણુ નહિ, એક સરખી રીતે આકર્ષણ (વલોણુ) થવાથી તે મંથન બહુજ શોભાયમાન થયું ॥૭॥

मथ्यमाने महाम्भोधौ सुस्रुवुः परितस्तदा ।
महाद्रुमाणां निर्यासा बहवश्चौषधीरसाः ॥८॥

આ પ્રકારે દેવાસુરોએ મહાસમુદ્રનું મથન કરવા માંડ્યું ત્યારે મહાવૃક્ષોના રસો તથા ઓષધિઓના રસો મંદરાચળની ચોતરદમ અધિકપણે પ્રવાહસદશ નીકળવા લાગ્યા ॥૮॥

तथाभूतादम्बुनिधेराविरासीत्कलानिधिः ।
कान्त्यौषधीनामध्यक्षः सर्वासां य उदीर्यते ॥९॥

વલોવા માંડેલા આવા મહાસમુદ્ર થકી કળાઓના નિધિરૂપ ચંદ્રમા પ્રથમ પ્રકટ થયો. જે ચંદ્રમા પોતાની શીતળ કિરણોવડે સમગ્ર ઓષધિઓનો અધ્યક્ષપણે પોષણકર્તા કહ્યો છે ॥૯॥

ततो गवामधिष्ठात्री सर्वासामपि कामधुक् ।
हविर्धान्यभवद्धेनुः शीतांशुसदृशद्युतिः ॥१०॥

ઓષધિપોષક ચંદ્રમાનો પ્રાદુર્ભાવ થયા પછી, સર્વકોઈ ગો જાતિની અધિષ્ઠાત્રી દેવી અને ઘૃતાદિ હવિર્દ્રવ્યની ઉત્પત્તિમાં હેતુ હોવાથી હવિર્ધાની અને ચંદ્રમાને સમાન ઉજ્જ્વળ કાંતિવાળી અને વળી પોતાના સેવકોના સમગ્ર સંકલ્પોને સંપૂર્ણ કરનારી હોવાથી કામદુઘા નામથી પ્રસિદ્ધ એવી ધેનુ પ્રકટ થઈ ॥૧૦॥

अश्वः श्वेतोऽथाविरासीद्धयानामधिदेवता ।
ऐरावतश्च नागेन्द्रश्चतुर्दन्तः शशिप्रभः ॥११॥

ત્યારપછી અશ્વમાત્રનો અધિદેવ, શ્વેત વર્ણવાળો, ઉચ્ચૈઃશ્રવા નામનો અશ્વ ઉત્પન્ન થયો. તે પછી ચંદ્રમાસદશ શ્વેત કાંતિવાળો, ચાર દાંતવાળો, ગજમાત્રનો અધિપતિ ઐરાવત ગજ ઉત્પન્ન થયો ॥૧૧॥

पारिजातो दिव्यतरुस्तरुराजस्ततोऽभवत् ।
मणिरत्नं कौस्तुभाख्यं पद्मरागमभूत्ततः ॥१२॥

ત્યાર પછી વૃક્ષરાજ પારિજાત નામનો દિવ્ય વૃક્ષ પ્રકટ થયો. તે પછી રક્ત કમળના જેવી કાંતિવાળો કૌસ્તુભ નામનો શ્રેષ્ઠ મણિ પ્રગટ થયો ॥૧૨॥

ततोऽभवन्नप्सरसो रूपलावण्यभूमयः ।
सुरादेवी ततो जज्ञे सर्वमादकदेवता ॥१३॥

त्यारपछी रूप अने लावण्यना स्थानभूत अप्सराओ उत्पन्न थई. त्यार पछी समग्र मादक वस्तुओनी अधिष्ठात्री सुरादेवी उत्पन्न थई ॥१३॥

आसीदथ धनुः शार्ङ्गं सर्वशस्त्राधिदैवतम् ।
वाद्याधिदैवतं शङ्खः पाञ्चजन्यस्ततोऽभवत् ॥१४॥

त्यार पछी समस्त शस्त्रोनुं अधिदैवत शार्ङ्ग नामनुं धनुष् उत्पन्न थयुं. ते पछी वाद्यमात्रनो अधिदेव पांचजन्य नामनो दिव्य शंख प्रकट थयो ॥१४॥

तत्र चन्द्रः पारिजातस्तथैवाप्सरसां गणः ।
आदित्यपथमाश्रित्य तस्थुरेते तु तत्क्षणम् ॥१५॥

उत्पन्न थएलां उक्त रत्नोमध्ये चंद्रमा, पारिजात कल्पवृक्ष अने अप्सराओनो समूह आ त्रण रत्नो तो उत्पन्न थयानी साथेज सूर्यमार्ग (आकाश)ने आशरीने रह्यां ॥१५॥

वारुणीमश्वराजं च दैत्येशा जगृहुर्द्रुतम् ।
ऐरावतं देवराजो जग्राहानुमताद्धरेः ॥१६॥

सुरादेवी अने उच्चैःश्रवा अश्वराजने तो दैत्याधिपोए तत्काळज ग्रहण करी लीधो. ऐरावत नामनो गजेन्द्र भगवाननी आज्ञाथी देवराज ईन्द्रे ग्रहण कर्यो ॥१६॥

कौस्तुभश्च धनुः शङ्खो विष्णुमेव प्रपेदिरे ।
हविर्धानीं तु ते सर्वे तापसेभ्यो ददुस्तदा ॥१७॥

कौस्तुभमणि, शार्ङ्ग धनुष अने पांचजन्य शंख, आ त्रण रत्नो तो विष्णु भगवानने ज पामी गयां. आरीते ज्यारे समुद्र थकी उत्पन्न थएलां उक्त वस्तुओ सर्वेए यथायोग्य लई लीधां

ત્યારે દેવાદિકે સર્વેએ મળીને હવિર્ધાની જે ધેનુ હતી તેતો તપસ્વી ઋષિઓને યોગ્ય જાણીને આપી ॥૧૭॥

मथ्यमानात्पुनः सिन्धोः साक्षाच्छ्रीरभवत्स्वयम् ।
आनन्दयन्ती स्वदृशा त्रिलोकीं हतवर्चसम् ॥१८॥

વળી ફરીથી વેગથી વલોવા માંડેલા ક્ષીરસાગરથકી જે સાક્ષાત્ સ્વયં શ્રી હતાં તેજ કન્યારૂપે પ્રાદુર્ભાવ પામ્યાં. કેવાં શ્રી? તો કાંતિએ રહિત થઈ ગએલી ત્રિલોકીને પોતાના કૃપાકટાક્ષવડેજ અતિશય આનંદ ઉપજાવનારાં થયાં ॥૧૮॥

तां ग्रहीतुं तु सर्वेऽपि सुरासुरनरादयः ।
ऐच्छंस्तस्याः प्रतापात्तु शेकेऽन्त्येतुं न कश्चन ॥१९॥

પ્રાદુર્ભવેલાં લક્ષ્મીદેવીને ગ્રહણ કરવા માટે તો સુર અસુર નર વિગેરે સર્વે કોઇએ પણ ઉત્કટ ઇચ્છા કરી. પરંતુ લક્ષ્મીજીના પ્રતાપથીજ કોઈ પણ તેમની સમીપે જવા માટે પણ સમર્થ થયો નહિ ॥૧૯॥

ततस्तां पद्महस्तत्वाच्छ्री विदित्वैव वासवः ।
आनन्दं परमं प्राप ब्रह्माद्या ये च तद्विदः ॥२०॥

ત્યારપછી ઇન્દ્ર સમુદ્રથકી પ્રકટ થએલી કન્યાને હસ્તમાં કમળ હોવાથી 'આ લક્ષ્મીદેવીજ છે' એમ નિશ્ચય કરીને પરમ આનંદને પામ્યો. તેમજ 'આ લક્ષ્મીદેવીજ છે' એમ એમનાં અસાધારણ લક્ષણોથી જાણતા એવા ભવબ્રહ્માદિ દેવો પણ બહુ આનંદને પામ્યા ॥૨૦॥

तावत्तत्राम्बुधिः साक्षादेत्य तां हैम आसने ।
कन्या ममेयमित्युक्त्वा गृहीत्वाङ्क उपाविशत् ॥२१॥

તે સમયમાં મૂર્તિમાન્ સમુદ્ર ત્યાં આવીને 'આ કન્યા મારી છે' એમ કહીને તેણીને પોતાના ખોળામાં લઇને, પછી સુવર્ણમય સિંહાસનમાં પોતે બેસાર્યાં ॥૨૧॥

पुनरब्धेर्मथ्यमानादधिकं बलिभिश्च तैः ।
सुधार्थिभिर्धैर्यवद्भिरपि नैवाभवत्सुधा ॥२२॥

અમૃત મેળવવાનીજ તીવ્ર ઇચ્છાવાળા, બહુ ધૈર્યવાળા અને બહુ બળવાળા એવાપણ સર્વ સુરો અસુરોએ મળીને ફરીથી અધિકાધિક સમુદ્રમથન કરવા માંડ્યું પણ તેમાંથી અભિલષિત અમૃતતો નીકળ્યુંજ નહિ ॥૨૨॥

तदा शिथिलयत्नास्ते निराशा अमृतोद्भवे ।
प्रम्लानवक्त्राः खिन्नाश्च बभूवुः काश्यपा मुने ! ॥२३॥

હે મુને ! તે સમયે અભીષ્ટ અમૃત નહિ નીકળવાથી નિરાશ થએલા, માટેજ કરમાઇ ગયાં છે મુખ જેમનાં અને મનમાં બહુ ખેદ પામેલા એવા કશ્યપપુત્ર તે સુરાસુરો સમુદ્રમથનમાં શિથિલ પ્રયત્નવાળા થયા ॥૨૩॥

दृष्ट्वा तथाविधांस्तांश्च भगवान्करुणानिधिः ।
उद्युक्तोऽभूत्स्वयं ब्रह्मन्मन्थनाय हसन्विभुः ॥२४॥

હે બ્રહ્મન્ ! આરીતે નિરાશ નિરૂત્સાહી નિષ્પ્રયત્ન તે સુરાસુરોને જોઇને કરૂણાનિધિ મહાસમર્થ ભગવાન્ સ્વયં હસતા થકા મંથનમાટે તત્પર થયા ॥૨૪॥

रत्नकाञ्चीदृढाबद्धकच्छपीताम्बरद्युतिः ।
द्वाभ्यां द्वाभ्यामहिं मध्ये दोर्भ्यामुभयतोऽग्रहीत् ॥२५॥

રત્નજડિત કટિમેખળાથી દઢપણે બાંધ્યો છે કચ્છ જેનો એવું જે પીતાંબર તેમાં કાંતિ જેમની છે એવા ભગવાન્ મધ્ય ભાગમાં રહીને બે બે હાથવડે વાસુકી નાગને બન્ને બાજુથી ગ્રહણ કરી રહ્યા. એટલે જમણા બે હાથવડે મંદરાચળને વીંટતાં બાકી રહેલા મુખભાગને અને ડાબા બે હાથવડે મંદરાચળને વીંટતાં અવશેષ રહેલા પુચ્છભાગને પકડી રહ્યા ॥૨૫॥

धृताहिवदना दैत्यास्तस्थुरेकत एव ते ।
एकतो धृततत्पुच्छा देवास्तस्थुस्तदाखिलाः ॥२६॥

જ્યારે સ્વયં ભગવાને મંદરાચળને વીંટતાં બાકી રહેલા વાસુકીના મુખ પુછનો મધ્યભાગ પકડ્યો ત્યારે એક તરફ સમગ્ર દૈત્યો વાસુકીના મુખને (પૂર્વકાયને) પકડીને ઉભા રહ્યા અને એક તરફ સમગ્ર દેવો વાસુકીના પુછને (અધઃકાયને) પકડીને ઉભા રહ્યા ॥૨૬॥

तन्मध्यगश्च भगवान्ममन्थाब्धिं सलीलया ।
ददानो नयनानन्दं चञ्चत्करविभूषणः ॥२७॥

આરીતે દેવાસુરોના મધ્યભાગમાં રહેલા અને કરમાં ચળકતાં ચંચળ કટકાદિ આભૂષણોને ધારી રહેલા એવા ભગવાન્ મથતા દેવાસુરોનાં નેત્રોને આનંદ આપતા થકા લીલામાત્રથી સમુદ્રમથન કરવા લાગ્યા ॥૨૭॥

ब्रह्मा सहर्षिप्रवरैरन्तरिक्षस्थितस्तदा ।
अवाकिरंस्तं कुसुमैः कुर्वन् जयजयध्वनिम् ॥२८॥

જ્યારે ભગવાન્ પોતે દેવાસુરો સાથે સમુદ્રમથન કરવા મંડ્યા ત્યારે મોટા ઋષિઓની સાથે બ્રહ્મા આકાશમાં રહીને 'જયજય' આવો દીર્ઘ ધ્વનિ કરતા થકા ભગવાનની ઉપર પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા ॥૨૮॥

मथ्यमानात्ततः सिन्धोर्जज्ञे धन्वन्तरिः पुमान् ।
विष्णोरंशेन गौराङ्गः सुधाकुम्भं करे दधत् ॥२९॥

આ પ્રકારે દેવાસુરો સાથે ભગવાને મથવા માંડેલા તે ક્ષીરસમુદ્ર થકી વિષ્ણુના અંશભૂત ધન્વન્તરી નામના પુરૂષ પ્રકટ થઇ આવ્યા. કેવા? તો ગૌર અંગવાળા અને હાથમાં અમૃતકળશને ધારી રહેલા ॥૨૯॥

घृतादीनां हि सर्वेषां रसानां सारमुत्तमम् ।
अमृतं तद्गृहीत्वासौ श्रियोऽन्तिकमुपाययौ ॥३०॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये अमृतमन्थने चतुर्दशरत्नोत्पत्तिनामा द्वादशोऽध्यायः ॥१२॥

પ્રકટ થએલા આ ધન્વંતરી ભગવાન્ ઘૃતાદિ સમગ્ર રસોના સર્વોત્તમ સારભૂત તે અમૃતકળશને લઇને લક્ષ્મીજીની સમીપે આવતા રહ્યા ॥૩૦॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે વાસુદેવમાહાત્મ્યે અમૃતમંથને ચતુર્દશરત્નોત્પત્તિનામા દ્વાદશોઽધ્યાયઃ ॥૧૨॥

---

स्कन्द उवाच–

उत्प्रेक्षन्तो जायमानं मन्थितारोऽथ तेऽखिलाः ।
आयान्तं ददृशुर्दूरादन्ति धन्वन्तरिं श्रियः ॥१॥

[1]અધ્યાય ૧૩ મો

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને! અનંતર મથન કરતા સમગ્ર દેવાસુરો સમુદ્રથકી પ્રકટ થએલા અને લક્ષ્મીજીની સમીપે આવતા એવા ધન્વંતરીને દૂરથી 'આ કોણ હશે?' એમ ઉત્પ્રેક્ષા કરતા થકા જોવા લાગ્યા ॥૧॥

सुधामृतं हेमकुम्भं दृष्ट्वा चास्य करे धृतम् ।
असुराः सहसा ब्रह्मन्नुत्प्लुत्य जगृहुश्च तम् ॥२॥

હે બ્રહ્મન્! તેમાં અસુરો તો ધન્વંતરીના હાથમાં રહેલા અમૃતપૂર્ણ કનકકુંભને જોઇનેજ એકદમ કુદીને તેને લઇ ગયા ॥૨॥

---

૧ આ અધ્યાયમાં ભગવાને મોહિનીરૂપ ધારીને દૈત્યોને મહામોહ ઉપજાવીને બધા દેવતાઓને સુધાપાન કરાવ્યું અને સુધાપાનથી અમર બનેલા દેવોએ દમેલા દૈત્યો પલાયન કરી ગયા, ઇત્યાદિ કથા વર્ણવી છે.

तत्रापि बलिनो ये ते गृहीत्वा दुद्रुवुस्ततः ।
तान् दुर्बला न्यषेधन्त नीतिवाक्यैरसुद्रुताः ॥३॥

અમૃત કળશને લઈ જતા અસુરો મધ્યે પણ જેઓ વિશેષ બળવાળા હતા તેઓ તે અમૃતઘટને ગ્રહણ કરીને તે સ્થાન થકી પલાયન કરી ગયા. પલાયન કરી જતા તે બળીયા અસુરોની પાછળ દોડતા દુર્બળ અસુરો તેમને તે સમયે નીતિવાક્યોવડે નિષેધ કરવા લાગ્યા ॥૩॥

अहो ! नैवमधर्मो वः कार्यो धर्मपरायणैः ।
समश्रमेभ्यो देवेभ्यो दत्त्वा पेयं न चान्यथा ॥४॥

શું નીતિવાક્ય ? તો અહો !! હે દૈત્યેન્દ્રો ! ધર્મપરાયણ તમારે આવો અધર્મ ન કરવો જોઇએ. ધર્મ શો ? તો સમાન પ્રયાસ કરનારા દેવોને આપીનેજ અમૃત પીવું જોઇએ. અન્યથા-તેમનો ત્યાગ કરીને તમારે પીવું જોઇએ નહિ ॥૪॥

अनादृत्येति तद्वाक्यं ययुर्दूरं त्वरान्विताः ।
तत्रापि तेषामन्योन्यं कराकृष्टिर्महत्यभूत् ॥५॥

આવું દુર્બળ દૈત્યોનું વચન જે નીતિસર છે તેને પણ નહિ ગણીને તે બલિષ્ઠ દૈત્યો તીવ્ર ત્વરાથી બહુ દૂર જતા રહ્યા. ત્યાં પણ તેઓને પરસ્પર એક બીજાના હાથમાંથી લઇ લેવા માટે જબરી ખેંચાતાણ થઇ રહી ॥૫॥

अहं पूर्वमहं पूर्वं न त्वं न त्वं पिबाम्यहम् ।
इत्थं विवदमानास्ते नापुस्तत्प्राशनक्षणम् ॥६॥

ખેંચાતાણમાં "હું પહેલો પીઉં હું પહેલો પીઉં', તું નહિ તું નહિ, હું પહેલો પીઉં', આ રીતના વિવાદમાં પડેલા દૈત્યો અમૃતપાનના અવસરનેજ પામ્યા નહિ ॥૬॥

अथ देवा म्लानवक्त्रा दृष्ट्वा दैत्यैर्हृतां सुधाम् ।
अशक्तास्तत्प्रतीकारे शरणं प्रापुरच्युतम् ॥७॥

ત્યારપછી દૈત્યોએ બળ જબરીથી હરિ લીધેલા અમૃતને જોઇનેજ જેમનાં મુખો કરમાઈ ગયાં છે એવા દેવો દૈત્યોનો પ્રતિકાર કરવામાં સ્વયં અસમર્થ હોવાથી અચ્યુત (આશ્રિતોના રક્ષણરૂપ વ્રતથી ચ્યુત નહિ થનારા) ભગવાનના શરણને પામ્યા ॥૭॥

पाहि पाहि जगन्नाथ ! नष्टं सर्वस्वमेव नः ।
दैत्यैर्हृता सुधा सर्वा का गतिर्नो भविष्यति ॥८॥

શરણ્ય ભગવાનના શરણને પામીને બોલ્યા કે-હે જગન્નાથ ! (તમો જગતના નાથ છો તો) દુઃખી અમારૂં રક્ષણ કરો, રક્ષણ કરો. અમારૂં તો સર્વસ્વ નાશજ પામી ગયું. શું? તો બળીયા દૈત્યોએ જબરાઇથી તમામ અમૃત હરી લીધું, તો હવે અમારી શી ગતિ થશે ॥૮॥

सुधापानादृतेऽप्येते हन्तुमस्मानलं क्षमाः ।
पीतेऽमृते तु तैरद्य किं करिष्यामहे वयम् ॥९॥

તેમાં કારણ કહેતા થકા કહે છે—આ દૈત્યો તો અમૃતપાન વિનાપણ અમને હણવાને માટે અત્યંત સમર્થ છે. તો જ્યારે તેઓ અમૃતપાનને કરશે ત્યારે તો તેઓ બહુજ બળીયા થઇ જશે. એમ થશે તો હાલમાં અમો શું કરીશું. અમારી તો બહુજ ભુંડી દશા આવશે ॥૯॥

स्कन्द उवाच-

निशम्य दैन्यं देवानां भगवान्भक्तकार्यकृत् ।
माभैष्टेति सुरानुक्त्वा सुधामादित्सदासुरात् ॥१०॥

કાર્તિક સ્વામી કહે છે—હે મુને ! ભગવાનતો ભક્તોનાં કાર્યો કરવામાં તત્પર દીનદયાળ હોવાથી ભક્ત દેવોનું દીન વચન સાંભળીને, 'તમો કશો ભય પામશો નહિ' આવા મધુર વચનથી દેવોને પ્રથમ આશ્વાસન આપીને, પછીથી પોતેજ અસુરસમૂહના હાથમાંથી સુધા લઇ લેવાની ઇચ્છા કરી ॥૧૦॥

स्त्रीरूपमद्भुतं धृत्वा सर्वलोकविमोहनम् ।
दैत्यान्तिकमुपागत्य चक्रे कन्दुकखेलनम् ॥११॥

ક્ષણમાં વિવિધ વિચિત્ર અનંત રૂપને ધરવામાં સમર્થ ભગવાનતો સર્વ કોઇ લોકોને જોતાં જ મહામોહ ઉપજાવે એવું અદ્ભુત અલૌકિક અનુપમ અપૂર્વ સ્ત્રીરૂપને ધારીને, દૈત્યસમૂહની સમીપે જઇને, કંદુકલીલા-દડાને હાથમાં લઇને ઉછાળવો, ગ્રહણ કરવો, ફેંકવો, વિગેરે વિવિધ લલિત લીલાને કરવા લાગ્યા ॥૧૧॥

ते तु तद्रूपमालोक्य मोहिताः कामविह्वलाः ।
त्यक्त्वा परस्परोन्मर्दं तामुपेत्याब्रुवन्वचः ॥१२॥

સમગ્ર દૈત્યો તો અદ્ભુત મોહિની સ્ત્રીસ્વરૂપને જોવામાત્રમાં જ મોહ પામી ગયા અને તેથી જ ઉદ્ભવેલા કામવેગથી વિહ્વળિત થઈ ગયા. એમ થતાં પ્રથમ જે એક બીજાના હાથમાંથી અમૃતઘટ લઇ લેવાની પરસ્પર ધમાલ કરતા હતા તેનો તત્કાળજ ત્યાગ કરીને, સ્ત્રીરૂપ ભગવાનની સમીપે એકદમ આવીને આવું વચન બોલ્યા ॥૧૨॥

सुधाकुम्भमिमं भद्रे ! गृहीत्वा त्वं विभज्य नः ।
सर्वान्पायय सुश्रोणि ! वयं कश्यपसूनवः ॥१३॥

કેવું વચન? તો હે ભદ્રે! (કલ્યાણમૂર્તિ) તમો આ અમૃત ભરેલા કળશને ગ્રહણ કરો અને અમને સર્વેને વહેંચીને પાન કરાવો. કેમકે હે સુશ્રોણિ! (રૂડાનિતંબવાળી) અમો સર્વે કશ્યપ પ્રજાપતિના પુત્રો છીએ. એકજ બાપના અમો પુત્રો છીએ તો અમને સર્વેને સરખીરીતે વહેંચીને તમોજ અમૃતપાન કરાવો ૧૩

इत्युक्त्वा तं ददुस्तस्यै तेऽनिच्छन्त्या अपि स्त्रियै ।
सा प्राह मम विश्रम्भो न कार्यः स्वैरिणी ह्यहम् ॥१४॥

મોહિની સ્ત્રીરૂપને જોઇનેજ મહામોહને પામેલા દૈત્યો આવું પ્રથમ વચન કહીને, જેને અમૃતઘટ લેવાની ઇચ્છાજ નથી એવા

પણ સ્ત્રીરૂપ ભગવાનને તે અમૃતઘટ બળાત્કારથી પોતેજ આપી દીધો. અનંતર મોહિનીસ્વરૂપ ભગવાને અસુરોને કહ્યું કે-મારો વિશ્વાસ તમારે કરવો નહિ, કારણ કે હું તો સ્વૈરિણી-સ્વેચ્છાને અનુસારેજ કાર્યને કરનારી નારી જાતિ છું ॥૧૪॥

अकार्यं वः कृतं ह्येतद्विभजिष्ये निजेच्छया ।
इत्युक्ता अपि ते मूढा यथेष्टं कुर्विति ब्रुवन् ॥१५॥

તમોએ જે આ મને અમૃતકળશ સોંપી દેવાનું કાર્ય કર્યું છે તે અકાર્ય-ન કરવા જેવું જ કામ કર્યું છે. આ કાર્ય તમારે કરવા જેવું ન હતું. 'હું તો મારી ઇચ્છામાં આવશે એમજ વહેંચી આપીશ' એમ સ્પષ્ટ શબ્દોમાં કહ્યા છતાં પણ તે મૂઢ બની ગએલા દૈત્યો 'તમારી ઇચ્છામુજબ કરો' એમજ બોલ્યા ॥૧૫॥

ततस्तदाज्ञया सर्वे देवा दैत्याश्च वासुकिः ।
निषेदुः पङ्क्तिशस्तत्र स्वस्वमण्डलमाश्रिताः ॥१६॥

ત્યારપછી મોહિનીસ્વરૂપ શ્રીહરિની આજ્ઞાથી સમુદ્રતટ ઉપર દેવો દૈત્યો અને વાસુકિ વિગેરે સર્વે પોતપોતાના મંડળને અનુસરીને પંક્તિબંધ બેસવા લાગ્યા ॥૧૬॥

पङ्क्तिबन्धोद्यतेष्वेषु मोहिनी सा तु दूरतः ।
सन्मुखं देवपङ्क्तीनां हैमासन उपाविशत् ॥१७॥

અમૃતપાનની તીવ્ર ઇચ્છાવાળા દેવાદિક સર્વે પોતપોતાની જાતિને અનુસારે પંક્તિબંધ બેસવામાં ઉદ્યમી થતાં, મોહિનીસ્વરૂપ ભગવાન તો દૂર પ્રદેશમાં થએલી દેવોની પંક્તિને સન્મુખ સુવર્ણમય સિંહાસનમાં વિરાજમાન થયા ॥૧૭॥

स्वान्तिके चामृतघटं निधाय स्त्रैणलीलया ।
इतस्ततो वीक्षमाणा तस्थौ निःस्पृहवत्क्षणम् ॥१८॥

મોહિનીરૂપથી વિરાજમાન ભગવાન્ પોતાના સમીપ ભાગમાંજ અમૃતભરેલો કળશ મુકીને, સાહજીક સ્ત્રીચરિત્રથી અહીં તહીં

ચારે પાસ જોતા થકા ક્ષણુકાળ જાણે કોઈની સ્પૃહાજ ન હોય એમ થઈ રહ્યા. અસુરોને પોતાવિષે વિશ્વાસમાં લાવવા માટે નિઃસ્પૃહતા બતાવી ॥૧૮॥

विप्रचित्तिमुखास्तर्हि ये वै दानवयूथपाः ।
सन्दिग्धचित्ता मोहिन्यामासन्देवान्तिकस्थितेः ॥१९॥

મોહિનીસ્વરૂપ ભગવાન્ નિઃસ્પૃહતા જેવી ચેષ્ટાને દર્શાવે છે પણ તે સમયે દેવતાઓના અતિ સમીપમાં બેઠેલા હોવાને કારણે વિપ્રચિત્તિ પ્રમુખ જે દૈત્યાધિપો કાબેલ હતા તેમના ચિત્તમાં 'આ દેવપક્ષપાતી કોઈ પણ સ્ત્રી' આપણને છેતરશે કે શું? એવો સંશય થઈ આવ્યો ॥૧૯॥

शनैरुपेत्य तद्दृष्टिं वञ्चयित्वा सुधाघटम् ।
जह्नुः पुनर्दुरात्मानो रहो गत्वा पिपासवः ॥२०॥

સંશયની દૃઢતાને પામેલા દુરાત્મા દૈત્યો એકાંત સ્થળમાં જઈને અમૃતનું પાન કરવાની તીવ્ર ઇચ્છાવાળા થવાથી ધીમે ધીમે મોહિનીરૂપ ભગવાનની સમીપે જઈને, તેમની દૃષ્ટિને ઠગીને અમૃતઘટને ફરીથી હરી ગયા ॥૨૦॥

नरनारायणौ तत्र मुनिभिः सह चागतौ ।
आस्तां तौ ददृशाते तान्दानवान्हरतोऽमृतम् ॥२१॥

તે સમયે તેજ સ્થળે મુનિઓએ સહિત નરનારાયણ ભગવાન્ પ્રથમથી આવી રહ્યા હતા તેમણે અમૃતને હરી જતા દાનવોને જોયા ॥૨૧॥

नारायणेनेरितोऽथ नरस्तान्सहसाऽरुणत् ।
बलादाच्छिद्य तत्कुम्भं मोहिन्यै स ददौ द्रुतम् ॥२२॥

અસુરકૃત અમૃતહરણને દેખ્યા પછી નારાયણે પ્રેરેલા નર ભગવાને અમૃતને લઈ જતા દૈત્યોને એકદમ રોકીને, તેમના હાથ-

માંથી અમૃતકળશને બળાત્ ખેંચી લઈને તત્ક્ષણ મોહિનીસ્વરૂપ ભગવાનને આપી દીધો ॥૨૨॥

तती नरं हन्तुकामा आत्तशस्त्रास्तु दानवाः ।
आपतन्पङ्क्तिविक्षेपो ह्यसुराणामभून्महान् ॥२३॥

પોતાના હાથમાંથી અમૃતકુંભ લઈ લેવાથી નર ભગવાનને હણવાની ઇચ્છાવાળા, માટેજ જેમણે શસ્ત્રો ગ્રહણ કર્યાં છે એવા દૈત્યો તો પંક્તિમાંથી ઉઠીને યુદ્ધ કરવા આવી પહોંચ્યા. આ કારણથી અસુરોની પંક્તિઓમાં પણ વિક્ષેપ બહુ મોટો થઈ ગયો ॥૨૩॥

तदा नरोऽपि भगवान्देवदैत्यनरैरपि ।
अजेयो निर्भयो ह्येकः साकं तैर्युयुधे बली ॥२४॥

જ્યારે અસુરો ભેગા મળીને પોતાને હણવામાટે આવ્યા ત્યારે ભગવાન્ નરપણ, દેવો દૈત્યો નરો વિગેરે સર્વે કોઇએ પણ અજેય (ન જીતી શકાય એવા) નિર્ભય બહુબળવાન્ હોવાથી કોઇની પણ સહાયની અપેક્ષા નહિ રાખીને એકાકીજ અસુરો સાથે યુદ્ધ કરવા લાગ્યા ॥૨૪॥

एतस्मिन्नन्तरे देवान्पङ्क्तिस्थान्मोहिनीवपुः ।
अपाययत्सुधां विष्णुः सर्वेशो लघुचङ्क्रमः ॥२५॥

નર ભગવાનને અને અસુરોને પરસ્પર યુદ્ધ થતાં, આવેલા અપેક્ષિત અવકાશમાં મોહિનીરૂપ ધારી રહેલા વિષ્ણુભગવાન્ ઉતાવળી ગતિવાળા થઇને પંક્તિબંધ બેશી રહેલા સર્વે દેવોને અમૃતપાન કરાવા લાગ્યા ॥૨૫॥

तत्रापि दानवो राहुः सूर्याचन्द्रमसान्तरे ।
प्रविश्य देवतापङ्क्तावुपाविशदलक्षितः ॥२६॥

નર ભગવાન્ અને અસુરોને પરસ્પર યુદ્ધ થાય છે તેને જાણવા છતાં પણ અસુરપક્ષીય રાહુ તો ગુપ્તપણે દેવતાઓની પંક્તિમાં પ્રથમ પ્રવેશ કરીને, સૂર્યચંદ્રના મધ્યમાં બેશી ગયો. સૂર્યચંદ્ર પોતે

અતિશય પ્રકાશથી દીપ્યમાન શરીરવાળા છે, તેમના મધ્યમાં રાહુએ પ્રવેશ કર્યો તેથી બીજા દેવતાઓના જાણવામાં રાહુ આવ્યો નહિ ॥૨૬॥

तत्रागतायां मोहिन्यां सिञ्चन्त्यां तन्मुखे सुधाम् ।
दृशाऽसूसुचतां तस्मै पुष्पवन्तावुभौ च तम् ॥२७॥

જે સ્થળમાં રાહુ બેઠો છે તે સ્થળે અમૃતનું પાન કરાવતા કરાવતા મોહિનીરૂપ ભગવાન્ આવ્યા. આવીને રાહુના મુખમાં અમૃતનું સિંચન કરતાં સમીપમાં બેઠેલા સૂર્યચંદ્રમાએ મોહિનીને પોતાના કટાક્ષવડે 'આ રાહુ અસુર છે' એમ તેને સૂચવી આપ્યો ॥૨૭॥

स्मृत्यागतेन चक्रेण तर्ह्येवास्य च सामृतम् ।
शिरश्चिच्छेदातिमहन्मायायोपिद्वपुः प्रभुः ॥२८॥

રાહુને સૂચની આપ્યો એજ અવસરમાં સ્મરણમાત્રથી સમીપે આવી પહોચેલા સુદર્શન ચક્રવડે રાહુના અમૃતથી ભરેલા અતિમોટા મસ્તકને મોહિનીએ છેદી નાંખ્યું. આતો અતિ આશ્ચર્ય છે એમ માનતા સાવર્ણિ મુનિના પ્રત્યે કાર્તિક સ્વામીએ 'માયાયોપિદ્વપુઃ પ્રભુઃ' એમ કહ્યું. મોહિની સ્ત્રીનું સ્વરૂપ સ્વેચ્છાથી પ્રદર્શાવી રહ્યા છે, પણ પોતે પ્રભુ-સ્વયં ભગવાન્ છે. માટે સર્વ આશ્ચર્યમય ભગવાનને વિષે આ કાંઇ આશ્ચર્ય નથી. એવાં તો અનંત આશ્ચર્યો એમને વિષે સહજ રહ્યાં છે ॥૨૮॥

तच्छैलशृङ्गप्रतिमं ग्रसँल्लोकान्नदद्भृशम् ।
ग्रहत्वे स्थापयामास लोकानां शान्तये हरिः ॥२९॥

રાહુનું મસ્તક છેદ્યા પછી તે મસ્તક પર્વતના શિખર જેવું મોટું અને લોકોને ગળી જતું અને અતિશય શબ્દને કરતું હોવાથી તેને લોકોની શાંતિ થવા માટે ભગવાને સૂર્યચંદ્રાદિકની પેઠે ગ્રહાધિકારમાં સ્થાપન કર્યું. એટલે તેની ગ્રહોમાં સ્થાપના કરી ॥૨૯॥

देवान्सुधां पाययित्वा जगृहे पौरुषीं तनुम् ।
भगवानथ देवास्तु युयुधुः सह दानवैः ॥३०॥

ત્યારપછી ભગવાને દેવોને સુધાપાન કરાવીને પ્રથમના જેવી દિવ્ય પુરૂષાકાર તનુ ગ્રહણ કરી. દેવતાઓ તો દૈત્યોની સાથે યુદ્ધ કરવા લાગ્યા ॥૩૦॥

उदन्वतस्तटे युद्धं देवानामसुरैः सह ।
सुधापानातिबलिनामासीद्विष्णुसहायिनाम् ॥३१॥

અમૃતપાનથી અતિશય બળને પામેલા અને વળી જેમને વિષ્ણુની મોટી સહાય છે એવા દેવોને અસુરોની સાથે ક્ષીરસાગરના તટ ઉપર તુમુળ યુદ્ધ થયું ॥૩૧॥

तस्मिंस्तु तुमुले युद्धे नरेणेन्द्रादिभिश्च ते ।
निहन्यमाना असुराः पलाय्य विविशू रसाम् ॥३२॥

તે આ મહાતુમુળ યુદ્ધમાં તો નર ભગવાને અને ઇન્દ્રાદિ દેવોએ અત્યંત હણવા માંડેલા તે અસુરો ત્યાંથી પલાયન કરીને રસાતળમાં પ્રવેશ કરી રહ્યા ॥૩૨॥

सूर्यश्चास्तंगतस्तावत्सर्वे देवगणास्ततः ।
श्रियोऽन्तिकमुपाजग्मुस्तद्दर्शनमहोत्सवाः ॥३३॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये देवतामृतपानवर्णननामा त्रयोदशोऽध्यायः ॥१३॥

અસુરો રસાતળમાં પ્રવિષ્ટ થયા એજ અવસરમાં સૂર્ય અસ્તાચળને પામ્યો (આથમી ગયો) અનંતર સમગ્ર દેવગણો મૂર્તિમાન્ લક્ષ્મીનાં દર્શનરૂપ મહાન્ ઉત્સવવાળા હોવાથી લક્ષ્મીજીની સમીપે આવીને બેઠા ॥૩૩॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે દેવતામૃતપાનવર્ણનનામા ત્રયોદશોऽધ્યાયઃ ॥૧૩॥

स्कन्द उवाच--

ब्रह्मा प्रजेश्वराः शम्भुर्मनवश्च महर्षयः ।
आदित्यवसुरुद्राश्च सिद्धगन्धर्वचारणाः ॥१॥
साध्याश्च मरुतश्चैव विश्वेदेवा दिगीश्वराः ।
दस्रौ वह्निश्चन्द्रमाश्च स्वयं धर्मः प्रजापतिः ॥२॥
सुपर्णाः किन्नराश्चैव ये चान्ये गणदेवताः ।
शेषाद्या वैष्णवा नागा देवपत्न्यश्च सर्वशः ॥३॥

[1]અધ્યાય ૧૪ મો.

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને! લક્ષ્મીજીની સમીપે કોણુ કોણુ દેવાદિક આવ્યા? તો સ્વયં બ્રહ્માં, દક્ષાદિ પ્રજાપતિઓ, સ્વયં શિવજી, સ્વાયંભુવ આદિક ચૌદ મનુઓ, મરીચ્યાદિ આઠ મહર્ષિઓ, દ્વાદશ આદિત્યો, અષ્ટ વસુઓ, એકાદશ રૂદ્રો, સમસ્ત સિદ્ધો, ગંધર્વો, ચારણો, દ્વાદશ સાધ્યદેવતાઓ, ઓગણુપચાસ વાયુઓ, દશ વિશ્વદેવતાઓ, આઠ ઇન્દ્રાદિ દિગ્પાળો, અશ્વિનીકુમાર, સ્વયં અગ્નિ, ચદ્રમા, સ્વયં ધર્મપ્રજાપતિ, ગરૂડ અરૂણુ સંપાતિ આદિક સુપર્ણો, કિન્નરો, બીજા આભાસ્વર આદિક ગણુદેવતાઓ, શેષપ્રમુખ વિષ્ણુભક્ત નાગદેવો, સમગ્ર અભિમત્યાદિ દેવપત્નીઓ, આ સર્વે લક્ષ્મીજીની સન્નિધિમાં આવ્યા ॥૧–૩॥

सावित्री पार्वती चैव पृथिवी च सरस्वती ।
शची गौरी शिवा संज्ञा ऋद्धिः स्वाहा च रोहिणी ।
धूमोर्णा चादितिर्धर्मपत्न्यो मूर्तिदयादयः ॥४॥

---

૧ આ અધ્યાયમા ત્રિલોકીના નરનારીઓએ મળીને કરેલો લક્ષ્મીજીનો અભિષેકોત્સવ અને લક્ષ્મી નારાયણુનો યથાવિધિ થએલો મંગલ વિવાહોત્સવ સવિસ્તર વર્ણવ્યો છે.

अरुन्धती शाण्डिली च लोपामुद्रा तथैव च ।
अनसूयादयः साध्व्य ऋषिपत्न्यश्च सर्वशः ॥५॥

બ્રહ્માની પત્ની સાવિત્રી, શિવપત્ની પાર્વતી, પૃથિવી દેવી, બ્રહ્મપુત્રી સરસ્વતી, ઇન્દ્રપત્ની શચી, વરૂણપત્ની ગૌરી, વાયુપત્ની શિવા, સૂર્યપત્ની સંજ્ઞા, કુબેરપત્ની ઋદ્ધિ, અગ્નિપત્ની સ્વાહા, ચંદ્રપત્ની રોહિણી, યમપત્ની ધૂમોર્ણા, કશ્યપપત્ની અદિતિ, મૂર્તિ દયા આદિક ધર્મપત્નીઓ, વસિષ્ઠપત્ની અરૂંધતી, બ્રહ્મચારિણી શાંડિલી, અગસ્ત્ય પત્ની લોપામુદ્રા, પતિવ્રતાધર્મમાં રહેલી સમસ્ત અનસૂયા આદિક ઋષિપત્નીઓ, આ સર્વે લક્ષ્મીજીની સમીપે આવી ॥૪-૫॥

गङ्गा सरस्वती रेवा यमुना तपती तथा ।
चन्द्रभागा विपाशा च शतद्रुर्देविका तथा ॥६॥
गोदावरी च सरयूः कावेरी कौशिकी तथा ।
कृष्णा वेणी भीमरथी ताम्रपर्णी महानदी ॥७॥
कृतमाला वितस्ता च निर्विन्ध्या सुरसा तथा ॥
चर्मण्वती पयोष्णी च विश्वाद्या नद्य आययुः ॥८॥
रम्भा घृताची विश्वाची मेनका च तिलोत्तमा ।
उर्वशीप्रमुखास्तत्र सर्वाप्सरस आययुः ॥९॥

ગંગા, સરસ્વતી, રેવા, યમુના, તપતી, ચંદ્રભાગા, વિપાશા, શતદ્રુ દેવિકા, મહાનદી ગોદાવરી, સરયૂ, કાવેરી, કૌશિકી, કૃષ્ણા, વેણી, ભીમરથી, તામ્રપર્ણી, કૃતમાલા, વિતસ્તા, નિર્વિંધ્યા, સુરસા, ચર્મણ્વતી, પયોષ્ણી, વિશ્વા, ઇત્યાદિ સમગ્ર નદીઓ લક્ષ્મીજીની સમીપે આવી. તથા રંભા, ઘૃતાચી, વિશ્વાચી, મેનકા, તિલોત્તમા, ઉર્વશી, ઇત્યાદિ સમગ્ર અપ્સરાઓ લક્ષ્મીજીની સમીપે આવી ॥૬-૯॥

वैकुण्ठवासिनः सर्वे तथा गोलोकवासिनः ॥
पार्षदप्रवरा विष्णोस्तत्राजग्मुः प्रहर्षिताः ॥१०॥

अणिमाद्याः सिद्धयोऽष्टौ शङ्खपद्मादयो नव ।
निधयो मूर्तिमन्तश्च समाजग्मुः श्रियोऽन्तिके ॥११॥

એટલાજ નહિ પણ વૈકુંઠવાસી તથા ગોલોકવાસી સમગ્ર શ્રેષ્ઠ વિષ્ણુપાર્ષદો પણ લક્ષ્મીજીના વિવાહમંગળમાં બહુ હર્ષથી ત્યાં આવ્યા. તેમજ મૂર્તિમાન્ અણિમાદિ અષ્ટ સિદ્ધિઓ અને શંખ પદ્મ આદિક નવ નિધિઓ પણ લક્ષ્મીજીની સમીપે આવ્યા ॥૧૦-૧૧॥

पूर्णशारदचन्द्रोऽपि तदानीं प्रीतये श्रियः ॥
नैशं तमोऽहरत्सर्वं बभूवुर्निर्मला दिशः ॥१२॥

જ્યારે લક્ષ્મીજીનાં દર્શન કરવામાં મહા ઉત્સુક બ્રહ્માદિ સર્વે દેવો તેમની સમીપે આવ્યા ત્યારે સોળ કળાએ સંપૂર્ણ શારદ (શરદ્ઋતુમાં સમુદ્ભવેલો) ચંદ્રમાએ પણ લક્ષ્મીજીની પ્રસન્નતા માટે રાત્રિનું સમગ્ર અંધકાર હરીલીધું અને તેથી સમગ્ર દિશાઓ બહુ નિર્મળ થઇ રહી ॥૧૨॥

ततोऽभिषेकमारेभे तस्या ब्रह्माज्ञया वृषा ।
मण्डपं रचयामास सद्यस्त्वष्ट्रातिशोभनम् ॥१३॥

ચંદ્રોદય થયા પછી દેવેન્દ્રે બ્રહ્માની આજ્ઞાથી લક્ષ્મીજીને અભિષેક જે સમંત્રક સ્નાન તેનો ઉત્સવ કરવાનો આરંભ કર્યો. તેને માટે વિશ્વકર્મા પાસે અતિશોભાયમાન મંડપ તત્કાળ કરાવ્યો ॥૧૩॥

रत्नस्तम्भसहस्राणामायताभिश्च पङ्क्तिभिः ।
चित्रैरनेकैरुच्चोचैः शोभितं कदलीद्रुमैः ॥१४॥
सुगन्धिपुष्पनम्राभिर्दिव्यकल्पद्रुमालिभिः ।
जुष्टं नानाविधैरङ्गैर्दर्शनीयं मनोहरम् ॥१५॥
कोटिशो रत्नदीपानां पङ्क्तिभिः शुद्धरोचिषाम् ।
भ्राजमानं तोरणैश्च मुक्ताहारैश्च लम्बिभिः ॥१६॥

કેવો મંડપ ? તો હજાર રત્નસ્તંભોની લાંબી લાઇનો, વિચિત્ર

અનેક ઉલ્લોચો અને કેળના વૃક્ષોવડે અતિશય શોભાયમાન. વળી સુગન્ધમય પુષ્પભારથી નમી ગએલા દિવ્ય કલ્પવૃક્ષોની પંક્તિઓએ યુક્ત અને નાનાવિધ રંગોવડે દર્શનીય તેમજ મનોહર. વળી નિર્મળ પ્રકાશવાળા રત્નદીપોની અસંખ્યાત પંક્તિઓવડે તથા ઉલ્લોચમાં લટકતા મુક્તાહારોવડે અતિ શોભાયમાન હતો ॥૧૪-૧૬॥

रत्नसिंहासने तत्र गीतवाद्यपुरःसरम् ।
उपावेश्य श्रियं चक्रुरभिषेकं महर्षयः ॥१७॥

આવા રમણીય મંડપમાં સ્થાપેલા વિશ્વકર્માવિરચિત રત્નમય સિંહાસનમાં ગીત વાદ્ય પુરઃસર લક્ષ્મીજીને પધરાવીને મહર્ષિઓ યથાવિધિ અભિષેક ( સમંત્રક સ્નાન ) કરવા લાગ્યા ॥૧૭॥

ऐरावतः पुण्डरीको वामनः कुमुदोऽञ्जनः ।
पुष्पदन्तः सार्वभौमः सुप्रतीकश्च दिग्गजाः ॥१८॥
कुर्वन्तो बृंहितान्येते हेमकुम्भोद्धृतैः शुभैः ।
चतुःसिन्धुसमानीतैरभ्यषिञ्चन्त वारिभिः ॥१९॥

કેવી રીતે? તો ઐરાવત, પુંડરીક, વામન કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ, સુપ્રતીક, આ આઠ દિગ્ગજોએ પોતાની જાતિનો શબ્દ કરવા પૂર્વક, ચાર દિશાઓમાં રહેલા સમુદ્ર થકી આણેલા, કનકકળશમાં ભરેલા, પવિત્ર જળવડે ભગવતી લક્ષ્મી ઉપર અભિષેક કર્યો ॥૧૮-૧૯॥

मूर्तिमत्यो महानद्यस्तत्राजहुर्जलानि च ॥
मन्त्रानुच्चारयन्ति स्म मूर्ता वेदाः सहर्षिभिः ॥२०॥

ત્યાં આવેલી મૂર્તિમાન્ મહાનદીઓએ લક્ષ્મીજીના અભિષેક માટે પોત પોતાનું જળ લાવી આપ્યું. મૂર્તિમાન્ વેદો ઋષિઓ સાથે વેદમંત્રોને ઉચ્ચારવા લાગ્યા ॥૨૦॥

जगुः सुकण्ठा गन्धर्वा ननृतुश्चाप्सरोगणाः ।
वाद्यानि वादयामासुरन्ये देवगणास्तदा ॥२१॥

મધુર કંઠવાળા ગંધર્વો ગાન કરવા લાગ્યા. સમગ્ર અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. તે સમયે બીજા જે દેવગણો હતા તે વિવિધ વાદ્યોને વજાડવા મંડ્યા ॥૨૧॥

महानभूत्तदानन्दस्त्रिलोक्यां सर्वदेहिनाम् ।
श्रीसूक्तादि द्विजाः पेठुर्जुगुर्गीतानि च स्त्रियः ॥२२॥

તે સમયે ત્રિલોકીમાં સર્વેકોઈ દેહિઓને મહાન્ આનંદ વર્તી રહ્યો. જે દ્વિજો હતા તે શ્રીસૂક્ત આદિક સ્તોત્રને ભણવા લાગ્યા. સ્ત્રિયો તો ગીત-ગાયનમાં અનુકૂળ પદ્યોને ગાવા લાગી ॥૨૨॥

कांस्यतालमृदङ्गांश्च पणवानकगोमुखान् ।
वादयामासुरम्भोदा दिवि दुन्दुभयोऽनदन् ॥२३॥

લક્ષ્મીજીના અભિષેક સમયે જે મેઘો હતા તેતો કાંસ્ય તાલ મૃદંગ પણવ આનક ગોમુખ, આ છ પ્રકારનાં વાજીંત્રને વજાડવા લાગ્યા અને સ્વર્ગમાં દુંદુભિઓ સ્વયં વાગવા લાગી ॥૨૩॥

आसीत्कुसुमवृष्टिश्च साकं जयरवैस्तदा ।
आसंस्तत्परिचर्यायां धर्मपत्न्यश्च सिद्धयः ॥२४॥

વળી તે સમયે જય જય શબ્દ સાથે પુષ્પવૃષ્ટિ થઈ રહી. લક્ષ્મીજીની પરિચર્યામાં મૂર્તિ દયા આદિક ધર્મપત્નીઓ અને અણિમાદિ અષ્ટ સિદ્ધિઓ તત્પર થઇ રહી ॥૨૪॥

सुस्नातायै ततस्तस्यै कौशेये पीतवाससी ।
ददावनर्घ्ये जलधी रत्नभूषाश्च भूरिशः ॥२५॥

આ રીતે લક્ષ્મીજીને અભિષેકવિધિ થઈ રહેતાં, રૂડીરીતે જેમનો સમંત્રક સ્નાનવિધિ થયો છે એવાં લક્ષ્મીજીને તેમના પિતા સમુદ્રે અમૂલ્ય રેશમી બે પિતાંબર અને રત્નજડિત સુવર્ણમય બહુ આભૂષણો આપ્યાં ॥૨૫॥

उपवेशोचितं तस्या इन्द्र आसनमाहरत् ।
विश्वकर्मा कङ्कणानि ददौ सद्रत्नमुद्रिकाः ॥२६॥

ઇન્દ્રે લક્ષ્મીજીને બેસવામાં ઉચિત એવું અમૂલ્ય આસન લાવી આપ્યું. વિશ્વકર્માએ લક્ષ્મીદેવીને કંકણો અને રત્નજડિત વીંટીઓ આપી ॥૨૬॥

सुधाकरस्तु तद्भ्राता नासाभूषणमुत्तमम् ।
ददौ तस्यै केशभूषां सद्रत्ननिचितां तथा ॥२७॥

ભ્રાતા ચંદ્રમાએ તો ભગિની લક્ષ્મીજીને ઉત્તમ નાસિકાભૂષણ (વાળી) આપ્યું. અને વળી ઉત્તમ રત્નોવડે જડિત એવું કેશભૂષણ (કેશમાં ધારવાનું ઘરેણું) આપ્યું ॥૨૭॥

पद्मजन्मा ददौ पद्मं मुक्ताहारं सरस्वती ॥
नागाश्च शेषप्रमुखास्तस्यै रत्नेन्द्रकुण्डले ॥२८॥

બ્રહ્માએ લક્ષ્મીજીને ઉત્તમ કમળ આપ્યું. સરસ્વતીએ મોતીનો હાર આપ્યો. શેષજી આદિક નાગોએ લક્ષ્મીજીને રત્નજડિત બે કુંડળો આપ્યાં ॥૨૮॥

अञ्जनं कुङ्कुमं चादाद्दुर्गा सौभाग्यलक्षणम् ।
ललाटिकां च सावित्री शची ताम्बूलपात्रिकाम् ॥२९॥

તે સમયે દુર્ગા દેવીએ તો સૌભાગ્ય લક્ષણવાળું અંજન અને કુંકુમ આપ્યું. સાવિત્રીએ લલાટમાં ધારવાનું આભૂષણ આપ્યું. ઇન્દ્રાણીએ તાંબૂલ પત્રિકા (તાંબૂલ સોપારી આદિકને રાખવાનું પાત્ર) લક્ષ્મીજીને આપ્યું ॥૨૯॥

वसन्तः कौसुमान्हारान्कण्ठसूत्रं च शङ्करः ।
वैजयन्तीं स्रजं पाशी कुबेरो रत्नदर्पणम् ॥३०॥

વસંત ઋતુએ પુષ્પોના હારો આપ્યા. શંકરે કંઠસૂત્ર (કંઠી) આપ્યું, વરુણે વૈજયતી (પાંચ વર્ણનાં પુષ્પોની) માળા આપી. અથવા "भूमेर्नीलमपां मुक्ता माणिक्यं तेजसस्तथा । वायोर्भवति वैदूर्यं वज्रमाकाशसंभवम् ॥ पञ्चतत्त्वमयी माला वैजयन्ती प्रकीर्तिता". આ સ્મૃતિમાં કહેલા લક્ષણવાળી વૈજયંતી માળા આપી. કુબેરે રત્નદર્પણ લક્ષ્મીજીને આપ્યું ॥૩૦॥

अनर्घ्यां कञ्चुकीं वह्निर्यमोऽदाद्व्यजनं शुभम् ।
ददुस्तस्यै चापरेऽपि भूयास्तत्समयोचिताः ॥३१॥

અગ્નિદેવે લક્ષ્મીજીને અમૂલ્ય કંચુકી આપી. યમદેવે સુંદર વીંઝણો આપ્યો. બીજા દેવોએ પણ લક્ષ્મીજીના પહેરામણીના અવસરમાં યોગ્ય વિવિધ આભરણો આપ્યાં ॥૩૧॥

ततः स्वलङ्कृतां कन्यां कस्मै दद्यामिमामिति ।
सिन्धुः पप्रच्छ ब्रह्माणं तदोवाच स सर्ववित् ॥३२॥

લક્ષ્મીજીને પહેરામણી થઈ રહ્યા પછી, 'આ રૂડા અલંકારોવડે અલંકૃત કરેલી મારી કન્યા કેને હું આપુ' એમ જ્યારે સમુદ્રે બ્રહ્માને પુછ્યું ત્યારે સર્વજ્ઞ બ્રહ્મા બોલ્યા ॥૩૨॥

कन्या तवेयमम्भोधे! माता मम शिवस्य च ।
देवानामथ सर्वेषां लोकानामस्ति निश्चितम् ॥३३॥

બ્રહ્મા શું બોલ્યા ? તો હે સમુદ્ર ! આ લક્ષ્મીરૂપ તારી કન્યા મારી અને શિવજીની અને સર્વ દેવો તથા મનુષ્યાદિક સર્વની પણ માતા છે, એમાં સંશય નથી ॥૩૩॥

नारायणं वासुदेवं परंब्रह्माखिलेश्वरम् ।
पुरुषोत्तममेवैकं विनास्या नापरः पतिः ॥३४॥

વેદાદિ સચ્છાસ્ત્રોમાં જેને વાસુદેવ પરંબ્રહ્મ સર્વેશ્વર પુરૂષોત્તમ આદિક ગુણાનુગુણ નામોથી નિરૂપણ કર્યા છે તે એક નારાયણ ભગવાન્ વિના આ લક્ષ્મી કન્યાનો બીજો કોઇ પણ પતિ થવાને યોગ્ય નથી ॥૩૪॥

अतः साक्षाद्भगवते त्रैलोक्यसुखहेतवे ।
अत्रागतायोपविष्टाय देह्यस्मै विधिनाम्बुधे! ॥३५॥

માટે હે સમુદ્ર ! ત્રિલોકવર્તી જનોને સુખ આપવાને કારણે આ સ્થાનમાં કૃપાથી પધારીને વિરાજમાન થએલા, માટેજ

આપણને પ્રત્યક્ષ થએલા આ ભગવાન્ પુરૂષોત્તમ નારાયણને વિવાહવિધિને અનુસારે તારી કન્યાનું દાન કર્ય ॥૩૫॥

**कुरुष्व जन्मसाफल्यं पावयित्वा निजं कुलम् ।**
**समुद्धर भवाम्भोधेर्दत्त्वेमां परमात्मने ॥३६॥**

હે સમુદ્ર ! પુરૂષોત્તમ પરમાત્માને આ તારી કન્યાનું દાન કરીને પોતાના કુળને પાવન કરી લે અને જન્મની સફળતાને સાધી લે અને ભવસાગર થકી આત્માનો સમુદ્ધાર કરી લે. આવો અવસર આવવાનો નથી. આ તો પરમેશ્વરની અસીમ કૃપાથી આવેલો અયત્નસિદ્ધ અન્યદુર્લભ છે ॥૩૬॥

**एकस्त्वं सप्तभी रूपैः सप्तद्वीपविभागतः ।**
**विश्रुतोऽथ विधायैतन्महतीं कीर्तिमाप्स्यसि ॥३७॥**

હે સમુદ્ર ! યદ્યપિ એકજ તું સાત દ્વીપોના વિભાગથી થએલાં સાત રૂપોએ કરીને સર્વત્ર મોટી વિખ્યાતિને પામેલો છું તથાપિ ભગવાનને કન્યાદાનરૂપ આ માંગળિક મહાકાર્ય કરીને તો તેથી પણ મોટી કીર્તિને પામીશ ॥૩૭॥

**इत्युक्तो ब्रह्मणा हृष्टः समुद्रः पुलकाञ्चितः ।**
**मन्यमानो निजं धन्यमदित्सद्विष्णवे सुताम् ॥३८॥**

હે મુને ! આ પ્રકારે સર્વજ્ઞ બ્રહ્માએ કહેતાં, મનમાં બહુ હર્ષને પામેલો સમુદ્ર રોમાંચિત શરીરવાળો થઇને, પોતાના આત્માને ધન્યભાગી માનતો થકો ભગવાન્ શ્રીવિષ્ણુને પોતાની કન્યા આપવાની ઇચ્છાવાળો થયો ॥૩૮॥

**ततः सहैव विधिना स सम्प्रार्थ्य तमीश्वरम् ।**
**वाग्दानादि विधायैव चक्रे वैवाहिकं विधिम् ॥३९॥**

વિષ્ણુને કન્યાદાનનો સંકલ્પ કર્યા પછી, સમુદ્ર બ્રહ્માને પણ સાથે લઇને ભગવાનની સમીપે જઇને, તેમને 'હે ભગવન્! તમારેજ એક લાયક એવી આ મારી કન્યા તમને હું આપું છું,

તો તમો ગ્રહણ કરો' એમ સવિનય વાક્ય કહેવારૂપ વાગ્દાન આદિક કરીને, પછીથી વિવાહસંબન્ધી વિધિમાં તત્પર થયો ॥૩૯॥

धन्वन्तरिश्चन्द्रमाश्च वासवाद्याश्च देवताः ।
आसन्समुद्रस्य पक्षे तत्र वैवाहिकोत्सवे ॥४०॥

તે આ વૈવાહિક મહોત્સવમાં, બ્રહ્માદિ દેવો મધ્યે જે ધન્વંતરી ચંદ્રમા અને ઇન્દ્રાદિ દેવો હતા તેતો સમુદ્રના પક્ષમાં (કન્યાપક્ષમાં) રહ્યા ॥૪૦॥

वस्त्राभरणयानादिदाने भोजनकर्मणि ।
सन्मानने च जन्यानां मुख्या आसंस्त एव हि ॥४१॥

કન્યાપક્ષમાં રહેલા તેઓજ વરપક્ષમાં રહેલા (જાનૈયા) ધર્માદિકને ઉતારા આદિકવડે સત્કાર કરવો, ભોજન કરાવવું, વસ્ત્ર આભરણ વાહન આદિક આપવું, ઇત્યાદિ ક્રિયામાં પ્રમુખ થઈ રહ્યા ॥૪૧॥

लक्ष्म्याश्च माङ्गल्यविधौ मुख्यास्तत्र तु योषितः ।
आसन् गङ्गादयो नद्यः शच्याद्याश्च सुराङ्गनाः ॥४२॥
मेनाद्या नगपत्न्यश्च सिद्धयश्चाणिमादयः ।
चन्द्रपत्नी तथा कान्तिः सर्वाश्चाप्सरसो मुने ! ॥४३॥

તે આ લક્ષ્મીજીના માંગલિક વૈવાહિક મહોત્સવમાં સ્ત્રિયો પ્રધાન થઇ રહી. કઈ તે સ્ત્રિયો ? તો ગંગા આદિક સમસ્ત નદીઓ, ઇન્દ્રાણી આદિક સર્વે સુરાંગનાઓ, મેના આદિક સર્વે પર્વતપત્નીઓ, અણિમાદિ સર્વે સિદ્ધિઓ, ચંદ્રપત્ની રોહિણી તથા કાંતિ, સમગ્ર અપ્સરાઓ, આ સર્વે મુખ્ય થઇ રહી ॥૪૨-૪૩॥

नारायणस्याथ विभोर्लीलां वैवाहिकीं विधिः ।
शोभयन्पितरौ चक्रे मूर्तिधर्मौ विचार्य च ॥४४॥

આરીતે સમુદ્રપક્ષમાં રહેલાઓની વ્યવસ્થા કર્યા પછી, બ્રહ્માએ

ભગવાન્ શ્રીનારાયણની વૈવાહિક લીલાને શોભાડવામાટે (આગળ કહેશે એવો) વિચાર કરીને મૂર્તિ અને ધર્મને માતા પિતા તરીકે સ્થાપન કર્યા ॥૪૪॥

धर्मोऽसौ जगदाधारः पूज्यश्चाखिलदेहिनाम् ।
पिताऽस्य भवितुं योग्यो ह्यस्मिंश्च प्रीतिमान्भृशम् ॥४५॥
इयं च मूर्तिः प्रख्याता सर्वसद्गुणजन्मभूः ।
दाक्षायणी धर्मपत्नी माता भवितुमर्हति ॥४६॥

કેવો વિચાર? તો આ સ્વયં ધર્મ, સમસ્ત જગતના આધારભૂત, સમગ્ર દેહિઓએ પૂજનીય અને વળી આ ભગવાનવિષે અત્યત પ્રીતિવાળા છે, માટેજ ભગવાન્ શ્રીહરિના પિતાશ્રી થવાને યોગ્ય છે. આ સ્વયં મૂર્તિ, સર્વ સદ્ગુણોના નિધિપણે પ્રખ્યાતિને પામેલાં, દક્ષપ્રજાપતિનાં પુત્રી અને વળી ધર્મપ્રજાપતિનાં પત્ની છે, તો આ મૂર્તિજ ભગવાનનાં માતુશ્રી થવાને યોગ્ય છે ॥૪૫-૪૬॥

ततो धर्मस्यापि पक्षे मुख्याः कार्येष्विमेऽभवन् ।
नन्दीश्वरगणेशाभ्यां सहितः शङ्करो मुने ! ॥४७॥
महर्षयो मरीच्याद्याः प्रजेशा नारदो मुनिः ।
वैनतेयश्च नन्दाद्याः श्रीदामाद्याश्च पार्षदाः ॥४८॥

હે મુને! આરીતે મૂર્તિ ધર્મનો ભગવાનના માતાપિતાપણે નિર્ધાર થયા પછી, ધર્મના પક્ષમાં પણ વિવાહસંબન્ધી કાર્ય કરવામાં આ (આગળ કહેવામાં આવનારા) મુખ્ય થઇ રહ્યા. કયા? તો નંદીશ્વર અને ગણપતિએ સહિત શંકર, મરીચ્યાદિ મહર્ષિઓ, દક્ષાદિ પ્રજાપતિઓ, નારદમુનિ, ગરૂડજી, ભગવાનના નંદાદિ તથા શ્રીદામાદિ પાર્ષદો, ઇત્યાદિ અગ્રેસર થઇ રહ્યા ॥૪૭-૪૮॥

दुर्गा च वेदसर्वाणी स्त्रीषु मुख्या बभूविरे ।
ऋषिपत्न्योऽनसूयाद्या धर्मपत्न्यश्च सर्वशः ॥४९॥

સ્ત્રીવર્ગમાં તો પાર્વતી, સાવિત્રી, સરસ્વતી, અનસૂયા આદિક ઋષિપત્નીઓ અને સમગ્ર ધર્મપત્નીઓ મુખ્ય થઈ રહી ॥૪૯॥

सह वेदादिभिर्ब्रह्मा त्वासीदुभयपक्षयोः ।
ब्राह्मणा वैदिका ये च विवाहविधिकोविदाः ॥५०॥

વેદાદિકની સાથે બ્રહ્મા તો બન્ને પક્ષમાં મુખ્ય થઈ રહ્યા. વિવાહસંબન્ધીવિધિને યથાસ્થિત જાણનારા વૈદિક જે વિપ્રો હતા તે પણ બન્ને પક્ષમાં રહ્યા ॥૫૦॥

अथाब्धिः सर्वसम्भाराञ्छ्रिय एव प्रसादतः ।
सद्यः सम्पादयामास जनयन्देवविस्मयम् ॥५१॥

આ પ્રકારે બન્ને પક્ષની વ્યવસ્થા થયા પછી, પ્રહર્ષ પામેલા સમુદ્રે વિવાહમંગળમાં ઉપયોગી સમગ્ર સામગ્રીઓ લક્ષ્મીજીના અનુગ્રહથીજ સંકલ્પમાત્રમાં દેવોને વિસ્મય ઉપજાવાપૂર્વક સંપાદન કરી દીધી ॥૫૧॥

यद्यत्सङ्कल्पयामास हृदि तत्तदुपाहृतम् ।
सद्यः स्वान्तिक एवैक्षत्ततोऽभूदतिहर्षितः ॥५२॥

તેને વિવેચન કરી કહે છે-સમુદ્ર, પોતાના મનમાં જે જે વસ્તુનો સંકલ્પ કરે તે તે વસ્તુ તત્ક્ષણ પોતાપાસે આવેલુંજ જુવે. આ હેતુથી તે અતિહર્ષિત થયો હતો ॥૫૨॥

मध्ये तु मण्डपस्यासावग्निस्थापनवेदिकाम् ।
कारयामास विधिवद्ब्राह्मणैर्वेदवेदिभिः ॥५३॥
अलञ्चकार तां वेदिं गन्धपुष्पाक्षतादिभिः ।
नानाविधैः शुभै रङ्गैः साङ्कुरैः करकैस्तथा ॥५४॥

ત્યાર પછી બ્રહ્માએ મંડપના મધ્યભાગમાં વેદવેદી વિપ્રોપાસે યથાવિધિ અગ્નિસ્થાપનવેદિકા કરાવી. કરાવેલી વેદિકાને ચંદન, પુષ્પ, અક્ષત, વિવિધ સુંદર રંગ અને નવા અંકુરોએ સહિત કરકો

(મૃતિકામય મંગળ વેદીના ખુણા ઉપર સ્થાપવાના સોનારૂપાના કળશો) વડે અલંકૃત કરી ॥૫૩-૫૪॥

ततो महामङ्गलवाद्यघोषैः समन्त्रकं संस्नपितो
मुनीन्द्रैः । अनर्घ्यवासांसि च रत्नभूषा
दधार विष्णुर्मुकुटं च दिव्यम् ॥५५॥

ત્યારપછી મુનિવરોએ મહામંગળ વાદિત્રઘોષોની સાથે મંત્રોચ્ચારણપૂર્વક માંગળિક પદાર્થોના મર્દન સાથે અભિષેક કરેલા ભગવાન્ શ્રીવિષ્ણુએ અમૂલ્ય વસ્ત્રો, મણિજડિત સુવર્ણમય આભરણો અને દિવ્ય મુકુટ મસ્તકે ધારણ કર્યાં ॥૫૫॥

वादित्रनिध्याननिनादिताशं नृत्यत्सुरस्त्री-
कलगीतशोभनम् । तं मण्डपं सोऽथ सुरैः
स्तुवद्भिः सहैत्य हैमे निपसाद पीठे ॥५६॥

વસ્ત્રાભરણાદિ ધારણ કર્યા પછી, વિષ્ણુ ભગવાન્ સ્તુતિને કરતા બ્રહ્માદિ દેવોની સાથે વિશ્વકર્માએ બનાવેલા મંડપમાં આવીને, તેમાં સ્થાપેલા સુવર્ણમય સિંહાસનમાં વિરાજમાન થયા. કેવો મંડપ ? તો પણવ આનક ગોમુખ આદિક વાજીંત્રોના મહાનાદથી જેની બધી દિશાઓ શબ્દાયમાન (ગાજી) થઇ રહી હતી અને નૃત્યને કરતી સુરાંગનાઓના મધુર ગીતથી બહુ શોભાયમાન થઈ રહ્યો હતો ॥૫૬॥

प्रक्षालयामास तदङ्घ्रिपङ्कजं सप्रेष्ठपत्न्या जलधिः
स गङ्गया । भृङ्गारसिक्तोत्तमवारिधारया
तदम्बु शीर्ष्णा च दधार सान्वयः ॥५७॥

ભગવાન્ વિરાજમાન થયા એટલે કન્યાપિતા સમુદ્રે ભગવાનના ચરણકમળનું પોતાની પ્રિય જ્યેષ્ઠપત્ની ગંગાજીએ ઝારીવડે છાંટેલા પવિત્ર જળની ધારાથી પ્રક્ષાલન કર્યું અને તે પ્રસાદભૂત પાદપ્રક્ષાલનજળ પરિવાર સાથે સ્વમસ્તકે ધારણ કર્યું ॥૫૭॥

ततः पठन्मङ्गलमुच्चकैः श्रियं प्रादापयच्चा-
म्बुधिनाच्युताय । प्रज्वाल्य वह्निं विधिना
विधाता साकं बृहद्भिर्मुनिभिर्जुहाव ॥५८॥

ભગવાનના ચરણારવિંદનું પ્રક્ષાલન કર્યા પછી, મહર્ષિઓએ સહિત બ્રહ્માએ મંગળસ્તોત્રને ઉચ્ચ સ્વરે ઉચ્ચારવાપૂર્વક સમુદ્રપાસે અચ્યુત શ્રીનારાયણ ભગવાનને લક્ષ્મીજીનું યથાવિધિ દાન કરાવ્યું. તેપછી અગ્નિને પ્રજ્વાળીને સમુદ્રપાસેજ વૈવાહિક હોમ કરાવ્યો ॥૫૮॥

प्रदाय तस्मै तनयां मनोज्ञां तत्पादपद्मै-
कनिबद्धदृष्टिम् । वासांसि रत्नाभरणानि
चादादूर्ध्वांसि भूम्ने स समं दुहित्रा ॥५९॥

તે પછી સમુદ્રે ભગવાન્ શ્રીહરિને તેમના ચરણારવિંદમાંજ એકાગ્ર દૃષ્ટિ રાખી રહેલાં મનોહર સ્વપુત્રી લક્ષ્મીજીનું દાન કરીને દીકરી લક્ષ્મીજી સાથે વિરાજમાન જમાતા વિષ્ણુ ભગવાનને વસ્ત્રો અને રત્નાભરણો આપ્યાં ॥૫૯॥

हुतस्य तस्याथ हुताशनस्य प्रदक्षिणां चापि
सह श्रियैव । चकार चेतांसि निजेक्षकाणां
स्त्रीणां च पुंसां च हरन्हरिः सः ॥६०॥

વરવધૂને વસ્ત્રાભરણાદિ આપ્યા પછી, લક્ષ્મીપતિ ભગવાન્ શ્રીહરિએ પોતાનાં દર્શન કરતી સ્રિયો અને પુરૂષોનાં ચિત્તોને પોતાવિષે હરવાપૂર્વક લક્ષ્મીજી સાથેજ હવિષવડે પ્રજ્વાળેલા વેદિસ્થ અગ્નિની પ્રદક્ષિણા (ભાષામાં જેને મંગળફેરા નામથી કહે છે) કરી. આ રીતે સર્વના ચિત્તોને પોતાવિષે હરવારૂપ ગુણયોગને લીધે 'હરિ' આ નામ સાર્થક થયું ॥૬૦॥

एकासने तौ सह सन्निविष्टौ ब्रह्माण्डमातापितरौ मनोज्ञौ ।
सम्पूजयामासुरनर्घ्यवस्त्रविभूषणैर्देवगणाः सयोषाः ॥६१॥

એકજ આસનમાં સાથે સારીરીતે વિરાજમાન થએલાં, બ્રહ્માંડવર્તી સમગ્ર જીવેશ્વરોનાં નિરૂપાધિક માતાપિતા અને સર્વે કોઇએ દર્શનીય મૂર્તિ એવાં તે લક્ષ્મીનારાયણની સપત્નીક સમગ્ર દેવગણોએ અમૂલ્ય વસ્ત્રો વિભૂષણોવડે રૂડી પૂજા કરી ॥૬૧॥

तदा च गीतानि सुमङ्गलानि श्रियश्च विष्णो-
र्गुणवर्णनानि। दुर्गादयश्चाथ पुलोमजाद्या
देव्यो जगुः सस्मितचारुवक्त्राः ॥६२॥

જ્યારે તે લક્ષ્મી નારાયણ બન્ને એકાસનમાં બેઠા ત્યારે ધર્મદેવના પક્ષમાં રહેલી ઉક્ત દુર્ગા આદિક બધી દેવીઓ અને સમુદ્રપક્ષમાં રહેલી ઉક્ત ઇન્દ્રાણી આદિક દેવીઓ સુંદર મુખથી મંદમંદ હાસ કરવા પૂર્વક, જેમાં લક્ષ્મીજીના તથા નારાયણના દિવ્ય ગુણોનું વર્ણન છે એવાં માંગળિક ગીતો (ગાયનોપયોગી પદ્યો)ને મધુર સ્વરે ગાવા લાગી ॥૬૨॥

द्विधा विभक्तानि सुराङ्गनानां वृन्दान्युपा-
विश्य च सन्मुखानि। तद्दम्पतीप्रेक्षणकौ-
तुकानि तथा जगुः प्रेमभरेण तानि ॥६३॥

આ બાબતને સ્પષ્ટ કહેછે-એક વરપક્ષ અને બીજા વધૂપક્ષના વિભાગથી પૃથક્ પૃથક્ રહેલાં અને દંપતી લક્ષ્મીનારાયણનાં દર્શન કરવામાં અતિશય આશ્ચર્યવાળાં એવાં સુરાંગનાઓનાં મંડળો તેમની સન્મુખ બેસીને, પ્રેમભરથી મંગળ ગીતોને ઉક્તપ્રકારે ગાવા લાગ્યાં ॥૬૩॥

यथा तदाकर्ण्य सुराः समस्ता महर्षयश्चा-
खिलयोपितोऽपि। स्वान्तस्तमैक्षन्त सह
श्रियेशं स्फुरन्तमासन्नतु चित्रवच्च ॥६४॥

કેની રીતે ગીતો ગાયાં? તો જે પ્રકારે તે ગીતને સાંભળીને સમસ્ત સુરો તથા મહર્ષિઓ અને તે સર્વેની સમગ્ર સ્ત્રિયો પણ

પોતપોતાના હૃદયમાં સ્ફુરણાયમાન થએલા લક્ષ્મીસહિત શ્રીનારાયણને પ્રત્યક્ષ દેખવાથી જાણે ચિત્રમાં આલેખી હોય ને શું? એવી સ્તબ્ધ થઈ ગઈ ॥૬૪॥

प्रणम्य भक्त्या च वराक्षतादि समर्प्य ताभ्यां
विबुधा मुदैव। पृथक्पृथक् तुष्टुवुरूर्जिताभि-
र्वाग्भिश्च तौ प्राञ्जलयो विनीताः ॥६५॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
लक्ष्मीनारायणविवाहोत्सवनिरूपणनामा
चतुर्दशोऽध्यायः ॥१४॥

બ્રહ્માદિ સમગ્ર દેવો દંપતી શ્રીલક્ષ્મીનારાયણને સપ્રેમ પ્રણામ કરીને, કુંકુમ અક્ષત પુષ્પહાર અંબર આભરણ આદિક સમર્પીને, બે હાથ જોડીને વિનીત થઇને અત્યાનંદથી તેમની અતિગંભીર અર્થવાળી વાણીવડે પૃથક્ પૃથક્ સ્તુતિ કરવા લાગ્યા ॥૬૫॥

ઇતિ શ્રીસ્કન્દપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે લક્ષ્મીનારાયણવિવાહોત્સવનિરૂપણનામા ચતુર્દશોઽધ્યાયઃ ॥૧૪॥

---

ब्रह्मोवाच–

विचार्याहं वेदान् मुहुरुपगतो निश्चयमिमं
रमारामे भक्तिस्त्वयि दृढतरा यर्ह्यसुभृताम्।
भवेत्तर्ह्येवैषां क्षयविरहिता भोगनिकरास्तथा
स्युर्लोका वै परमपुरुषात्यन्तिकगतिः ॥१॥

[1]અધ્યાય ૧૫ મો.

પ્રથમ બ્રહ્મા સાક્ષાત્ ભગવાનને વિષે ભક્તિનેજ પરમ પુરુ-

૧ આ અધ્યાયમાં બ્રહ્માદિ દેવોએ કરેલી ભગવત્સ્તુતિ અને સમુદ્રે ભગવાનને આપેલી પહેરામણીનું વર્ણન કર્યું છે.

યાર્થપણે કહેતા થકા અને ભગવાનનો ત્યાગ કરીને પોતાને (દેવોને) ભજનારાઓને નિંદતા થકા બે શ્લોકોવડે સ્તુતિ કરેછે– હે પરમપુરૂષ! (પુરૂષોત્તમ) હું સમગ્ર વેદોને સૂક્ષ્મ બુદ્ધિથી વારંવાર (ત્રણવાર) અર્થસાથે વિચાર કરીને એવા દૃઢ નિશ્ચય ઉપર આવ્યો છું. કેવો નિશ્ચય? તો જીવોને જ્યારે રમારામ– રમા જે લક્ષ્મી તેમને આરામ–રમણથી આનંદ આપનારા. અથવા ભક્તજનોને આનંદ આપે તે રામ (વાસુદેવ) કહેવાય, રમા–લક્ષ્મીએ સહિત એવા રામ તે રમારામ (લક્ષ્મીનારાયણ) કહેવાય. એવા પ્રત્યક્ષ તમારે વિષે અતિદૃઢ ભક્તિ થાય ત્યારેજ પ્રાણિઓને પરમ દિવ્ય હોવાથી ક્ષયરહિત (અક્ષય) એવા ભોગસમૂહો અને તેવાજ તમારા દિવ્ય લોકો અને આત્યંતિકી (પુનર્જન્મમરણે રહિત) મુક્તિ પ્રાપ્ત થાય છે. એમાં સંશય નથી. બીજા બ્રહ્માદિ દેવની ભક્તિ નહિ પણ રમાપતિનીજ ભક્તિ કરવી. તે ભક્તિ પણ જેવી તેવી શિથિલ નહિ પણ સુદૃઢ કરવી. બીજાં સાધનોથી નહિ પણ આવી લક્ષ્મીપતિનીજ સુદૃઢ ભક્તિથીજ આત્યતિકી મુક્તિ મળે છે. આ બધો અર્થ બ્રહ્મા કે જેમને ભગ- વાનેજ વેદો ભણાવ્યા છે તેમણેજ વેદોને વારંવાર વિચારીને નિશ્ચિત કર્યો છે. એટલે હવે આમાં સંશયને સ્થાન નથી. (આથી સર્વજ્ઞ બ્રહ્માએ સમગ્ર વેદોનું પરમ તાત્પર્ય પ્રાપ્યભૂત લક્ષ્મીપતિ ભગવાન્ વાસુદેવમાં અને તેમની પ્રાપ્તિના ઉપાયભૂત ભક્તિમાં સ્પષ્ટપણે જણાવ્યું. આ બધો બ્રહ્માએ પ્રદર્શાવેલો અર્થ "आलोड्य सर्वशास्त्राणि विचार्य च पुनः पुनः । इदमेकं सुनिष्पन्नं ध्येयो नारायणः सदा ॥" "भक्त्या लभ्यस्त्वनन्यया" "भक्त्येकलभ्यः पुरुषोत्तमोऽसौ" ઇત્યાદિ વચનોએ વર્ણવ્યો છે) ॥१॥

अजानन्तस्त्वित्थं भृतरजस्तमस्कानपि हरे!
भजन्त्यस्मान् देवान् बहुविधतपोर्चासरणिभिः ।
त एवोक्ता मूढाः क्षयरहितसौख्यं न कुहचिल्लभ-
न्तेऽतस्त्वां वै निजहृदि दधे केशवमहम् ॥२॥

હે હરે ! આ પ્રકારે 'આપને વિષે એકાંતિકી ભક્તિવાળાઓને જ અક્ષય લોકાદિકની પ્રાપ્તિ છે' એમ નહિ જાણનારા જે અજ્ઞજનો રજોગુણતમોગુણથી ભરેલા (રજતમથી મલિન અંતઃકરણવાળા) એવા પણ અમો દેવોને નાનાપ્રકારના કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપોમાર્ગોવડે અને પૂજામાર્ગોવડે ભજે છે તેમને જ શાસ્ત્રોમાં મૂઢ કહ્યા છે. તે મૂઢ જનો અક્ષય સુખને ક્યારેય પણ પામતા નથી. માટે હું "क इति ब्रह्मणो नाम ईशोऽहं सर्वदेहिनाम्। आवां तवाङ्गसम्भूतौ तस्मात् केशवनामवान्" આ નિરૂક્તિને અનુસારે ભવબ્રહ્માને સ્વવશમાં વર્તાવારૂપ ગુણયોગને લીધે સાર્થક કેશવનામથી કહેલા. અથવા "प्रशस्तनीलकेशत्वात् केशवः परिकीर्तितः" આ નિરૂક્તિને અનુસારે શ્રેષ્ઠ ચીકણા શ્યામ વાંકા કેશવાળા હોવાથી કેશવનામથી કહેલા. અથવા "यस्मात्त्वयैव दुष्टात्मा हतः केशी जनार्दन ! । तस्मात्केशवनाम्ना त्वं लोके ख्यातिं गमिष्यसि ॥" આ નિરૂક્તિને અનુસારે કેશવ નામથી કહેલા એવા તમો ભગવાનનું જ મારા હૃદયમાં ધ્યાન કરૂંછું. (આ શ્લોકથી બ્રહ્માએ રજોગુણી તમોગુણી દેવોના ઉપાસનનો સહેતુ નિષેધ કરવા પૂર્વક એક નિર્ગુણમૂર્તિ ભગવાનનીજ ઉપાસના કરવાનો નિર્ણય કર્યો છે)॥૨॥

शङ्कर उवाच–

त्रयी साङ्ख्यवेदान्तयोगाः पुराणं तथा पञ्चरात्रं
प्रभो ! धर्मशास्त्रम् । तवैवातिमाहात्म्यमेकस्य
नित्यं प्रकारैरनेकैर्हि गायन्ति भक्त्या ॥३॥
त्वदेवेश ! शास्त्राणि चैतानि भूम्नो बभूवुस्त्व-
देकाश्रयाण्यादिकल्पे । रमासेव्यपादाम्बुजं शा-
स्त्रयोनिं तमाद्यं भवन्तं भजे वासुदेवम् ॥४॥

શંકર સ્તુતિ કરેછે-હે પ્રભો ! વેદત્રયી, (ઋગ્વેદ યજુર્વેદ સામવેદ) સાંખ્યશાસ્ત્ર, વેદાંત-ઉપનિષદો, યોગશાસ્ત્ર, બ્રાહ્માદિ પુરાણો, પચરાત્ર, સમગ્ર ધર્મશાસ્ત્રો, આ સર્વે એક-જેને કોઇ

સમાન કે અધિક નથી એવા અદ્વિતીય આપનાજ નિરતિશય મહિમાને નિરંતર અનેક પ્રકારોએ કરીને (યજ્ઞપુરૂષાદિ જુદાં જુદાં નામો જણાવાની રીતિથી) ભક્તિથી ગાય છે. હે ઈશ ! આદિ કલ્પમાં આ વેદાદિ સમગ્ર શાસ્ત્રો સર્વકર્તા સર્વેશ્વર તમારા થકીજ ઉદ્ભવ્યાં છે. અને તમારોજ એક આશ્રય કરીને રહ્યાં છે. માટેજ તમો શાસ્ત્રયોનિ કહેવાઓ છો. તો હું લક્ષ્મીએ સેવ્ય ચરણકમળ જેમનું છે એવા આદિપુરૂષ સર્વકારણ તમને વાસુદેવને ભજું છું. (આ બે શ્લોકથી શંકરે લક્ષ્મીપતિ ભગવાનને સર્વ શાસ્ત્રના સમુત્પાદક કહેવા પૂર્વક તે શાસ્ત્રોવડેજ એક તેમનું સ્વરૂપ જ્ઞાતવ્ય કહીને, સર્વ શાસ્ત્રોનું પ્રકારભેદથી ભગવન્માહાત્મ્યમાંજ પરમ તાત્પર્ય કહ્યું છે. આ બધો તત્વાર્થ "अस्य महतो भूतस्य निःश्वसितमेतदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानान्यस्यैवैतानि सर्वाणि निःश्वसितानि" "सर्वे वेदा यत्पदमामनन्ति" "सर्वे वेदा यत्रैकं भवन्ति" "नारायणपरा वेदाः" "शास्त्रयोनित्वात्" ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ સૂત્રોએ વર્ણવ્યો છે) ॥૩-૪॥

धर्म उवाच–

कथा त्वदीया भवपाशमोचनी सुधैव ताप-
त्रयतप्तदेहिनाम् । अनेकजन्माघचयापहा-
रिणीं तनोति भक्तिं वयुनं तवाञ्जसा ॥५॥
सदैव सा कर्णपथेन हृद्दरीं विशत्वनन्ता-
भिध ! सन्मुखोद्गता । मम त्वदन्या हरताच्च
वासना दयाब्धये ते प्रभविष्णवे नमः ॥६॥

ધર્મદેવ બે શ્લોકવડે સ્તુતિ કરે છે—હે ભગવન્ ! તમારી કથા (તમારાં નામો ગુણો અને ચરિત્રોનું કીર્તન) અધ્યાત્મ અધિભૂત અને અધિદૈવ નામના ત્રણ તાપથી તપી ગએલા દેહિઓને અમૃતતુલ્ય છે. વળી સંસારરૂપ પાશને છેદનારી અને અનેક

જન્મોના પાપપુંજોને હરનારી છે. એટલુંજ નહિ પણ તમારા સ્વરૂપનું જ્ઞાન અને તમારે વિષે ભક્તિને પણ અનાયાસથી વિસ્તારનારી છે. તમારી કથાથીજ દુઃખદુરિતની નિવૃત્તિ થવાપૂર્વક તમારે વિષે જ્ઞાન ભક્તિ ઉપજેછે. એમાં બહુ પ્રયાસ પણ પડતો નથી. માટે હું તો તમારી કથાનેજ મોક્ષમાં સર્વોત્તમ સાધન માનું છું. તો હે અનંતનામન્! તે કથા તમારા એકાંતિક વક્તા ભક્તોના મુખથકી નીકળતી થકી કર્ણમાર્ગદ્વારા મારી હૃદયગુહામાં સદૈવ પ્રવેશ કરો. (મારા કર્ણો તમારી કથાનેજ સાંભળો, બીજાને નહિ) અને તેમાં વિરોધી જે તમારા થકી અન્ય વિષયની વાસનાઓ મને વર્તે છે તેને પણ વિનાશ કરો. એટલીજ હું પ્રાર્થના કરૂં છું. દયાના નિધિરૂપ, માટેજ પ્રતિયુગ પ્રકટ થવાના સ્વભાવવાળા તમોને મારા નમસ્કાર છે. (આ બે શ્લોકથી ધર્મદેવે ભગવાનની કથાનો મહિમા કહ્યો) ॥૫-૬॥

**प्रजापतय ऊचुः-**

धन्या एते कल्पवृक्षा यदीयां छायामेतामा-
श्रितस्त्वं सहश्रीः । धन्यः कर्ता मण्डपस्यास्य
ते वै धन्यैषा भूर्यत्र पीठं तवेश ! ॥७॥
धन्यो लोके नूनमेषोऽम्बुराशिः साक्षात्तुभ्यं
येन दत्ता स्वकन्या । धन्याश्चैते त्वां वयं वीक्ष-
माणा धन्येशानं श्रीपतिं त्वां नताः स्मः ॥८॥

પ્રજાપતિઓ સ્તુતિ કરે છે—હે ઈશ ! આ તમારી આગળ વર્તતા કલ્પવૃક્ષો ધન્ય-મહા ભાગ્યશાળી થયા છે, કારણ કે જેમની આ શીતળ છાયાને તમો ભગવાન્ ભગવતી લક્ષ્મી સાથે આશ્રય કરી રહ્યા છો. (જેની છાયા તળે વિરાજમાન છો) આ મંડપનો કર્તા વિશ્વકર્મા ધન્ય-કૃતાર્થ થઈ ગયો છે, કેમ કે જેમાં તમો સલક્ષ્મી સરાજમાન થયા છો. આ પૃથ્વી ધન્ય-મહાભાગ્યવતી થઈ છે, કેમકે જેની ઉપર તમારે બેસવાનું સિંહાસન

સ્થાપન કર્યું છે. આ જગતમાં આ સમુદ્ર પણ નિશ્ચે ધન્ય-મહા ભાગ્યશાળી છે, કારણ કે જેણે સાક્ષાત્ પરમાત્મા તમને પોતાની કન્યા આપી. આ તમારી સન્નિધિમાં વર્તતા અમો સર્વે પણ ધન્ય-કૃતાર્થ થયા છીએ, કેમકે અમો સ્વયં ભગવાનનાં સાક્ષાત દર્શન કરી રહ્યા છીએ. આ રીતે આપના સંબંધમાત્રથી ધન્યભાગી થએલા કલ્પવૃક્ષાદિકના સ્વામી શ્રીપતિ તમને અમો સેવકો નમસ્કાર કરીએ છીએ. (આ બે શ્લોકથી પ્રજાપતિઓએ ભગવાનના જે કોઈ પણ પ્રકારે સંબન્ધને પામેલાઓની ધન્યતા વર્ણવી) ॥૭-૮॥

मनव ऊचुः-

धर्मः खलु स हि परमो धर्मेभ्यो माधव! सकलेभ्योऽपि ।
भक्तिर्भवति यतो वै धर्मभुवि त्वयि हि निरवद्या ॥९॥
धर्मात्मानं भगवन्! धर्मधुरीणं च धर्मपातारम् ।
सर्वातिप्रियधर्मं नूमस्त्वां धर्मसम्भूतिम् ॥१०॥

મનુઓ સ્તુતિ કરે છે—હે માધવ! (મા-લક્ષ્મીના ધવ-પતિ તે માધવ કહેવાય. અર્થાત્ લક્ષ્મીપતિ) સમગ્ર ધર્મોની અપેક્ષાએ તેજ પરમ ધર્મ કહ્યો છે. કયો તે પરમ ધર્મ? તો જેણે કરીને ધર્મના આધારભૂત સાક્ષાત્ પરમાત્મા આપને વિષેજ નિર્દોષ (વિષયાસક્તિરૂપ દોષે રહિત) એકાંતિકી ભક્તિ નિશ્ચે થાય. એજ સર્વોત્કૃષ્ટ ભાગવત ધર્મ માન્યો છે. હે ભગવન્! ધર્મના આત્મા, (ધર્મના આત્મા-સ્વરૂપભૂત, અર્થાત્ જેનો આશ્રય કરીને ધર્મ રહ્યો છે.) ધર્મ ધુરને ધારી રહેલા, ધર્મના પાલક, સર્વની અપેક્ષાએ અતિપ્રિય જેમને ધર્મ છે અને ધર્મથકી જેમનો આદુર્ભાવ છે એવા સનાતન ધર્મભૂત તમારી અમો સ્તુતિ કરીએ છીએ. (આ શ્લોકથી મનુઓએ ભાગવત ધર્મનું સ્વરૂપ અને તેની જ ભગવત્પ્રિયતા કહી. આ અર્થ 'धर्मण्ये धर्मवर्मणि' 'कृष्णं धर्मं सनातनं' ઇત્યાદિ વચનોએ વર્ણવ્યો છે) ॥૯-૧૦॥

ऋषय ऊचुः-

भक्त्या हीनस्त्वद्विमुखो वयुनार्थी श्राम्यन् भूयोऽप्यस्य न सिद्धिं समुपैति । तर्ह्यासक्तः कर्मणि काम्ये तु कुतोऽसौ सौख्यं यायादक्षयमानन्दमहाब्धे ! ॥११॥

भक्त्या नित्यं त्वामत एव वयं वै श्रद्धायुक्ता धर्मतपोनिगमाद्यैः । मायातीतं कालनियन्तारमुदारं ध्यायामः श्रीकान्त ! परात्परमेकम् ॥१२॥

ઋષિઓ સ્તુતિ કરે છે—આનંદના મહાનિધિરૂપ હે ભગવન્! તમારાથકી વિમુખ, માટેજ તમારેવિષે ભક્તિએ રહિત એવો આ જન, કેવળ આત્મજ્ઞાનની પ્રાપ્તિરૂપ અર્થમાટે વારંવાર તેનાં પ્રાણાયામાદિ સાધનોવડે બહુ પ્રયાસ કરવા છતાં પણ તેની સિદ્ધિ (આત્મસાક્ષાત્કારરૂપ ફળ)ને જ્યારે પામતો નથી, તો સ્વર્ગાદિફળને આપનારા જ્યોતિષ્ટોમાદિ કામ્ય કર્મમાં આસક્ત, તમારાથકી વિમુખ એવો જન તો આત્મજ્ઞાનજન્ય અક્ષય સુખને ક્યાંથી પામે? નજ પામે. તમારે સન્મુખ થઇને તમારે વિષે ભક્તિવાળો જન તો આત્મસાક્ષાત્કારરૂપ સિદ્ધિને નિશ્ચે પામે છે. ભક્તિ વિનાનું કેવળ શુષ્ક આત્મજ્ઞાન નિરર્થક છે, ભક્તિ જ મહાસુખનું નિદાન છે, માટે જ હે લક્ષ્મીકાંત! અમો સર્વે શ્રદ્ધાએ યુક્ત થઇને, સ્વોચિત સદાચરણરૂપ ધર્મ તથા કૃચ્છ્રચાંદ્રાયણાદિરૂપ તપ તથા વેદાધ્યયનાદિ સાધનોએ સહિત ભક્તિથી એક તમારૂં જ નિરંતર ધ્યાન કરીએ છીએ. તમો કેવા? તો માયાતીત, કાળનિયંતા, મહાઉદાર, પરાત્પર અદ્વિતીય છો. (આ શ્લોકથી ઋષિઓએ ભગવદ્‌ભક્તિએ રહિત જ્ઞાનની અને તેવા કર્મની નિંદા કરવાદ્વારા ભક્તિનો ઉત્કર્ષ કહ્યો છે. આ અર્થે-'श्रेयःसृतिं भक्तिमुदस्य ते विभो ! क्लिश्यन्ति ये केवलबोधलब्धये । तेषामसौ क्लेशल एव शिष्यते नान्यद्यथा स्थूलतुषावघातिनाम्' "नैष्कर्म्यमप्य-

च्युतभाववर्जितं न शोभते ज्ञानमलं निरञ्जनम् । कुतः पुनः शश्वदभद्रमीश्वरे न चार्पितं कर्म यदप्यकारणं" "धर्मः स्वनुष्ठितः पुंसां विष्वक्सेनकथासु यः । नोत्पादयेद्यदि रतिं श्रम एव हि केवलम्" ઇત્યાદિ વચનોએ વર્ણવ્યો છે) ॥११-१२॥

इन्द्र उवाच-

भगवन्गुरुदुःखिता वयं ननु दुर्वाससं एव हेलनात् ।
न भवन्तमृतेऽवितुं हि नो विधिरुद्रप्रमुखा इमेऽशकन् ॥१३॥
विगताखिलसम्पदो निरन्नाः समभावं भुवि
पामरैरुपेताः । भवतैव वयं हृतापदः सः
सपदि श्रीहरये नमोऽस्तु तुभ्यम् ॥१४॥

ઇન્દ્રદેવ સ્તુતિ કરે છે—હે ભગવન્! અમો દેવતાઓ, દુર્વાસાનામના મુનિવરના અપરાધને લીધે જ બહુ બહુ દુઃખીયા થઈ ગયા હતા. આ દુઃખથકી અમારૂં રક્ષણ કરવા માટે તમારા વિના આ ભવ બ્રહ્માદિ દેવેન્દ્રો પણ સમર્થ થયા ન હતા. દુર્વાસાના અતિક્રમને લીધે અમારી સમસ્ત સંપત્તિઓ નષ્ટ થઈ હતી, માટે જ અમો અન્નના આહારે રહિત અને ભૂમિમાં પામર જનોના જેવી દુરંત દુર્દશાને પામી ગયા હતા. હાલમાં મહાસમર્થ આપે જ અમારાં સમગ્ર દુઃખો સત્વર ટાળી નાંખ્યાં. માટે જ શ્રીહરિ—અમારાં સમગ્ર દુઃખને હરનારા હોવાથી શ્રીહરિ નામથી વિખ્યાતિને પામેલા આપ ભગવાનને નમસ્કાર છે. (આ શ્લોકોથી ઇન્દ્રે ભગવાનનું સર્વ દેવોની અપેક્ષાએ શ્રેષ્ઠપણું અને સર્વ સંકટને હરવાપણું કહ્યું છે. આ અર્થ "हरणात्सर्वदुःखानां हरिरित्यभिधीयते" આ નિરૂક્તિને અનુસારે છે) ॥१३-१४॥

अग्निरुवाच-

गीर्वाणदानवनराद्युपजीवनान्नं यन्निर्मितं हि भवतैव
ततो बुधास्तु । यज्ञेषु तेन यजनं तव कुर्वतेऽथ

त्वच्छेपमन्यदिविपद्भ्य उपानयन्ति ॥१५॥
काम्येषु कर्मसु रता अपि याज्ञिकास्ते तत्कर्मबन्धनत
आशु विमुच्य यान्ति। ब्राह्मीं गतिं तदितरे तु भवन्ति
चौराः श्रीयज्ञपूरुषमहं प्रणमामि तं त्वाम् ॥१६॥

અગ્નિદેવ સ્તુતિ કરે છે—હે દેવદેવ! જે હેતુમાટે સુર અસુર નર આદિકના ઉપજીવનભૂત જે અન્ન ઘઉં રાંગર જવ આદિક છે તે તમોએ જ પ્રથમથી ઉપજાવેલું છે તે હેતુ માટે સારા બુધ જનો તો તે હવિષ્યાન્નના દાનવડે યજ્ઞોમાં તમારૂં જ યજન-પૂજન કરે છે. તમારૂં યજન કર્યા પછી જ તમારા પ્રસાદભૂત તે અન્નાદિકનું ઇતર દેવોને નિવેદન કરે છે. બીજા દેવોને નિવેદન કર્યા પછી અવશિષ્ટ તે પ્રસાદભૂત અન્નાદિક ઉપજીવનાન્ન હોવાથી સ્વયં જમે છે. તમોને પ્રથમ નિવેદન કરેલા અન્નાદિકે કરીને અન્ય દેવોનું યજન કરનારા જે યાજ્ઞિકો છે તે યદ્યપિ કામ્ય-પુત્રૈષણાદિ વિષયાર્થ કર્મોમાં પ્રીતિવાળા છે તથાપિ તે કામ્ય કર્મના બંધનમાંથી મુક્ત થઇને તત્કાળ બ્રાહ્મી ગતિ (બ્રહ્મપુરધામ)નેજ પામે છે. જેઓ તમને નહિ નિવેદન કરેલા અન્નનું ભક્ષણ કરનારા અને અન્ય દેવમાત્રનું યજન કરનારા છે તે તો ભગવાનના ચોર થાય છે. ભગવાને પોતાના યજન માટે અન્ન ઉપજાવ્યું છે. તેમને નિવેદન કર્યા વિના તેથી અન્યનું યજન કરે કે સ્વયં ભક્ષણ કરે તો તે ભગવાનના ચોર જ કહેવાય. પારકી વસ્તુને હરીને સ્વાર્થ માટે સ્વીકારે તેને ચોર કહેવામાં આવે છે. આ અર્થ ભગવાને ગીતામાં "यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः। भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥" "इष्टान् भोगान् हि वो देवा दास्यन्ते यज्ञभाविताः। तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः॥" ઇત્યાદિ વચનોથી વર્ણવ્યો છે. તો સર્વના આદિ સ્રષ્ટા, સર્વના સ્વામી, યજ્ઞપુરુષ, લક્ષ્મીપતિ આપશ્રીને હું પ્રણામ કરૂં છું. (આ શ્લોકથી અગ્નિએ ભગવાનને પ્રધાનપણે માનનારા-

ઓની પ્રશંસા અને તે થકી બીજાઓની નિંદાદ્વારા ભગવાનનું સર્વે દેવોની અપેક્ષાએ પરમોત્તમપણું જણાવ્યું છે) ॥૧૫-૧૬॥

**मरुत ऊचुः—**

**भक्ता एकान्तिकास्तेऽक्षरपरमपदे सेवया ते तु हीनं चासैश्वर्यादि नेच्छन्त्यतिशयितसुखं नापि कैवल्यमोक्षम् । तद्युक्तं त्वात्मनोऽपि श्वपचकुलजनुर्मानयन्त्युत्तमं वै तं त्वामेकान्तधर्माश्रयणमुपगताः श्रीमहापूरुषं स्मः ॥१७॥**

મરુત દેવો સ્તુતિ કરે છે—હે ભગવન્! તમારા જે એકાંતિક (નિષ્કામ) ભક્તો છે તે અક્ષર પરમ પદમાં તમારી સેવાએ રહિત સાલોકય આદિક ચતુર્ધા મુક્તિને ઇચ્છતા નથી. તેમ જ અતિશય સુખ જેમાં છે એવા કૈવલ્ય મોક્ષ (એકત્વમુક્તિ)ને પણ ઇચ્છતા નથી. જ્યારે તેઓ આ રીતે પાંચ મુક્તિને ઇચ્છતા નથી તો શું ઇચ્છે છે? તો તમારી સેવાએ સહિત એવો તો પોતાનો શ્વપચ કુળને વિષે જે જન્મ તેને પણ ઉત્તમ માને છે. અર્થાત્ સેવાને જ ઇચ્છે છે, તે થકી બીજા કશાને ઇચ્છતા નથી. આવા એકાંતિક ભક્તોના સ્વામી અને એકાંતિક ધર્મના પરમાશ્રય એવા શ્રીમહાપુરુષ (પુરુષોત્તમ) તમો તે તમારા શરણને પામ્યા છીએ. (આ શ્લોકથી એકાંતિક ભક્તોને તો ભગવાનની સેવા એ જ પરમ પુરુષાર્થ છે એમ કહ્યું છે. આ બધો ઉપયોગી અર્થ "सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत । दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥" ઇત્યાદિ વચનોથી ભાગવતમાં સુસ્પષ્ટ વર્ણવ્યો છે) ॥૧૭॥

**सिद्धा ऊचुः—**

**नैकब्रह्माण्डसर्गादिकारणं त्वामकारणम् ।
तत्स्थं तद्व्यतिरिक्तं च नियन्तारं नमामहे ॥१८॥**

સિદ્ધો સ્તુતિ કરે છે—હે ભગવન્! તમો અસંખ્યાત બ્રહ્માંડોની

ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયાદિકના મુખ્ય કારણ છો. તમારૂં કારણતો કોઈ પણ નહિ હોવાથી અકારણ કહેવાઓ છો. તે અનંત બ્રહ્માંડોમાં તમો અંતરાત્માપણે રહ્યા છો અને વળી તે થકી વ્યતિરિક્ત-સ્વધામમાં મૂર્તિમાનપણે રહ્યા છો. તે સમગ્ર બ્રહ્માંડોના નિયામક એવા તમને અમો નમસ્કાર કરીએ છીએ. (આ શ્લોકથી સિદ્ધોએ ભગવાનનું સર્વકારણપણું અને સર્વાન્તરાત્માપણું કહ્યું. આ બધો અર્થ 'यतो वा इमानि भूतानि जायन्ते' 'स कारणं⋯न चास्य कश्चिज्जनिता न चाधिपः' 'एष सर्वभूतान्तरात्मा' 'सर्वभूताधिवासः' 'अन्तःप्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'दिव्ये ब्रह्मपुरे ह्येष स व्योम्न्यात्मा प्रतिष्ठितः' 'क्षयन्तमस्य रजसः पराके' 'य आत्मनि तिष्ठन् य आत्मानमन्तरो यमयति' ઇત્યાદિ શ્રુતિઓએ પ્રતિપાદન કર્યો છે) ॥१८॥

रुद्रा ऊचुः—

मायायाः सर्वमोहिन्या मोहनं मोहवर्जितम् ।
महाकालस्यापि कालं त्वां नुमः पुरुषोत्तमम् ॥१९॥

રુદ્રો સ્તુતિ કરે છે—હે ભગવન્! તમો સર્વ કોઇને મોહ ઉપજાવનારી જે માયા તેને પણ મોહ ઉપજાવનારા છો. સ્વયં મોહે વર્જીત છો. મહાકાળ કે જે સર્વમાં પોતાનું કાર્ય પરિણામાદિ કરનાર છે તેના પણ તમો કાળ છો. એવા પુરુષોત્તમ તમો તે તમારા શરણને અમો પામ્યા છીએ. (આ શ્લોકથી ભગવાનનું કાળ માયાદિકને વિષે નિયંતાપણું કહ્યું. આ અર્થ "मायिनं तु महेश्वरम्" "ज्ञः कालकालः" ઇત્યાદિ શ્રુતિઓએ વર્ણવ્યો છે) ॥१९॥

आदित्या ऊचुः—

प्रकाशिता येन वयं जगन्ति प्रकाशयामो भवता रमेश! ।
स्वयंप्रकाशं तमुरुप्रकाशं प्रकाशमूर्तिं प्रणता भवन्तम् ॥२०॥

આદિત્યો સ્તુતિ કરે છે—હે રમેશ! જે તમોએ પ્રકાશ કરેલા અમો આ જગતને પ્રકાશ કરીએ છીએ. અમો સ્વતઃ પ્રકાશવાળા નથી. તમો તો સ્વતઃસિદ્ધ પ્રકાશવાળા અને વળી

નિરવધિક પ્રકાશવાળા છો. પ્રકાશમય મૂર્તિ જેમની છે એવા આપને અમો પ્રણામ કરીએ છીએ. (આ શ્લોકથી ભગવાનનું સર્વ પ્રકાશકપણું કહ્યું. આ અર્થ "तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति" "यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् । यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम्" ઇત્યાદિ શ્રુતિ-સ્મૃતિઓએ વર્ણવ્યો છે) ॥૨૦॥

## साध्या ऊचुः-

शास्ता नृपाणां च महोरगाणां दैत्याधिपानां
च सुराधिपानाम् । त्वं वै मनूनां च प्रजाप-
तीनां राजाधिराजाय नमोऽस्तु तुभ्यम् ॥२१॥

સાધ્ય દેવો સ્તુતિ કરે છે—હે ભગવન્! તમો જ નરાધિપો, સર્પાધિપો, સુરાધિપો, અસુરાધિપો, બ્રહ્માદિકો, મનુઓ અને દક્ષાદિ પ્રજાપતિઓના શાસ્તા-નિયામક છો. માટે જ નિરૂપાધિક સાચા રાજાધિરાજ તમને અમારા નમસ્કાર છે. (આથી ભગવાનનું સર્વની ઉપર નિરુપાધિક શાસ્તાપણું કહ્યું. આ અર્થ 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' "तमीश्वराणां परमं महेश्वरं तं दैवतानां परमं च दैवतम्" 'एकः शास्ता न द्वितीयोऽस्ति' 'शास्ता विष्णुरशेषस्य' 'राजाधिराजाय' ઇત્યાદિ શ્રુતિઓએ જ સમર્થન કર્યો છે) ॥૨૧॥

## वसव ऊचुः-

भवति भुवि यदा यदाऽसुरांशैः प्रथितसना-
तनधर्मधार्मिकाणाम् । कदनमुरु तदा तदा
स्वयं ते ह्यवतरते प्रणमाम धर्मगोप्त्रे ॥२२॥

વસુઓ સ્તુતિ કરે છે—હે ભગવન્! જ્યારે જ્યારે પ્રસિદ્ધ સનાતન ધર્મ અને તેને ધરનારા ભક્તોને અસુરાંશ નૃપ ગુરૂઆદિક, અતિશય પીડા કરે છે ત્યારે ત્યારે તમો પોતાના રૂપથી જ તેમના સંરક્ષણ માટે અવનિ ઉપર અવતરો છો. આરીતે યુગ યુગમાં

દિવ્ય રૂપથી અવતરીને ધર્મ ધાર્મિકનું રક્ષણ કરનારા આપને અમો પ્રણામ કરીએ છીએ. (આ શ્લોકથી સ્વયં ભગવાનને અવતાર ધરવામાં દયારૂપ હેતુ અને પ્રયોજન કહ્યું. આ અર્થ 'यदा यदा हि धर्मस' ઇત્યાદિ વચનોથી ગીતામાં ગાયો છે) ॥૨૨॥

चारणा ऊचुः-

चरित्रं शुभं ते धृतानेकमूर्तेः प्रबन्धैरनेकैर्हि
गायन्ति भक्ताः। यदु श्रोतृवक्तॄन् पुनात्येव
सद्यो वयं तं नताः पुण्यकीर्तिं भवन्तम् ॥२३॥

ચારણો સ્તુતિ કરે છે—હે ભગવન્! અનેક અવતારોને ધારીને આપે કરેલાં દિવ્ય મંગળ ચરિત્રોને તમારા ભક્તો અનેક ગદ્યપદ્યાત્મક નાના મોટા પ્રબન્ધો રૂપે ગુંથીને ગાન કરે છે. જે તમારાં ચરિત્રો શ્રોતા વક્તા જનોને તત્કાળ પવિત્ર કરે છે. આ રીતે પુણ્યકીર્તિ એવા આપ ભગવાનને અમો પ્રણામ કરીએ છીએ. (આ શ્લોકથી ભગવાનના ચરિત્રગાયનની પ્રશંસા કરી) ॥૨૩॥

गन्धर्वाप्सरस ऊचुः-

ये कथास्ते विहायान्यगाथाः प्रभो! कीर्तयन्तेऽथ
शृण्वन्ति वा ते जनाः। दुःखिताः स्युश्च संसारपाशैः
सितास्तं नताः सः शरण्यं भवन्तं वयम् ॥२४॥

ગંધર્વો તથા અપ્સરાઓ સ્તુતિ કરે છે—હે પ્રભો! જે જનો તમારી દિવ્ય ચરિત્ર ગુણ પ્રતાપાદિના શ્રવણકીર્તનાદિરૂપ કલ્યાણકારી કથાનો ત્યાગ કરીને બીજાઓની બંધનકારી ગ્રામ્ય કથાઓને ગાય છે અથવા સાંભળે છે તે જનો સંસારપાશોથી દૃઢ બંધાયા થકા બહુ દુઃખીયા થાય છે. કલ્યાણકારી કથા જેમની છે અને શરણાગતોના સંરક્ષક એવા તમને અમો નમસ્કાર કરીએ છીએ. (આથી ભગવાનની કથાથકી અન્ય કથાનું દુઃખદાયિપણું કહ્યું. આ અર્થ 'मां दुग्धदोहासमर्थां च मायां देहं परापी-

नमस्रज्जां च । वित्तं त्वत्तीर्थीकृतमङ्ग वाचं हीनां मया रक्षति दुःखदुःखी ॥" ઇત્યાદિ વચનથી ભગવાનેજ ભાગવતમાં કહ્યોછે) ॥२४॥

## समुद्र उवाच–

अजित ! तवाथ तावकजनस्य मुदाल्पमपि द्रविणजलान्नवस्त्रनमनान्यतमेन सकृत् । चरति ह सेवनं स पदवीं महतीं महतां व्रजति जनोऽल्पकोऽपि तमहं प्रणतः करुणम् ॥२५॥

સમુદ્ર સ્તુતિ કરે છે—હે અજીત ! જે કોઈ નીચ જાતિનો કે અલ્પગુણવાળો પણ જન જે તમારી કે તમારા ભક્તજનની દ્રવ્ય અન્ન જળ વસ્ત્ર નમસ્કાર ઇત્યાદિકમાંથી હરકોઈ એક પણ વસ્તુવડે સ્વલ્પ પણ સેવાને એકવાર પણ હર્ષથી કરે છે તો તે પણ જન નિશ્ચે એકાંતિક ભક્તોની મોટી પદવી ( તમારૂં ધામ ) ને પામે છે. આવા નિરૂપધિ દયાનિધિ તમને હું પ્રણામ કરૂં છું. ( આથી હરિ હરિજનને અર્પણ કરેલા યત્કિંચિત્ વસ્તુનું મહાફળ આપવાપણું કહ્યું ) ॥૨૫॥

## पार्षदा ऊचुः–

पितरौ त्वमसि स्वजनस्त्वमसि त्वमसीष्टगुरुः सुहृदात्मपतिः । त्वमसीश्वर एव च नः परमस्त्वमसि द्रविणं सकलं त्वमसि ॥२६॥

પાર્ષદો સ્તુતિ કરે છે—હે ભગવન્ ! તમો જ અમારા પિતા–ઉત્પાદક અને હિતપ્રવર્તક છો. તમો જ અમારાં માતા છો–માતા જેમ પુત્રો માટે બહુ કર્મોને આરંભનારી અને પ્રિયપ્રવર્તન સ્વભાવવાળી છે તેમ તમો અમારે માટે વર્તનારા છો. તમો જ અમારા સ્વજન–સાચા બન્ધુજન છો, સ્વજનો જેમ સ્વજનોનું વિના પ્રેરણા પ્રિય હિત કરે છે તેમ તમો અમારૂં નિરૂપાધિક સર્વ પ્રકારનું પ્રિયહિત કરનારા છો. તમો જ અમારા સત્ય ઇષ્ટ ગુરુ–'मन्मना भव मद्भक्तः' 'मामेकं शरणं व्रज' ઇત્યાદિ વચનામૃતોવડે

तत्व हित અને પુરુષાર્થના ઉપદેશ અને તેથીજ સમગ્ર અજ્ઞાનના નિવર્તક છો. વળી તમોજ અમારા નૈસર્ગિક સુહૃત્–નિરપેક્ષ નિરતિશય આનંદ આપનારા અને નિરંતર હિતને ઇચ્છનારા છો. તમો જ સમસ્ત આત્માઓના પતિ–નિરુપાધિક સ્વામી પાલક છો. તમોજ એક અમારા ઉપાસ્ય પરમ ઈશ્વર (પરમેશ્વર) છો. તમોજ અમારે ધન–સર્વસ્વ છો. તમોજ અમારૂ સકલ–ઇષ્ટદેવ સેવ્ય પ્રાપ્ય આદિક પણ છો. (આ શ્લોકથી પાર્ષદોએ ભગવાનને વિષેજ પિત્રાદિ સર્વ ભાવો વર્ણવ્યા. આ બધો ઉપયોગી અર્થ *'पिताहमस्य जगतो माता धाता पितामहः' 'भूतानां योऽव्ययः पिता' 'माता पिता च माधवः' 'सुहृदं सर्वभूतानां' 'सर्वस्य प्रभुमीशानं सर्वस्य शरणं सुहृत्' 'निवासः शरणं सुहृत्' 'चराचरगुरुं हरिम्' 'ममाप्यखिललोकानां गुरुर्नारायणो गुरुः' 'तमिमं सर्वसम्पन्नमाचार्यं पितरं गुरुम्' 'पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान्' 'पतिं विश्वस्य आत्मेश्वरम्' 'पतिं पतीनां परमं परस्तात्'* ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓએ સુસ્પષ્ટ વર્ણવ્યો છે) ॥२६॥

## मूर्तिरुवाच–

**यत्सम्बन्धत एव यान्ति पदवीमुच्चां महद्भिर्नुतां स्त्रीशूद्रासुरनीचपक्षिपशवः पापात्मजीवा अपि। यद्धीना विबुधेश्वरा अपि भवन्त्यर्चोज्झितास्तत्क्षणं गोलोकाधिपतिं तमेव हृदये नित्यं भजे त्वामहम् ॥२७॥**

ધર્મપત્ની મૂર્તિ સ્તુતિ કરે છે—હે ભગવન્! જે તમારો આશ્રય કરવા માત્રથીજ પાપરૂપ સ્વભાવવાળા પણ જીવો–સ્ત્રિયો શૂદ્રો અસુરો અને તેથી પણ નીચ પશુપક્ષિઓ પણ બ્રહ્માદિ નારદાદિ મોટાઓએ પ્રશંસા કરેલી સર્વોત્કૃષ્ટ પદવી (તમારા ધામરૂપ) ને પામે છે. તમારા આશ્રયે રહિત મોટા મોટા દેવતાઓ પણ તત્ક્ષણ અપૂજ્ય સત્કારહીન થઈ જાય છે. આ રીતે સ્વાશ્રયના મહામહિમાવાળા ગોલોકાધિપતિ તમોનેજ હું નિત્ય

હૃદયમાં ધારીને ભજું છું. (આ શ્લોકથી ભગવાનના સંબન્ધવાળાઓનેજ (પણ બીજાઓને નહિ) મહાસુખની પ્રાપ્તિ કહી. આ અર્થ ગીતામાં 'मां हि पार्थ ! समाश्रित्य येऽपि स्युः पापयोनयः । स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥" આ વચનથી નિરૂપણ કર્યો છે) ॥૨૭॥

सावित्र्युवाच–

त्वं सर्गकाले प्रकृतिं च पूरुषं दृष्टया स्वयोत्था-
प्य ततस्तदात्मना । तत्त्वानि सृष्ट्वा महदादि-
मानि तैर्नैकान्विराजो बहुधा ससर्जिथ ॥२८॥
वैराजरूपेण जगद्विधातृतां स्वीकृत्य देवासुर-
मानुषोरगान् । त्वं स्थावरं जङ्गममीश ! नि-
र्ममे त्वामादिकर्तारमुपाश्रिताऽस्म्यहम् ॥२९॥

સાવિત્રી સ્તુતિ કરે છે—હે ઈશ ! સૃષ્ટિના પ્રારંભ સમયે તમો પોતાની દૃષ્ટિમાત્રથી પ્રકૃતિપુરૂષને પ્રેરીનેજ પછી તે પ્રકૃતિપુરૂષદ્વારા મહત્તત્ત્વાદિ તત્ત્વોને સર્જીને, તે તત્ત્વોએ કરીને બહુ પ્રકારના અનેક કોટી વિરાજ પુરુષોને (જેનો બ્રહ્માંડ વિગ્રહ છે) સર્જો છો. તે પછી તમો વૈરાજરૂપે કરીને જગદ્વિધાતાપણું (બ્રહ્મારૂપતા) સ્વીકારીને દેવો અસુરો માનવો સર્પો તથા સ્થાવર જંગમ સર્વેને પણ અનુક્રમે નિર્માણ કરો છે. આ હેતુથીજ સર્વેની અપેક્ષાએ આદિકર્તાપણે શાસ્ત્રમાં વર્ણવેલા એવા તમો તે તમારા શરણને હું પામી છું (આ શ્લોકથી ભગવાનનું સમષ્ટિવ્યષ્ટિ સર્વ સૃષ્ટિનું સર્જવારૂપ સામર્થ્ય કહ્યું) ॥૨૮-૨૯॥

दुर्गोवाच–

प्रियतयाधिकया हृदि चिन्तनं विदधते तव
ये भुवि ते विभो ! । न परमेष्ठिसुखं न दिवः
सुखं न कमयन्ति धरैकनरेशताम् ॥३०॥

प्रसभमर्पितमप्यतुलं त्वया सुखमिदं सम-
वाप्य च तत्र ते । तदपहाय न सक्तिकृतः
क्षणं तमु नमामि च सात्वतनायकम् ॥३१॥

દુર્ગા દેવી સ્તુતિ કરે છે—હે વિભો ! પૃથ્વીમાં જે ભક્તજનો નિરવધિક પ્રીતિથી હૃદયમાં પ્રત્યક્ષ તમારી મૂર્તિનું ધ્યાન કરે છે તે ધ્યાનકારી ભક્તો બ્રહ્માની પદવીને ઇચ્છતા નથી, ઇન્દ્રની પદવીને ઇચ્છતા નથી, સાર્વભૌમ પદવીને ઇચ્છતા નથી. વળી તમારા ચિંતન થકી બીજા સુખમાં નિસ્પૃહ એવા તે ભક્તો તમોએ બળાત્કારે અર્પેલા પણ અનુપમ બ્રહ્માદિ પદવીના સુખને નિષ્કંટક પામીને પણ, તમારૂં ચિંતન ત્યાગ કરીને તે સુખમાં ક્ષણકાળમાત્ર પણ આસક્ત થતા નથી. આવા નિરતિશય સુખના નિધિરૂપ અને ભાગવતોના નાયક એવા તમને હર્ષથી નમસ્કાર કરૂં છું (આ શ્લોકથી સુખસાગર ભગવાનના સપ્રેમ ચિંતનનો મહિમા કહ્યો. આ અર્થ "त्रिभुवनविभवहेतवेऽप्यकुण्ठस्मृतिरजितात्मसुरादिभिर्विमृग्यात् । न चलति भगवत्पदारविन्दाल्लवनिमिषार्धमपि यः स वैष्णवाग्र्यः ॥" ઇત્યાદિ વચનોથી ભાગવતમાં વર્ણવ્યો છે) ॥૩૦-૩૧॥

नद्य ऊचुः-

वरद ! नमनमात्रं नामसङ्कीर्तनं वा विदधति तव ये वै
ज्ञानतोऽज्ञानतो वा । जनिमृतियमभीतेस्तानपि त्राय-
माणं नरसखमुपयाताः सोऽद्य नारायणं त्वाम् ॥३२॥

નદીઓ સ્તુતિ કરે છે—હે વરદ ! જે જનો 'આ સાક્ષાત્ ભગવાન્ છે' એમ યથાસ્થિત જાણીને કે એમ નહિ જાણીને પણ, તમારા નામસંકીર્તનને કે નમનમાત્રને પણ કરે છે. તેવાને પણ વારંવાર આવતા જન્મ મરણના ભયથકી તથા યમદૂતોના ભય થકી રક્ષાને કરતા અને જીવોના પરમ સખા-પરમ હિત કરનારા શ્રીનારાયણ તમો તે તમારા શરણને અમો

પામી છીએ. (આ શ્લોકથી નામકીર્તન અને નમસ્કારનો મહિમા કહેવા દ્વારા ભગવાનની નિરવધિ દયાળુતા કહી. આ અર્થ 'नामोच्चारणमाहात्म्यं हरेः पश्यत पुत्रकाः । अजामिलोऽपि येनैव मृत्युपाशादमुच्यत ॥' 'एकोऽपि कृष्णस्य कृतः प्रणामो दशाश्वमेधावभृथेन तुल्यः । दशाश्वमेधी पुनरेति जन्म कृष्णप्रणामी न पुनर्भवाय ॥'' ઇત્યાદિ વચનોથી બહુધા વર્ણવ્યો છે) ॥૩૨॥

देवपत्न्य ऊचुः-

भुवि धृताकृतेर्जन्ममङ्गलं चरितमद्भुतं लोकपावनम् ।
भवति निर्गुणं सर्वमेव ते भवसि निर्गुणं ब्रह्म यत्परम् ॥३३॥

तव समाश्रयात्तामसा जना अपि च राजसाः
सात्त्विकाश्च ये । ननु भवन्ति ते निर्गुणा-
स्ततो वयमुपास्महे त्वां हि निर्गुणम् ॥३४॥

દેવપત્નીઓ સ્તુતિ કરે છે—હે ભગવન્ ! ભૂમિઉપર દેવ નરાદિ નાટ્યને ધરનારા આપ ભગવાનનું. જે જન્મ તે મંગળ-સર્વ જનોના નિઃશ્રેયસને કરનારૂં છે. તમારૂં જે ચરિત્ર છે તે સર્વ કોઈ જનોને આશ્ચર્ય ઉપજાવનારૂં અને સર્વને પાવન કરનારૂં છે. તમારા સંબન્ધને પામેલું જે વસ્ત્ર વિભૂષણ વાહન વિગેરે છે તે સર્વે પણ નિર્ગુણ થઈ જાય છે. કેમ કે જે નિર્ગુણ-પ્રાકૃતગુણે વર્જીત, દિવ્યમનોહર વિગ્રહવાળું પરંબ્રહ્મ તત્વ શાસ્ત્રોમાં વર્ણવ્યું છે તે બીજું કોઈ નહિ પણ તમોજ છે, આવા તમારા સંબન્ધને લીધે સર્વપણ નિર્ગુણ થઈ જાય એમાં આશ્ચર્ય નથી. વળી જે સત્ત્વપ્રધાન કે રજઃપ્રધાન કે તમઃપ્રધાન એવાપણ જનો જો તમારો સમ્યક્-કાય વાણી મનથી આશ્રય કરે છે તો નિશ્ચે નિર્ગુણ-ત્રિગુણરહિત બ્રહ્મરૂપ થઈ જાય છે. માટે અમો નિર્ગુણ-પ્રાકૃત ગુણે રહિત, સદૈવ દિવ્યમૂર્તિ એવા આપનુંજ એક ઉપાસન કરીએ છીએ. (આ શ્લોકથી ભગવાનનું અને તેમના

સંબન્ધમાં આવેલા સર્વેનું નિર્ગુણપણું પ્રતિપાદન કર્યું છે. આ અર્થ 'यस्मिन्वैरानुबन्धेन रूढेन विबुधेतराः। त्रैगुण्यं दुस्त्यजं हित्वा सद्यो यातास्तदात्मताम्'' ઇત્યાદિ વચનોથી વર્ણવ્યો છે ) ॥૩૩-૩૪॥

ऋषिपत्न्य ऊचुः-

आर्तानामुरुवृजिनैस्त्रिधा च तापैः सर्वापत्प्रशमन-
मेकमेव विष्णोः। पादाब्जं तव भवतीति तद्वयं
वै प्राप्ताः स्मः शरणमनन्त! देवदेव! ॥३५॥

ઋષિપત્નીઓ સ્તુતિ કરે છે—હે અનંત! (જેના સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરેનો અંત-અવધિ નથી એવા) હે દેવદેવ! પોતાનાં બહુ પ્રકારનાં અનવધિ પાતકોએ કરીએ અને અધ્યાત્મ આદિક ત્રણ પ્રકારના તીવ્ર તાપોએ કરીને અપાર પીડાને પામેલા જીવોને, સમસ્ત પાપ તાપને નાશ કરનારૂં, વિષ્ણુ-સર્વાન્તર્યામી તમારૂં એક ચરણારવિંદજ છે. તમારા ચરણારવિંદના ઉપાસનથીજ પાપ તાપની પ્રશાન્તિ થાય છે. આ થકી બીજો કોઈ સુકર સફળ સુંદર સરસ ઉપાય નથી. માટે શરણ-શરણાગતોના સંરક્ષણને કરનારા આપના ચરણારવિંદને પામીછીએ. આ થકી બીજુ કોઈ અમારે શરણ છેજ નહિ. (આ શ્લોકથી સમસ્ત દુઃખ દુરિતને હરનારૂં ભગવાનનું ચરણારવિંદ કહ્યું) ॥૩૫॥

पृथिव्युवाच-

पूर्णशारदसुधाकराननं शारदाब्जदलदीर्घलोचनम्।
श्रीवियोगबहुधार्तिमोचनं वासुदेवमहमेकमाश्रये ॥३६॥

પૃથ્વી દેવી સ્તુતિ કરે છે—હે ભગવન્! શરદઋતુના સંપૂર્ણ ચંદ્રમા જેવું શાન્ત આહ્લાદદાયિ સુંદર મુખ જેમનું છે, શરદઋતુમાં સૂર્યે પ્રફુલ્લિત કરેલા કમળપત્ર જેવાં દીર્ઘ નિર્મળ શાંત નેત્ર જેમનાં છે, લક્ષ્મીના વિયોગે કરીને અનેક પ્રકારની પીડાને પામેલા જીવોને તે પીડા થકી મુક્ત કરનારા એવા વાસુદેવ એક

તમારા શરણને હું પામી છું. (આ શ્લોકથી ભગવાનના આશ્રયની સર્વને પ્રથમ અપેક્ષા જણાવી) ॥૩૬॥

सरस्वत्युवाच–

नयने ममाच्युत! तवातिसुन्दरे मुखशीतरोचिषि चकोरतां गते । न हि गच्छतोऽन्यत इतीयमेव मे हृदि मूर्तिरस्तु सततं नहीतरा ॥३७॥

સરસ્વતી સ્તુતિ કરે છે—હે અચ્યુત! મારાં નેત્રો દિવ્યમૂર્તિ તમારા સુંદર મુખચંદ્રમાં ચકોર પક્ષીની પેઠે અતિશય આસક્તિને એવાં પામો કે બીજા પ્રાકૃત વિષયમાં કયારેપણ જાયજ નહિ. એક તમારા મુખચંદ્રમાંજ આસક્ત થઈ રહે. માટે આજ મૂર્તિ-જે તમારી આકૃતિ તે મારા હૃદયમાં નિરંતર નિવાસ કરી રહો. એટલુંજ નહિ પણ તમારા થકી અન્ય આકૃતિ મારા હૃદયમાં કયારેય નજ પ્રવેશ કરો. (આ શ્લોકથી સરસ્વતીએ પોતાના હૃદયમાં ભગવન્મૂર્તિના નિવાસની પ્રાર્થના કરી) ॥૩૭॥

स्कन्द उवाच–

इति स्तुतोऽखिलैर्देवैः सोऽभिनन्द्य दृशैव तान् ।
प्राह श्रियं शुभे! पश्य देवादींस्त्वमिमानिति ॥३८॥

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને! આ પ્રકારે સમગ્ર દેવોએ પૃથક્ પૃથક્ સ્તુતિ કરેલા વિષ્ણુ ભગવાન્, પોતાના કૃપાકટાક્ષથીજ દેવોને હર્ષ પમાડીને, લક્ષ્મી પ્રત્યે બોલ્યા. શું બોલ્યા? તો હે શુભે! તમો આ લક્ષ્મીરહિત દુઃખી દેવાદિકની સામુ જુવો ॥૩૮॥

ततः समीक्षिताः प्रीत्या तया मधुरया दृशा ।
त्रिलोकीवासिनः सर्वे ऋद्धा आसन्यथा पुरा ॥३९॥

પતિ વિષ્ણુ ભગવાને આવી આજ્ઞા કર્યા પછી ભગવતી લક્ષ્મીએ પ્રીતિપૂર્વક મધુર દષ્ટિથી નિરીક્ષણ કરવાથીજ ત્રિલોકીવાસી સુરનરાદિ સર્વે પણ યથાપૂર્વ સમૃદ્ધિવાળા થઈ ગયા ॥૩૯॥

लेभिरे स्वस्वर्द्धिं ते गृहिणस्त्यागिनोऽपि च ।
धर्मादयश्च सानन्दं प्रचरन्ति स्म पूर्ववत् ॥४०॥

આ અર્થને સ્પષ્ટ કહે છે—જે ગૃહીઓ તથા ત્યાગિઓ હતા તેઓ પોત પોતાના વર્ણાશ્રમને ઉચિત એવી સમૃદ્ધિને પામ્યા. અને જે ધર્મ તથા તેના વંશના જ્ઞાનાદિક હતા તે આનંદ પૂર્વક યથાપૂર્વ સુરનરાદિકમાં વર્તવા લાગ્યા ॥૪૦॥

तस्याः श्रियश्च भगवान्ददौ स्थानमुरः स्वकम् ।
तत्र स्थित्वैव सा व्यापत्त्रैलोक्यं सम्पदात्मना ॥४१॥

ભગવાન્ શ્રીહરિએ પોતાવિષે અનન્ય નિષ્ઠાવાળાં લક્ષ્મીજીને પોતાના વક્ષઃસ્થળમાં નિત્ય નિવાસ આપ્યો. સ્વયં લક્ષ્મીજી ભગવાનના વક્ષઃસ્થળમાં રહીનેજ ત્રિલોકીમાં સંપત્તિરૂપે વ્યાપીને રહ્યાં ॥૪૧॥

ततो रत्नाकरः स्वस्माच्छ्रीजनेरनुभावतः ।
बभूवान्वर्थसंज्ञो वै सम्पूर्णाक्षयरत्नवान् ॥४२॥

આ પ્રકારે લક્ષ્મીનારાયણના વિવાહોત્સવની સમાપ્તિ થતાં, સમસ્ત રત્નોની ઉત્પત્તિના સ્થાનભૂત હોવાથી રત્નાકર નામથી વિખ્યાતિને પામેલો સમુદ્ર, પોતાથકી લક્ષ્મીજીના પ્રાદુર્ભાવરૂપ પોતાના મહિમાના પ્રકાશને લીધે સંપૂર્ણ અક્ષય રત્નવાળો, માટેજ સાર્થક સંજ્ઞાવાળો નિશ્ચે થયો ॥૪૨॥

चतुर्विधैर्बहुरसैः सदन्नैरमृतोपमैः ।
सर्वान्समागतांस्तत्र तर्पयामास सादरम् ॥४३॥
अनर्घ्याणि च वस्त्राणि रत्नभूषाः परिच्छदान् ।
देवादिभ्यो ददौ प्रीत्या सर्वेभ्योऽपि पृथक्पृथक् ॥४४॥
जामातुस्तुष्टये स्वस्य तदीयेभ्यस्तदाम्बुधेः ।
नासीत्किमप्यदेयं वै धनवद्धनवर्षिणः ॥४५॥

રત્નાકરપણાનું ફળ કહે છે—આ રત્નાકર સમુદ્રે બહુ મધુર રસવાળાં, માટેજ જેને અમૃતનીજ ઉપમા છે એવાં ભક્ષ્ય ભોજ્ય લેહ્ય ચોષ્ય આ ચાર પ્રકારનાં શ્રેષ્ઠ અન્નોવડે વિવાહોત્સવમાં આવેલા દેવાદિ સર્વેકોઇને પણ આદરપૂર્વક યથેષ્ટ તૃપ્ત કર્યા. કેવળ ભોજનમાત્રથી તૃપ્ત કર્યા એટલુંજ નહિ પણ ત્યાં આવેલા દેવાદિ સર્વેકોઇને પણ પ્રીતિપૂર્વક અમૂલ્ય વસ્ત્રો, રત્નાભરણો અને બીજાં પણ બહુ પાત્રાદિ ભોગોપકરણો પણ પૃથક્ પૃથક્ આપ્યાં. કેવળ દેવાદિકને જ આપ્યું એમ નહિ, પરંતુ પોતાના જામાતા ભગવાનની પ્રસન્નતા માટે મેઘ જેમ ધારાથી જળને વર્ષે છે તેમ ધનને વર્ષાવનારા રત્નાકરને તે સમયે તદીય-ભગવાનના ભક્ત ધર્માદિકને ન આપવા યોગ્ય કાંઇપણ ન હતું. કિંતુ સર્વે પણ દેય હતું. કેવળ રત્નાકર નામમાત્ર રાખીને સર્વસ્વ યથેષ્ટ આપી દીધું ॥૪૩-૪૫॥

**भगवानपि तद्दत्तं यौतकं च धनं बहु ।**
**ब्राह्मणेभ्यः प्रदायैव श्रिया सह तिरोदधे ॥४६॥**

પૂર્ણકામ ભગવાન પણ રત્નાકરે વરવધૂની પહેરામણી નિમિત્તથી જે બહુ ધન આપ્યું હતું તે પ્રિયતમ બ્રાહ્મણોને આપી દઇનેજ લક્ષ્મીજી સાથે અંતર્ધાન થઈ ગયા ॥૪૬॥

**लक्ष्मीनारायणाभ्यां ते भृशमानन्दिताः सुराः ।**
**इन्द्रादयो दिवं जग्मुः स्वं स्वं धामापरे ययुः ॥४७॥**

લક્ષ્મીજી અને નારાયણે અત્યંત આનંદિત કરેલા ઇન્દ્રાદિ દેવો સ્વર્ગમાં ગયા અને બીજા ઋષ્યાદિ જનો પોતપોતાને સ્થાનકે ગયા ॥૪૭॥

**अधिकारं च सम्प्राप्य यथापूर्वं निजं निजम् ।**
**सर्वेऽपि सुखिनो जाताः प्रसादात्कमलापतेः ॥४८॥**

સર્વે કોઈ પણ જનો લક્ષ્મીપતિ ભગવાનના પ્રસાદથી યથાપૂર્વ-દુર્વાસાઋષિના શાપ પહેલાં જેવો અધિકાર હતો તેવા અધિકારને પામીને અત્યંત સુખીયા થઈ ગયા ॥૪૮॥

मन्दरं च गिरिं तार्क्ष्यः पुनर्भगवदाज्ञया ।
स्वस्थानं समुपानीय स्थापयामास लीलया ॥४९॥

ગરૂડજીએ ભગવાનની આજ્ઞાથી ફરીથી મંદરાચળને લીલામાત્રમાં સ્વસ્થાને લઈ જઇને તેના પૂર્વસ્થિત ખાડામાં સ્થાપન કરી દીધો ॥૪૯॥

एवमिन्द्रेण ब्रह्मर्षे ! नष्टा ब्राह्मणशापतः ।
उपलब्धा पुनः सम्पन्नारायणप्रसादतः ॥५०॥

હે બ્રહ્મર્ષે ! આ રીતે ઇન્દ્ર દેવે દુર્વાસા બ્રાહ્મણના શાપથી નષ્ટ થએલી સંપત્તિ લક્ષ્મીનારાયણના અનુગ્રહથી ફરીથી પ્રાપ્ત કરી હતી ॥૫૦॥

य एतां श‍ृणुयात्पुण्यां कथां भगवतो मुने ! ।
कीर्तयेत्प्रयतो वापि सम्पदं प्राप्नुतो हि तौ ॥५१॥

હે મુને ! ભગવાન્ શ્રીલક્ષ્મીનારાયણના મહિમાના સંબન્ધવાળી આ પવિત્ર કથાને જે જન નિયમતત્પર થઇને સાંભળે અથવા કીર્તન કરે તો તે શ્રોતા વક્તા બન્નેય જનો નિશ્ચે અભીષ્ટ સંપત્તિને પામે ॥૫૧॥

गृहिणां धनसिद्धिः स्यात्त्यागिनां च यथेप्सिता ।
भक्तिज्ञानविरागादेर्भवेत्सिद्धिरनेन वै ॥५२॥

આ અર્થને સ્પષ્ટપણે કહે છે—આ પાવન કથાના શ્રવણકીર્તનાદિકથીજ ગૃહસ્થોને ધનસિદ્ધિ થાય અને ત્યાગીઓને યથેપ્સિત ભક્તિ જ્ઞાન વૈરાગ્યાદિકની સિદ્ધિ નિશ્ચે થાય ॥૫૨॥

इति ते कथितं ब्रह्मन्यथेन्द्रः प्राप सम्पदम् ।
नारदोऽपि यथा श्वेतं द्वीपं स गतवानृषिः ।
तत्ते सर्वं प्रवक्ष्यामि श‍ृणुष्वैकेन चेतसा ॥५३॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये लक्ष्मीनारायणस्तुतिनिरूपणनामा पञ्चदशोऽध्यायः ॥१५॥

હે બ્રહ્મન્ ! દેવેન્દ્ર જે રીતે નષ્ટ થએલી સંપત્તિને પામ્યો તે સમગ્ર વૃત્તાંત તમને કહી સંભળાવ્યું. મેરૂશિખરમાં રહેલા નારદઋષિ પણ જેરીતે શ્વેતદ્વીપ ધામને પામ્યા તે સર્વ તેમનું આખ્યાન તમને હું હવે કહીશ. તેને તમો એકાગ્ર મનથી સાંભળો ॥૫૩॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે લક્ષ્મીનારાયણસ્તુતિનિરૂપણનામા પંચદશોઽધ્યાયઃ ॥૧૫॥

---

स्कन्द उवाच-

मेरुशृङ्गसमारूढो नारदो दिव्यया दृशा ।
श्वेतद्वीपं च तत्रस्थान् पश्यन् मुक्तान् सहस्रशः ॥१॥
वासुदेवे भगवति दृष्टिमाबद्ध्य तत्क्षणम् ।
उत्पपात महायोगी सद्यः प्राप च धाम तत् ॥२॥

[1]અધ્યાય ૧૬ મો.

(આ પ્રકારે બાર અધ્યાયોથી ઉપોદ્‌ઘાતકથા (પ્રાસંગિક) વર્ણવીને, હવે પ્રકૃત (ચાલુ) કથાને વર્ણવે છે)

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને ! મેરૂપર્વતના શિખર ઉપર આવી રહેલા નારદમુનિ દિવ્ય દૃષ્ટિથી શ્વેતદ્વીપ અને તેમાં રહેલા હજારો મુક્તોને દૂરથી દેખતાં, ભગવાન્ વાસુદેવ વિષે પોતાની દૃષ્ટિને બાંધીને, મહાયોગી હોવાથી તેજ ક્ષણમાં ઉડ્યા તે તત્કાળ શ્વેતદ્વીપ ધામને પામ્યા ॥૧-૨॥

प्राप्य श्वेतं महाद्वीपं नारदो हृष्टमानसः ।
ददर्श भक्तांस्तानेव श्वेतांश्चन्द्रप्रभान् शुभान् ॥३॥

શ્વેત નામના મહાદ્વીપને પામીને મનમાં મહા હર્ષને પામેલા નારદમુનિ ત્યાં રહેલા, પ્રથમ જેમનાં વિલક્ષણ લક્ષણો કહેવામાં

---

૧ આ અધ્યાયમાં નારદજીનું શ્વેતદ્વીપધામ પ્રત્યે જવું અને ત્યાંથી ગોલોક ધામમાં જવું અને ધામનું વર્ણન વિગેરે કથા સવિસ્તર કહી છે.

આવ્યાં છે, ચંદ્રની પ્રભા જેવી શરીરપ્રભાવાળા, શુભ એવા શ્વેત નામના ભક્ત મુક્તોનાં દર્શન પામ્યા ॥૩॥

पूजयामास शिरसा मनसा तैश्च पूजितः ।
दिदृक्षुर्ब्रह्म परमं स च कृच्छ्रपरः स्थितः ॥४॥

દર્શન પામતાં નારદજીએ મુક્તોને મસ્તકથી પ્રણામ કર્યા. અને પ્રણામ કરતા નારદજીની મુક્તોએ મનથી પૂજા કરી. આ રીતે પરસ્પર ઉચિત સત્કારવિધિ થઈ રહ્યા પછી, પરંબ્રહ્મ શ્રીકૃષ્ણનાં સાક્ષાત્ દર્શન પામવાની ઉત્કટ ઇચ્છાવાળા હોવાથી નારદજી કૃચ્છ વ્રતપરાયણ થઈ રહ્યા. એટલે એક પગે ઉભા રહીને તપકરતાથકા ભગવાનના મંત્રને મનથી સતત જપવા લાગ્યા ॥૪॥

भक्तमेकान्तिकं विष्णोर्बुद्ध्वा भागवतास्तु ते ।
तमूचुस्तुष्टमनसो जपन्तं द्वादशाक्षरम् ॥५॥

પરમ ભાગવત શ્વેતમુક્તો તો 'ॐ નમો ભગવતે વાસુદેવાય' આ દ્વાદશાક્ષર વાસુદેવ મંત્રને નિરંતર જપતા નારદમુનિને વિષ્ણુ-ભગવાનના એકાંતિક ભક્ત જાણીને, તેમની ઉપર મનમાં બહુ પ્રસન્ન થઈને બોલ્યા ॥૫॥

श्वेतमुक्ता ऊचुः–

मुनिवर्य ! भवान् भक्तः कृष्णस्यास्ति यतोऽत्र नः ।
दृष्टवान् देवदुर्दृश्यान्किमिच्छन्नथ तप्यति ॥६॥

શ્વેતમુક્તો કહે છે—હે મુનિવર્ય ! તમો શ્રીકૃષ્ણના મહા ભક્ત છો. આ કારણથીજ દેવતાઓને પણ જેમનાં દર્શન દુર્લભ છે એવા અમારાં દર્શન પામ્યા છો. અમારાં દર્શન ભગવદ્ભક્ત વિના બીજાઓને થતાં નથી. અમારાં દેવદુર્લભ દર્શન પામ્યા છો તથાપિ તમારે એવી શી ઉત્કટ ઇચ્છા છે ? કે જેથી આવા ઉગ્ર તપમાં પ્રવર્ત્યા છો ॥૬॥

नारद उवाच-

भगवन्तं परं ब्रह्म साक्षात्कृष्णमहं प्रभुम् ।
द्रष्टुमुत्कोऽस्मि भक्तेन्द्रास्तं दर्शयत तत्प्रियाः ॥७॥

આ રીતે શ્વેતમુક્તોએ પુછેલા નારદજી હવે કહે છે-હે મહાભક્તો! હું પરંબ્રહ્મ પરમાત્મા મહાપ્રભુ શ્રીકૃષ્ણ ભગવાનનાં સાક્ષાત્ દર્શન કરવાની ઉત્કટ ઉત્કંઠાવાળો છું. અને તમો ભગવાનને અત્યંત વહાલા છો. તો બ્રહ્મધામમાં રહેલા ભગવાનનાં મને દર્શન કરાવો ॥૭॥

स्कन्द उवाच-

तदैकः श्वेतमुक्तस्तु कृष्णेन प्रेरितो हृदि ।
एहि ते दर्शये कृष्णमित्युक्त्वा पुरतोऽभवत् ॥८॥

કાર્તિક સ્વામી કહે છે—હે મુને! આ પ્રકારે નારદજીએ સવિનય કહેલા, શ્રીકૃષ્ણભગવાને હૃદયમાં પ્રેરણા કરેલા એક શ્વેતમુક્ત, 'હે નારદ! તમો મારી સાથે આવો, હું તમને ભગવાન્ શ્રીકૃષ્ણનાં સાક્ષાત્ દર્શન કરાવું' એમ કહીને નારદજીની આગળ ચાલ્યો ॥૮॥

प्रहृष्टो नारदस्तेन साकमाकाशवर्त्मना ।
पश्यन् धामानि देवानां तत ऊर्ध्वं ययौ मुनिः ॥९॥

કૃષ્ણદર્શનની પ્રતીતિને લાવનારૂં શ્વેતમુક્તનું વચન સાંભળવાથી મનમાં બહુ હર્ષિત થએલા નારદમુનિ આગળ થએલા શ્વેતમુક્તની સાથે આકાશમાર્ગે કરીને દેવોનાં ધામોને જોતા જોતા તે ધામોથકી ઊર્ધ્વ (ઉપર) ચાલ્યા ॥૯॥

सप्तर्षींश्च ध्रुवं दृष्ट्वाऽनासक्तः कुत्रचित्स च ।
महर्जनतपोलोकान् व्यतीयाय द्विजोत्तम ! ॥१०॥

હે દ્વિજોત્તમ! ઊર્ધ્વ ચાલેલા નારદજી સપ્તર્ષિમંડળ તથા ધ્રુવ મંડળને દેખીને, કોઈપણ સ્થાનોમાં લેશથી પણ આસક્તિને નહિ

પામતા થકા મહર્લોક જનલોક તપલોક આ ત્રણ લોકોને ઉલ્લંઘન કરીને તેથી ઉપર ચાલ્યા ॥૧૦॥

ब्रह्मलोकं ततो दृष्ट्वा श्वेतमुक्तानुगो मुनिः ।
कृष्णस्यैवेच्छयाध्वानं प्रापाष्टावरणेष्वपि ॥११॥

શ્વેતમુક્તની પાછળ પાછળ જતા નારદજી ત્યાંથી સત્યલોકને જોઇને, ત્યાંથી આગળ આવતાં ભૂમિઆદિક અષ્ટ આવરણોમાં પણ પોતાને જવાના યોગ્ય માર્ગને શ્રીકૃષ્ણનીજ ઇચ્છાથી પામ્યા ॥૧૧॥

भूम्यप्तेजोनिलाकाशाहंमहत्प्रकृतीः क्रमात् ।
क्रान्त्वा दशोत्तरगुणाः प्राप गोलोकमद्भुतम् ॥१२॥

કયાં આવરણો? તો પૃથ્વી જળ તેજ વાયુ આકાશ અહંકાર મહત્તત્વ અને પ્રકૃતિ, આ અનુક્રમે એક એક થકી ઉત્તરોત્તર દશ દશ ઘણાં અધિક અષ્ટ આવરણોને અતિક્રમ કરીને, અદ્ભુત ગોલોકને સમીપે પહોચ્યા ॥૧૨॥

धाम तेजोमयं तद्धि प्राप्यमेकान्तिकैर्हरेः ।
गच्छन् ददर्श विततामगाधां विरजां नदीम् ॥१३॥

શ્રીહરિના એકાંતિક ભક્તોએજ એક પ્રાપ્ય એવા તેજોમય ગોલોકધામ પ્રત્યે જતાં, નારદજી પ્રથમ 'स आगच्छति विरजां नदीं तां मनसात्येति' આ શ્રુતિએ વર્ણવેલી, અગાધ જળ જેમાં છે, બહુ વિશાળ એવી વિરજા નદીના દર્શનને પામ્યા ॥૧૩॥

गोपीगोपगणस्नानधौतचन्दनसौरभाम् ।
पुण्डरीकैः कोकनदै रम्यामिन्दीवरैरपि ॥१४॥

કેવી વિરજા? તો ભગવદ્ભક્ત ગોપ ગોપીઓના ગણોના સ્નાનથી ધોવાએલા ચંદનને લીધે બહુ સુગંધવાળી, શ્વેત રક્ત શ્યામ આદિક અનેક જાતિનાં કમળોવડે અતિ રમણીય છે ॥૧૪॥

तस्यास्तटं मनोहारि स्फटिकाश्ममयं महत् ।
प्राप श्वेतहरिद्रक्तपीतसन्मणिराजितम् ॥१५॥

कल्पवृक्षालिभिर्जुष्टं प्रवालाङ्कुरशोभितम् ।
स्यमन्तकेन्द्रनीलादिमणीनां खनिमण्डितम् ॥१६॥
नानामणीन्द्रनिचितसोपानततिशोभनम् ।
कूजद्भिर्मधुरं जुष्टं हंसकारण्डवादिभिः ॥१७॥
वृन्दैः कामदुघानां च गजेन्द्राणां च वाजिनाम् ।
पिबद्भिर्निर्मलं तोयं राजितं स व्यतिक्रमत् ॥१८॥

આવી દિવ્ય વિરજાનદીના તટને નારદજી પામ્યા. કેવો તટ? તો પ્રધાનપણે સ્ફટિક મણિઓવડે રચેલો, અતિશય દીર્ઘ, શ્વેત હરિત (લીલા) રક્ત પીત આદિક શ્રેષ્ઠ શ્રેષ્ઠ મણિઓથી વિરાજમાન, માટેજ સર્વેના મનને આકર્ષણ કરનારો છે. વળી કલ્પવૃક્ષોની લાંબી પંક્તિઓથી વીંટાએલો, પ્રવાલ જે વિદ્રુમવેલી તેના નવાંકુરોથી સુશોભિત, સ્યમંતક ઇન્દ્રનીલ આદિક મણિઓની ખાણોથી શોભાયમાન, નાના પ્રકારના ઉત્તમ મણિઓથી જડેલી પગથીયાંની પંક્તિઓએ કરીને વિરાજમાન, દીર્ઘ મધુર શબ્દોને કરતા કામદુઘા ગાયો ગજેન્દ્રો અને અશ્વેન્દ્રોનાં વૃન્દોથી વિટાએલો, આવી અનેકવિધ શોભાએ સંપન્ન એવા તટને નારદજી ઉલ્લંઘન કરી ગયા ॥૧૫-૧૮॥

उत्तीर्याथ धुनीं दिव्यां तत्क्षणादीश्वरेच्छया ।
तद्धामपरिखाभूतां शतशृङ्गागमाप सः ॥१९॥

તટને ઉલ્લંઘન કર્યા પછી નારદમુનિ ગોલોક ધામને ચારે બાજુ ગોળાકાર વીંટાએલી હોવાથી તેની ખાઇભૂત એવી દિવ્ય વિરજા નદીને ભગવાનની ઇચ્છાથી સહજમાં ઉતરી જઇને, શતશૃંગ નામના અચળને પામ્યા ॥૧૯॥

हिरण्मयं दर्शनीयं कोटियोजनमुच्छ्रितम् ।
विस्तारे दशकोट्यस्तु योजनानां मनोहरम् ॥२०॥

सहस्रशः कल्पवृक्षैः पारिजातादिभिर्द्रुमैः ।
मल्लिकायूथिकाभिश्च लवङ्गैलालतालिभिः ॥२१॥
स्वर्णरम्भादिभिश्चान्यैः शोभमानं महीरुहैः ।
दिव्यैर्मृगगणैर्नागैः पक्षिभिश्च सुकूजितैः ॥२२॥

કેવો શતશૃંગાચળ? તો હિરણ્મય, માટેજ દર્શનીય, એક કોટી યોજન ઉંચાઈવાળો, દશ કોટી યોજન વિસ્તારવાળો અને મનોહર છે. વળી કેવો? તો દિવ્ય અપરિમિત કલ્પવૃક્ષો, પારિજાતાદિ બીજા વૃક્ષો, મોગરો જુઈ આદિક વેલીઓ, લવીંગ એલાયચી આદિક લતાઓની પંક્તિઓ અને સોનેરી કેળો આદિક બીજાપણ બહુ વૃક્ષોવડે તથા મૃગગણો ગજગણો અને મધુર શબ્દને કરતા પક્ષિગણોએ કરીને બહુ શોભાયમાન છે ॥૨૦-૨૨॥

दुर्गायितस्य तद्धाम्नस्तस्य रम्येषु सानुषु ।
मनोज्ञान् विततानैक्षद्भगवद्रासमण्डपान् ॥२३॥

આવા શતશૃંગને પામ્યા પછી, ગોલોક ધામને કોટની પેઠે ચોગરદમ વીંટાઇને રહેલા તે આ શતશૃંગપર્વતનાં રમણીય સાનુઓમાં (પર્વત ઉપરની સપાટ પૃથ્વી) ભગવાનને રાસ રમવાના રમણીય વિશાળ રાસમંડપો નારદજીના જોવામાં આવ્યા ॥૨૩॥

वृत्तानुद्यानततिभिः फुल्लपुष्पसुगन्धिभिः ।
कपाटै रत्ननिचितैश्चतुर्द्वारसुशोभनान् ॥२४॥
चित्रतोरणसम्पन्नै रत्नस्तम्भैः सहस्रशः ।
जुष्टांश्च कदलीस्तम्भैर्मुक्तालम्बैर्वितानकैः ॥२५॥
दूर्वालाजाक्षतफलैर्युक्तान् माङ्गलिकैरपि ।
चन्दनागुरुकस्तूरीकेसरोक्षितचत्वरान् ॥२६॥
सुश्राव्यवाद्यनिनदैर्हृद्यान् बहुविधैरपि ।
तेषु यूथानि गोपीनां कोटिशः स ददर्श ह ॥२७॥

કેવા રાસમંડપો? તો પ્રફુલ્લિત પુષ્પોના સુગંધવાળા બાગબગી-ઓની પંક્તિઓથી વીંટાએલા અને રત્નજડિત કમાડાંથી એક એકનાં ચાર ચાર દ્વારો જેનાં અતિશય શોભાયમાન છે. વળી વિચિત્ર તોરણોએ યુક્ત એવા રત્નસ્તંભો તથા કદલીસ્તંભો તથા મોતીઓના લટકતા ગુચ્છોવાળા ઉલ્લોચોથી વિરાજમાન છે. વળી ધરો, ધાણી, અક્ષત ફળ આદિક માંગલિક પદાર્થોએ યુક્ત અને ચંદન અગુરૂ કસ્તુરી કેસર આદિક સુગન્ધિ પદાર્થોથી જેનાં આંગણાં ચોકો છાંટી દીધાં છે એવા છે. વળી જેના મધુર સ્વરો સાંભળવાલાયક છે એવાં વિવિધ વાદ્યોના નાનાવિધ નાદોએ કરીને પણ સર્વના હૃદયને અત્યંત પ્રીતિ ઉપજાવનારા છે. આવાં વિશેષણોએ વિશિષ્ટ રાસમંડપો નારદજીના જોવામાં આવ્યા. આ પછી આવા મંડપોમાં ગોપીઓનાં કોટી વૃન્દો સ્પષ્ટ જોવામાં આવ્યાં ॥૨૪-૨૭॥

अनर्घ्यवासोभूषाभिः सद्रत्नमणिकङ्कणैः ।
काञ्ची नूपुरकेयूरैः शोभितान्यङ्गुलीयकैः ॥२८॥
तारुण्यरूपलावण्यैः स्वरैश्चाप्रतिमानि हि ।
राधालक्ष्मीसवर्णानि शृङ्गारिककराणि च ॥२९॥
भोगद्रव्यैर्बहुविधैर्मण्डपेषु युतेषु च ।
विलसन्ति च गायन्ति मनोज्ञाः कृष्णगीतिकाः ॥३०॥

કેવાં ગોપીવૃન્દો? તો જે અમૂલ્ય વસ્ત્રો અને અલંકારો તથા શોભાયમાન રત્નો અને મણિઓથી જડેલાં કંકણો (હસ્તભૂષણો) તથા કટિમેખળા નૂપુર બાજુબંધ વીંટીઓ આદિકે કરીને નિરતિશય શોભાયમાન છે. વળી જેનું તારૂણ્ય, (યુવા વય) રૂપ, (શરીરસૌન્દર્ય) લાવણ્ય અને સ્વરની સાથે જેને કોઇની ઉપમાજ નથી એવાં અનુપમ અને રાધાલક્ષ્મીને સમાન શરીરવર્ણવાળાં અને ચંદન પુષ્પાદિ શૃંગારિક પૂજા પદાર્થોથી ભરેલાં પાત્રોને હાથમાં ધારી રહેલાં છે. વળી જે નાનાપ્રકારના ભોગપદાર્થોએ યુક્ત એવા રાસમંડપોમાં વિરાજતાં અને શ્રીમહાપ્રભુ શ્રીકૃષ્ણનાં

મનોહર ગાયનોચિત પદોને ગાવામાં તત્પર છે. આવાં ગોપીઓનાં અનેક વૃન્દો નારદજીના જોવામાં આવ્યાં ॥૨૮–૩૦॥

उपत्यकासु तस्माद्रेरथ वृन्दावनाभिधम् ।
वनं महान्तमद्राक्षीत्सावर्णे ! नारदो मुनिः ॥३१॥

હે સાવર્ણિમુને ! ગોપીવૃંદોનું દર્શન થયા પછી, નારદમુનિને શતશૃંગાચળની તળેટીમાં વૃંદાવન નામનું મોટું વન દિવ્ય જોવામાં આવ્યું ॥૩૧॥

कृष्णस्य राधिकायाश्च प्रियं तत्क्रीडनस्थलम् ।
कल्पद्रुमालिभी रम्यं सरोभिश्च सपङ्कजैः ॥३२॥
आम्रैराम्रातकैर्नीपैर्बदरीभिश्च दाडिमैः ।
खर्जूरीपूगनारङ्गैर्नालिकेरैश्च चन्दनैः ॥३३॥
जम्बूजम्बीरपनसैरक्षोडैः सुरदारुभिः ।
कदलीभिश्चम्पकैश्च द्राक्षाभिः स्वर्णकेतकैः ॥३४॥
फलपुष्पभरानम्रैर्नानावृक्षैर्विराजितम् ।
मल्लिकामाधवीकुन्दैर्लवङ्गैर्यूथिकादिभिः ॥३५॥

કેવું વૃંદાવન ? તો રાધિકાસહિત શ્રીકૃષ્ણને બહુ વહાલું, તેમને ક્રીડા કરવાના સ્થળભૂત, કલ્પવૃક્ષોની પંક્તિઓ અને કમળસહિત સરોવરોએ કરીને જે સુંદર છે. વળી આંબા, આમ્રાતક ( એક જાતના સુગન્ધિ આંબા ) નીપ બદરી દાડમ ખજુરી નારંગ નાલિકેર ચંદન જાંબુ લીંબોઈ ફનસ અખોડ દેવદાર ચંપા કેળો દ્રાક્ષ સુવર્ણકેતકી, ઈત્યાદિ ફળપુષ્પોના ભારથી નમી ગએલા નાનાવિધ વૃક્ષોથી વિરાજમાન તથા મલ્લિકા ( એક જાતનો મોગરો ) માધવી (જેને વાસતી લતા કહે છે) કુંદ ( એક જાતનો મોગરો) લવીંગ જુઈ આદિક લતાઓથી શોભાયમાન છે ॥૩૨–૩૫॥

मन्दशीतसुगन्धेन सेवितं मातरिश्वना ।
शतशृङ्गस्रुतैरार्द्रं निर्झरैश्च समन्ततः ॥३६॥

सदा वसन्तशोमाढ्यं रत्नदीपालिमण्डितैः ।
शृङ्गारिकद्रव्ययुतैः कुञ्जैर्जुष्टमनेकशः ॥३७॥
गोपानां गोपिकानां च कृष्णसङ्कीर्तनैर्मुहुः ।
गोवत्सपक्षिनिनदैर्नानाभूषणनिःस्वनैः ।
दधिमन्थनशब्दैश्च सर्वतो नादितं मुने ! ॥३८॥
फुल्लपुष्पफलानम्रनानाद्रुमसुशोभनैः ।
द्वात्रिंशता वनैरन्यैर्युक्तं पश्य मनोहरैः ॥३९॥

વળી મંદ શીતળ સુગન્ધિ એવો વાયુ જેમાં વાય છે અને શતશૃંગાચળમાંથી નીકળતાં નિઝરણોએ કરીને ચારે તરફ ભીનું છે. વળી વસંતઋતુની સઘળી શોભાએ સંપન્ન તથા રત્નદીપોની પંક્તિઓએ યુક્ત અને શ્રૃંગારિક પદાર્થોએ યુક્ત એવા અનેક કુંજે (ગુહાપ્રદેશો)વડે અતિશોભાયમાન છે. વળી હે મુને ! ગોપ ગોપિકાઓએ વારંવાર ગાન કરાતાં કૃષ્ણકીર્તનોના ધ્વનિઓ તથા ગાયો વત્સો અને પક્ષિઓના નાદો તથા ભગવાન્ અને તદ્ભક્તોએ ધારણ કરેલા નાનાવિધ આભૂષણોના શબ્દો અને દધિમંથન શબ્દોએ કરીને દશેય દિશામાં શબ્દાયમાન છે. વળી ફળ પુષ્પોના ભારે ભારથી બહુ નમી ગએલા નાનાવિધ વૃક્ષોએ કરીને શોભાયમાન અને જોનારા ભક્તજનોના મનને હરનારાં એવાં બીજાં મધુવન તાળવન વિગેરે બત્રીશ વનોથી વિંટાએલું વિશાળ છે. આવું વૃંદાવન નારદજીએ જોયું ॥૩૬-૩૯॥

तद्वीक्ष्य हृष्टः स प्राप गोलोकपुरमुज्ज्वलम् ।
वर्तुलं रत्नदुर्गं च राजमार्गोपशोभितम् ॥४०॥
राजितं कृष्णभक्तानां विमानैः कोटिभिस्तथा ।
रथै रत्नेन्द्रखचितैः किङ्किणीजालशोभितैः ॥४१॥
महामणीन्द्रनिकरै रत्नस्तम्भालिमण्डितैः ।
अद्भुतैः कोटिशः सौधैः पङ्क्तिसंस्थैर्मनोहरम् ॥४२॥

विलासमण्डपै रम्यै रत्नसारविनिर्मितैः ।
रत्नेन्द्रदीपततिभिः शोभनं रत्नवेदिभिः ॥४३॥

હે મુને! આવા દિવ્ય વૃંદાવનને જોઇને બહુ હર્ષને પામેલા નારદમુનિ, ગોલોક નામના પુર (નગર)ને પામ્યા. કેવું પુર ? તો બહુ પ્રકાશમાન, ગોળાકાર, રત્નના કિલ્લાવાળું, શ્રેષ્ઠ રાજમાર્ગોએ કરીને સુશોભિત, કૃષ્ણભક્તોનાં અસંખ્યાત વિમાનો તથા જેમાં શ્રેષ્ઠ રત્નો જડ્યાં છે એવા અને વળી નાની ઘંટડીઓના સમૂહોથી શોભાયમાન એવા રથોવડે વિરાજીત છે. વળી મહામણિવરોના સમૂહોવડેજ નિર્માણ કરેલા, રત્નસ્તંભોની પંક્તિઓએ કરીને વિરાજીત, જોનારા મુક્તજનોને આશ્ચર્ય ઉપજાવનારા, પંક્તિબંધ રહેલા અસંખ્યાત એવા સૌધો (એકાંતિક ભક્તોને રહેવાના મહેલો)એ કરીને તો મનોહર છે. વળી ઉત્તમ મણિઓથી રચેલા દિવ્ય વિલાસમંડપો તથા ઉત્તમરત્નરૂપજ દીપોની પંક્તિઓ તથા રત્નમય વેદિઓવડે રમણીય છે ॥૪૦-૪૩॥

केसरागुरुकस्तूरीकुङ्कुमद्रवचर्चितम् ।
दधिदूर्वालाजपूगै रम्भाभिः शोभिताङ्गणम् ॥४४॥
वारिपूर्णैर्हेमघटैस्तोरणैः कृतमङ्गलम् ।
मणिकुट्टिमराजाध्वचलद्भूरिगजाश्वकम् ॥४५॥
श्रीकृष्णदर्शनायातैर्नैकब्रह्माण्डनायकैः ।
विरिञ्चिशङ्कराद्यैश्च बलिहस्तैः सुसङ्कुलम् ॥४६॥
व्रजद्भिः कृष्णवीक्षार्थं गोपगोपीकदम्बकैः ।
सुसङ्कुलमहामार्गं मुमोदालोक्य तन्मुनिः ॥४७॥

વળી કેસર અગરૂ કસ્તુરી કુંકુમ આદિકના રસથી જેના માર્ગો ચોક આદિક છાંટેલા છે અને દધિ દૂર્વા લાજ (ધાણી) સોપારી કદળીવૃક્ષો આદિકથી જેનાં આંગણાં (મહેલના અગ્રભાગો) શોભાડેલાં છે એવું છે. વળી જળથી પૂર્ણ ભરેલા સુવર્ણ-

કળશો અને વિવિધ તોરણોથી જેનાં ગૃહાંગણોમાં મંગળ કરેલું છે. જેના મણિબદ્ધ ભૂમિવાળા રાજમાર્ગોમાં અનેક ગજો અશ્વો વિચરતા છે. વળી ચંદનાદિ પૂજાપદાર્થોને હાથમાં લઇને શ્રીકૃષ્ણનાં દર્શન કરવામાટે આવેલા અનેક બ્રહ્માંડોના નાયકો ભવબ્રહ્માદિકોની જેમાં ભારે ભીડ્ય રહ્યા કરેછે. વળી શ્રીકૃષ્ણનાં દર્શન કરવા જતાં ગોપગોપીઓનાં મંડળોએ કરીને જેના મહામાર્ગોમાં મોટી ભીડ્ય વર્તે છે. આવાં અનેક વિશેષણોએ વિશિષ્ટ એવા દિવ્ય ગોલોક ધામને જોઇને નારદમુનિ મનમાં બહુ જ આનંદ પામી ગયા ॥૪૪–૪૭॥

कृष्णमन्दिरमापाथ सर्वाश्चर्यं मनोहरम् ।
नन्दादिवृषभान्वादिगोपसौधालिभिर्वृतम् ॥४८॥
चतुर्द्वारैः षोडशभिर्दुर्गैः सपरिखैर्युतम् ।
कोटिगोपवृतैकैकद्वारपालसुरक्षितैः ॥४९॥

ગોલોકનગરનાં દર્શન થયા પછી, નારદમુનિ શ્રીકૃષ્ણના દિવ્ય મંદિરને પામ્યા. કેવું મંદિર? તો આશ્ચર્યમાત્રના સ્થાનભૂત, (જેમાં સમસ્ત આશ્ચર્યો રહ્યાં છે) સર્વેના મનને હરનારૂં, નંદાદિ અને વૃષભાનુઆદિ ગોપોના મહેલોની પંક્તિઓથી ચોમેર વિંટાએલું, પ્રત્યેક ચાર ચાર દ્વારવાળા સોળ દુર્ગો (કિલ્લાઓ) કે જે કોટી ગોપોથી વીંટાએલા એક એક મુખ્ય દ્વારપાળોએ રૂડીરીતે રક્ષણ કરાતા અને પરિખા (ખાઇઓ)એ સહિત છે તેનાથી યુક્ત એવા દિવ્ય મંદિરને પામ્યા ॥૪૮–૪૯॥

रत्नस्तम्भकपाटेषु द्वार्षु स्वाग्रस्थितेषु सः ।
उपविष्टान् क्रमेणैव द्वारपालान् ददर्श ह ॥५०॥

મંદિરને પામ્યા પછી, નારદમુનિએ રત્નોના સ્તંભો અને કમાડો જેનાં છે અને પોતાની આગળ રહેલાં એવાં સોળ દ્વારો (દરવાજા)માં બેઠેલા દ્વારપાળોને (દરવાણી) અનુક્રમેજ જોયા. એટલે સોળ દ્વારોમાં કોટીગોપોથી વિંટાએલા પ્રથમ દ્વિતીય તૃતીય એવા અનુક્રમથી એક એક દ્વારપાળને જોયા ॥૫૦॥

वीरभानुं चन्द्रभानुं सूर्यभानुं तृतीयकम् ।
वसुभानुं देवभानुं शक्रभानुं ततः परम् ॥५१॥
रत्नभानुं सुपार्श्वं च विशालमृषभं ततः ।
अंशुं बलं च सुबलं देवप्रस्थं वरूथपम् ॥५२॥
श्रीदामानं च नत्वासौ प्रविष्टोऽन्तस्तदाज्ञया ।
महाचतुष्के वितते तेजोऽपश्यन्महोचयम् ॥५३॥
इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
गोलोकवर्णननामा षोडशोऽध्यायः ॥१६॥

તે દ્વારપાળોને કહેછે–પ્રથમ દ્વારમાં કોટી ગોપોથી વિંટાએલા વીરભાનુ, દ્વિતીય દ્વારમાં કોટી ગોપોથી વિંટાએલા ચંદ્રભાનુ, (આવો અનુક્રમ સર્વત્ર સમઝી લેવો) સૂર્યભાનુ, વસુભાનુ, દેવભાનુ, શક્રભાનુ, રત્નભાનુ, સુપાર્શ્વ, વિશાળ, ઋષભ, અંશુ, બળ, સુબળ, દેવપ્રસ્થ, વરૂથપ અને શ્રીદામા આ સોળ પાર્ષદોને અનુક્રમે પ્રણામ કરીને અનુક્રમે આવેલા તેઓની આજ્ઞા લઇને ઠેઠ અદર પ્રવિષ્ટ થએલા નારદજીએ વિતત–માપે રહિત બહુ વિશાળ એવા મહાચોકમાં મહારાશીભૂત તેજ (અક્ષરબ્રહ્માખ્ય) જોયું ॥૫૧-૫૩॥
ઇતિ શ્રી સ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે ગોલોકવર્ણનનામા ષોડશોઽધ્યાયઃ ॥૧૬॥

स्कन्द उवाच–
तत्त्वेककालसम्भूतकोटिकोट्यर्कसन्निभम् ।
स व्यचष्ट महत्तेजो दिव्यं सिततरं मुने ! ॥१॥

[1]અધ્યાય ૧૭ મો.

કાર્તિક સ્વામી કહેછે—હે સાવર્ણિ મુને ! નારદજીએ વિશાળ

૧ આ અધ્યાયમાં અનંત ઐશ્વર્યે યુક્ત એવા શ્રીકૃષ્ણનું વર્ણન તથા તેવા શ્રીકૃષ્ણનું દર્શન પામેલા નારદજીએ કરેલી તેમની સ્તુતિનું વર્ણન કર્યું છે.

મહાલોકમાં દેખેલું મહાતેજ કેવું ? તો એક સાથે ઉદય પામેલા અસંખ્યાત સૂર્યોને સદશ પ્રકાશમાન, દિવ્ય, બહુ શ્વેત અને અમાપ એવું તેજ નારદજીના જોવામાં આવ્યું ॥૧॥

दिशश्च विदिशः सर्वा ऊर्ध्वाधो व्याप्नुवच्च यत् ।
अक्षरं ब्रह्म कथितं सच्चिदानन्दलक्षणम् ॥२॥

વળી કેવું ? તો સર્વ દિશાઓમાં, વિદિશાઓમાં અને અધો ઊર્ધ્વ વ્યાપી રહેલા સચ્ચિદાનંદરૂપ જે તેજને અક્ષરબ્રહ્મ નામથી કહેવામાં આવે છે ॥૨॥

प्रकृतिं पुरुषं चोभौ तत्कार्याण्यपि सर्वशः ।
व्याप्तं यद्योगसंसिद्धाः षट् चक्राणि निजान्तरे ।
व्यतीत्य मूर्ध्नि पश्यन्ति वासुदेवप्रसादतः ॥३॥

વળી કેવું? તો મૂળ પ્રકૃતિ પુરૂષ અને તેનાં કાર્ય પ્રધાન પુરૂષાદિક સર્વમાં પણ વ્યાપી રહેલા જે તેજને યોગાભ્યાસથી સમાધિસિદ્ધિને પામેલા પુરૂષો પોતાના શરીરના અતઃપ્રદેશમાં રહેલાં છ ચક્રોને (મૂળાધાર સ્વાધિષ્ઠાન મણિપૂરક અનાહત વિશુદ્ધિ આજ્ઞા નામનાં) ઉલ્લંઘન કરીને, ભગવાન્ વાસુદેવના પ્રસાદથી મસ્તકમાં રહેલા સહસ્રદળ કમળમાં સાક્ષાત્ જુવેછે ॥૩॥

यद्भासा भासितः सूर्यो वह्निरिन्दुश्च तारकाः ।
भासयन्ति जगत्सर्वं स्वप्रकाशं तथाऽमृतम् ॥४॥

વળી કેવું ? તો જેના પ્રકાશથી પ્રકાશિત થએલો સૂર્ય, અગ્નિ, ચંદ્રમા અને તારાઓ સમસ્ત જગતને પ્રકાશ કરી રહ્યા છે. જે પોતે સ્વતઃસિદ્ધ પ્રકાશવાળું હોવાથી સ્વયંપ્રકાશ કહેવાય છે તથા જે અમૃતધામ સંજ્ઞાથી પણ કહેવાય છે ॥૪॥

यद्ब्रह्मपुरमित्याहुर्भगवद्धाम सात्वताः ।
यस्यान्तिकेषु परितस्तिष्ठन्त्यर्चककोटयः ॥५॥

વળી કેવું ? તો ભક્તજનો જેને બ્રહ્મપુર નામથી અને ભગવદ્ધામ નામથી કહે છે. જે તેજઃપુંજના સમીપ ભાગમાં યોગરદમ પૂજક જનોના સમૂહો ઉભા રહ્યા છે ॥૫॥

ब्रह्मशङ्करवृन्दानि ह्युपर्युपरि सम्भ्रमात् ।
पतन्ति बलिहस्तानि गोपगोपीव्रजाश्च यत् ॥६॥

વળી કેવું ? તો ચંદન પુષ્પાદિ પૂજાપદાર્થો જેમના હાથમાં છે એવાં ભવ બ્રહ્માનાં વૃંદો તથા તેવાંજ ગોપગોપીઓનાં વૃંદો જે બ્રહ્મતેજમાં સંભ્રમથી–પ્રેમભરથી વ્યાકુળ હોવાને લીધે એક બીજાની ઉપર પડતાં થકાં ઉભાં રહ્યાં છે ॥૬॥

कृष्णस्यानुग्रहो यस्मिन्स तेजसि तमीक्षते ।
केवलं तेज एवान्ये पश्यन्ति न तु तं मुने ! ॥७॥

વળી કેવું? તો હે મુને ! જે ભક્તની ઉપર ભગવાનનો અનુગ્રહ હોય તેજ ભક્ત તે બ્રહ્મતેજમાં દિવ્ય મનોહર મૂર્તિથી વિરાજમાન ભગવાન્ શ્રીકૃષ્ણને સાક્ષાત્ જુવે છે. જેમની ઉપર અનુગ્રહ ન હોય એવા બીજા જનો તો કેવળ પૂર્વોક્ત તેજઃપુંજનેજ જુવે છે. પણ તેમાં દિવ્ય વિગ્રહથી રહેલા પુરૂષોત્તમને નથીજ જોતા ॥૭॥

तस्मिन्ददर्शाद्भुतदिव्यमन्दिरं विचित्ररत्नेन्द्रमयं मनोज्ञम् ।
रत्नोज्ज्वलस्तम्भसहस्रकान्तं महासभामण्डपदर्शनीयम्॥८॥

આવા વિશેષણવિશિષ્ટ બ્રહ્મતેજમાં એક અદ્ભુત દિવ્ય મંદિર નારદજીના જોવામાં આવ્યું. કેવું મંદિર? તો વિવિધ વર્ણવાળા ઉત્તમ રત્નસમૂહોથી નિર્માણ કરેલું, ઉત્તમોત્તમ મણિમય ઉજ્જ્વળ અસંખ્યાત સ્તંભોએ કરીએ મનોહર, મહાસભામંડપોએ કરીને દર્શનીય, માટેજ જે નિરતિશય સુંદર છે ॥૮॥

सौधालिभिर्भूरिभिरुज्वलाभिः स्वोपासकानां
परितो विराजितम् । विचित्रसूक्ष्माम्बररत्नभू-
षाविभूषितानां हि नृणां च योषिताम् ॥९॥

વળી કેવું મંદિર? તો અખંડપણે પોતાની સેવામાં રહેલા, વિચિત્ર વર્ણવાળાં સૂક્ષ્મ વસ્ત્રોથી તથા રત્નમય આભૂષણોથી આભૂષિત થએલા (દિવ્ય વસ્ત્ર વિભૂષણોને ધારી રહેલા) એવા શ્રીપુરૂષરૂપ અનેક મુક્તોના ચારે બાજુ રહેલા અત્યુજ્જ્વળ અનેક સૌધો (મહેલ)ની પંક્તિઓએ કરીને જે વિરાજીત છે ॥૯॥

सिंहासनं तत्र मणीन्द्रसारै रत्नेन्द्रसारैश्च
विनिर्मितं सः । आश्चर्यकृत् प्रेक्षकमानसानां
दिव्यं मुनिः प्रैक्षत भूरिहर्षः ॥१०॥

આવા દિવ્ય મંદિરમાં એક દિવ્ય સિંહાસન નારદજીના જોવામાં આવ્યું. કેવું સિંહાસન? તો સારભૂત સર્વોત્તમ રત્નો અને તેવાજ મણીઓથી બનાવેલું, તેમજ જોનારા મુક્તોના પણ મનને (તો બીજાઓની તો વાતજ શી કહેવી?) 'અહો અહો' એમ આશ્ચર્યને ઉપજાવનારૂં જે છે. આવા દિવ્ય સિંહાસનને જોવામાત્રથીજ નારદજી અતિશય આહ્લાદને પામી ગયા ॥૧૦॥

तत्राथ कृष्णं भगवन्तमैक्षन्नारायणं निर्गुण-
माश्रितं सः । सर्वज्ञमीशं पुरुषोत्तमं च
यं वासुदेवं च वदन्ति सात्वताः ॥११॥

સિંહાસનનાં દર્શન પામ્યા પછી, નારદજી તેમાં વિરાજમાન શ્રીકૃષ્ણભગવાનનાં દર્શન પામ્યા. કેવા શ્રીકૃષ્ણ? તો જેમને 'साक्षी चेता केवलो निर्गुणश्च' 'सत्त्वादयो न सन्तीशे यत्र च प्राकृता गुणाः' 'यत्र त्रिसर्गो मृषा' 'योऽसौ निर्गुण इत्युक्तः शास्त्रेषु जगदीश्वरः । प्राकृतैर्हेयसंयुक्तैर्गुणैर्हीनः स उच्यते ॥' ઈત્યાદિ શ્રુતિ સ્મૃતિઓએ ત્રિગુણ જગતમાં વ્યાપીને રહ્યા છતાં પણ માયિક સત્ત્વાદિ ગુણોએ રહિત હોવાથી તેમજ પ્રાકૃતની પેઠે તે ગુણોને વશ વર્તનારા નહિ પરંતુ પરમ સ્વતંત્ર હોવાથી નિર્ગુણપણે નિરૂપણ કર્યા છે. વળી જેમને 'यः सर्वज्ञः सर्ववित्' 'स्वाभाविकी ज्ञानबलक्रिया च'

'यो वेत्ति युगपत्सर्वं प्रत्यक्षेण सदा स्वतः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓએ સર્વજ્ઞપણે સંનિરૂપણ કર્યા છે. વળી જેમને 'तमीश्वराणां परमं महेश्वरम्' 'कर्तारमीशं' 'क्षरात्मानावीशते देव एकः' 'ईशानो भूतभव्यस्य' 'सर्वस्य वशी सर्वस्येशानः' 'स ईशोऽस्य जगतः' 'ईशते भगवानेकः सत्यमेतद्ब्रवीमि ते' 'ईश्वरः सर्वभूतानां' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓએ સર્વ અવસ્થામાં સ્વપર સમસ્ત વસ્તુઓની વ્યવસ્થાપના કરવાના સ્વભાવવાળા હોવાથી સર્વના ઈશિપણે નિરૂપણ કર્યા છે. વળી જેમને 'स उत्तमः पुरुषः' 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥' આ શ્રુતિ સ્મૃતિઓએ ક્ષરાક્ષર પુરુષોથકી સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરે વડે ઉત્તમ હોવાથી પુરૂષોત્તમપણે નિરૂપણ કર્યા છે. વળી જેમને ભક્તજનો 'आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः । अयनं तस्य ताः पूर्वं तेन नारायणः स्मृतः ॥' આ સ્મૃતિએ નારશબ્દવાચ્ય જળોનો આશ્રય કરી રહેવારૂપ ગુણયોગને લીધે અથવા 'नारायणाय विद्महे' 'नारायणः परंब्रह्म' 'एको ह वै नारायणः' अथ दिव्यो देव एको नारायणः' ઇત્યાદિ શ્રુતિઓએ પ્રત્યેક શાખામાં પરવસ્તુના અન્ય ભવ બ્રહ્માદિ થકી વ્યાવૃત્તિ કરનારા અસાધારણ સાર્થક નારાયણ નામથી 'यच्च किञ्च जगत्यस्मिन् दृश्यते श्रूयतेऽपि वा । अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' આ શ્રુત્યુક્ત નિરૂક્તિને અનુસારે નારશબ્દવાચ્ય ચેતનાચેતનાત્મક સમસ્ત જગતમાં અંદર બહાર વ્યાપિ રહેવા રૂપ ગુણયોગને લીધે નિરૂપણ કરેલાને ભજે છે. તથા 'ईशावास्यमिदं सर्वं' 'सर्वभूताधिवासः' 'सर्वत्रासौ समस्तं च वसत्यत्रेति वै यतः । ततः स वासुदेवेति विद्वद्भिः परिपठ्यते ॥' 'सर्वाणि तत्र भूतानि वसन्ति परमात्मनि । भूतेषु च स सर्वात्मा वासुदेवस्ततः स्मृतः ॥' આ શ્રુતિ સ્મૃતિઓએ સૂત્રમાં મણિગણોની પેઠે સર્વ ચેતનાચેતનાત્મક જગતનો પોતાવિષે વાસ તેમજ સર્વ જગતમાં પોતાનો વાસ હોવારૂપ ગુણયોગને લીધે વાસુદેવ સાર્થક નામથી નિરૂપણ કરેલાને ભજે છે ॥૧૧॥

यं केचिदाहुः परमात्मसंज्ञं केचित्परंब्रह्म
परात्परं च । ब्रह्मेति केचिद्भगवन्तमेके
विष्णुं च भक्ताः परमेश्वरं च ॥१२॥

વળી કેવા શ્રીકૃષ્ણ? તો જેમને કેટલાક ભક્તો 'पतिं विश्वस्य आत्मेश्वरं' 'शास्ता जनानां सर्वात्मा' 'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते' 'तस्माद्धान्यं न परः किञ्च नास' 'यस्मात्परं नापरमस्ति किञ्चित्' 'न दैवं केशवात्परम्' 'मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनञ्जय' 'परः पराणां परमः परमात्मा' 'परमात्मा च सर्वेषामाधारः' 'अहमात्मात्मनां धातः' 'आत्मानमन्तर्हृदि सन्तमात्मनाम्' 'उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓને અનુસારે સર્વ ભૂતો જેને લીધે આત્મવાન્ છે અને જે પોતે બીજા કોઇને પણ લીધે આત્મવાન્ નથી, માટે જેને કોઈ પર નહિ હોવાથી પરમાત્મા નામથી તથા જે સર્વથી પરમ (ઉત્કૃષ્ટ) આત્મા (અનન્યેશ્વર) હોવાથી પરમાત્મા નામથી કહે છે.

જેમને કેટલાક ભક્તો 'ब्रह्म वा इदमेवाग्र आसीत्' 'सर्वं खल्विदं ब्रह्म' 'बृहत्त्वाद् बृंहणत्वाच्च ब्रह्मेति परिकीर्त्यते' 'वेदे भूरिप्रयोगाच्च गुणयोगाच्च शार्ङ्गिणि । तस्मिन्नेव ब्रह्मशब्दो मुख्यवृत्तो महामुने ! ॥' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિને અનુસારે જે કલ્યાણમય સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરેએ કરીને સર્વની અપેક્ષાએ નિરવધિક મોટારૂપ અને ભક્તોત્તમોને સાધર્મ્યયોગથી મોટાપણું કરી આપવારૂપ ગુણયોગને લીધે બ્રહ્મ નામથી કહે છે.

જેમને કેટલાક ભક્તો 'नारायणः परंब्रह्म' 'अक्षरात्परतः परः' 'परंब्रह्म परंधाम' 'श्रुत्वा कृष्णं परंब्रह्म' 'मत्तः परतरं नान्यत्' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓને અનુસારે, અર્વાચીન બ્રહ્મશબ્દવાચ્ય અક્ષરાદિ સર્વની અપેક્ષાએ સ્વરૂપ સ્વભાવાદિકે કરીને પરમોત્કૃષ્ટ હોવારૂપ ગુણયોગને લીધે પરંબ્રહ્મ શબ્દથી કહે છે.

જેમને કેટલાક ભક્તો 'परात्परं यन्महतो महान्तम्' 'परात्परं पुरु-

मुपैति दिव्यम्' 'न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यः' 'न परं पुण्डरीकाक्षात् दृश्यते भरतर्षभ !' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓને અનુસારે નિરૂપાધિક સર્વોપરી હોવારૂપ ગુણયોગને લીધે પરાત્પર શબ્દથી કહેછે.

જેમને કેટલાક ભક્તો 'ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः । भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः ॥ ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः । ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा ॥' ઇત્યાદિ શાસ્ત્રવચનોને અનુસારે, સમસ્તદોષવિરોધી કલ્યાણગુણસંપન્ન સ્વરૂપ હોવાને લીધે પરમ પૂજ્ય હોવારૂપ ગુણયોગને લીધે ભગવાન્ શબ્દથી કહેછે.

જેમને કેટલાક ભક્તો 'विवेश भूतानि चराचराणि' 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्' 'ध्रुवमचलममृतं विष्णुसंज्ञं सर्वाधारं धाम' 'विष्णुनामा स वेदेषु वेदान्तेषु च गीयते' 'नहि विष्णुसमा काचिद्गतिरन्या विधीयते' 'विष्णोः सकाशादुद्भूतं जगत्तत्रैव च स्थितम् । स्थितिसंयमकर्ताऽसौ जगतोऽस्य जगच्च सः' 'व्याप्य सर्वानिमान् लोकान् स्थितः सर्वत्र केशवः । ततश्च विष्णुनामासि विशेर्धातोः प्रवेशनात् ॥' 'न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम्' 'यस्माद्विष्टमिदं सर्वं तस्य शक्त्या महात्मनः । तस्मात्स प्रोच्यते विष्णुर्विशेर्धातोः प्रवेशनात् ॥' 'विष्णुः स्यादविनाभावाद् व्याप्यव्यापकभावतः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ નિરુક્તિને અનુસારે પોતાની વિભૂતિભૂત સમસ્ત વિશ્વમાં સ્વરૂપાદિકે કરીને વ્યાપીને રહેવારૂપ ગુણયોગને લીધે સાર્થક વિષ્ણુનામથી કહે છે.

જેમને કેટલાક ભક્તો 'एष सर्वेश्वर एष भूताधिपतिः' 'स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा' 'परमात्मा च सर्वेषामाधारः परमेश्वरः' 'समस्तशक्तिः परमेश्वराख्यः' 'गृहीतमूर्तित्रय ईश्वरेश्वरः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓને અનુસારે સર્વ અવસ્થામાં બદ્ધ મુક્ત નિત્યાદિ સમસ્ત વસ્તુઓની યથોચિત વ્યવસ્થા કરવારૂપ ગુણયોગને લીધે સાર્થક પરમેશ્વર નામથી કહેછે. આ રીતે ભક્તજનો જેમને દિવ્ય ગુણાનુગુણ અનેક નામોથી ભજેછે॥૧૨॥

कन्दर्पसाहस्रमनोहराङ्गं सदाकिशोरं करु-
णानिधानम् । अतिप्रशान्ताकृतिदर्शनीयं
क्षराक्षरेभ्यश्च परं स्वतन्त्रम् ॥१३॥

વળી કેવા શ્રીકૃષ્ણ? તો એક કામદેવ નહિ પણ હજાર કામદેવોના મનને હરનારા કરચરણાદિ દિવ્ય શરીરાવયવો જેમના છે, અતિપ્રશાંત આકૃતિ હોવાથી સર્વે કોઇએ દર્શન કરવાયોગ્ય, સદાય કિશોરવયમાં વર્તતા, આશ્રિતો ઉપર કરુણાના નિધિરૂપ, 'द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च । क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ।' આ ગીતાવચનથી કહેલા ક્ષરાક્ષર-બદ્ધ મુક્ત પુરુષો થકી સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિએ કરીને પર-અતિવિલક્ષણ અને સ્વતંત્ર-કાળમાયા પુરુષ આદિક કોઇને પણ અધીન નહિ હોવાથી અનન્યાધીન છે ॥૧૩॥

नैकाण्डसर्गस्थितिनाशलीलाविधायका-
पाङ्गनिरीक्षणं च । अनेककोट्यण्डमहा-
धिराजं विश्वैकवन्द्यं नटवर्यवेषम् ॥१४॥

વળી કેવા શ્રીકૃષ્ણ? તો અસંખ્ય બ્રહ્માણ્ડોની ઉત્પત્તિ સ્થિતિ નાશરૂપ લીલાને કરનારૂ જેમનું વક્રભૃકુટીથી નિરીક્ષણ છે. એટલે જેમના વક્રભૃકુટીના એક વિલાસમાત્રથી અનંત બ્રહ્માંડોની ઉત્પત્તિ સ્થિતિ સંહારરૂપ લીલાઓ થયા કરે છે. વળી અનેક કોટી બ્રહ્માંડોના મહાઅધિરાજ, માટેજ સમગ્ર વિશ્વે વંદન કરવા યોગ્ય અને નટવરના જેવો રમણીય વેષ જેમનો છે ॥૧૪॥

अनर्घ्यदिव्योत्तमपीतवाससमनेकसद्रत्न-
विभूषणाढ्यम् । नवीनजीमूतसमान-
वर्णं कर्णोल्लसत्सन्मकराभकुण्डलम् ॥१५॥

વળી કેવા? તો અમૂલ્ય દિવ્ય ઉત્તમ પીતાંબરને ધારી રહેલા, અનેક રત્નજડિત દિવ્ય કટકાદિ આભૂષણોને ધારી રહેલા, કાનમાં

ઉજ્જ્વળ મકરાકાર સુંદર કુંડળોને ધારી રહેલા અને નવીન મેઘ-સમાન શ્યામ શરીરવર્ણ જેમનો છે ॥૧૫॥

निजाङ्गनिर्यत्सितभूरितेजश्चयावृतत्वा-
त्सितवर्णमुक्तम् । सद्रत्नसारोज्ज्वलसत्कि-
रीटं शरत्सरोजच्छदचारुनेत्रम् ॥१६॥

વળી કેવા ? તો પોતાના ચરણાદિ અંગો થકી નીકળતું જે શ્વેત સમધિક તેજ તેના સમૂહથી શ્યામ વર્ણ આચ્છાદિત થતો હોવાથી શુક્લવર્ણપણે પણ 'श्यामं च शुक्लं बहुरूपमेकम्' 'सितासितं चेश्वरमीश्वराणाम्' 'वैकुण्ठः पुरुषोऽनन्तः शुक्लः कृष्णः सनातनः' ઈત્યાદિ પુરાણવચનોએ વર્ણવેલા, શોભન ઉત્તમ રત્નોએ જડિત હોવાથી બહુ ઉજ્જ્વળ શોભાયમાન મુકુટને મસ્તકે ધારી રહેલા અને શરદ્ ઋતુના કમળનાં જે પત્ર તે સરખાં સુંદર શાંત વિશાળ દીર્ઘ નેત્ર જેમનાં છે ॥૧૬॥

सुगन्धिसच्चन्दनचर्चिताङ्गं श्रीवत्सलक्ष्मा-
ङ्कितहृत्कपाटम् । निनादयन्तं मधुरं च वेणुं
कृत्वा मुखाग्रेऽम्बुजचारुदोर्भ्याम् ॥१७॥

વળી કેવા ? તો જેમના અંગોમાં સુગંધવાળું શોભન ચંદન ચર્ચેલું છે, જેમનું હૃદય શ્રીવત્સના ચિહ્નથી ચિહ્નિત અને કપાટ જેવું બહુ વિશાળ છે અને જે કમળ જેવા સુંદર કોમળ હાથવડે વેણુને મુખના અગ્રભાગમાં કરીને મધુરસ્વરે વજાવનારા છે॥૧૭॥

जयासुशीलाललितामुखानां वृन्दैः सखीनां
सह राधया च । समर्च्यमानं रमया च भा-
माकलिन्दजाजाम्ववन्तीमुखानाम् ॥१८॥

વળી કેવા ? તો જે જયા સુશીલા લલિતા આદિક અનેક સખીઓનાં વૃંદોથી વિંટાએલાં રાધિકાજી અને સત્યભામા કાલિંદી

જાંબવતી આદિકનાં વૃંદોથી વીંટાએલાં લક્ષ્મીજીએ ચંદન પુષ્પાદિ ઉપચારોવડે સમર્થન કરેલા છે ॥૧૮॥

धर्मेण वेदैरखिलैर्भगैश्च ज्ञानादिभिः संयतपाणियुग्मैः ।
निषेव्यमाणं च सुदर्शनाद्यैर्निजायुधैर्मूर्तिधरैरनेकैः ॥१९॥

વળી કેવા ? તો જે બે હાથ જોડી રહેલા મૂર્તિમાન્ ધર્મદેવ, બે હાથ જોડી રહેલા મૂર્તિમાન્ ચાર વેદો તથા તેવા છ જ્ઞાનાદિ ભગો (ઐશ્વર્યો) અને અનેક સુદર્શનાદિક પોતાનાં આયુધોએ યથોચિત સેવન કરાતા છે ॥૧૯॥

मसारमाणिक्यसुवर्णवर्णैः सितैश्च कैश्चिन्निजपार्षदाद्यैः ।
उपाश्रितं चक्रगदाब्जशङ्खलसद्भुजैर्नन्दसुनन्दमुख्यैः॥२०॥

વળી કેવા ? તો કેટલાક ઈન્દ્રનીલમણિના જેવા વર્ણવાળા તો કેટલાક રક્તમણિના જેવા વર્ણવાળા તો કેટલાક સુવર્ણના જેવા વર્ણવાળા તો કેટલાક શ્વેતવર્ણવાળા અને શંખ ચક્ર ગદા પદ્મથી શોભાયમાન હાથવાળા એવા નંદ સુનંદાદિ અગ્રેસર પોતાના પાર્ષદોએ યથાસમય જે સેવન કરેલા છે ॥૨૦॥

श्रीदाममुख्यैरथ गोपवेषैर्भक्त्यावनम्रैर्द्वि-
भुजैरनेकैः । उपास्यमानं गरुडेन चाग्र-
तो विभूतिभिश्चाष्टभिरानताभिः ॥२१॥

વળી કેવા ? તો ગોપવેષને ધારી રહેલા, વિનયથી બહુ નમ્ર, દ્વિભુજ અને અનેક એવા શ્રીદામપ્રમુખ પાર્ષદોએ તથા આગળ હાજર રહેલા ગરૂડજી તથા વિનયવિનમ્ર અણિમાદિ અષ્ટ સિદ્ધિઓએ યથાસમય પ્રેમભરથી જે ઉપાસન કરાય છે ॥૨૧॥

मूर्त्या च शान्त्या दयया च सेवितं पुष्ट्या च
तुष्ट्या ह्यथ मेधया च। श्रद्धाक्रियान्युन्नतिभिश्च
मैत्र्या तथा तितिक्षास्मृतिबुद्धिभिश्च ॥२२॥

વળી કેવા શ્રીકૃષ્ણ? તો મૂર્તિ શાંતિ દયા પુષ્ટિ તુષ્ટિ મેધા શ્રદ્ધા ક્રિયા હ્રી ઉન્નતિ મૈત્રી તિતિક્ષા સ્મૃતિ બુદ્ધિ, ઇત્યાદિ ગુણશક્તિઓએ જે સેવન કરેલા છે ॥૨૨॥

दृष्ट्वा तमत्यद्भुतदिव्यमूर्तिं तद्रूपसौरभ्यहृताखिलेन्द्रियः । आनन्दवारिप्रतिरुद्धदृष्टिः प्रेम्णोर्ध्वरोमा सुखसम्भृतोऽभूत् ॥२३॥

અતિ અદ્ભુત દિવ્ય મૂર્તિ જેમની છે એવા ઉક્ત વિશેષણવિશિષ્ટ ભગવાન્ શ્રીકૃષ્ણનાં દર્શન કરીને, તેમના દિવ્ય રૂપથી તથા સૌરભથી જેની સમગ્ર ઇન્દ્રિયવૃત્તિઓ ખેંચાઈ ગઈ છે અને જેની દૃષ્ટિ આનંદનાં અશ્રુઓથી રોકાઈ ગઈ છે અને પ્રેમભરને લીધે જેના શરીરનાં રોમ પણ ઉભાં થઈ ગયાં છે એવા નારદમુનિ સુખસાગરમાં સંમગ્ન થઈ ગયા ॥૨૩॥

दण्डवत्तं नमस्कृत्य नारदः प्रेमविह्वलः ।
बद्धाञ्जलिपुटं तस्थौ वीक्षमाणस्तदाननम् ॥२४॥

પ્રેમવેગથી અતિવિહ્વળ થએલા નારદજી ભગવાન્ શ્રીકૃષ્ણને દંડવત્ પ્રણામ કરીને, બે હાથ જોડીને તેમના મુખારવિંદને નિહાળતા થકા ઉભા રહ્યા ॥૨૪॥

तं मानयामास हरिः पृष्ट्वा स्वागतमादरात् ।
भक्तमेकान्तिकं स्वस्य स्वेनैव च दिदृक्षितम् ॥२५॥

અક્ષરધામાધિપતિ ભગવાન્ શ્રીહરિએ પોતેજ જોવા ઇચ્છેલા એવા પોતાના એકાંતિક ભક્ત નારદમુનિને અતિ આદરથી સ્વાગત (તમો સુખેથી આવ્યા? માર્ગમાં કાંઈ દુઃખતો પડ્યું નથી? એવું કુશળ) પુછીને બહુ સત્કાર કર્યો ॥૨૫॥

भगवद्वाक्यपीयूषास्वादप्राप्तात्मसंस्मृतिः ।
तद्दर्शनमहानन्दो भक्त्या तुष्टाव तं मुनिः ॥२६॥

ભગવાનના સ્વાગતપ્રશ્નરૂપ વચનામૃતના સાદર શ્રવણરૂપ આસ્વાદથી પોતાની સારી સ્મૃતિને પામેલા અને દિવ્યમૂર્તિ ભગવાનનાં સાક્ષાત્ દર્શન થવાથી મહા આનંદને પામેલા નારદમુનિ ભગવાનની ભક્તિથી આગળ કહેશે એવા પ્રકારે સ્તુતિ કરવા લાગ્યા ॥૨૬॥

नारद उवाच–

जय श्रीकृष्ण ! भगवन्नारायण ! जगत्प्रभो ! ।
वासुदेवाखिलावास ! सदैकान्तिकवल्लभ ! ॥२७॥

તે સ્તુતિને ૧૧ શ્લોકથી કહેછે–હે શ્રીકૃષ્ણ !– તમો 'सैषा आनन्दस्य मीमांसा भवति' 'आनन्दमयोऽभ्यासात्' 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । विष्णुस्तद्भावयोगाच्च कृष्णो भवति शाश्वतः' 'एकान्तलीलारसतो निर्वृतः कृष्ण उच्यते' આ શ્રુતિ સૂત્ર નિરુક્તિવચનને અનુસારે નિરવધિક આનંદના નિધિ હોવાથી સાર્થક કૃષ્ણ નામથી કહ્યા છો. વળી 'कृष्णो वर्णश्च मे यस्मात्तेन कृष्णोऽहमर्जुन' 'अप्राकृतातिरुचिरमेचकः कृष्ण ईरितः' આ સ્મૃતિ નિરુક્તિને અનુસારે અતિરમણીય મેઘશ્યામ અપ્રાકૃત દિવ્ય તનુવાળા હોવાથી કૃષ્ણનામથી કહ્યા છો. આવા તમો શ્રી–લક્ષ્મીએ વિશિષ્ટ હોવાથી અથવા દિવ્ય વિગ્રહમાં નિરતિશય દીપ્તિ હોવાથી શ્રીકૃષ્ણનામથી શાસ્ત્રોએ નિરૂપણ કર્યા છો. હે ભગવન્ !–તમો જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વીર્ય તેજ, આ છ ભગશબ્દવાચ્ય ઐશ્વર્ય સંપન્ન હોવાથી ભગવાન શબ્દથી શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલા છો. હે નારાયણ !–જડચિદાત્મક સમસ્ત જગતમાં અંદર બહાર વ્યાપીને રહેલા હોવાથી અસાધારણ નારાયણનામથી શાસ્ત્રોએ તમોને વર્ણવ્યા છો. હે જગત્પતે !–તમો સમસ્ત જગતના નિરુપાધિક સ્વામી હોવાથી આ પ્રકારે પ્રતિપાદન કરાએલા છો. હે વાસુદેવ !–તમો સમસ્ત જગતમાં વસી રહ્યા છો અને સમસ્ત જગત તમારે વિષે વસી રહ્યું છે માટે વાસુદેવ નામથી શાસ્ત્રોએ નિરૂપણ કરેલા છો. હે અખિલાવાસ !–તમો સર્વના અંતર્યામી

હોવાથી આરીતે નિરૂપણ કરેલા છો. હે સદૈકાંતિકવલ્લભ !-'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः' 'ज्ञानी त्वात्मैव मे मतः' આ ગીતાવચનને અનુસારે, એકાંતિક ભક્તોને તમો સદાકાળ બહુજ વહાલા છો અને તમોને એકાંતિક ભક્તો સદાકાળ બહુજ વહાલા છે. આવા હે શ્રીકૃષ્ણ ! તમો જયકારી પ્રવર્તો ॥૨૭॥

अत्याश्चर्यार्चनीयाङ्घ्रे ! राधिकाकमलादिभिः ।
त्वमेवात्यन्तिकं श्रेयोऽभीप्सतां परमा गतिः ॥२८॥

રમા રાધા આદિક શક્તિઓએ અત્યાશ્ચર્યપૂર્વક અર્ચનીય ચરણારવિંદ જેમનાં છે એવા આપ એકજ આત્યંતિક કલ્યાણને પામવા ઈચ્છતા જનોને પરમા ગતિ-પરમ ઉપાય અને પરમ પ્રાપ્ય છો. તમારા થકી પર કોઇ ઉપાય નથી તેમ પર પ્રાપ્ય નથી. આ અર્થ 'अमृतस्यैष सेतुः' 'यमेवैष वृणुते तेन लभ्यः' 'मुख्योऽयं सर्वसिद्धिकृत्' 'मुक्तानां परमा गतिः' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓએ સમર્થન કર્યો છે ॥૨૮॥

नित्यानामात्मनां नित्य आत्मा चेतनचेतनः ।
क्षराक्षरेभ्यश्च परस्त्वं ब्रह्म परमं हरे ! ॥२९॥

હે હરે !-('हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः' 'हराम्यघं हि स्मर्तृणां' 'हरणात्सर्वदुःखानां हरिरित्यभिधीयते' આ સ્મૃતિ નિરૂક્તિને અનુસારે, સ્મરણમાત્રથી સ્વભક્તોના દુઃખ દુરિતને નાશ કરનારા હોવાથી સાર્થક હરિ નામથી તમો કહેવાઓ છો.) તમો 'नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान्' 'यस्यात्मा शरीरं' આ શ્રુતિએ નિત્ય બહુ ચેતન આત્માઓના ફળપ્રદાતા નિત્ય એક ચેતન આત્માપણે પ્રતિપાદન કરેલા છો. ક્ષરાક્ષર-બદ્ધમુક્ત પુરૂષો થકી પર-શ્રેષ્ઠ પરમ બ્રહ્મ પરમાત્મા જે કહ્યા છે તે તમોજ છો. તમારા થકી પર કોઇ નથી ॥૨૯॥

यथा विशुद्धिः सिद्धिश्च भक्त्या परमया तव ।
तथा न स्यान्नृणामन्यैः साधनैस्तपआदिभिः ॥३०॥

હે ભગવન્ ! મુમુક્ષુ જનોને તમારિ ભક્તિથી જેવી અંતઃકરણશુદ્ધિ અને તે દ્વારા આત્યંતિક શ્રેયઃસિદ્ધિ થાય છે તેવી તપ દાન યજ્ઞાદિક અન્ય સાધનોએ કરીને થતી નથી. તમારી ભક્તિનો જ ભારે ઉત્કર્ષ છે ॥૩૦॥

त्वदङ्घ्रिदिव्यज्योत्स्नैका मुमुक्षूणां हृदि स्थितम् ।
महत्सन्तमसं हर्तुं सद्यः शक्ताऽस्ति सत्पते ! ॥३१॥

હે સત્પતે ! એક આપના ચરણારવિંદની દિવ્ય જ્યોત્સ્નાજ (કાંતિ) મુમુક્ષુઓના હૃદયમાં રહેલા અનાદિ અજ્ઞાનરૂપ મહાગાઢ અંધકારને તત્કાળ નાશ કરવા સમર્થ થાય છે. આપના ચરણ કમળની કાંતિનો મહિમા અનવધિ છે ॥૩૧॥

सर्वैर्वेदैस्त्वमेवेज्य उपास्यो ज्ञेय एव च ।
निरूपितोऽसि भगवन् ! सर्वकारणकारणम् ॥३२॥

હે ભગવન્ ! સર્વે વેદોએ સર્વકારણકારણ તમોજ પૂજ્ય તમોજ ઉપાસ્ય અને તમોજ જ્ઞાતવ્ય છો એમ નિરૂપણ કર્યું છે. આ અર્થ 'सर्वे वेदा यत्पदमामनन्ति' वेदैश्च सर्वैरहमेव वेद्यः' 'त्वमस्य पूज्यश्च' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિએ કહ્યો છે ॥૩૨॥

एकैकस्मिन् रोमकूपे यत्त्वास्ति सितं महः ।
शान्तमानन्दरूपं च तत्कोटीन्दुप्रभाधिकम् ॥३३॥
अस्मिंस्त्वमक्षरे धाम्नि निर्गुणेऽमृतसंज्ञिके ।
महःपुंजे सदैवास्से निर्गुणः पुरुषोत्तमः ॥३४॥

હે ભગવન્ ! તમારા એક એક રોમછિદ્રમાં જે શ્વેત શાંત આનંદરૂપ તેજ છે તે કોટી ચદ્રમાની પ્રભા થકી અતિઅધિક છે. તેજઃપુંજરૂપ અમૃતસંજ્ઞિત ગુણાતીત આ અક્ષરધામમાં નિર્ગુણ-પ્રાકૃતગુણલેશે રહિત પુરુષોત્તમ તમો સદૈવ સંસજમાન છો ॥૩૩-૩૪॥

ब्रह्माण्डभयदात्कालान्मायायाश्च महाभयात् ।
मुक्ता भक्ता भवन्त्येव त्वदीयोपासनाबलात् ॥३५॥

હે હરે ! તમારી ઉપાસનાના બળે કરીનેજ તમારા ભક્તો આખા બ્રહ્માંડને ભય ઉપજાવનારા કાળથકી અને માયાના મહાભયથકી મુક્તો થઈ જાય છે. કાળમાયાના મહાભયના નિવારણમાં તમારી ઉપાસનાનું બળજ બહુ ઉપયોગી છે ॥૩૫॥

तं त्वामहमुपेतोऽस्मि शरणं जगदीश्वरम् ।
सर्वात्मानं विभुं ब्रह्म महापुरुषमच्युतम् ॥३६॥

આવા મહામહિમાશાળી, જગદીશ્વર, સર્વાત્મા, વિભુ-સર્વવ્યાપક, મહાપુરૂષ, અચ્યુત પરંબ્રહ્મ પરમાત્મા એવા તમો તે તમારા શરણને હું પામ્યો છું ॥૩૬॥

यथा त्वच्चरणाम्भोजे भक्तिर्मे निश्चला सदा ।
भवेत्तथैव देवेश ! कर्तुमर्हस्यनुग्रहम् ॥३७॥

હે દેવેશ ! જે રીતે મારે તમારા ચરણારવિંદમાં ભક્તિ નિશ્ચળ થાય તે રીતનોજ અનુગ્રહ મારી ઉપર કરવાને યોગ્ય છો. હું નિશ્ચળ ભક્તિથકી બીજું કાંઇ પણ તમારા થકી પામવા ઇચ્છતો નથી ॥૩૭॥

स्कन्द उवाच–

इत्थं देवर्षिणा भक्त्या संस्तुतः परमेश्वरः ।
तमाहानन्दयन्वाचा सुधासम्मितया मुनिम् ॥३८॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
श्रीवासुदेवदर्शननामा सप्तदशोऽध्यायः ॥१७॥

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને ! આ રીતે દેવર્ષિ નારદજીએ ભક્તિથી સ્તુતિ કરેલા પરમેશ્વર શ્રીકૃષ્ણ, અમૃતતુલ્ય મધુર વાણીવડે નારદમુનિને આનંદ ઉપજાવતાથકા બોલ્યા ॥૩૮॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે વાસુદેવમાહાત્મ્યે શ્રીવાસુદેવદર્શનનામા સપ્તદશોऽધ્યાયઃ ॥૧૭॥

---

## श्रीभगवानुवाच-

दर्शनं मम यज्जातं तव तत्तु महामुने ! ।
नित्यैकान्तिकभक्तत्वान्निर्दम्भत्वान्मदिच्छया ॥१॥

અધ્યાય ૧૮ મો[1]

શ્રીભગવાન્ કહે છે—હે મહામુને ! તમને મારૂં જે દર્શન થયું તેતો મારેવિષે તમારે આત્યંતિકી એકાંતિકી ભક્તિ છે અને તે ભક્તિપણ નિર્દંભ છે માટે મારી ઇચ્છાથી થયું છે. જેને એકાંતિકી આત્યંતિકી નિર્દંભ ભક્તિ હોય તેનેજ મારૂં દર્શન થાય છે. આ અર્થ 'भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ! । ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥' 'भक्त्या लभ्यस्त्वनन्यया' 'तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते' 'मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी' 'मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते' ઇત્યાદિ વાકયથી ગીતામાં કહ્યો છે ॥१॥

अहिंसा ब्रह्मचर्यं च त्वयि नित्यं च दत्रयम् ।
स्वधर्मोपशमौ चैव वैराग्यं चात्मवेदनम् ॥२॥
सत्सङ्गोऽष्टाङ्गयोगश्च सर्वथेन्द्रियनिग्रहः ।
मुन्यन्नवृत्तिश्च तपः सर्वव्यसनहीनता ॥३॥
मदेकान्तिकभक्तिश्च माहात्म्यज्ञानपूर्विका ।
वर्तते तेन मामत्र पश्यसि त्वं हि सुव्रत ! ॥४॥

અતિ દુર્લભ એવા પણ પોતાના દર્શનની પ્રાપ્તિમાં અધિકારસંપત્તિને ત્રણ શ્લોકથી કહે છે-હે મુને ! તમારે વિષે મન વાણી કાયથી કોઇપણ પ્રાણિની હિંસા નહિ કરવારૂપ અહિંસાધર્મ નિરંતર

[1] આ અધ્યાયમાં બ્રહ્માપ્રત્યે વરદાનપ્રસંગથી ભગવાને પોતાના ભવિષ્ય અવતારો ચરિત્રો સાથે કહ્યા અને નારદજીને ભગવાનથકી વીણાની પ્રાપ્તિ અને નારદનું પ્રત્યાગમન કહ્યું છે.

વર્તે છે. અષ્ટ પ્રકારે સ્ત્રિયોના પ્રસંગના પરિહારરૂપ બ્રહ્મચર્યવ્રત તમારે વિષે અસ્ખલિત વર્તેછે. વળી તમારે વિષે 'दाम्यत दत्त दयध्वमिति तदेतत्त्रयं शिक्षेद्दमं दानं दयामिति' (बृह-अ-७ ब्रा-२) આ શ્રુતિએ સહેતુક નિરૂપણ કરેલા દમ દાન દયારૂપ ત્રણ દકારો નિરંતર વર્તે છે. વળી યથોચિત સ્વધર્મ, ઉપશમ, વૈરાગ્ય અને આત્મનિવેદન પણ તમારે વિષે સદાય વર્તે છે. વળી ભક્તિવર્ધક સત્સંગ, અષ્ટાંગ યોગ, સર્વ પ્રકારે ઇન્દ્રિયોનો નિગ્રહ, શ્યામો નમાર આદિક મુનિપ્રિય અન્નથી જીવિકાવૃત્તિ, તપ, સર્વ વ્યસનોએં રહિતપણું અને માહાત્મ્યજ્ઞાનપૂર્વક મારેવિષે એકાંતિકી ભક્તિ, ઇત્યાદિ મારી પ્રસન્નતાના કારણભૂત અહિંસાદિ સદ્ગુણો નિશ્ચે વર્તે છે. આ હેતુને લીધે હે સુવ્રત! તમો આ ધામમાં મારાં દર્શન પામ્યા છો ॥૨-૪॥

ईदृग्लक्षणसम्पन्ना ये स्युरन्येऽपि मानवाः ।
तेऽपि मामीदृशं विप्र! पश्यन्त्येकान्तिकप्रियम् ॥५॥

હે વિપ્ર નારદ! જેમ તમને મારાં દર્શન થયાં તેમ બીજાને ન થાય એમ નહિ, કિંતુ બીજાપણ મનુષ્યો જે પૂર્વોક્ત ભક્તિ જ્ઞાન વૈરાગ્યાદિ સદ્ગુણોએ સંપન્ન થાય તો તેપણ મનુષ્યો સર્વ-કારણ મારાં સાક્ષાત્ દર્શન આ ધામમાં પામે છે. કારણ કે હું તો એકાંતિક ભક્તો જેને બહુ પ્રિય છે એવો છું. એટલે મને ભક્તિજ પ્રિય હોવાથી તે જેમાં હોય તેને મારૂં દર્શન થાયજ ॥૫॥

असावहमिह ब्रह्मन्नस्मिन्नक्षरधामनि ।
राधालक्ष्मीयुतो नित्यं वसामि स्वाश्रितैः सह ॥६॥
वासुदेवस्वरूपोऽहं सर्वकर्मफलप्रदः ।
अन्तर्यामितया वर्ते स्वतन्त्रः सर्वदेहिनाम् ॥७॥

હે બ્રહ્મન્! આ અક્ષર ધામમાં, તેમાંપણ અહીં-તેના મધ્ય-વર્તી સિંહાસનમાં આ-તમારી દૃષ્ટિગોચર સાક્ષાત્ થએલો હું પુરૂષોત્તમ રાધાલક્ષ્મીસાથે મારા નંદ સુનંદાદિ પાર્ષદોસાથે નિરંતર

રહ્યો છું. સર્વ દેહિઓના અંતર્યામિપણે રહીને સર્વકોઇનાં કર્મોનું યથાકર્મ ફળ આપનારો સ્વતંત્ર વાસુદેવસ્વરૂપ હુંજ વર્તું છું. 'य आत्मानमन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृतः' 'यो विदधाति कामान्' 'लभते च ततः कामान् मयैव विहितान् हि तान्' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓમાં અંતર્યામિપણે તથા સર્વકર્મફળપ્રદપણે પ્રતિપાદન કરેલો કોઈ બીજો નહિ પણ હુંજ છું. તેમજ વાસુદેવસ્વરૂપથી તંત્ર શાસ્ત્રોએ વર્ણવેલોપણ બીજો કોઈ નહિ પણ રાધાલક્ષ્મીવિશિષ્ટ જે હું તેજ હું છું ॥૬-૭॥

**वैकुण्ठाख्ये महद्धाम्नि लक्ष्म्या सह चतुर्भुजः ।**
**वसामि नन्दगरुडमुख्यैः साकं च पार्षदैः ॥८॥**

વળી વૈકુંઠ નામના મહાધામમાં ચતુર્ભુજરૂપે લક્ષ્મીજી સાથે અને નંદ ગરુડ પ્રમુખ પાર્ષદો સાથે હુંજ વસું છું. અક્ષરધામી મારાથકી વૈકુંઠધામી જુદા નથી પણ હુંજ ત્યાં ચતુર્ભુજ બીજા રૂપથી અન્યરૂપ લક્ષ્મીજી સાથે રહ્યો છું ॥૮॥

**धाम्नि तेजोमये दिव्ये श्वेतद्वीपेऽन्वहं भुवि ।**
**ददामि श्वेतमुक्तेभ्यः पञ्चकालं स्वदर्शनम् ॥९॥**

પૃથ્વી ઉપર વર્તતા તેજોમય દિવ્ય શ્વેતદ્વીપ ધામમાં ત્યાંના વાસી શ્વેતમુક્તોને પ્રતિદિન પાંચ વખત (પ્રાતઃકાળ સંગવકાળ મધ્યાહ્નકાળ અપરાહ્નકાળ સાયંકાળ) હું મારૂં દર્શન આપુંછું ॥૯॥

**कुर्वेऽनिरुद्धप्रद्युम्नसङ्कर्षणसमाह्वयैः ।**
**स्वरूपैर्नैककोट्यण्डसर्गस्थित्यप्ययानहम् ॥१०॥**

અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન સંકર્ષણ સંજ્ઞિત મારાં સ્વરૂપોએ કરીને વાસુદેવમૂર્તિ હું અનેક કોટી બ્રહ્માંડોની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયને કરૂં છું. જગત્કર્તાપણે શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલા જે છે તે મારાથકી જુદા નથી પણ હુંજ છું. (આ અર્થ માર્કંડેય પુરાણમાં વ્યાસમુનિએ 'स देवो भगवान् सर्वं व्याप्य नारायणो विभुः । चतुर्धा

संस्थितो ब्रह्मन्! सगुणो निर्गुणस्तथा ॥ व्यूह्यात्मानं चतुर्धा च वासुदेवादिमूर्तिभिः । सृष्ट्यादीन् प्रकरोत्येष विशुद्धात्मा जनार्दनः ॥' આ વચનથી કહ્યો છે ) ॥૧૦॥

सर्गारम्भे मया ब्रह्मा सृष्टो नाभिसरोरुहात् ।
तपसाराधयामास स मां यज्ञैश्च नारद! ॥११॥
ततस्तस्मै प्रसन्नोऽहं प्रददामीप्सितान्वरान् ।
ब्रह्मन्प्राप्स्यसि सामर्थ्यं प्रजानां त्वं विसर्जने ॥१२॥

હે નારદ! જગતની ઉત્પત્તિ સમયે અનિરૂદ્ધરૂપ મેં નાભિકમળથકી બ્રહ્માને ઉત્પન્ન કર્યો. ઉત્પન્ન કરેલા તે બ્રહ્માએ તપ અને યજ્ઞોવડે મારૂં આરાધન કર્યું. તે પછી આરાધનથી પ્રસન્ન થએલા મેં બ્રહ્માને ઇપ્સિત અનેક વરો આપ્યા. કેવા વરો? તો હે બ્રહ્મન્! તમો પ્રજાઓની સૃષ્ટિ કરવામાં ઉપયોગી સામર્થ્યને પામશો ॥૧૧-૧૨॥

आज्ञायामेव ताः सर्वास्तव स्थास्यन्ति मद्वरात् ।
वेदाश्चापि स्फुरिष्यन्ति तव बुद्धौ सनातनाः ॥१३॥
ज्ञानं च मत्स्वरूपस्य यथावत्ते भविष्यति ।
त्वया कृतां च मर्यादां नातिक्रंस्यति कश्चन ॥१४॥

એટલુંજ નહિ પણ મેં તમને આપેલા વરદાનથીજ સમગ્ર તે સર્જેલી પ્રજાઓ તમારી આજ્ઞામાં વર્તશે. વળી સનાતન વેદો પણ તમારી સૂક્ષ્મ બુદ્ધિમાં અધ્યયનશ્રમ વિનાજ સ્ફૂર્તિને પામશે. મારા સ્વરૂપનું જ્ઞાનપણ તમને યથાર્થ થશે. તમોએ કરેલી મર્યાદાને કોઈપણ ઉલ્લંઘન કરી શકશે નહી ॥૧૩-૧૪॥

सुरासुरगणानां च मुनीनां च महात्मनाम् ।
त्वमेव वरदो ब्रह्मन्! वरेप्सूनां भविष्यसि ॥१५॥
असाध्ये यत्र कार्ये च मोहमेष्यसि तत्त्वहम् ।
प्रादुर्भूय करिष्यामि स्मृतमात्रस्त्वया विधे! ॥१६॥

વળી હે બ્રહ્મન્! વર પામવાને ઇચ્છતા સુરગણો, અસુરગણો અને મહાત્મા મુનિઓનેપણ તમેજ વર આપનારા થશો. વળી હે વિધે! તમારાથી ન સાધી શકાય એવા જે કાર્યમાં તમો મોહ પામશો તે કાર્યને તો તમોએ સંભાર્યો થકો હુંજ પ્રગટ થઇને કરીશ ॥૧૫-૧૬॥

सृज्यमाने त्वया विश्वे नष्टां पृथ्वीं महार्णवे ।
आनयिष्यामि स्वं स्थानं वाराहं रूपमास्थितः ।
हिरण्याक्षं निहत्यैव दैतेयं बलगर्वितम् ॥१७॥

તમોએ વિશ્વની સૃષ્ટિ કરતાં, મહાસમુદ્રમાં મહાજળમાં ડુબી જવાથી નહિ દેખાતી પૃથ્વીને વારાહરૂપધારી હું બળગર્વિષ્ઠ દિતિ-પુત્ર હિરણ્યાક્ષને હણીનેજ, ઉપર લાવીને જળની ઉપર સ્થાપન કરીશ (આથી વરાહ અવતાર કહ્યો) ॥૧૭॥

दिनान्ते तव मत्स्योऽहं भूत्वा क्षोणीं तरीमिव ।
सहौषधिं धारयिष्ये मन्वादींश्च निशावधि ॥ १८ ॥

હે બ્રહ્મન્! તમારા દિવસના અંતમાં (સાયં સમયે) હું મત્સ્ય-મૂર્તિ થઇને ઓષધી સહિત પૃથ્વીને નૌકાનેજ જેમ એમ રાત્રિની અવધિ સુધી ધારણ કરીશ અને મનુ સપ્તર્ષિ આદિકનેપણ ધારણ કરીશ. (આથી મત્સ્યાવતાર કહ્યો) ॥૧૮॥

सुधायै मथ्नतामब्धिं काश्यपानां निराश्रयम् ।
मन्थानं कूर्मरूपोऽहं धास्ये पृष्ठे च मन्दरम् ॥ १९ ॥

અમૃત પ્રાપ્તિમાટે સુરાસુરો ભેગામળીને સમુદ્રનું મંથન કરવા મચ્યા ત્યારે તેમણે મંથન દંડરૂપ (રવાઇઓ) કરેલા પણ નિરા-ધાર મંદરાચળને હું કૂર્મરૂપને ધારીને મારા પૃષ્ઠભાગ ઉપર ધારણ કરીશ. (આથી કૂર્માવતાર કહ્યો) ॥૧૯॥

नारसिंहं वपुः कृत्वा हिरण्यकशिपुं विधे ! ।
सुरकार्ये हनिष्यामि यज्ञघ्नं दितिनन्दनम् ॥२०॥

હે વિધે ! દેવોના દુઃખનિવારણરૂપ કાર્ય નિમિત્તે હું નૃસિંહ રૂપ ધારીને, યજ્ઞઘાતી દિતિપુત્ર હિરણ્યકશિપુને હણીશ. (આથી નૃસિંહાવતાર કહ્યો) ॥૨૦॥

विरोचनस्य बलवान्बलिः पुत्रो महासुरः ।
भविष्यति स शक्रं च स्वराज्याच्च्यावयिष्यति ॥२१॥
त्रैलोक्येऽपहृते तेन विमुखे च शचीपतौ ।
अदित्यां द्वादशः पुत्रः सम्भविष्यामि कश्यपात् ॥२२॥

પ્રહ્લાદપુત્ર વિરોચનનો મહાબળવાન્ મહાદૈત્ય બલિનામનો પુત્ર થશે. આ દૈત્યરાજ બળી ઇન્દ્રને ત્રિલોકીના રાજ્યથકી ભ્રષ્ટ કરશે. બલિરાજાએ ત્રિલોકીનું રાજ્ય હરિ લેતાં અને તેથી ઇન્દ્ર બહુ ઉદાસીનભાવને પામતાં કશ્યપથકી અદિતિમાં બારમો પુત્ર ઉપેન્દ્રનામે હું પ્રકટ થઇશ. અને એજ હું ટુંકડા અંગવાળો હોવાથી વામન નામથી પણ વિખ્યાત થઈશ. (આથી વામનાવતાર કહ્યો) ॥૨૧-૨૨॥

ततो राज्यं प्रदास्यामि देवेन्द्राय दिवः पुनः ।
देवताः स्थापयिष्यामि स्वेषु स्थानेष्वहं विधे ! ॥
बलिं चैव करिष्यामि पातालतलवासिनम् ॥२३॥

હે વિધે ! હું બલિરાજાથકી સ્વર્ગનું રાજ્ય લઈ લેઇને ઈન્દ્રને ફરીથી આપીશ અને સમગ્ર દેવતાઓને પોતપોતાનાં સ્થાનોમાં સ્થાપન કરીશ અને ભક્ત બળિને પાતાળતળવાસીજ કરીશ ૨૩

कर्दमाद्देवहूत्यां च भूत्वाथ कपिलाभिधः ।
प्रवर्तयिष्ये कालेन नष्टं साङ्ख्यं विरागयुक् ॥२४॥

અનંતર કર્દમઋષિથકી તેમની દેવહૂતી નામની ભાર્યામાં હું કપિલનામથી પ્રકટ થઇને કાળે કરીને નષ્ટ થએલા સાંખ્યજ્ઞાનને વૈરાગ્યસહિત પ્રવર્તાવીશ (આથી કપિલાવતાર કહ્યો) ॥૨૪॥

दत्तो भूत्वाऽनसूयायामत्रेरान्वीक्षिकीं ततः ।
प्रह्लादायोपदेक्ष्यामि विद्यां च यदवे विधे ! ॥२५॥

હે વિધે ! ત્યારપછી અત્રિઋષિથકી તેમની અનસૂયાનામની ભાર્યામાં હું દત્તનામથી પ્રકટ થઇને, પ્રહ્લાદજી અને યદુરાજાને આન્વીક્ષિકી (આત્માસંબન્ધી) વિદ્યાને ઉપદેશ કરીશ (આથી દત્તાવતાર કહ્યો) ॥૨૫॥

मेरुदेव्यां सुतो नाभेर्भूत्वाहमृषभो भुवि ।
धर्मं पारमहंसाख्यं वर्तयिष्ये सनातनम् ॥२६॥

વળી હે વિધે ! નાભિરાજાથકી તેમની મેરૂદેવી નામની ભાર્યામાં ઋષભ નામથી પુત્રરૂપે પ્રકટ થઇને, પૃથ્વીઉપર સનાતન પારમહંસ્ય નામના ઉપશમ ધર્મને પ્રવર્તાવીશ (આથી ઋષભાવતાર કહ્યો) ॥૨૬॥

त्रेतायुगे भविष्यामि रामो भृगुकुलोद्वहः ।
क्षत्रं चोत्सादयिष्यामि भग्नसेतु कदध्वगम् ॥२७॥

વળી ત્રેતાયુગમાં હું ભૃગુકુળને વહન કરનારા પરશુરામ નામે થઇશ અને ધર્મમર્યાદાને ભાગી નાખનારા, માટેજ કુત્સિત માર્ગમાં વર્તનારા ક્ષત્રિયોનો નાશ કરીશ. (આથી પરશુરામનો અવતાર કહ્યો) ॥૨૭॥

सन्धौ तु समनुप्राप्ते त्रेताया द्वापरस्य च ।
कौसल्यायां भविष्यामि रामो दशरथादहम् ॥२८॥
सीताभिधाना लक्ष्मीश्च भवित्री जनकात्मजा ।
उद्वहिष्यामि तामैशं भङ्क्त्वा धनुरहं महत् ॥२९॥

ત્રેતાયુગ અને દ્વાપર યુગનો સંધિ પ્રાપ્ત થતાં તો, હું દશરથથકી તેમની કૌશલ્યા નામની પત્નીમાં રામચંદ્રનામથી પ્રકટ થઇશ. આ અવસરે જે લક્ષ્મીજી છે તે પણ જનકરાજાનાં પુત્રી સીતા નામથી પ્રગટ થશે. તે સીતાજીને હું શિવજીએ જનકરાજાને

આપેલા મહાધનુષને ભાગીને પરણીશ (આથી સીતારામાવતાર કહ્યો) ||૨૮-૨૯||

तत्तो रक्षःपतिं घोरं देवर्षिद्रोहकारिणम् ।
सीतापहारिणं सङ्ख्ये हनिष्यामि सहानुजम् ॥३०॥
तस्य मे तु चरित्राणि वाल्मीकाद्या महर्षयः ।
तदा गास्यन्ति बहुधा यच्छ्रुतेः स्यादघक्षयः ॥३१॥

ત્યારપછી હું રજસ્તમ:પ્રધાન હોવાથી ઘોર, માટેજ દેવો ઋષિઓ વિગેરેનો દ્રોહ કરનારા અને વળી સીતાજીને અપહરનારા એવા રાક્ષસરાજ રાવણને તેના નાનાભાઈ કુંભકર્ણ સાથે સંગ્રામમાં હણીશ. તે સમયે આવો હું તે મારાં દિવ્ય ચરિત્રોને તો વાલ્મીક આદિક મહર્ષિઓ બહુ પ્રકારે ગાન કરશે. જે ચરિત્રોના શ્રવણમાત્રથી શ્રોતા જનોના પાપનો નાશ થઈ જાય ||૩૦-૩૧||

द्वापरस्य कलेश्चैव सन्धौ पर्यवसानिके ।
भूभारासुरनाशार्थं पातुं धर्मं च धार्मिकान् ।
वसुदेवाद्भविष्यामि देवक्यां मथुरापुरि ॥३२॥
कृष्णोऽहं वासुदेवाख्यस्तथा सङ्कर्षणो बलः ।
प्रद्युम्नश्चानिरुद्धश्च भविष्यन्ति यदोः कुले ॥३३॥

વળી હે બ્રહ્મન્! દ્વાપરયુગના અને કલિયુગના સંધિમાં, તેમાંપણ સંધિના છેલા ભાગમાંજ ભૂમિના ભારભૂત અસુરાંશ રાજાઓના નાશમાટે તથા ધર્મ અને ધાર્મિક જનોના રક્ષણ માટે, મથુરા પુરીમાં વસુદેવથકી દેવકીમાં હું પ્રકટ થઈશ. (આથી કૃષ્ણાવતાર કહ્યો) કૃષ્ણ એવો હું યદુકુળમાં વાસુદેવનામથી વિખ્યાત થઈશ. તથા બળભદ્રનામધારી સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ પ્રગટ થશે ||૩૨-૩૩||

गोपस्य वृषभानोस्तु सुता राधा भविष्यति ।
वृन्दावने तया साकं विहरिष्यामि पंकज ! ॥३४॥

लक्ष्मीश्च भीष्मकसुता रुक्मिण्याख्या भविष्यति ।
उद्वहिष्यामि राजन्यान् युद्धे निर्जित्य तामहम् ॥३५॥

હે બ્રહ્મન્! રાધિકાતો વૃષભાનુ નામના ગોપની પુત્રીરૂપે પ્રકટ થશે. હું વૃંદાવનમાં તે રાધા સાથે વિહાર કરીશ. જે લક્ષ્મીજી છે તે રુક્મિણી નામથી ભીષ્મક રાજાની પુત્રીપણે પ્રકટ થશે. તે રુક્મિણીને હું યુદ્ધમાં ક્ષત્રિયોને જીતીને પરણીશ. (આ અર્થ 'राघवत्वेऽभवत्सीता रुक्मिणी कृष्णजन्मनि' 'देवत्वे देवदेहेयं मनुष्यत्वे च मानुषी' આ વચનોથી સ્પષ્ટ કહ્યો છે) ॥૩૪-૩૫॥

धर्मद्रुहोऽसुरान् हत्वा तदाविष्टांश्च भूपतीन् ।
धर्मं संस्थापयन्नेव करिष्ये निर्भरां भुवम् ॥३६॥

હું ભૂમિઉપર ધર્મનીજ સ્થાપના કરતોથકો ધર્મદ્રોહી અસુરોને અને તે અસુરોએ જેમાં પ્રવેશ કર્યો છે એવા રાજાઓને હણીને ભૂમિને ભારરહિત કરીશ ॥૩૬॥

येन केनापि भावेन यस्य कस्यापि मानसम् ।
मयि संयोक्ष्यते तं तं नेष्ये ब्रह्मगतिं पराम् ॥३७॥
धर्मं भुवि स्थापयित्वा कृत्वा यदुकुलक्षयम् ।
पश्यतां सर्वदेवानामन्तर्धास्ये भुवस्ततः ॥३८॥

રાગ દ્વેષ ભય આદિક જે કોઈપણ ભાવથી જે કોઈપણ જનનું મન, મારે વિષે સંલગ્ન થશે તે તે જનને પરમદયાળુ હું શ્રેષ્ઠ બ્રહ્મગતિ (મોક્ષ) ને પમાડીશ. ભૂમિમાં ધર્મની સ્થાપના કરીને અને ભારભૂત યાદવ કુળનો પણ ક્ષય કરીને, તેપછી હું સર્વે દેવતાઓને જોતાંજ ભૂમિથકી અંતર્ધાન થઈ જઈશ ॥૩૭-૩૮॥

कृष्णस्य मम वीर्याणि कृष्णद्वैपायनादयः ।
गास्यन्ति बहुधा ब्रह्मन्सद्यः पापहराणि हि ॥३९॥

હે બ્રહ્મન્! કૃષ્ણરૂપ હું તે મારાં પરાક્રમ ચરિત્ર આદિકને

વ્યાસમુનિ વિગેરે અનેક પ્રકારે ગાન કરશે. કેવાં પરાક્રમચરિત્ર? તો સ્નેહપૂર્વક શ્રવણ કરવામાત્રથી સર્વે પાપને હરનારાં છે ॥૩૯॥

कृष्णद्वैपायनो भूत्वा पराशरमुनेः सुतः ।
शाखाविभागं वेदस्य करिष्यामि तरोरिव ॥४०॥

વળી હે બ્રહ્મન્! કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ) નામથી પરાશરમુનિના પુત્રરૂપે પ્રગટ થઇને વૃક્ષનીજ જેમ એમ વેદની શાખાઓનો વિભાગ કરીશ. એક વેદને ચાર વિભાગવાળો કરીશ (આથી વ્યાસાવતાર કહ્યો) ॥૪૦॥

वैदिकं विधिमाश्रित्य त्रिलोकीपरिपीडकान् ।
छलेन मोहयिष्यामि भूत्वा बुद्धोऽसुरानहम् ॥४१॥

વળી હે વિધે! હું બુદ્ધરૂપે થઇને, વૈદિક વિધિને આશરીને ત્રિલોકીને પરિપીડા કરનારા અસુરોને છળથી મોહ પમાડીશ (આથી બુદ્ધાવતાર કહ્યો) ॥૪૧॥

मया कृष्णेन निहताः सार्जुनेन रणेषु ये ।
प्रवर्तयिष्यन्त्यसुरास्ते त्वधर्मं यदा क्षितौ ॥४२॥
धर्मदेवात्तदा मूर्तौ नरनारायणात्मना ।
प्रवृत्तेऽपि कलौ ब्रह्मन्! भूत्वाहं सामगो द्विजः ॥४३॥
मुनिशापान्मृतां प्राप्तं सार्धं जनकमात्मनः ।
ततोऽविता गुरुभ्योऽहं सद्धर्मं स्थापयन्नज! ॥४४॥

એક સમયે યુદ્ધાર્થે મથુરાપુરી પ્રત્યે આવેલા જરાસંધની સાથે યુદ્ધસમય આવતાં, શ્રીકૃષ્ણે પોતાના પ્રાદુર્ભાવનો હેતુ વિચારતાં, 'अन्योऽपि धर्मरक्षायै देहः संश्रियते मया। विरामायाप्यधर्मस्य काले प्रभवतः क्वचित् ॥'' આ રીતે પોતાના દ્વિતીય પ્રાદુર્ભાવના ધારણની પ્રતિજ્ઞા કરી હતી. માટેજ તે શ્રીકૃષ્ણે સ્વધામગમનસમયે પોતાના બીજા પ્રાદુર્ભાવના ગ્રહણમાં હેતુને ઉદ્દેશીને, 'સમગ્ર જીવોના કલ્યાણને કરનારૂં મારૂં જ્ઞાન ધારવા કોણ સમર્થ થાય?'

એમ વિચાર કરતાં, તેવા ગુણવાળા ઉદ્ધવજીને જાણીને, તેમને આચાર્યપદવી આપવાપૂર્વક પોતાની જ્ઞાનરૂપ ધૂર સોંપી હતી. આ બાબત "अस्माल्लोकादुपरते मयि ज्ञानं मदाश्रयम् । अर्हत्युद्धव एवाद्धा संप्रत्यात्मवतां वरः ॥ नोद्धवोऽण्वपि मन्न्यूनो यद्गुणैर्नार्दितः प्रभुः । अतो मद्वयुनं लोकं ग्राहयन्निह तिष्ठतु ॥" આ પ્રકારે કહી છે. વળી 'कृतादिषु प्रजा राजन् ! कलाविच्छन्ति संभवम् । कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः ॥' આ રીતે જનકના પ્રત્યે યોગેશ્વરોએપણ તે બીજા પ્રાદુર્ભાવના સંબન્ધથી કલિમાં અનંત જનોની તત્પરાયણતા કહી છે. તો તેજ પ્રાદુર્ભાવને અહીં પ્રકાશ કરતા ભગવાન્ પુરૂષોત્તમ બ્રહ્માને વર આપે છે—હે બ્રહ્મન્! અર્જુને સહિત મેં શ્રીકૃષ્ણે યુદ્ધમાં હણેલા ( એટલે હું જે અસુરોને મારા હાથથી હણીશ અને જેઓ અર્જુને હણ્યાથકાપણુ મને જોતાથકા મૃત્યુને પામશે તે તો મોક્ષને પામી જશે. અહીંતહીં અર્જુનાદિકે હણેલા ) જે અસુરો તેજ અસદ્ગુરૂનૃપાદિક રૂપથી જ્યારે પૃથ્વીઉપર અધર્મને પ્રવર્તાવશે ત્યારે હે બ્રહ્મન્! હું કલિકાળની પુષ્કળ પ્રવૃત્તિમાંપણુ ધર્મદેવથકી તેમની ભક્તિ જેનું બીજું નામ છે એવી મૂર્તિપત્નીમાં નરનારાયણને નિમિત્ત કરીને સામવેદી વિપ્રરૂપથી પ્રાદુર્ભવીને, હે અજ ! હું સદ્ધર્મની સ્થાપના કરતોથકો દુર્વાસામુનિના શાપથી મનુષ્યભાવને પામનારા મરીચ્યાદિ મુનિસહિત મારાં માતાપિતા ધર્મભક્તિની તે અસુરાંશ ગુરૂરાજથકી રક્ષા કરીશ. ( આથી શ્રીકૃષ્ણના બીજા અવતારરૂપ સ્વામિનારાયણાવતાર કહ્યો.) ॥૪૨-૪૪॥

जनान् म्लेच्छमयान्भूमौ कलेरन्ते महैनसः ।
कल्की भूत्वा हनिष्यामि विचरन् दिव्यवाजिना ४५

વળી હે વિધે ! કલિયુગના અંતમાં હું કલ્કિરૂપે થઇને ભૂમિઉપર વર્તતા મહાપાપી મ્લેચ્છમય રાજાદિ જનોને દેવોએ આપેલા દિવ્ય અશ્વ ઉપર બેસીને વિચરતો થકો હણીશ. ( આથી કલ્કિઅવતાર કહ્યો ) ॥૪૫॥

यदा यदा च वेदोक्तो धर्मो नाशिष्यतेऽसुरैः ।
प्रादुर्भावो भविष्यो मे तद्रक्षायै तदा तदा ॥४६॥

હે બ્રહ્મન્! મારા આટલાજ અવતારો નહિ, પરંતુ જ્યારે જ્યારે વેદોક્ત ધર્મનો અસુરો નાશ કરશે ત્યારે ત્યારે તે ધર્મનું રક્ષણ કરવા મારો અવતાર થશે. મારા અવતારો અનંત છે, તેમાં દેશકાળનો નિયમ નથી ॥૪૬॥

तस्माच्चिन्तां विहायैव प्रजाः सृज यथा पुरा ।
एतान्दत्त्वा वरांस्तस्मा अहमन्तर्हितोऽभवम् ॥४७॥

માટે હે બ્રહ્મન્! તમો ચિંતાનો ત્યાગ કરીનેજ પૂર્વ કલ્પની પેઠેજ પ્રજાઓને સર્જો. હે નારદ! હું બ્રહ્માને આટલા (તેવીશ) વરો આપીને અંતર્ધાન થઈગયો ॥૪૭॥

यथा तस्मै वरा दत्तास्तथैव च मया कृतम् ।
कुर्वे करिष्ये च मुने! निजशक्तिभिरञ्जसा ॥४८॥

હે મુને! બ્રહ્માને મેં જે રીતે વરો આપ્યા છે તેજરીતે અનાયાસથી મારા ઐશ્વર્યે કરીને મેં કર્યું છે કરૂંછું અને વળી કરીશ ૪૮

एवंविधस्य मे ब्रह्मन्नीशितुः सर्वदेहिनाम् ।
दर्शनं दुर्लभं जातं तवैकान्तिकभक्तितः ॥४९॥

હે મુને! સર્વ દેહિનો નિયંતા આવો હું તે મારાં દુર્લભ દર્શન તમને મારેવિષે એકાંતિક ભક્તિ હોવાને લીધે થયાં છે ॥૪૯॥

वरं वरय मत्तस्त्वं स्वाभीष्टं मुनिसत्तम! ।
प्रसन्नोऽस्मि भृशं तुभ्यं नाफलं मम दर्शनम् ॥५०॥

હે મુનિસત્તમ! (મુનિઓમાં શ્રેષ્ઠ) તમો મારાથકી સ્વાભીષ્ટ વર માગો. હું તમારી ઉપર અત્યંત પ્રસન્ન થયો છું. મારૂં દર્શન નિષ્ફળ ન હોવું જોઇએ, દર્શનનું કાંઈ ફળ મળવું જોઇએ, તો તમો વર અભીષ્ટ માગો ॥૫૦॥

स्कन्द उवाच–

श्रुत्वेति भगवद्वाक्यं नारदो मुनिसत्तमः ।
मन्यमानो निजं धन्यं तमुवाच प्रभुं मुने ! ॥५१॥

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને ! મુનિસત્તમ નારદજી આવું ભગવાનનું વચન સાંભળીને પોતાને ધન્યભાગી માનતાથકા પ્રભુ શ્રીહરિપ્રત્યે આ પ્રકારે બોલ્યા ॥૫૧॥

श्रीनारद उवाच–

दर्शनादेव ते स्वामिन्सम्पूर्णो मे मनोरथः ।
इदं हि दुर्लभं मन्ये सर्वेषामपि देहिनाम् ॥५२॥
अतस्ते च त्वदीयानां त्वद्धाम्नोऽस्यामृतस्य च ।
साक्षात्समीक्षणादन्यत्प्राप्यं मे नास्ति वाञ्छितम् ५३

નારદમુનિ કહે છે—હે સ્વામિન્ ! આપનાં દર્શન થવાથીજ મારો મનોરથ પરિપૂર્ણ થઈ ગયો છે. આપનું દર્શનજ સર્વકોઈ પણ દેહિઓને અત્યંત દુર્લભ છે એમ હું માનું છું. તો એક તો આપ ભગવાનનું દર્શન, બીજું તમારા ભક્ત મુક્તોનું દર્શન અને ત્રીજું આ અમૃત નામના આપના અક્ષરધામનું દર્શન જે મને થયું છે તેથકી બીજું મારે વાંછિત પ્રાપ્ય કાંઈપણ નથી. જે નિરૂપાધિક વાંછિત પ્રાપ્ય છે તે આની અંદરજ આવી જાયછે ॥૫૨-૫૩॥

इतोऽन्यद्दुर्लभं क्वापि नास्ति ब्रह्माण्डगोलके ।
यदहं परितुष्टात्ते प्रार्थयेयमिहाच्युत ! ॥५४॥

હે અચ્યુત ! આ બ્રહ્માંડગોલકમાં કોઈપણ સ્થળમાં આ આપ આદિકના દર્શનથકી બીજું કાંઈપણ વસ્તુ મને દુર્લભ નથી કે જેને હું પ્રસન્ન થએલા આપથકી અહીં યાચના કરૂં ॥૫૪॥

लोकान्तरसुखं यत्तद्वैदिकैरेव कर्मभिः ।
दैवैः पित्र्यैश्च लभ्येत तच्चाप्यस्ति हि नश्वरम् ॥५५॥

સ્વર્ગાદિ અન્ય લોકોનું સુખ જે છે તે તો દૈવ કર્મ સંધ્યાવંદનાદિક અને પિત્ર્યકર્મ તર્પણાદિકે કરીને જ જનોને મળે છે. તે વેદોક્ત સકામ કર્મથી જન્ય સુખપણ તે લોકોનો ક્ષય થતાં નિશ્ચે ક્ષય થઈ જાય છે ॥૫૫॥

नेच्छामि तदहं किञ्चित्सुखं त्वत्तः परं प्रभो ! ।
वरमेकं तु याचे त्वत्स्वेप्सितं वरदर्षभात् ॥५६॥

માટે હે પ્રભો ! હું કાંઈ પણ બીજું તે સુખ તમારાથકી ઇચ્છતો નથી. તમો વરદાતાઓ મધ્યે શ્રેષ્ઠ છો, તો આવા આપથકી મને ઇપ્સિત એક વર તો માગું છું ॥૫૬॥

तवाथ तव भक्तानां सदैव गुणगायने ।
अत्युत्सुकास्तु मे बुद्धिस्त्वयि प्रीतिविवर्धिनी ॥५७॥

કયો વર? તો તમો અને તમારા ભક્તોના સદૈવ ગુણો ગાવામાં ઉત્કટ ઉત્સાહવાળી અને વળી તમારે વિષે પ્રીતિને વિશેષ વધારનારી મારી બુદ્ધિ થાવ. આટલુંજ હું માગું છું ॥૫૭॥

स्कन्द उवाच–

तथास्त्विति प्रतिश्रुत्य कृष्णस्तेनेति याचितम् ।
गानोपयुक्तां महतीं वीणां दत्त्वाऽब्रवीत्पुनः ॥५८॥

**કાર્તિક સ્વામી** કહે છે—હે સાવર્ણિ મુને ! આ રીતે નારદજીએ કરેલી યાચનાને જાણીને, ભગવાન્ શ્રીકૃષ્ણ 'તથાસ્તુ' એમ પ્રતિજ્ઞા કરીને, ગાવામાં ઉપયોગી મહતી નામની વીણા નારદજીને આપીને ફરીથી બોલ્યા ॥૫૮॥

श्रीभगवानुवाच–

अधुना गच्छ देवर्षे ! विशालां बदरीमितः ।
तत्र धर्मात्मजं भक्त्या मामाराधय सुव्रत ! ॥५९॥

શ્રીભગવાન્ કહે છે—હે દેવર્ષે ! તમો હાલમાં આ બ્રહ્મધામથકી બદરિકાશ્રમ પ્રત્યે જાવ. તે આશ્રમમાં રહીને હે સુવ્રત !

ધર્મપ્રજાપતિના પુત્ર નરનારાયણરૂપ હું તે મારું નવ પ્રકારની ભક્તિથી આરાધન કરો ॥૫૯॥

त्वं ह्येकान्तिकभक्तोऽसि मम निष्कपटान्तरः ।
तेन त्वामधिकं मन्ये विधेरपि पितुस्तव ॥६०॥

નિષ્કપટ અંતઃકરણવાળા તમો મારા એકાંતિક ભક્ત છો. તે હેતુથી તમને હું તમારા પિતા બ્રહ્માથકીપણ અતિશય અધિક માનું છું ॥૬૦॥

यादृशोऽहं च यद्रूपो यावांश्च महिमा मम ।
विदुस्तत्सर्वमपि मे भक्ता एकान्तिका मुने ! ॥६१॥

હે મુને ! હું જેવા સ્વાભાવિક જ્ઞાન શક્ત્યાદિ ગુણવાળો છું. અને જેવા નિત્યસિદ્ધ ગુણનિધિ દિવ્ય રૂપવાળો છું અને જેવો દેશકાળાદિકથી અનવચ્છિન્ન પ્રમાણવાળો છું અને જેવો મારો મહિમા છે, તે સર્વેને પણ મારા એકાંતિક ભક્તો જાણે છે ॥૬૧॥

हृदि चिन्त्योऽहमेवास्मि सतां तेषां च ते मम ।
तेषामिष्टं न मत्तोऽन्यन्मम तेभ्यो न किञ्चन ॥६२॥

તે એકાંતિક મારા ભક્તોના હૃદયમાં હુંજ એક ચિંતનીય છું અને મારા હૃદયમાં તે ભક્તોજ ચિંતનીય છે. મારા ભક્તોને મારાથકી બીજું કાંઈપણ પ્રિય નથી અને મને તે ભક્તોથકી બીજુ કાંઈ પણ પ્રિય નથી. આ રીતે મારે અને ભક્તોને પરસ્પર અતિ પ્રીતિ વર્તે છે ॥૬૨॥

यथा पतिव्रता नार्यो वशीकुर्वन्ति सत्पतिम् ।
निजैर्गुणैस्तथा भक्ता वशीकुर्वन्ति मामपि ॥६३॥

જેમ પતિવ્રતા નારીઓ પોતાના શીલાદિ ગુણોએ કરીને પોતાના સત્ય પતિને વશ કરે છે તેમ ભક્તજનો પોતાના નિષ્કામત્વાદિ ગુણોએ કરીને સત્પતિ મનેપણ વશ કરે છે ॥૬૩॥

अनुयामि श्रिया सार्कं तानहं परवानिव ।
यत्र यत्र च ते सन्ति तत्र तत्राहमस्मि हि ॥६४॥

હું યદ્યપિ સ્વતંત્ર છું પણ જાણે પરતંત્રજ હોઉં એમ હું લક્ષ્મીજીની સાથે મારા એકાંતિક ભક્તોની પાછળ સાથે જ જઉં છું. તે આ ભક્તો જે જે સ્થાનમાં રહ્યા છે તે તે સ્થળમાં હું રહેલોજ છું. એમાં સશય નથી ॥૬૪॥

सत्सङ्गादेव मत्प्राप्तिर्भवेद्भुवि मुमुक्षताम् ।
नान्योपायेन देवर्षे ! सत्यमित्यवधारय ॥६५॥

હે દેવર્ષે ! સંસારપાશથકી મુકાવા ઇચ્છતા જનોને સત્સમાગમે કરીનેજ ભૂમિમાં મારી પ્રાપ્તિ થાય. આ થકી અન્ય ઉપાયે કરીને નજ થાય. મારી પ્રાપ્તિનું અસાધારણ સાધન સત્સંગજ છે. આ હું તમને સત્યજ કહું છું અને તમો તેને નિશ્ચયથી સત્યજ સમજો ॥૬૫॥

मामेव यर्हि शरणं मानुषाः प्राप्नुवन्ति ये ।
तर्ह्येव ते विमुच्यन्ते मायाया जीवबन्धनात् ॥६६॥

જો જે મનુષ્યો મારાજ શરણને પામે તોજ તે મનુષ્યો જીવોને બંધન કરનારી ગુણમયી માયાથકી મુક્ત થાય છે. મારી પ્રાપ્તિનું આજ અસાધારણ ફળ છે ॥૬૬॥

मां प्रपन्नस्तु पुरुषो येन केनापि भावतः ।
यथेष्टं सुखमाप्नोति न तु संसृतिमन्यवत् ॥६७॥

જે કોઈપણ ભાવથી મારા શરણને પામેલો પુરૂષ તો યથેષ્ટ સુખને પામે છે. પણ બીજા દેવના ઉપાસકની પેઠે જન્મમરણરૂપ સંસૃતિને નથીજ પામતો ॥૬૭॥

स्कन्द उवाच–

एवमुक्तो भगवता प्राप्तोऽनुग्रहमीप्सितम् ।
प्रणम्य साश्रुनयनः पर्यावर्तत नारदः ॥६८॥

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને ! આ પ્રકારે ભગવાન્ શ્રીકૃષ્ણે કહેલા અને તેમના થકી અભિલષિત અનુગ્રહને પામેલા નારદજી આનંદનાં અશ્રુથી પૂર્ણ નયનવાળા થઇને ભગવાનને પ્રણામ કરીને ત્યાંથી પાછા વળ્યા ॥૬૮॥

तमेव वीणया गायन् श्वेतमुक्तमपश्यत ।
प्राग्वत्स्वाग्रे चलन्तं तमन्वगच्छद्विजर्षभ ! ॥६९॥

પાછા વળ્યા તે સમયે હે દ્વિજવર્ય સાવર્ણે ! વીણાવડે ભગવદ્ગુણોનેજ ગાતા નારદજીના જોવામાં એક શ્વેતમુક્ત આવ્યા. પ્રથમની પેઠે પોતાની આગળ ચાલતા તે શ્વેતમુક્તની પાછળ પોતે ચાલ્યા ॥૬૯॥

सद्यः श्वेतं महाद्वीपं प्राप्य श्वेतान् प्रणम्य तान् ।
निवृत्तो नारदो ब्रह्मंस्तरसा मेरुमागमत् ॥७०॥

હે બ્રહ્મન્ ! નારદમુનિ શ્વેતસંજ્ઞિત મહાદ્વીપને તત્કાળ પામીને, ત્યાંના નિવાસી શ્વેતમુક્તોને પ્રણામ કરીને, ત્યાંથી નીકળીને વેગથી આગળ ચાલતાં મેરૂપર્વતને પામ્યા ॥૭૦॥

ततो मेरोः प्रचक्राम पर्वतं गन्धमादनम् ।
निपपात च खात्तूर्णं विशालां बदरीमनु ॥७१॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये श्रीवासुदेवावतारादिकथननामाष्टादशोऽध्यायः ॥१८॥

તે મેરૂથકી ગંધમાદન નામના પર્વતપ્રત્યે આવ્યા. ત્યાંથી નીકળીને વિશાલા નામની બદરીને લક્ષ કરીને આકાશમાર્ગેથકી એકદમ નીચે પડતાં બદરીકાશ્રમને પામ્યા ॥૭૧॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે શ્રીવાસુદેવાવતારાદિકથનનામાષ્ટાદશોऽધ્યાય: ॥૧૮॥

स्कन्द उवाच-

ततः स ददर्शे देवौ पुराणावृषिसत्तमौ ।
तपश्चरन्तौ सुमहदात्मनिष्ठौ महाव्रतौ ॥ १ ॥
तेजसाप्यधिकौ सूर्यात्सर्वलोकविरोचनात् ।
श्रीवत्सलक्षणौ पूज्यौ जटामण्डलधारिणौ ॥ २ ॥
पद्मचिह्नभुजौ तौ च पादयोश्चक्रलक्षणौ ।
व्यूढोरस्कौ दीर्घभुजौ सितसूक्ष्मघनांशुकौ ॥ ३ ॥
स्वास्यौ पृथुललाटौ च सुभ्रुवौ शुभनासिकौ ।
शुभलक्षणसम्पन्नौ दिव्यमूर्ती घनप्रभौ ॥ ४ ॥

[1]અધ્યાય ૧૯ મો.

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને ! બદરીકાશ્રમને પામ્યા પછી, નારદજી ભગવાન્ શ્રીનરનારાયણનાં દર્શન પામ્યા. કેવા નરનારાયણ ? તો ઋષિઓ મધ્યે મહામોટા ઋષિ, આધુનિક નહિ પણ પુરાતન, પોતાના ભક્તોના સદ્ગુણોના ઉદયમાટેજ તીવ્ર તપને કરતા, ભક્તશિક્ષણાર્થે દૃઢ આત્મનિષ્ઠાને ધારી રહેલા, અચળ બ્રહ્મચર્ય વ્રતને ધારી રહેલા, દિવ્ય મંગળ દેહ જેમનો છે, સર્વ લોકોને પ્રકાશ કરનારો જે સૂર્ય તેથકી પણ પોતાના દિવ્યતેજથી અતિ અધિક, જેમના વક્ષઃસ્થળમાં શ્રીવત્સનું ચિહ્ન છે, દેવ નર આદિક સર્વેએપણ પૂજનીય, મસ્તકે જટાજૂટને ધારી રહેલા, જેમના હસ્તતળમાં પદ્માકાર રેખાનું ચિહ્ન છે, જેમના ચરણતળમાં ચક્રસદૃશ રેખાકાર ચિહ્ન છે, જેમનું વક્ષઃસ્થળ બહુ વિશાળ છે, જેમના બન્ને ભુજ જાનુપર્યંત લાંબા છે, શ્વેત સૂક્ષ્મ અને વળી ઘાટાં વસ્ત્રોને ધારી રહેલા, સુંદર શાંત મુખારવિંદ જેમનું છે, વિશાળ લલાટ જેમનું છે, રૂડી ભ્રૂકુટી જેમની

[1] આ અધ્યાયમાં નારાયણે નારદને કહેલું શ્રીકૃષ્ણસ્વરૂપનું વિજ્ઞાન અને નારદે કરેલું તેમનું તપથી આરાધન વિગેરે કહ્યું છે.

છે, શુભ નાસિકા જેમની છે, બીજાંપણ બધાં સામુદ્રિક શાસ્ત્રમાં કહેલાં શુભ લક્ષણોએ જે સંપન્ન છે, નવીન મેઘસમાન શ્યામ શરીરવર્ણ જેમનો છે, દિવ્ય અપ્રાકૃત મૂર્તિ જેમની છે, આરીતે જે અનેક સદ્ગુણોએ સંપન્ન સુપ્રસિદ્ધ છે. આવા નરનારાયણ ભગવાનનાં દર્શન નારદજી પામ્યા ॥૧-૪॥

विनयेनान्तिकं प्राप्य तयोः कृत्वा प्रदक्षिणाम् ।
भक्त्या प्रणम्य साष्टाङ्गं तस्थौ प्राञ्जलिरग्रतः ॥५॥

દુર્લભ દર્શન પામતાં, નારદમુનિ શ્રીનરનારાયણની સમીપે વિનીત વેષથી જઈને, ભક્તિથી પ્રદક્ષિણા કરીને અને સાષ્ટાંગ પ્રણામ કરીને, બે હાથ જોડીને સન્મુખ બેઠા ॥૫॥

ततस्तौ तपसां वासौ यशसां तेजसामपि ।
ऋषी पौर्वाह्णिकस्यान्ते विधेर्मौनं विहाय च ॥६॥
प्रीत्या नारदमव्यग्रौ पाद्यार्घ्याभ्यां समार्चताम् ।
पीठयोरुपविष्टौ तौ कौशयोर्नारदश्च सः ॥७॥

અનતર તપ યશ અને તેજનાપણ નિધિરૂપ એવા ઋષિવર્ય નરનારાયણ ભગવાને નૈષ્ઠિકવર્ણિએ અવશ્ય કરવાનો સંધ્યાવંદનાદિ પૌર્વાહ્નિક નિત્યવિધિ કરી પરવાર્યા પછી, નિત્યવિધિસમયે ધારેલા મૌનવ્રતનો ત્યાગ કરીને, અવ્યગ્ર મનવાળા થઇને સન્મુખ બેઠેલા નારદજીની પ્રીતિથી પાદ્ય અર્ઘ્યઆદિકવડે સારી પૂજા કરી. પૂજા કર્યા પછી શ્રીનરનારાયણ ઋષિ દર્ભાસનમાં બેઠા અને નારદજી પણ તેમની આજ્ઞાથી દર્ભાસનમાં બેઠા ॥૬-૭॥

तेषु तत्रोपविष्टेषु स देशोऽभ्यराजत ।
आज्याहुतिमहाज्वालैर्यज्ञवाटोऽग्निभिर्यथा ॥८॥

આ ત્રણ મૂર્તિઓ જ્યારે તે આસન ઉપર વિરાજમાન થઈ ત્યારે જે દેશમાં તેઓ બીરાજ્યા છે તે દેશ યોગરદમ બહુજ શોભવા લાગ્યો. કેની પેઠે? તો ઘીની આહુતિઓવડે જેમની

જ્વાળા મહામોટી થઇ છે એવા ત્રણ અગ્નિઓએ કરીને યજ્ઞમંડપ જેમ શોભે તેમ ॥૮॥

अथ नारायणस्तत्र नारदं वाक्यमब्रवीत् ।
सुखोपविष्टं विश्रान्तं कृतातिथ्यं सुसत्कृतम् ॥९॥

સુખેથી બેઠા પછી તેમને મધ્યે નારાયણ ભગવાન્ નારદ પ્રત્યે વાક્ય બોલ્યા, કેવા નારદજી? તો પાદ્ય અર્ઘ્ય આચમનીય આદિકવડે જેમનું ઉત્તમ આતિથ્ય કરવામાં આવ્યું છે, માટેજ જેમને બહુ મોટું માન મળેલું છે, માટેજ જે સુખેથી બેઠેલા અને માર્ગના પરિશ્રમે રહિત થઈ ગયા છે ॥૯॥

श्रीनारायण उवाच–

अपि ब्रह्मन् ! स भगवान् परमात्मा सनातनः ।
ब्रह्मधाम्नि त्वया दृष्ट आवयोः कारणं परम् ॥१०॥

શ્રીનારાયણ પુછે છે—હે બ્રહ્મન્! નારદ! અમારા પરમ કારણભૂત (અવતારી) સનાતન પરમાત્મા તે ભગવાનનાં બ્રહ્મધામમાં તમોને દર્શન થયાં કે કેમ? ॥૧૦॥

नारद उवाच–

भगवंस्त्वत्प्रसादेन तमहं परमेश्वरम् ।
वासुदेवं समालोके स्थितमक्षरधामनि ॥११॥

આ રીતે નારાયણે પુછેલા નારદજી હવે કહે છે—હે ભગવન્! અક્ષરધામમાં અખંડ રહેલા સર્વકારણ પરમેશ્વર વાસુદેવ ભગવાનનાં તમારા અસાધારણ અનુગ્રહથી મને સારી રીતે દર્શન થયાં છે ॥૧૧॥

इह चैवागतस्तेन विसृष्टो वां निषेवितुम् ।
आसिष्ये तत्परो भूत्वा युवाभ्यां सह नित्यशः ॥१२॥

તમારી સેવા કરવા માટેજ તે વાસુદેવ ભગવાનેજ પ્રેરણા કરવાથી હું આ આપના આશ્રમમાં આવ્યો છું. તો હવે હું નિરંતર

તમારા પરાયણ થઇને તમારી સાથે જ નિવાસ કરી રહીશ. તમારી સેવા સીવાય કશો મારે અર્થ નથી ॥૧૨॥

श्रीनारायण उवाच-

धन्योऽस्यनुगृहीतोऽसि यत्ते दृष्टः स्वयं प्रभुः ।
न हि तं दृष्टवान्ब्रह्मन्कश्चिद्देवोऽपि वा ऋषिः ॥१३॥

આ રીતે નારદજીએ કહેતાં, હવે શ્રીનારાયણ કહે છે— હે બ્રહ્મન્! તમો બહુ ધન્યભાગી થયા છો, કારણ કે તમારી ઉપર વાસુદેવ ભગવાને મહાન્ અનુગ્રહ કર્યો છે. શો અનુગ્રહ? તો તમને સ્વયં પ્રભુ પરમાત્માએ સાક્ષાત્ પોતાનું દર્શન આપ્યું છે. એમાં શો વિશેષ? તો તે ભગવાનનાં કોઈ દેવ કે ઋષિપણ દર્શન પામી શક્યા નથી. દેવ ઋષિ વિગેરે દર્શનની ઇચ્છાવાળાતો છે પણ તેમને પણ તે ભગવાનનાં દર્શન દુર્લભ છે. આવાં સર્વદુર્લભ દર્શન તમને શ્રીનારાયણે આપ્યાં એજ એમનો નિરતિશય અનુગ્રહ જાણો. આથી બીજો કોઈપણ અનુગ્રહ અધિક નથી. આવા સર્વાધિક અનુગ્રહને તમો પામ્યા માટે તમો બહુ ધન્યભાગી થયા છો. આવું ભાગ્ય કોઇનુંપણ નથી ॥૧૩॥

भक्त्यैकान्तिकया तस्य प्राप्ता अक्षरसाम्यताम् ।
ये हि भक्तास्त एवैनं पश्यन्त्यखिलकारणम् ॥१४॥
स दिव्यमूर्तिर्भगवान् दुर्दर्शः पुरुषोत्तमः ।
नारदैतद्धि मे सत्यं वचनं समुदाहृतम् ॥१५॥

જ્યારે દેવ ઋષિનેપણ તેમનાં દર્શન દુર્લભ છે, તો બીજા કોણ તેમના દર્શનને પામેછે? તો તે ભગવાનની એકાંતિકી ભક્તિએ કરીને જેઓ બ્રહ્મૈક્યભાવથી ભગવાનના સાધર્મ્યને પામ્યા છે તેજ દર્શનાધિકારી હોઇને સર્વકારણ તે પરંબ્રહ્મ પરમાત્માનાં સાક્ષાત્ દર્શન પામે છે. ભગવાનના સાક્ષાત્ દર્શનમાં તેમની એકાંતિકી ભક્તિજ મુખ્ય કારણ છે. દિવ્યમૂર્તિ પુરૂષોત્તમ તે ભગવાન્ અભક્તોને તો દુર્દર્શ છે. એમનાં એમને દર્શન કદાપિ

થતાં નથી. હે નારદ ! આ વચન મેં સત્યજ સમીચીન કહ્યું છે, એમાં કાંઈ સંશય નથી ॥૧૪-૧૫॥

नाऽन्यो भक्तात्प्रियतरो लोके तस्यास्ति कश्चन ।
ततः स्वयं दर्शितवांस्तवात्मानं द्विजोत्तम ! ॥१६॥

જ્યારે આ રીતે સર્વથાજ તેમનું દર્શન દુર્લભ છે તો મને તે કેમ થયું? તો હે દ્વિજોત્તમ! આ જગતમાં તે પુરૂષોત્તમ ભગવાનને એકાંતિક ભક્તથકી બીજો કોઈપણ અતિવહાલો નથી. એક એકાંતિક ભક્તજ સર્વાધિક વહાલો છે. આવા હેતુથી સ્વયં પુરૂષોત્તમે પોતાના એકાંતિક ભક્ત એવા તમને પોતાના દિવ્ય સ્વરૂપનું દર્શન આપ્યું છે. (આ અર્થ 'यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' આ શ્રુતિએ કહ્યો છે) ॥૧૬॥

तेजःपुञ्जाभिरुद्धाङ्गो गुणातीताद्भुताकृतिः ।
अखण्डानन्दरूपश्च सदा शुद्धोऽच्युतोऽस्ति सः ॥१७॥

જે પરાત્પર પરમાત્માનાં તમને દર્શન થયાં તે અચ્યુત-સ્વરૂપ સ્વભાવાદિકથી અને આશ્રિતસંરક્ષણરૂપ વ્રતથી કયારેય પણ પ્રચ્યુતિ નહિ પામનારા હોવાથી અચ્યુત નામથી કહેવાય છે. તે પોતે ચરાચર વિશ્વમાં સદા વ્યાપીને રહ્યા છે છતાં તે વિશ્વના કોઈપણ દોષનો સ્પર્શ તેમને ત્રિકાળમાં નહિ હોવાથી સ્વતઃ શુદ્ધ છે. આ ભગવાન્ સદૈવ ગુણાતીત-અપ્રાકૃત અદ્‌ભુત દિવ્ય આકૃતિવાળા છે પણ તેમનાં કરચરણાદિ અંગો દિવ્ય શાંત શ્વેત તેજ:પુંજને લીધે આવરિત રહે છે. આ ભગવાન અખંડ અનવધિક આનંદસ્વરૂપ હોઈને ભક્તોને આનંદ આપનારા છે ॥૧૭॥

रूपवर्णवयोवस्थाः प्राकृता नैव तस्य हि ।
सर्वं तस्यास्ति तद्दिव्यं सर्वोपकरणानि च ।
एकान्तिकानां भक्तानां स एव परमा गतिः ॥१८॥

ગુણાતીતને રૂપ વર્ણ આદિક કેમ દેખાય? તો તે પુરૂષોત્તમનું જે રૂપ, (મૂર્તિ,) કૃષ્ણાદિ વર્ણ, કિશોરાદિ વય અને જાગ્રતાદિ

અવસ્થા છે તે પ્રાકૃત છે જ નહિ, કિંતુ તે રૂપાદિ સર્વે પણ દિવ્ય-અપ્રાકૃત છે. અને સર્વે ઉપકરણો વસ્ત્ર આભરણાદિ છે તે પણ દિવ્ય છે. પ્રાકૃત હોય તો શંકા આવે. (આ અર્થ સત્સંગિજીવનમાં 'दिव्यं कृष्णस्य रूपं' આ વચનથી વર્ણવ્યો છે) આવા દિવ્યમૂર્તિ પુરૂષોત્તમ નારાયણજ એકાંતિક ભક્તોને પરમા ગતિ-પરમ પ્રાપ્ય છે. આથી કોઈ ઉપર ઉત્કૃષ્ટ પ્રાપ્ય છેજ નહિ ॥૧૮॥

आत्मब्रह्मैक्यसम्पन्नैर्विनिवृत्तगुणैरपि ।
क्रियते वासुदेवस्य भक्तिरित्थंगुणो हि सः ॥१९॥

પોતાના આત્માનું અક્ષરબ્રહ્મની સાથે જે એકપણું તેને પામેલા, માટેજ માયાનાં જે ગુણકાર્યો તેનાથી રહિત થઈ ગએલા એવા આત્મારામો પણ વાસુદેવની એકાંતિકી ભક્તિને અખંડ કર્યા કરે છે. કારણ કે-આત્મારામોપણ ભક્તિ કરે એવા એમનામાં કારુણ્ય સૌશીલ્ય વાત્સલ્ય ઔદાર્ય આદિક દિવ્ય ગુણો નિત્ય વર્તે છે. દિવ્ય નિત્ય ગુણોજ ભક્તિ કરાવે છે. ગુણવાનની ભક્તિ કોણ ન કરે? ભગવાનતો ગુણના નિધિ હોઇને ભક્તોને સ્વગુણોનું ફળ આપનારા છે. માટેજ ભક્તો ગુણનિધિ તેમની ભક્તિ કર્યા કરે છે. આ અર્થ ભાગવતમાં 'आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे । कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥' આ વચનથી કહ્યો છે ॥૧૯॥

माहात्म्यमस्य को वक्तुं शक्नुयात्परमात्मनः ।
अचिन्त्यानन्तशक्तीनामधिपस्य महामुने ! ॥२०॥

હે મહામુને ! જેની શક્તિઓ અચિંત્ય-કોઈના પણ ચિંતનમાં યથાસ્થિત ન આવી શકે એવી અને જેનો અંત-અવધિજ નથી એવી છે. આવી શક્તિઓના અધિપતિ આ પરમાત્મા પરબ્રહ્મના માહાત્મ્યને યથાસ્થિત કહેવામાટે કોણ સમર્થ થાય? કોઈપણ નજ થાય. પોતે પણ પોતાના મહિમાના પારને પામતા નથી. માટેજ વેદાદિ શાસ્ત્રો પણ "सोऽङ्ग वेद यदि वा न वेद' 'त्वमेव त्वां

चेत्थ योऽसि सोऽसि' 'यस्यामतं तस्य मतं' 'अथात आदेशो नेति नेति' 'स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम' 'द्युपतय एव ते न ययुरन्तमनन्ततया त्वमपि' ઇત્યાદિ વચનોથી એમજ કહે છે ॥२०॥

आत्मात्मा चाक्षरात्मा च ह्येष आकाशनिर्मलः ।
दिव्यदृगीक्ष्यः सन्मात्रः पुरुषो वसुदेवजः ॥२१॥

વળી આ ભગવાન્ કેવા છે? તો આત્મશબ્દવાચ્ય જીવેશ્વરાદિકના આત્મા-અંતરાત્માપણે સર્વના વ્યાપક ધારક નિયામક હોવાથી પરમાત્મા કહેવાય છે. આ અર્થ 'य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरं य आत्मानमन्तरो यमयति स त आत्मान्तर्याम्यमृतः' 'अन्तःप्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'भगवानेक एवासीदग्र आत्मात्मनां विभुः' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓએ વર્ણવ્યો છે. આત્માઓના આત્મા છે એટલુંજ પણ અક્ષરનાપણ આત્મા-વ્યાપક ધારક નિયામક છે. આ અર્થ 'यस्याक्षरं शरीरं योऽक्षरमन्तरे सञ्चरन् यमक्षरं न वेद...स एष सर्वभूतान्तरात्मापहतपाप्मा दिव्यो देव एको नारायणः' 'अक्षरात्परतः परः' ઇત્યાદિ શ્રુતિએ વર્ણવ્યો છે. વળી આ ભગવાન્ આકાશનિર્મળ છે. એટલે આકાશ જેમ સર્વ ભૂતોમાં વ્યાપીને રહ્યો છે તથાપિ તે ભૂતોના મળોનો સ્પર્શ તેને નથી તેમ પરમાત્માપણે સર્વ ચરાચરમાં વ્યાપીને રહ્યા છે તથાપિ તેના મળોનો સ્પર્શ એમને કદાપિ નહિ હોવાથી આકાશનિર્મળ કહ્યા છે. નિર્લેપત્વધર્મથી આકાશતુલ્યતા કહી છે પણ શૂન્યત્વ ધર્મથી નહિ. વળી કેવા? તો 'दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरं' આમાં ભગવાને કહ્યા પ્રમાણે દિવ્યદૃષ્ટિવાળા ભક્ત મુક્તોએજ એક દર્શનીય છે. આ અર્થ 'यं समनुपश्यन्ति आत्मानं देवमञ्जसा । ईशानं भूतभव्यस्य' 'यदा पश्यः पश्यते रुक्मवर्णं' 'सदा पश्यन्ति सूरयः' 'यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि' 'योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम्' ઇત્યાદિ શ્રુતિ-સ્મૃતિઓએ વર્ણવ્યો છે. વળી કેવા? તો સન્માત્ર-સદ્રૂપ છે, એટલે સતત એક રૂપ છે. અર્થાત્ ત્રણેય કાળમાં વૃદ્ધિક્ષયાદિક

રહિત છે. માટેજ 'सदेव सोम्येदमग्र आसीत्' 'सत्यं ज्ञानं' 'सत्तामात्रं निर्विशेषं' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓએ સચ્છબ્દથી નિરૂપણ કરેલા છે. વળી કેવા? તો પુરુષ છે. 'पूर्वमेवाहमिहासमिति तत्पुरुषस्य पुरुषत्वं' આ શ્રુતિને અનુસારે પૂર્વસિદ્ધ હોવાથી પુરુષ શબ્દથી કહ્યા છે. અથવા 'स यत्पूर्वोऽस्मात् सर्वस्मात्सर्वान् पाप्मन औषत्तस्मात्पुरुषः' આ શ્રુતિને અનુસારે પરમ પાવન હોવાથી સર્વ પાપને નાશ કરનાર હોવાથી પુરુષ શબ્દથી કહ્યા છે. અથવા 'आत्मैवेदमग्र आसीत्पुरुषविधः' આ શ્રુતિને અનુસારે દિવ્ય પુરુષાકાર હોવાથી પુરુષ શબ્દથી કહ્યા છે. વળી કેવા? તો વસુદેવજ કહ્યા છે. 'सत्त्वं विशुद्धं यत्तच्च वसुदेव इतीर्यते' આ વચનને અનુસારે વસુદેવ શબ્દવાચ્ય શુદ્ધ સત્વ ( અન્તઃકરણ ) માં પ્રાદુર્ભાવ પામનારા હોવાથી અથવા વસુદેવ નામના યાદવવિશેષથકી પ્રાદુર્ભવેલા હોવાથી વસુદેવજ ( વાસુદેવ ) કહ્યા છે ॥૨૧॥

**समस्तकल्याणगुणो निर्गुणश्चेश्वरेश्वरः ।**
**परया विद्यया वेद्य उपास्यो ब्रह्मभिः प्रभुः ॥२२॥**

વળી કેવા? તો સમસ્ત કલ્યાણ ગુણોએ પરિપૂર્ણ છે. કલ્યાણ ગુણો જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વીર્ય શક્તિ તેજ વિગેરે તથા કારુણ્ય સૌશીલ્ય વાત્સલ્ય ઔદાર્ય આદિક અનંત છે. આ અર્થે 'पराऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च' 'यः सर्वज्ञः सर्ववित्' 'सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः' 'तेजोबलैश्वर्यमहावबोधसुवीर्यशक्त्यादिगुणैकराशिः' 'तवानन्तगुणस्यापि षडेव प्रथमे गुणाः । यस्त्वयैव जगत्कुक्षावन्येऽप्यन्तर्निवेशिताः' 'यथा रत्नानि जलधेरसंख्येयानि पुत्रक! । तथा गुणा ह्यनन्तस्य असंख्येया महात्मनः' समस्तकल्याणगुणात्मकोऽसौ' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓએ અનુવર્ણવ્યો છે. વળી કેવા? તો પ્રાકૃત સત્વાદિ ગુણોએ રહિત હોવાથી નિર્ગુણ કહ્યા છે. તેવી શ્રુતિ સ્મૃતિઓ છે—'स सर्वभूतः प्रकृतेर्विकारान् गुणादिदोषांश्च मुने! व्यतीतः' 'सत्वादयो न सन्तीशे यत्र च प्राकृता गुणाः' 'यत्र त्रिसर्गो मृषा'

'योऽसौ निर्गुण इत्युक्तः शास्त्रेषु जगदीश्वरः । प्राकृतैर्हेयसंयुक्तैर्गुणैर्हीनः स उच्यते' इत्याहि. વળી કેવા ? તો જે બ્રહ્માદિ ઈશ્વરનાપણ ઈશ્વર પરમેશ્વર છે. તેવી શ્રુતિ સ્મૃતિઓ છે-'तमीश्वराणां परमं महेश्वरं' 'सर्वस्य वशी सर्वस्येशानः' 'समस्तशक्तिः परमेश्वराख्यः' ઇત્યાદિ. વળી કેવા ? તો પરા વિદ્યા જે બ્રહ્મવિદ્યા તેનાથીજ એક વેદ્ય-જાણવા યોગ્ય છે. પણ પ્રત્યક્ષ અનુમાનાદિકવડે નહિ. વળી કેવા? તો બ્રહ્મભાવને પામેલા મુક્તોએપણ જે ઉપાસ્ય ધ્યેય છે. વળી કેવા ? તો જે પ્રભુ-પ્રકૃતિ કાળ પુરુષાદિક સર્વના પણ નિયામક છે. હે મુને ! આવા વાસુદેવ ભગવાન્ વર્તે છે ॥૨૨॥

दिव्यमूर्तिं तमीशानं तपसैकान्तिकेन च ।
यः प्रीणयति धर्मेण स धन्यतम उच्यते ॥२३॥

ચરાચર સમસ્ત જગતના નિયામક દિવ્યમૂર્તિ તે ભગવાન્ પુરુષોત્તમને જે ભક્તજન તપ અને એકાંતિક ધર્મવડે પ્રસન્ન કરે છે તે ભક્ત અતિ ધન્યભાગી કહ્યો છે ॥૨૩॥

तस्मात्त्वमपि देवर्षे ! धर्मेणैकान्तिकेन तम् ।
आराधयन्निहैवाङ्ग ! कञ्चित्कालं तपः कुरु ॥२४॥

માટે હે દેવર્ષે ! તમે પણ એકાંતિક ધર્મથી તે શ્રીપુરુષોત્તમનું આરાધન કરતાથકા આ આશ્રમાંજ મારી પાસે રહીને કેટલોક કાળ તપ કરો ॥૨૪॥

तपसैवातिशुद्धात्मा माहात्म्यं तस्य सत्पतेः ।
यथावज्ज्ञास्यति भवान् प्रोच्यमानं मयाखिलम् ॥२५॥

તમો તપશ્ચર્યાવડે અતિશુદ્ધ અંતઃકરણવાળા થતાં, સત્પતિ તે ભગવાનના મેં કહેલા યથાસ્થિત સમગ્ર મહિમાને જાણશો ॥૨૫॥

सर्वार्थसाधनं विद्धि तपस्तद्धृदयं मुने ! ।
नातप्तभूरितपसा स वशीक्रियते प्रभुः ॥२६॥

હે મુને ! જે તપ છે તે સર્વ અર્થની પ્રાપ્તિમાં સાધન છે અને

ભગવાનને હૃદયવત્ અતિપ્રિય છે, એમ તમે જાણો. જેણે ઘણું તપ કર્યું નથી એવો પુરુષ મહાપ્રભુ ભગવાનને વશ કરી શક્તો નથી, ભગવાન્ તપથીજ વશ કરી શકાય છે ॥૨૬॥

## स्कन्द उवाच–

एवमुक्तो भगवता नरनारायणेन सः ।
प्रीतस्तपः कर्तुमिच्छंस्तमुवाच महामतिः ॥२७॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये नारद-नरनारायणसमागमनामैकोनविंशोऽध्यायः ॥१९॥

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને ! આ પ્રકારે નર-નારાયણ ભગવાને કહ્યું, એટલે મહામતિ નારદમુનિ બહુ પ્રસન્ન થઇને, તપ કરવાને ઇચ્છતા થકા નરનારાયણ પ્રત્યે આગળ કહેશે એ પ્રકારે બોલ્યા ॥૨૭॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે નારદ-નારાયણસમાગમનામૈકોનવિંશોઽધ્યાયઃ ॥૧૯॥

---

## नारद उवाच–

भगवन् ! ब्रूहि मे धर्ममेकान्तं तव सम्मतम् ।
प्रीयते येन विश्वात्मा वासुदेवः स सर्वदा ॥१॥

[1]અધ્યાય ૨૦ મો.

નારદમુનિ પુછે છે—હે ભગવન્ ! એકાંતિક ધર્મને બહુ મહર્ષિઓ બહુધા વર્ણવે છે. માટે તમોએ બહુ માન્ય કરેલો જે એકાંતિક ધર્મ હોય એજ મને કહો. જે એકાંતિક ધર્મના અનુષ્ઠાનથી વિશ્વાત્મા તે વાસુદેવ ભગવાન્ સર્વદા પ્રસન્ન થાય ॥૧॥

---

૧ આ અધ્યાયમાં નારાયણે નારદજી પ્રત્યે એકાંતિક ધર્મનું લક્ષણ અને ચારેય વર્ણના ધર્મશાસ્ત્રોક્ત ધર્મો જુદાજુદા સંક્ષેપમાં કહ્યા છે.

## श्रीनारायण उवाच-

साधु पृष्टं त्वया ब्रह्मन्मतिस्ते विमला किल ।
मयि स्निग्धाय भक्ताय तुभ्यं गुह्यमपि ब्रुवे ॥२॥

આ રીતે નારદજીએ પુછેલા શ્રીનારાયણ કહે છે—હે બ્રહ્મન્! તમોએ બહુ સારો પ્રશ્ન પુછ્યો. તમારી બુદ્ધિ બહુ નિર્મળ નિશ્ચે છે. આ બાબત અતિ ગુહ્ય છે, પણ તમો મારે વિષે બહુ પ્રીતિવાળા ભક્ત છો માટે ગુહ્યપણ તમને હું કહું છું ॥૨॥

धर्म एष मया प्रोक्तः कल्पस्यादौ विवस्वते ।
तमेव कथये तुभ्यं सनातनमहं मुने ! ॥३॥

હે મુને! આ એકાંતિક ધર્મ મેં કલ્પના આદિ ભાગમાં દક્ષ-પ્રજાપતિના દૌહિત્ર વિવસ્વાનને કહ્યો હતો. સનાતન એવો એજ ધર્મ હું તમને જીજ્ઞાસુને કહું છું ॥૩॥

स्वधर्मज्ञानवैराग्यैः सह लक्ष्मीवदीश्वरे ।
तस्मिन्ननन्या भक्तिर्या धर्म एकान्तिकः स वै ॥४॥

સર્વેશ્વર શ્રીવાસુદેવમાં સ્વધર્મ જ્ઞાન વૈરાગ્યે સહિત એવી જે લક્ષ્મીજીના જેવી અનન્ય (અવ્યભિચારિણી) ભક્તિ તેજ એકાંતિક ધર્મ કહ્યો છે. આવા ધર્મથકી ભક્તિ જુદી નથી. બન્નેનું એકજ સ્વરૂપ છે ॥૪॥

तेनैवातिप्रसन्नः स्याद्गोलोकाधिपतिः स्वयम् ।
जायते स च भक्तोऽपि परिपूर्णमनोरथः ॥५॥

આવા લક્ષણવાળા એકાંતિક ધર્મે કરીનેજ ગોલોકાધિપતિ સ્વયં શ્રીવાસુદેવ ભગવાન્ અતિશય પ્રસન્ન થાય છે. અને આવા એકાંતિક ધર્મને અનુસરેલો ભક્તપણ પરિપૂર્ણ મનોરથવાળો થાય છે ॥૫॥

## नारद उवाच-

**लक्षणानि बुभुत्सामि स्वधर्मादेः पृथक्पृथक् ।**
**शास्त्रयोनेरहं त्वत्तो वक्तुं तानि त्वमर्हसि ॥६॥**

આરીતે નારાયણે એકાંતિક ધર્મનું લક્ષણ કહેતાં, નારદજી પુછે છે—હે ભગવન્! 'एतस्य वा महतो भूतस्य निःश्वसितमेतदृग्वेदः' આ શ્રુતિને અનુસારે સર્વે શાસ્ત્રોના યોનિભૂત (માટેજ સર્વજ્ઞ) એવા તમારાથકીજ હું સ્વધર્માદિકનાં જુદાંજુદાં લક્ષણોને જાણવા ઇચ્છું છું. તો તે લક્ષણોને યથાસ્થિત તમો મને કહેવાને યોગ્ય છો ॥૬॥

**निगमागमशास्त्राणां सर्वेषामपि सत्पते ! ।**
**मूलं त्वमेक एवासि येषु धर्मः सनातनः ॥७॥**

હે સત્પતે! જેમાં સનાતન ધર્મ કહ્યો છે એવા ઋગાદિ નિગમો, તંત્રાદિ આગમો, મીમાંસાદિ શાસ્ત્રો, આ સર્વેના પણ તમો એકજ મૂળ-પ્રવૃત્તિસ્થાન છો. (આથી શાસ્ત્રયોનિપણું સમર્થન કર્યું) ॥૭॥

**त्वमेव साक्षाद्भगवान्वासुदेवोऽक्षरात्परः ।**
**श्रेयसे सर्वभूतानां वर्तसेऽत्र दयानिधिः ॥८॥**

અક્ષરપર જે વાસુદેવ ભગવાન્ કહ્યા એજ તમો સાક્ષાત્ છો. દયાનિધિ તે તમો ધર્મપુત્રનું નાટ્ય સ્વીકારીને સમગ્ર જીવોના કલ્યાણ માટેજ આ બદરીકાશ્રમમાં નિવાસ કરી રહ્યા છો ॥૮॥

**त्वत्तोऽन्ये तु स्वस्वभावगुणतन्त्रा ह्यजादयः ।**
**यथावन्न विजानीयुर्धर्मादींस्त्वमतो वद ॥९॥**

હું બીજા કોઈથકીપણ આ ધર્મતત્ત્વને જાણવા ઇચ્છતો નથી. કારણ કે તમારાથકી જે બીજા બ્રહ્માદિકો છે તેતો પોતાના વિષય-પ્રધાનત્વાદિ સ્વભાવો અને રજસ્ત્વાદિ ગુણોને આધીન વર્તનારા છે, આ હેતુથી તેઓ ધર્માદિકને યથાર્થપણે જાણી શકતા નથી. માટે જેમાં દોષનો ગંધ પણ નથી એવા આપજ તે ધર્માદિકનાં લક્ષણો કહેવાને યોગ્ય છો ॥૯॥

स्कन्द उवाच-

इति देवर्षिणा पृष्टो भगवान्धर्मनन्दनः ।
स्वधर्मादीन् क्रमेणैव कथयामास सर्ववित् ॥१०॥

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને! આ પ્રકારે નારદ મુનિએ પુછેલા સર્વજ્ઞ ધર્મપુત્ર ભગવાને સ્વધર્માદિકનાં લક્ષણો અનુક્રમથીજ કહેવાનો આરંભ કર્યો ॥૧૦॥

श्रीनारायण उवाच-

वर्णानामाश्रमाणां च सदाचारः पृथक्पृथक् ।
सामान्यः सविशेषश्च स्वधर्मः स उदीर्यते ॥११॥

શ્રીનારાયણ કહે છે—હે મુને! પ્રથમ હું ધર્મનું લક્ષણ કહું છું-ચાર વર્ણો અને ચાર આશ્રમોને નિમિત્ત કરીને પ્રવર્તેલો જુદો જુદો જે સદાચાર તે સ્વધર્મ કહ્યો છે. તે આ સ્વધર્મ સામાન્ય અને વિશેષ એવા ભેદથી બે પ્રકારનો છે ॥૧૧॥

नृणां साधारणं धर्मं सर्वेषामादितः शृणु ।
अहिंसा परमो धर्मस्तत्रादिम उदाहृतः ॥१२॥

તેમાં સામાન્ય ધર્મને દશ શ્લોકથી કહે છે-પ્રથમ સર્વકોઇ મનુષ્યોએ પાળવાનો જે સામાન્ય (સાધારણ) ધર્મ છે તે હું કહું છું તેને સાવધાન થઇને સાંભળો. સાધારણ ધર્મમાં પ્રથમ પ્રાણિમાત્રનો દ્રોહ નહિ કરવારૂપ જે અહિંસા એજ શ્રેષ્ઠ ધર્મ કહ્યો છે. ધર્મમાં આજ મુખ્ય ધર્મ માન્યો છે ॥૧૨॥

स्वमुख्यधर्मवृत्त्योरप्यद्रोहो मनसापि यः ।
सति गत्यन्तरे प्राणिमात्रस्यापीति सा मता ॥१३॥

'या वेदविहिता हिंसा न सा हिंसेति कीर्त्यते' ઇત્યાદિ જે રાગ-પ્રાપ્ત હિંસાનો સંકોચ કહેનારાં સ્મૃતિવાક્યો તેનાથી યજ્ઞાદિકમાં કોઈ પ્રકારે પ્રાપ્ત થતી એવીપણ હિંસાનો સર્વથા નિષેધ સમ-

ઝાવા માટે અહિંસા શબ્દનો અર્થ કહે છે–પોતાનો મુખ્ય ધર્મ અને મુખ્ય જીવિકા વૃત્તિના નિમિત્તેપણ મનથીપણ પ્રાણિમાત્રનો દ્રોહ ન કરવો તે અહિંસા કહેવાય છે. શ્લોકમાં अपि શબ્દ લીધો છે તે ઉપરથી 'જ્યારે મુખ્ય ધર્મ કે મુખ્ય જીવિકાનિમિત્તેપણ હિંસા ન થાય તો ગૌણ ધર્મ કે ગૌણ જીવિકા નિમિત્તે ન થાય એમાં તો કાંઈ કહેવાનું જ રહેતું નથી, નજ થાય, આ અર્થ જણાવ્યો છે. 'मनसापि' એમ બીજો अपि શબ્દ લીધો છે તે ઉપરથી 'જ્યારે મનથીપણ હિંસા ન થાય તો કાય વાણીથી ન થાય એમાંતો કાંઈ કહેવાનુંજ રહેતું નથી, નજ થાય' આ અર્થ જણાવ્યો છે. આ બાબત કયારે? તો જ્યારે ગત્યંતર એટલે ઉપાયાંતર હોય ત્યારે લેવી. જો કોઈપણ ઉપાયાંતર ન હોય અને તેથી પોતાના મુખ્ય ધર્મમાં કે મુખ્ય વૃત્તિમાં બાધ આવતો હોય તો દ્રોહ કરવામાં દોષ નથી, એવો અભિપ્રાય નીકળે છે. એટલે મહા આપત્કાળમાં દોષ નથી. આપત્કાળ વિના તો દોષજ છે. આ રીતે આ એક મુખ્ય સામાન્ય ધર્મ કહ્યો ॥૧૩॥

सत्या वाग्भूतमात्रस्य द्रोहो न स्याद्यया तथा ।
तपश्च शास्त्रविहितभोगसङ्कोचलक्षणम् ॥१४॥

જે વાણી બોલવાથી કોઈપણ પ્રાણિનો દ્રોહ ન થાય એવી જે સત્ય ભાષણરૂપ વાણી તે બીજો સામાન્ય ધર્મ કહ્યો છે. 'ઋતુકાળે સ્ત્રીનો સંગ કરવો, પ્રતિદિન બે વાર જમવું' ઇત્યાદિ જે ભોગો શાસ્ત્રે ભોગવવાના કહ્યા છે, જેના ભોગમાં ગૃહસ્થોને પ્રત્યવાય કહ્યો નથી, એવા પણ ભોગોનો સંકોચ (ઓછું) કરવો તે તપનું લક્ષણ છે. આ ત્રીજો સામાન્ય ધર્મ જાણવો ॥૧૪॥

बाह्यमाभ्यन्तरं चेति द्विविधं शौचकर्म च ।
अनादानं परस्वस्य परोक्षं वा छलेन च ॥१५॥

'मृज्जलाभ्यां भवेद्बाह्यं भावशुद्धिस्तथान्तरं' આ સ્મૃતિએ બાહ્ય આભ્યંતર ભેદથી કહેલું જે બે પ્રકારનું શૌચ કર્મ (સ્નાનક્રિયા)

તે ચોથો સામાન્ય ધર્મ માન્યો છે. પારકા ધનનું પરોક્ષ (ચોરીથી) પણે કે પ્રત્યક્ષ (છળથી)પણે હરણ ન કરવું-કોઇની ચોરી ન કરવી તે પાંચમો સામાન્ય ધર્મ કહ્યો છે ॥૧૫॥

**यथोचितं ब्रह्मचर्यं कामलोभक्रुधां जयः ।**
**मुदा वित्तार्पणं पात्रे तुष्टिर्लब्धेन दैवतः ॥१६॥**

ત્યાગિગૃહીમધ્યે જેને જે ઉચિત હોય એવું બ્રહ્મચર્યવ્રત પાળવું તે છઠો સામાન્ય ધર્મ માન્યો છે. કામવેગને જીતવો, ક્રોધવેગને જીતવો અને લોભવેગને જીતવો આ ત્રણ ધર્મો જુદાજુદા (સાતમો આઠમો નવમો) સામાન્ય કહ્યા છે. સત્પાત્રમાં હર્ષથી પોતાના ધનનું દાન કરવું આ દશમો સામાન્ય ધર્મ જાણવો. પોતાના પ્રારબ્ધાનુસારે મળેલા અન્ન વસ્ત્રાદિકથી સંતોષ માનવો આ અગીયારમો સાધારણ ધર્મ સમજવો ॥૧૬॥

**तीर्थे क्षेत्रे च यज्ञादौ चतुर्वर्गाप्तयेऽपि वा ।**
**आत्मनो वा परस्यापि सर्वथा घातवर्जनम् ॥१७॥**

ધર્માદિ ચાર પુરુષાર્થની પ્રાપ્તિમાટેપણ તીર્થમાં કે ક્ષેત્રમાં કે યજ્ઞાદિકમાં પોતાનો સર્વથા ઘાત (આત્મઘાત) ન કરવો તેમજ પર-મનુષ્ય પશુ આદિકનો પણ તીર્થાદિકમાં સર્વથા ઘાત ન કરવો આ બારમો તેરમો સાધારણ ધર્મ કહ્યો છે ॥૧૭॥

**जातिभ्रंशकराणां च कर्मणां परिवर्जनम् ।**
**पाणिपादोदरोपस्थवाचां संयमनं तथा ॥१८॥**

જાતિમાંથી ભ્રષ્ટ કરનારાં કર્મોનો ત્યાગ કરવો આ ચૌદમો સામાન્ય ધર્મ કહ્યો છે. હાથ પગ પેટ ઉપસ્થ અને વાણીનો સંયમ (પોત પોતાના વિષયમાં યથાશાસ્ત્ર પ્રવર્તાવવાં અને પાછાં વાળવાં તેરૂપ નિયમન) રાખવો આ પનરમો સામાન્ય ધર્મ માન્યો છે ॥૧૮॥

**सर्वेषां व्यसनानां च वर्जनं मद्यमांसयोः ।**
***व्यभिचारान्निश्चयिच कुलसद्धर्मपालनम् ॥१९॥***

જુગટું આદિક સર્વે વ્યસનોનો ત્યાગ કરવો આ સોળમો સામાન્ય ધર્મ કહ્યો છે. મદ્ય માંસનો ત્યાગ કરવો આ સત્તરમો સામાન્ય ધર્મ કહ્યો છે. પુરુષને પરસ્ત્રીગમન અને સ્ત્રીને પરપુરુષ-ગમનરૂપ જે પાપકર્મ વ્યભિચાર તેથકી નિવૃત્તિ પામવી આ અઢારમો સામાન્ય ધર્મ કહ્યો છે. કુળપરંપરાગત સદ્ધર્મ જે ચોરી હિંસા આદિક પાપકર્મે વર્જીત હોય તેનું પાલન કરવું તે ઓગણીશમો સામાન્ય ધર્મ કહ્યો છે ॥૧૯॥

एकादशीनां सर्वासां यमैः साकमुपोषणम् ।
हरेर्जन्मदिनानां च व्रताचरणमञ्जसा ॥२०॥

સમગ્ર એકાદશીઓનો અહિંસા બ્રહ્મચર્ય આદિક યમો પાળવાની સાથે ઉપવાસ કરવો આ વીશમો સામાન્ય ધર્મ કહ્યો છે. ભગવાનના જન્મદિવસો જે રામનવમી જન્માષ્ટમી આદિક તેનું યથાર્થ વ્રત કરવું આ એકવીશમો સામાન્ય ધર્મ કહ્યો છે ॥૨૦॥

आर्जवं साधुसेवा च विभज्यान्नादिभोजनम् ।
भक्तिर्भगवतश्चेति धर्माः साधारणा नृणाम् ॥२१॥

સજ્જનોની સમક્ષ સરલપણે વર્તવું આ બાવીશમો સાધારણ ધર્મ માન્યો છે. ભગવદ્‌ભક્ત સાધુઓની અનુવૃત્તિપૂર્વક યથોચિત સેવા કરવી આ તેવીશમો સામાન્ય ધર્મ કહ્યો છે. પોતાના પોષ્યવર્ગને અન્નાદિકનો વિભાગ કરી આપ્યા પછી મુખ્યે અન્નાદિનું ગ્રહણ કરવું આ ચોવીશમો સામાન્ય ધર્મ કહ્યો છે. ભગવાનની નવ પ્રકારની ભક્તિ કરવી આ પણ સર્વેનો સાધારણ પચીશમો ધર્મ માન્યો છે. આ પ્રકારના પચીશ ધર્મો સર્વકોઈ મનુષ્યોને સાધારણપણે પાળવાના કહ્યા છે. એટલે આમાં સર્વે કોઇને અધિકાર છે ॥૨૧॥

ब्रह्मक्षत्रविशः शूद्रा वर्णाश्चत्वार ईरिताः ।
तेषां पृथक्पृथग्धर्मान्विशेषान्वच्मि ते मुने ! ॥२२॥

હે મુને ! બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણો વિભાગથી કહ્યા છે. તેમના જુદા જુદા જે વિશેષ ધર્મો છે તે પણ હું હવે કહું છું તેને સાવધાન મનથી સાંભળો ॥૨૨॥

शमो दमः क्षमा शौचमास्तिक्यं भक्तिरीशितुः ।
तपो ज्ञानं च विज्ञानं विप्रधर्मः स्वभावजः ॥२३॥

શમ દમાદિક વિપ્રના સહજ ધર્મો કહ્યા છે. તેમાં શમ—અંતઃકરણને વશ રાખવું, દમ-બાહ્ય ઇન્દ્રિયોને વશ રાખવી, ક્ષમા—બીજાઓ નિરંતર ઉપદ્રવ કર્યા કરે તથાપિ મનમાં વિકાર થવા દેવો નહિ, શૌચ—બાહ્ય આભ્યંતર શુદ્ધિ રાખવી, આસ્તિક્ય-વેદઈશ્વરાદિકમાં સત્યપણાનો નિશ્ચય રાખવો, પરમેશ્વરની પ્રેમથી નવધા ભક્તિ કરવી, કાયક્લેશરૂપ તપ કરવું, જીવ ઈશ્વર માયા આદિકને શાસ્ત્રથી યથાર્થ જાણવા, ભગવાનના સાક્ષાત્ અનુભવરૂપ વિજ્ઞાન પામવું, આ બધા ધર્મો વિપ્રના સ્વાભાવિક (વિશેષ) કહ્યા છે ॥૨૩॥

शूरत्वं धैर्यमौदार्यं बलं तेजः शरण्यता ।
गोविप्रसाधुरक्षेज्या धर्माः क्षत्रस्य कीर्तिताः ॥२४॥

ક્ષત્રિય જાતિના શૂરત્વાદિ ધર્મો સ્વાભાવિક કહ્યા છે. તેમાં સંગ્રામમાં નિર્ભય થઇને પ્રવેશનું સામર્થ્ય રાખવારૂપ શૂરત્વ રાખવું, પોતે આરંભેલી ક્રિયાની સમાપ્તિ કરવાની શક્તિરૂપ ધૈર્ય ધારવું, અકૃપણપણે દાન દેવારૂપ ઔદાર્ય રાખવું, બીજાઓ પોતાને ન દબાવી જાય એવું બળ રાખવું, બીજાઓ પોતાનો પરાભવ ન કરી જાય એવું તેજ રાખવું, શરણાગતનું સંરક્ષણ કરી શકે એવું સામર્થ્ય રાખવું, ગાયો વિપ્રો અને ભગવદ્ભક્ત સાધુઓનું પાપી જીવોથકી રક્ષણ કરવું, દ્રવ્યપ્રધાન યજ્ઞો કરવા, ઇત્યાદિ ધર્મો ક્ષત્રિયના સ્વાભાવિક કહ્યા છે ॥૨૪॥

राज्ञस्त्वेतेऽथ नीत्यैव प्रजानां परिपालनम् ।
धर्मसंस्थापनं भूमौ धर्मा दण्डार्हदण्डनम् ॥२५॥

અભિષેકાદિ ગુણવિશિષ્ટ ક્ષત્રિય રાજાના વિશેષ ધર્મોને કહે છે- રાજાને તો આ પૂર્વોક્ત શૂરત્વાદિ ધર્મો રાખવાના જાણવા. બીજા તો નીતિશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રજાઓનું પરિપાલન કરવું, પૃથ્વી ઉપર ધર્મનું સારીરીતે સ્થાપન કરવું, દંડ કરવા યોગ્ય દુષ્ટોનો દંડ કરવો, આ ધર્મો વિશેષ કહ્યા છે ॥૨૫॥

आस्तिक्यं दाननिष्ठा च साधुब्राह्मणसेवनम् ।
अतुष्टिरर्थोपचये धर्मा वैश्यस्य चोद्यमः ॥२६॥

વૈશ્યના. આસ્તિકત્વાદિ વિશેષ ધર્મો કહ્યા છે. તેમાં વેદ તથા ઈશ્વરાદિકમાં સત્યપણારૂપ આસ્તિકતા રાખવી, સત્પાત્રોને અન્નાદિ દાન આપવામાં નિષ્ઠા રાખવી, સાધુ બ્રાહ્મણોની યથોચિત સેવા કરવી, દ્રવ્યસંપાદનમાં સંતોષ નહિ રાખતાં, તેની વૃદ્ધિમાટે ખેતી આદિકનો ઉદ્યમ કર્યા કરવો, આ વૈશ્યના વિશેષ ધર્મો કહ્યાછે ॥૨૬॥

द्विजातीनां च देवानां सेवा निष्कपटं गवाम् ।
विशेषधर्मः कथितः शूद्रस्य मुनिसत्तम ! ॥२७॥

હે મુનિસત્તમ! દ્વિજાતિ શબ્દવાચ્ય ત્રણ વર્ણો, દેવો અને ગાયોની નિષ્કપટ ભાવથી જે સેવા કરવી તે શૂદ્રજાતિનો વિશેષ ધર્મ કહ્યો છે ॥૨૭॥

अध्यापनं याजनं च विशुद्धाच्च प्रतिग्रहः ।
विप्रस्य जीविका प्रोक्ता तत्रान्त्या त्वापदि स्मृता २८

હવે સર્વની જીવિકાવૃત્તિને કહેતાં પ્રથમ બ્રાહ્મણની તે કહે છે- વેદાદિ સચ્છાસ્ત્રો ભણાવવાં, વિષ્ણુયાગાદિ યજ્ઞો કરાવવા અને સ્વધર્મનિષ્ઠ જનથકી અન્ન ધનાદિકનો પ્રતિગ્રહ કરવો આ વિપ્રની જીવિકા-જીવનમાં ઉચિત વૃત્તિ કહી છે. તેમાં છેલ્લી જે દાનપ્રતિગ્રહરૂપ વૃત્તિ કહી તેતો આપત્કાળમાં સ્વીકારવાની જાણવી. અધ્યાપન અને યાજન વૃત્તિનેજ મુખ્યપણે અનુસરવું ॥૨૮॥

याजनेऽध्यापने वापि दोषदर्शी द्विजोत्तमः ।
यस्तस्यान्यापि विहिता वृत्तिरस्ति चतुर्विधा ॥२९॥

અધ્યાપન તથા યાજનમાં જે દ્વિજોત્તમને દોષ દેખાતો હોય તેવાને માટે બીજી પણ ચાર પ્રકારની વૃત્તિ કહી છે ॥૨૯॥

शिलोञ्छं नित्ययाच्ञा च शालीनं चोचिता कृषिः ।
श्रेयसी पूर्वपूर्वात्र ज्ञातव्या द्विजसत्तमैः ॥३०॥

કઈ તે ચાર વૃત્તિ? તો શિલોંછ—ધણીએ ત્યાગ કરી દીધેલા અને ખેતરમાં પડી રહેલા ડાંગર આદિકના છોડવા કે કંટીઓને વીંણી લાવીને તેનાથી નિર્વાહ કરવો તેને શિલ કહે છે. ધણીએ પડી મુકેલા હાટ બજારમાં પડી રહેલા એક એક કણને વીંણી લાવીને નિર્વાહ કરવો તેને ઉંછ કહે છે. આ બન્ને વૃત્તિને એક કરીને એક શિલોંછ વૃત્તિ પ્રથમની જાણવી. બીજી નિત્ય ધાન્ય માગી લાવવારૂપ યાયાવર વૃત્તિ જાણવી. ત્રીજી માગ્યા વિના જે અન્નાદિ મળે તેનાથી નિર્વાહ કરવારૂપ **શાલીન** વૃત્તિ જાણવી. ચોથી ઉચિત-સ્વધર્મમાં વિરોધ ન આવે એવી રીતે બે પહોર ખેતી કરવી. આ ચાર વૃત્તિઓ સમજવી. આ ચારમાં દ્વિજોત્તમોએ પૂર્વ પૂર્વની શ્રેષ્ઠ સમજવી. એટલે કૃષિવૃત્તિની અપેક્ષાએ શાલીનવૃત્તિ શ્રેષ્ઠ છે. તેની અપેક્ષાએ યાયાવર વૃત્તિ શ્રેષ્ઠ છે. તેની અપેક્ષાએ શિલોંછવૃત્તિ સર્વશ્રેષ્ઠ છે. આ રીતે તારતમ્ય પણ જાણવું ॥૩૦॥

विप्रो जीवेद्वैश्यवृत्त्या सत्यामापदि नारद ! ।
अथवा क्षत्रवृत्त्यापि श्ववृत्त्या न तु कर्हिचित् ॥३१॥

વિપ્રને માટે આપત્કાળમાં ઉપયોગી જીવનવૃત્તિને કહે છે—હે નારદ! વિપ્ર આપત્કાળ આવે તો વૈશ્યવૃત્તિ (ખેતીઆદિક) વડે જીવિકા કરે. અથવા તે વૈશ્યવૃત્તિથી નિર્વાહ ન થાય તો ન છુટકે ક્ષત્રિયવૃત્તિથી જીવિકા કરે. પરંતુ શ્વવૃત્તિ જે નીચની નોકરી કરવારૂપ છે તેનાથી તો ક્યારેયપણ જીવન કરે નહિ ॥૩૧॥

शस्त्रेण जीवेत्क्षत्रं तु सर्वतो धर्मरक्षया ।
आपन्नो वैश्यवृत्त्यैव विप्ररूपेण वा चरेत् ॥३२॥

ક્ષત્રિય તો જ્યાં જ્યાં અધર્મની પ્રવૃત્તિ થાય ત્યાં ત્યાં સર્વત્ર ધર્મની રક્ષામાટે આયુધોને ધારીને વર્તે. (તેનાથી જે મળે તેથી નિર્વાહ કરે.) આપત્તિને પામેલો ક્ષત્રિયતો વૈશ્યવૃત્તિ (ખેતીઆદિક) થીજ જીવન કરે. અથવા વિપ્રની વૃત્તિથી જીવન ચલાવે ॥૩૨॥

करादानादि नृपतेरविप्राद्वृत्तिरीरिता ।
देशकालानुसारेण रञ्जयित्वाऽखिलाः प्रजाः ॥३३॥

રાજારૂપ ક્ષત્રિયને તો બ્રાહ્મણોને વર્જીને બીજાઓથકી સમગ્ર પ્રજાઓને યથોચિત રંજન કરીને દેશ કાળને અનુસારે છઠો ભાગ ગ્રહણ કરવો વિગેરે વૃત્તિ કહી છે ॥૩૩॥

आपत्कालेऽपि क्षत्रस्य ब्राह्मणस्येव सर्वथा ।
विगर्हिता नीचसेवा स्वतेजःक्षयकारिणी ॥३४॥

આપત્કાળમાં ક્ષત્રિયનેપણ બ્રાહ્મણની પેઠેજ નીચસેવા તો સર્વથા નિંદિતજ છે, કેમકે પોતાના ક્ષત્રિયતેજને ક્ષય કરનારી છે ॥૩૪॥

कृषिवाणिज्यगोरक्षा तुरीया वृद्धिजीवनम् ।
वैश्यस्य जीविका प्रोक्ता शूद्रवृत्तिस्तथापदि ॥३५॥

વૈશ્યને કૃષિ કરવી, વ્યાપાર કરવો, ગાય વિગેરે પશુઓ પાળવાં અને વ્યાજવટો કરવો, આ ચાર વૃત્તિઓ કહી છે. તથા આપત્કાળમાં તો શૂદ્રવૃત્તિ જે સેવારૂપ છે તે કહી છે ॥૩૫॥

शूद्रो जीवेद् द्विजातीनां सेवालब्धधनेन च ।
आपत्काले तु कार्वादेर्जीविकावृत्तिमाश्रयेत् ॥३६॥

શૂદ્રતો બ્રાહ્મણાદિ ત્રણ વર્ણની સેવા કરવાથી મળેલા ધનથી જીવિકા કરે. આપત્કાળમાં તો અસત્ શૂદ્રની વૃત્તિ જે વાંસના ટોપલા ગુંથવા વિગેરે છે તેનો આશ્રય કરે ॥૩૬॥

आपन्मुक्तस्तु सर्वोऽपि प्रायश्चित्तं यथोचितम् ।
विधाय स्वस्ववृत्त्यैव पुनर्वर्तेत मुख्यया ॥३७॥

આવેલા આપત્કાળમાંથી મુક્ત થએલો બ્રાહ્મણાદિ સર્વેકોઈ પણ જન યથોચિત પ્રાયશ્ચિત્ત કરીને, પોત પોતાની જે મુખ્ય વૃત્તિ તેનાથીજ ફરી જીવન કરે. આપત્કાળમાં ગ્રહણ કરેલી વૃત્તિને વળગી રહે નહિ ॥૩૭॥

चातुर्वर्ण्यं सतां सङ्गं कुर्यान्न त्वसतां क्वचित् ।
मुक्तिप्रदोऽस्ति सत्सङ्गः कुसङ्गो निरयप्रदः ॥३८॥

હવે ચારેય વર્ણના સાધારણ ધર્મોને ૧૭ શ્લોકથી કહે છે-ચારેય વર્ણમાં વર્તતા સ્ત્રી પુરુષ સર્વે જનોએ સજ્જનોનો સંગ-સમાગમ કરવો. ક્યારેય પણ અસજ્જનોનો સંગતો નજ કરવો. કારણ કે-જે સત્સંગ છે તે મુક્તિને આપનારો છે અને જે કુસંગ છે તે નરકને આપનારો છે. તો કુસંગનો ત્યાગ કરીને સત્સંગ સર્વેએ કરવો ॥૩૮॥

कामं क्रोधं रसास्वादं जित्वा मानं च मत्सरम् ।
निर्दम्भं विष्णुभक्ता ये ते सन्तः साधवो मताः ॥३९॥

જેનો સંગ કરવાનો કહે છે એવા સજ્જનનું લક્ષણ કહે છે-કામ ક્રોધ રસાસ્વાદ માન મત્સર ઇત્યાદિ દોષોનો ત્યાગ કરીને, નિર્દંભપણે જેઓ વિષ્ણુભક્ત-ભગવાનને ભજનારા અને સાધુ-પોતાનું તથા પારકું પારલૌકિક કાર્ય સાધવામાં તત્પર હોય તે સજ્જન કહ્યા છે. તેમનો સમાગમ કરવો ॥૩૯॥

स्त्रियां स्त्रैणे रसास्वादे सक्ताश्च धनगृध्नवः ।
हिंस्रा दम्भकृताटोपा भक्ताभासा ह्यसाधवः ॥४०॥

જેનો સંગ નહિ કરવાનો કહે છે એવા અસજ્જનનું લક્ષણ કહે છે-જેઓ સ્ત્રિયોમાં તથા સ્ત્રીલંપટોમાં તથા રસાસ્વાદમાં અત્યાસક્ત વર્તે છે અને ધનમાં અતિતૃષ્ણાવાળા છે અને પ્રાણિઓને પીડા ઉત્પન્ન થાય એવું અસદ્ આચરણ કરનારા અને લોકમાં ધર્મિષ્ઠપણાની કે ભક્તપણાની ખ્યાતિમાટે દંભથી ખોટો આટા-

ટોપ કરનારા અને તેથીજ ભક્તપણાનો જેમાં આભાસમાત્ર છે, તેઓ અસાધુઓ કહ્યા છે. આવા અસજ્જનોનો સંગ ક્યારેય ન કરવો ॥૪૦॥

**असाधुष्वासुरी सम्पद्दैवी सम्पत्तु साधुषु ।**
**सहजास्तीति निश्चित्य सेव्याः सन्तः सुखेप्सुभिः॥४१॥**

અસાધુઓમાં 'दम्भो दर्पोऽभिमानश्च' આ ગીતાવચનથી કહેલી આસુરી સંપત્તિ સ્વાભાવિક રહેલી છે. સાધુઓમાં તો 'अभयं सत्त्वसंशुद्धिः' આ ગીતાવચનથી કહેલી દૈવી સંપત્તિ સ્વાભાવિક રહેલી છે. આવો દૃઢ નિશ્ચય કરીને સુખની ઇચ્છાવાળા દૈવી જનોએ સાધુજનોનો સમાગમ કરવો ॥૪૧॥

**यादृशां यस्य सङ्गः स्याच्छास्त्राणां वा नृणामपि ।**
**बुद्धिः स्यात्तादृशी तस्य कार्योऽतो नासतां हि सः॥४२॥**

જે પુરુષને જેવા સત્ કે અસત્ પુરુષોનો અને જેવા સત્ કે અસત્ શાસ્ત્રોનો સંગ-પ્રસંગ થાય તે જનની તેવી શુભ અશુભ બુદ્ધિ નિશ્ચે થાય છે. પછી તે તેવા શુભ અશુભ કર્મોને કરવા-લાગી જાય છે. માટે અસંતનો સંગ કદાપિ ન કરવો. આ અર્થ ભારતમાં વિદુરજીએ "यदि सन्तं सेवते यद्यसन्तं तपस्विनं यदि वा स्तेनमेव । वासो यथा रङ्गवशं प्रयाति तथा स तेषां वशमभ्युपैति ॥" આ પ્રકારે કહ્યો છે ॥૪૨॥

**ये साधुसेवारुचयः पुरुषा निजशक्तितः ।**
**अप्राप्यं नास्ति तेषां वै किमप्यैश्वर्यमूर्जितम् ॥४३॥**

જે પુરુષો ઉક્તલક્ષણ સાધુઓની યથોચિત યથાશક્તિ સેવા કરવામાં રૂચિવાળા છે તેઓને કાંઇપણ અપ્રાપ્ય-દુર્લભ નથી. સમૃદ્ધ ઐશ્વર્યપણ અપ્રાપ્ય નથી. સમગ્ર ઐશ્વર્ય નિશ્ચે પ્રાપ્ત થાય છે. આ અર્થ શ્રુતિએ "यं यं लोकं मनसा संविभाति विशुद्धसत्त्वः कामयते यांश्च कामान् । तं तं लोकं जयते तांश्च कामांस्तस्मादात्मज्ञं ह्यर्चयेद्भूतिकामः ॥" આ પ્રકારે કહ્યો છે ॥૪૩॥

स्वधर्मस्था अपि सतां द्रोहिणो ये तु मानवाः ।
सद्गतिं नैव ते यान्ति क्वापि केनापि कर्मणा ॥४४॥

સ્વધર્મમાં ખરોખર વર્તનારા પણ જે મનુષ્યો સાધુજનોનો દ્રોહ કરવાના સ્વભાવવાળા છે તે તો કોઈપણ યજ્ઞ દાન વ્રતાદિ કર્મે કરીને ક્યારેપણ સદ્ગતિને નથીજ પામતા, માટે સત્પુરૂષોનો દ્રોહ ન કરવો ॥૪૪॥

महापूजारता विष्णोर्भक्ता अपि सतां यदि ।
द्रोहं कुर्युस्तदा तेषु न प्रसीदति स क्वचित् ॥४५॥

વિષ્ણુ ભગવાનની મહાપૂજામાં તત્પર એવા ભક્તો પણ જો સત્પુરૂષોનો દ્રોહ કરે તો તેમની ઉપર વિષ્ણુ ભગવાન્ ક્યારેય પ્રસન્ન થતા નથી કિંતુ અપ્રસન્ન થાય છે. માટે ભક્તોએપણ ભક્તનો દ્રોહ કરવો નહિ ॥૪૫॥

सद्द्रोहिणस्तु देहान्ते यां यां योनिं व्रजन्ति च ।
तत्र तत्र क्षुधारोगैः पीड्यन्ते जीविताविधि ॥४६॥

સંતોનો દ્રોહ કરનારા જનો તો દેહનો ત્યાગ કરીને જે જે યોનિમાં જાય છે ત્યાં ત્યાં ક્ષુધા અને મહારોગોથી જીવિતપર્યંત મહાપીડાને પામે છે ॥૪૬॥

सतामतिक्रमादेव पुण्यानां महतामपि ।
सद्यः क्षयः स्यात्सर्वेषामायुषः सम्पदामपि ॥४७॥

ભગવદ્ભક્તોના અપરાધે કરીને મોટાં પુણ્યોનો પણ, પુત્ર દારાદિ સર્વેનો પણ, આયુષનો અને રાજ્યાદિ સમૃદ્ધિઓનો પણ તત્કાળ નાશજ થઈ જાય છે, એમાં સંશય નથી ॥૪૭॥

तस्मात्सेवा सतां कार्या सर्वैरपि सुखेप्सुभिः ।
पुण्यतीर्थानि सेव्यानि पूज्या विप्राश्च धेनवः ॥४८॥

માટે સુખની ઇચ્છાવાળા સર્વેકોઈપણ જનોએ ભગવદ્ભક્તોની સેવા યથોચિત કરવી, પુણ્ય તીર્થોનું સેવન કરવું અને બ્રાહ્મણ તથા ગાયોની પૂજા કરવી ॥૪૮॥

तीर्थानि देवप्रतिमा निन्देयुर्ये कुबुद्धयः ।
तेषां तु जारजातानां वंशोच्छेदो भवेद्ध्रुवम् ॥४९॥

જે જનો કુબુદ્ધિવાળા હોઇને તીર્થોની અને દેવપ્રતિમાઓની નિંદા કરતા હોય, તે તો જારજાત–વ્યભિચારથી ઉત્પન્ન થએલા જાણવા. તેમના વંશનો ઉચ્છેદ થઈ જાય છે. માટે તીર્થોની તથા દેવપ્રતિમાઓની નિંદા કદાપિ ન કરવી ॥૪૯॥

एकस्मिंस्तर्पिते विप्रे सद्भोज्यैर्दक्षिणादिभिः ।
तर्पितं स्याज्जगत्सर्वं हरिस्तुष्यति च स्वयम् ॥५०॥

સ્વધર્મનિષ્ઠ ભગવદ્ભક્ત એક બ્રાહ્મણને શ્રેષ્ઠ સ્વાદુ અન્નવડે તૃપ્ત કરે તો સમસ્ત જગત્ તૃપ્ત થઈ જાય છે. એટલુંજ નહિ પરંતુ સ્વયં શ્રીહરિપણ બહુ પ્રસન્ન થાય છે. માટે બ્રાહ્મણોને ભોજન દક્ષિણાદિવડે સંતુષ્ટ કરવા ॥૫૦॥

एकस्मिन् ब्राह्मणे द्रुग्धे द्रुग्धं स्यात्सकलं जगत् ।
तस्माच्छक्त्या पूजनीया ब्राह्मणा विष्णुरूपिणः ॥५१॥

એક ભગવદ્ભક્ત બ્રાહ્મણનો જો દ્રોહ કરે તો સમસ્ત જગતનો દ્રોહ થાય છે, માટે તેમને 'બ્રાહ્મણા મામકી તનુઃ' આ વચનને અનુસારે વિષ્ણુનું અપર રૂપ જાણીને તેમનો દ્રોહ નહિ કરતાં તેમની યથાશક્તિ પૂજા કરવી ॥૫૧॥

गवामङ्गेषु तिष्ठन्ति सर्वे देवगणा अपि ।
तथा सर्वाणि तीर्थानि तासु तिष्ठन्ति सर्वदा ॥५२॥

ગાયોના અંગોમાં બધાય દેવગણો સર્વદા રહે છે તથા સમગ્ર તીર્થો પણ તે ગાયોમાં સર્વદા રહે છે ॥૫૨॥

गव्यर्चितायामेकस्यां सर्वे देवाः समर्चिताः ।
कृतानि स्युश्च सर्वाणि तीर्थान्यपि च नारद ! ॥५३॥

હે નારદ ! માટેજ એક ગાયનું યથોચિત પૂજન કરે તો સમસ્ત દેવતાઓનું પૂજન થઈ જાય છે અને સર્વ તીર્થોની યાત્રા પણ કરી થઈ જાય છે ॥૫૩॥

एकस्या अपि गोद्रोहे कृते क्वापि प्रमादतः ।
द्रुग्धाः स्युर्देवताः सर्वास्तीर्थान्यपि च कृत्स्नशः ॥५४॥

જો કદાચિત્ પ્રમાદને લીધે એક પણ ગાયનો દ્રોહ કરે છે તો સર્વ દેવતાઓનો દ્રોહ થઈ જાય છે અને સર્વ તીર્થોનો પણ દ્રોહ થઈ જાય છે ॥૫૪॥

तस्माचातुर्वर्ण्यजनैर्यथोक्तविधिसंस्थितैः ।
भवितव्यं प्रयत्नेन भेतव्यं च निषेधतः ॥५५॥

માટે ચારેય વર્ણના જનોએ શાસ્ત્રોક્ત વિધિને અનુસારે પ્રયત્નથી વર્તવું પણ તેને ઉલ્લંઘન કરીને વર્તવું નહિ. અને શાસ્ત્રનિષિદ્ધ પાપકર્મથકી ભય રાખવો. એટલે નિષિદ્ધમાં પ્રવર્તવું નહિ ॥૫૫॥

चातुर्वर्ण्येतरे ये तु तेषां वृत्तिः कुलोचिता ।
चौर्यहिंसाद्यधर्मेण रहितैव हितावहा ॥५६॥

ચાર વર્ણથકી ઈતર જે અત્યજ સંકર જાતિના જનો છે તેમની વૃત્તિ તો વંશપરંપરાથી ચાલી આવેલી વસ્ત્રપ્રક્ષાલનાદિક હિતકારી છે. તેમાં જો ચોરી કે હિંસાઆદિક અધર્મવાળી કુળવૃત્તિ હોય તો તે હિતકારી નહિ હોવાથી તેનો ત્યાગજ કરી દેવો ॥૫૬॥

वर्णधर्मा इति प्रोक्ताः सङ्क्षेपेण मया मुने ! ।
चतुर्णामाश्रमाणां च धर्मानथ वदामि ते ॥५७॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये चातुर्वर्ण्यधर्मनिरूपणनामा विंशोऽध्यायः ॥२०॥

હે નારદમુને ! આ પ્રકારે મેં વર્ણધર્મો સંક્ષેપમાં કહ્યા. હવે ચાર આશ્રમોના ધર્મો તમને હું કહુંછું તેને એકાગ્ર મનથી સાંભળો ૫૭

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે ચાતુર્વર્ણ્યધર્મનિરૂપણનામા વિંશોઽધ્યાયઃ ॥૨૦॥

---

## श्रीनारायण उवाच–

ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थो यतिस्तथा ।
एत आश्रमिणः प्रोक्ताश्चत्वारो मुनिसत्तम ! ॥१॥

[1]અધ્યાય ૨૧ મો.

શ્રીનારાયણ કહે છે—હે મુનિસત્તમ! બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્થ અને સંન્યાસી આ ચાર આશ્રમી કહ્યા છે ॥૧॥

संस्कारैः संस्कृतो यस्तु शुद्धयोनिर्द्विजातिताम् ।
प्राप्तः स हि ब्रह्मचारी तद्धर्मानादितो ब्रुवे ॥२॥

તેમાં જે શુદ્ધયોનિ—શુદ્ધ માતાપિતાથકી ઉત્પન્ન થયો હોય અને ગર્ભાધાન આદિક સંસ્કારોવડે સસ્કૃત થયો હોય અને ઉપવીત સસ્કારથી દ્વિજપણાને પામ્યો હોય તેજ બ્રહ્મચારી કહ્યો છે. શુદ્ધ માતા પિતાથકી જે જન્મ તે પ્રથમ કહેવાય છે. ઉપવીત આપવામાં આવે એ બીજો જન્મ કહેવાય છે. આ રીતે જેના બે જન્મ થયા હોય તે દ્વિજશબ્દથી કહેવાય. તેવા દ્વિજ બ્રહ્મચારીના ધર્મોને હું પ્રથમ કહું છું ॥૨॥

वर्णी वेदमधीयीत वसन् गुरुगृहे शुचिः ।
जितेन्द्रियो जितक्रोधो विनीतस्तथ्यभाषणः ॥३॥

વર્ણી ગુરુના ઘરમાં રહીને ચાર વેદને અથવા પોતાના વેદને યથાબુદ્ધિશક્તિ ભણે અને તેની સાથે બાહ્ય આભ્યંતર શુદ્ધિવાળો,

---

[1] આ અધ્યાયમાં નારાયણે નારદજી પ્રત્યે બ્રહ્મચારિના આવશ્યક ધર્મોનું વર્ણન કર્યું છે.

જીતેન્દ્રિય, જીતક્રોધ, વિનયયુક્ત તથા સત્યવાણીવાળો થાય. "श्रवणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् । सङ्कल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेव च ॥ एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः । विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम् ॥" આ સ્મૃતિમાં કહેલી અષ્ટવિધ મૈથુનના અભાવરૂપ જે પ્રશસ્તિ વર્ણીશબ્દવાચ્ય છે તે જેનામાં હોય તે વર્ણી કહેવાય છે ॥૩॥

सायं प्रातश्चरेद्धोमं भिक्षाचर्यां च संयतः ।
कुर्यात्त्रिकालं सन्ध्यां च विष्णुपूजां तथान्वहम् ॥४॥

બ્રહ્મચારી પ્રતિદિન નિયમતત્પર થઇને સાયંકાળે તથા પ્રાતઃકાળે હોમ કરે તથા ભિક્ષાચર્યાને કરે. સંધ્યાને પ્રાતઃ મધ્યાહ્ન સાયં આ ત્રણ કાળમાં કરે તથા પ્રતિદિન વિષ્ણુપૂજાને કરે ॥૪॥

गुर्वाज्ञयैव भुञ्जीत मितमन्नमनाकुलः ।
गुरुसेवापरो नित्यं भवेद्व्यसनवर्जितः ॥५॥

ગુરુની આજ્ઞા લઇનેજ અનાકુળ-ભોજનમાં ત્વરાએ રહિત થઇને પરિમિત અલ્પ અન્નને જમે. તથા વ્યસનમાત્રે રહિત થઇને પ્રતિદિન ગુરુસેવામાં તત્પર થાય ॥૫॥

स्नाने च भोजने होमे जपे मौनमुपाश्रयेत् ।
छिन्द्यान्न नखरोमाणि दन्तान्नैवातिधावयेत् ॥६॥

વર્ણી સ્નાનસમયે ભોજનસમયે હોમસમયે અને જપસમયે મૌનપણું ધારણ કરે. હાથ પગના નખ અને શરીરના રોમને છેદે નહિ. તેમ દાંતને બહુ ઘસીને ઉજળા (શ્વેત) નજ કરે ॥૬॥

नातिधावेच्च वासांसि भवेन्निष्कपटो गुरौ ।
आहूतोऽध्ययनं कुर्यादादावन्ते च तं नमेत् ॥७॥

બ્રહ્મચારી પહેરવા ઓઢવાનાં વસ્ત્રોને અતિશય ધોઇને ઉજ્વળ ન કરે. ગુરૂ આગળ કશુંય કપટ નહિ કરતાં નિષ્કપટપણે

વર્તે. ગુરુ બોલાવીને અધ્યયન કરાવે ત્યારે અધ્યયન કરે. અધ્યયનના આરંભમાં અને અંતમાં ગુરુને નમસ્કાર કરે ॥૭॥

अस्पृश्यान्न स्पृशेचासौ नासम्भाष्यांश्च भाषयेत् ।
अभक्ष्यं भक्षयेन्नैव नापेयं च पिबेत्क्कचित् ॥८॥

આ વર્ણી ન સ્પર્શ કરવા યોગ્ય નીચ શૂદ્રાદિકનો ક્યારેય સ્પર્શ કરે નહિ. તથા જેની સાથે બોલવાનો નિષેધ કર્યો છે એવા મહાપાપી તથા નાસ્તિકાદીકની સાથે બોલે નહિ. તથા અભક્ષ્ય–મદ્ય માંસ ડુંગળી લસણ તમાકુ આદિકને ભક્ષણ કરેજ નહિ તથા અપેય–ગાળ્યા વિનાનું જળ ભાંગ્ય આદિકને પીવે નહિ ॥૮॥

मेखलामजिनं दण्डं बिभृयाच कमण्डलुम् ।
सिते द्वे वाससी ब्रह्मसूत्रं च जपमालिकाम् ॥९॥

કટિમેખળા, અજીન, (મૃગચર્માદિ) દંડ, કમંડળુ, ધોળાં બે વસ્ત્રો, ઉપવીત અને જપમાળાને સદાય ધારે, પણ ત્યાગ કરે નહિ ॥૯॥

दर्भपाणिश्च जटिलः केशसंस्कारवर्जितः ।
अङ्गरागं पुष्पहारान्भूषणानि च वर्जयेत् ॥१०॥

આ વર્ણી હાથમાં દર્ભ રાખે, મસ્તકે જટાને ધારે, કેશનો તૈલાદિવડે સંસ્કાર ન કરે, શરીરમાં ચંદનાદિકનો લેપ ન કરે, પુષ્પહારોને ધારણ ન કરે અને ભૂષણોને ધારણ ન કરે ॥૧૦॥

तैलाभ्यङ्गं न कुर्वीत कज्जलेनाञ्जनं तथा ।
वर्जयेच प्रयत्नेन संसर्गं मद्यमांसयोः ॥११॥

વર્ણી શરીરમાં તૈલાદિ ચોળીને સ્નાન ન કરે, કાજળથી નેત્રને આંજે નહિ તથા મદ્ય માંસના સ્પર્શાદિ સંસર્ગને પણ પ્રયત્નથી પરિત્યાગ કરે ॥૧૧॥

स्त्रीणां निरीक्षणं स्पर्शं भाषणं क्रीडनादि च ।
वर्जयेत्सर्वथा वर्णी स्त्रियाश्चाप्यवलेलनम् ॥१२॥

આ વર્ણી સ્ત્રીઓનું નિરીક્ષણ બુદ્ધિપૂર્વક ન કરે, સ્ત્રીયોનો સ્પર્શ ન કરે, સ્ત્રીયોસાથે બોલે નહિ, સ્ત્રીયો સાથે ક્રીડા આદિકને સર્વથા ત્યાગ કરે તથા સ્ત્રિયોના ચિત્રને પણ ચિતરે નહિ ॥૧૨॥

विना च देवप्रतिमां काष्ठचित्रादियोपितम् ।
अपि नैव स्पृशेद्धीमान्न च बुद्ध्यावलोकयेत् ॥१३॥

બુદ્ધિમાન્ બ્રહ્મચારી રાધાલક્ષ્મી આદિક દેવની પ્રતિમા વિના બીજી કાષ્ઠની કે ચિત્રઆદિકની સ્ત્રીનોપણ સ્પર્શ કરે નહિ અને તેને બુદ્ધિપૂર્વક જુવેપણ નહિ. દેવની પ્રતિમામાં આ દોષ નથી ૧૩

प्राणिमात्रं च मिथुनीभूतं नेक्षेत कर्हिचित् ।
स्त्रीणां गुणांश्चाप्यगुणान् शृणुयान्नैव नो वदेत् ॥१४॥

વર્ણી મૈથુનમાં આસક્ત પ્રાણિમાત્રને કયારેય જુવે નહિ, સ્ત્રીયોના ગુણો અવગુણોને સાંભળે નહિ તેમ સ્વયં વર્ણનપણ નજ કરે ॥૧૪॥

अस्पृशन्नेव वन्देत गुरुपत्नीमपि स्वकाम् ।
जनन्यापि न तिष्ठेत रहःस्थाने तु कर्हिचित् ॥१५॥

આ વર્ણી પોતાના ગુરૂની પત્નીનેપણ ન સ્પર્શ કરવાપૂર્વક દૂરથીજ વંદન કરે. પોતાની માતા સાથેપણ એકાંત સ્થળને વિષે તો કયારેયપણ ન રહે ॥૧૫॥

एवंवृत्तो वसेत्तत्र यावद्विद्यासमापनम् ।
ततो विरक्तो न्यासी स्याद्वर्णी वा नैष्ठिको भवेत् ।
वनी स्यादथवा ब्रह्मन्नविरक्तो भवेद्गृही ॥१६॥

હે બ્રહ્મન્! આવું વર્તન જેનું છે એવો વર્ણી વિદ્યાની સમાપ્તિસુધી ગુરૂના ઘરમાં રહે. વિદ્યાસમાપ્તિ પછી જો વૈરાગ્યવાળો હોય તો સંન્યાસ આશ્રમને સ્વીકારે અથવા યાવદાયુષ નૈષ્ઠિક વર્ણી થાય. અથવા વાનપ્રસ્થ થાય. જો વૈરાગ્યરહિત હોય તો ગૃહસ્થાશ્રમી થાય ॥૧૬॥

सावित्रं प्राजापत्यं च ब्राह्मं नैष्ठिकमेव च ।
चतुर्विधं ब्रह्मचर्यं तत्रैकं शक्तितः श्रयेत् ॥१७॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
ब्रह्मचारिधर्मनिरूपणनामैकविंशोऽध्यायः ॥२१॥

સાવિત્ર-ત્રણ રાત્રિ રાખવાનું, પ્રાજાપત્ય-એક વર્ષ પર્યંત રાખવાનું અથવા બાર દિવસ રાખવાનું, બ્રાહ્મ-બાર વર્ષ પર્યંત પાળવાનું અને નૈષ્ઠિક-યાવજ્જીવં પાળવાનું, આ રીતે ચાર પ્રકારનું બ્રહ્મચર્ય છે. તેમાંથી ગમે તે એકને પોતાની શક્તિને અનુસારે અનુસરે ॥૧૭॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે
બ્રહ્મચારિધર્મનિરૂપણનામૈકવિંશોઽધ્યાયઃ ॥૨૧॥

---

गृही बुभूषुर्गुरवे दक्षिणां स्वस्य शक्तितः ।
दत्त्वा तदाज्ञयैवासौ समावर्तनमाचरेत् ॥१॥

[1]અધ્યાય ૨૨ મો.

શ્રીનારાયણ કહે છે—હે નારદ ! ગૃહસ્થાશ્રમી થવા ઇચ્છતો આ સાવધિ બ્રહ્મચર્યવાળો પુરુષ પોતાની શક્તિમુજબ ગુરુને દક્ષિણા આપીને, ગુરુની આજ્ઞાથીજ સમાવર્તન-વિદ્યાસમાપ્તિ પછી કરવાપણે કહેલા સ્નાનાદિ સંસ્કારને કરે ॥૧॥

ततः कुलोचितां योषां वयसोनामरोगिणीम् ।
पुँलक्षणेन रहितामपापां विधिनोद्वहेत् ॥२॥

ત્યારપછી પોતાના કુળને અનુચિત નહિ પણ ઉચિત, અવસ્થાએ કરીને પોતાથી મોટી નહિ પણ નાની, રોગવાળી નહિ પણ રોગે રહિત, દાઢી મુંછો આદિક જે પુરુષલક્ષણો તેણે રહિત

૧ આ અધ્યાયમાં ગૃહસ્થ પુરુષો તથા સધવા વિધવા સ્ત્રીયોના સદ્ધર્મો જુદા જુદા કહ્યા છે.

પણ પુરૂષલક્ષણવાળી નહિ, ધર્મનિષ્ઠાવાળી પણ અધર્મનિષ્ઠાવાળી નહિ, આવી કન્યાને પોત પોતાના વર્ણને અનુસારે કહેલા વિવાહ-વિધિથી પરણે. એટલે વિપ્ર વિપ્રપુત્રીને, ક્ષત્રિય ક્ષત્રિયપુત્રીને, અને વૈશ્ય વૈશ્યપુત્રીને પરણે. આ અર્થ ભગવાને ભાગવતમાં 'गृहार्थी सदृशीं भार्यामुद्वहेदजुगुप्सिताम् । यवीयसीं तु वयसा यां सवर्णामनुक्रमात्" આ પ્રકારે કહ્યો છે ॥२॥

स्वाधिकारानुसारेण कृष्णसम्प्रीतयेऽन्वहम् ।
देवर्षिपितृभूतानि यजेत विधिना ततः ॥३॥

ગૃહસ્થ ત્યારપછી ભગવાનની પ્રસન્નતાના ઉદ્દેશથીજ પોતાના અધિકારને અનુસારે પ્રતિદિન દેવો ઋષિઓ અને પિત્રિઓનું યથાવિધિ યજન કરે ॥૩॥

स्नानं सन्ध्यां जपं होमं स्वाध्यायं विष्णुपूजनम् ।
तर्पणं वैश्वदेवं च कुर्याच्चातिथ्यमन्वहम् ॥४॥

પ્રતિદિન સ્નાન, સંધ્યા, મંત્રાદિજપ, હોમ, સ્વાધ્યાય, વિષ્ણુપૂજા, પિતૃતર્પણ, વૈશ્વદેવ, અતિથિસત્કાર, આ સર્વે સત્કર્મને યથાશક્તિ યથાવિધિ યથાસમય કરે ॥૪॥

कुर्यात्पुण्यं यथाशक्ति न्यायार्जितधनेन च ।
अनासक्तः पोष्यवर्गं पुष्णीयान्न तु पीडयेत् ॥५॥

ગૃહસ્થ અન્યાયથી નહિ પણ ન્યાયથી સંપાદન કરેલા ધનનું યથાશક્તિ સત્પાત્રમાં સમર્પણરૂપ પુણ્ય કર્મ કરે. "माता पिता गुरुः पत्नी चापत्यानि समाश्रिताः । अभ्यागतो ऽभ्यागतोऽग्निः पोष्यवर्गो अमी नव ॥" આ સ્મૃતિએ પોષ્યવર્ગપણે ગણેલા માતાપિતાદિ નવ જણનું યથાશક્તિ પોષણ કરે, તેમને પીડા નજ કરે તેમ તેમાં અતિશય આસક્તિને પણ ન રાખે ॥૫॥

देहं च दैहिकान्वासावुद्दिश्य पशुवत्परैः ।
वैरं न कुर्याद्देहादावहन्तां ममतां त्यजेत् ॥६॥

આ ગૃહસ્થ દેહ તથા દૈહિક–દેહના સંબન્ધિઓને ઉદ્દેશીને (માટે) સંબન્ધિથકી બીજાઓ સાથે વૃષભાદિ પશુઓની પેઠે વૈર ન કરે. પોતાના દેહમાં દૃઢ બંધાએલી અહંતાનો અને દૈહિક–દેહસંબન્ધિઓમાં દૃઢ બંધાએલી મમતાનો તત્વવિચારથી ત્યાગ કરે ॥૬॥

कुर्याद्भागवतानां च सतां सङ्गमतन्द्रितः ।
न स्त्रैणानां व्यसनिनां सङ्गं कुर्यान्न लोभिनाम् ॥७॥

આ ગૃહસ્થ આળસનો ત્યાગ કરીને ભાગવત સંતોનો સમાગમ નિત્ય કરે. સ્ત્રીલંપટ જનોના સંગને તો કદાપિ ન કરે તથા જુગટું આદિક વ્યસનોને કરનારા અને અતિલોભિઓના સંગને પણ ન કરે ॥૭॥

कामभावेन नेक्षेत परयोषां तु कर्हिचित् ।
श्राद्धपर्वव्रताहादौ नोपेयाच्च स्वयोषितम् ॥८॥

ગૃહસ્થ પરનારીને તો કામભાવથી ક્યારેય જુવે નહિ. શ્રાદ્ધ-દિવસો, અમાવાસ્યાદિ પર્વદિવસો અને એકાદશી આદિક વ્રત-દિવસોએ પોતાની પત્નીને પણ પામે નહિ ॥૮॥

प्राप्तोऽपि पुरुषः साङ्ख्ये योगे च परिपक्वताम् ।
पुत्र्या अपि प्रसङ्गेन रहःस्थाने तु मुह्यति ॥९॥
अतो मात्रा भगिन्या वा दुहित्रापि रहःस्थले ।
सह नासीत मतिमान्युवत्या किमुतान्यया ॥१०॥

સાંખ્ય જ્ઞાનમાં તથા અષ્ટાંગ યોગમાં પરિપકવ સ્થિતિને પામેલો પણ ગૃહસ્થ પુરુષ એકાંતસ્થળમાં તો પોતાની પુત્રીનો પણ પ્રસંગ (સાથે રહેવું વિગેરે) કરે નહિ. જો પ્રસંગ કરે છે તો કદાચિત્ કર્તવ્ય અકર્તવ્યના અનુસંધાને રહિતપણારૂપ મોહને પામી જાય છે, એમાં સંશય નથી. માટે બુદ્ધિમાન્ પુરુષ એકાંત સ્થળમાં પોતાની માતા કે બ્હેન કે દીકરીની સાથે પણ રહે નહિ. તો બીજી યુવતિની સાથે ન રહેવાય એમાં તો કહેવું જ શું? નજ રહેવાય ॥૯-૧૦॥

अमङ्गलानां सर्वेषां विधवा ह्यत्यमङ्गलम् ।
तद्दर्शनं च तत्स्पर्शो नृणां सुकृतहृत्ततः ॥११॥

સમગ્ર અમંગળોને મધ્યે વિધવા નારી અતિ અમંગળ કહી છે, માટે નરોએ તેણીનું દર્શન તથા સ્પર્શ કરવો નહિ. કારણ કે તેણીનું દર્શન અને સ્પર્શ કરનારા નરના પુણ્યનો નાશ થઈ જાય છે ॥૧૧॥

प्रयाणकाले विधवादर्शनं सन्मुखे यदि ।
स्यात्तदा नैव गन्तव्यमन्यथा मरणं ध्रुवम् ॥१२॥
आशिषो विधवस्त्रीणां समाः कालाहिफूत्कृतैः ।
ततश्च बिभियात्ताभ्यो राक्षसीभ्यो यथा गृही ॥१३॥

પ્રયાણસમયે જો સન્મુખ વિધવા નારીનું દર્શન થાય તો ન જ જવું. જો જાય તો નિશ્ચે મરણસદૃશ અનર્થ થાય. વિધવા વનિતાના આશીર્વાદો પણ કાળાનાગના ફુંફવાડાને તુલ્ય કહ્યા છે. માટે ગૃહસ્થ પુરુષે રાક્ષસણીઓથકી જેમ એમ વિધવા વનિતાઓ થકી ભય રાખવો ॥૧૨-૧૩॥

मद्यं मांसं मादकं च द्यूतादीन् दूरतस्त्यजेत् ।
न द्रोहं प्राणिमात्रस्य कुर्याद्वाचापि कर्हिचित् ॥१४॥

ગૃહસ્થજન, મદ્ય, માંસ, માદક, (ભાંગ માહાજમ આદિક) અને જુગટું આદિકને દૂરથી ત્યાગ કરે. વાણીથી પણ કોઈ પણ પ્રાણિનો દ્રોહ કરે નહિ ॥૧૪॥

अवतारचरित्राणि शृणुयादन्वहं हरेः ।
सर्वा अपि क्रियाः कुर्याद्वासुदेवार्थमास्तिकः ॥१५॥

ગૃહસ્થ, આસ્તિક બુદ્ધિ રાખીને ભગવાનના અવતારોનાં દિવ્ય ચરિત્રોને પ્રતિદિન ભક્તમુખથકી સાંભળે. સર્વે કોઈ ક્રિયાઓને ભગવત્પ્રસન્નતા માટેજ કરે, પણ તેથકી બીજા ફળની ઇચ્છાથી ન કરે ॥૧૫॥

ऊर्जे माघे च वैशाखे चातुर्मास्ये मलिम्लुचे ।
अन्येषु पुण्यकालेषु विशेषनियमांश्चरेत् ॥१६॥

ગૃહસ્થ પુરૂષ, કાર્તિક માઘ વૈશાખ અધિક માસ ચાતુર્માસ્ય અને બીજા પુણ્ય કાળોમાં વિશેષ નિયમોને આચરે ॥૧૬॥

पुण्यदेशे पुण्यकाले सत्पात्रे विधिना गृही ।
दद्याद्दानं यथाशक्ति दयां कुर्वीत जन्तुषु ॥१७॥

ગૃહસ્થ, પુણ્ય દેશ પુણ્ય કાળ અને સત્પાત્રમાં યથાવિધિ યથાશક્તિ દાન આપે અને પ્રાણિઓ ઉપર દયા કરે ॥૧૭॥

पुण्यान्देशान्पुण्यकालान् पुण्यपात्राणि चानघ ! ।
कथयामि विशेषेण धर्मवृद्धिकराणि ते ॥१८॥

હે નિષ્પાપ નારદ ! પુણ્ય પાત્રો, પુણ્ય દેશો અને પુણ્ય કાળો કે જે વિશેષપણે ધર્મની વૃદ્ધિ કરનારા છે તે હું તમને હવે કહી સંભળાવું છું ॥૧૮॥

देशः सर्वोत्तमस्त्वेष भुवि यो मदधिष्ठितः ।
महामुनिगणा यत्र तपस्यन्ति महाव्रताः ॥१९॥

ભૂમિઉપર સર્વોત્તમતો આ દેશ છે, કયો ? તો જેમાં હું રહ્યો છું એવો આ બદરીકાશ્રમ. વળી જેમાં નૈષ્ઠિક મહા વ્રતવાળા મુનિગણો મહા તીવ્ર તપને કરે છે તેવો બીજો દેશપણ સર્વોત્તમ છે ॥૧૯॥

हरितद्भक्तमाहात्म्याद्देशानामस्ति पुण्यता ।
गङ्गाद्वारं मधुपुरी नैमिषारण्यमेव च ॥२०॥
कुरुक्षेत्रमयोध्या च प्रयागश्च गयाशिरः ।
पुरी वाराणसी चैव पुण्यश्च पुलहाश्रमः ॥२१॥
कपिलाश्रमः श्रीरङ्गः प्रभासश्च कुशस्थली ।
क्षेत्रं सिद्धपदाख्यं च पौष्करं च महत्सरः ॥२२॥

હરિ તથા હરિભક્તોના મહિમાને લીધે દેશોની પવિત્રતા છે. તેવા પવિત્ર દેશો કયા? તો ગંગાદ્વાર, મથુરાપુરી, નૈમિષારણ્ય, કુરૂક્ષેત્ર, અયોધ્યા નગરી, પ્રયાગ ક્ષેત્ર, ગયાશિર, કાશીપુરી, પુણ્ય પુલહાશ્રમ, કપિલાશ્રમ, શ્રીરંગ, પ્રભાસ, દ્વારિકા, સિદ્ધપુર-ક્ષેત્ર, પુષ્કર નામનું મહાસરોવર ॥૨૦-૨૨॥

क्रीडास्थानं भगवतः सश्रियो रैवताचलः ।
तथा गोवर्धनगिरिः पुण्यं वृन्दावनं वनम् ॥२३॥
महेन्द्रमलयाद्याश्च सप्तापि कुलपर्वताः ।
भागीरथी महापुण्या यमुना च सरस्वती ॥२४॥
गोदावरी च सरयूः कावेरी गोमतीमुखाः ।
पुराणप्रथिताः पुण्या महानद्यो नदास्तथा ॥२५॥

તથા રુક્મિણીરૂપ લક્ષ્મીએ સહિત ભગવાન્ શ્રીકૃષ્ણના રમણસ્થાનભૂત રૈવતાચળ, ગોવર્ધનગિરિ, વૃંદાવન નામનું પવિત્ર વન, મહેન્દ્ર મલય આદિક સાતેય કુળપર્વતો, તથા મહાપુણ્યા ભાગીરથી ગંગા યમુના સરસ્વતી ગોદાવરી સરયૂ કાવેરી ગોમતી આદિક પુરાણપ્રખ્યાત પુણ્ય મહાનદીઓ તથા શોણ આદિક નદો ૨૩-૨૫

महोत्सवैर्भवेद्यत्र भगवत्प्रतिमार्चनम् ।
प्रभोरनन्यभक्ताश्च भवेयुर्यत्र यत्र च ॥२६॥
अहिंस्राश्च स्वधर्मस्था यत्र स्युर्ब्राह्मणोत्तमाः ।
मृगाद्याः पशवो यत्र विचरेयुश्च निर्भयाः ॥२७॥
यत्र यत्रावताराश्च हरेर्वासश्च यत्र वा ।
एते पुण्यतमा देशा भुवि सन्ति विशेषतः ॥२८॥

જે દેશમાં ભગવત્પ્રતિમાઓનું પૂજન મહોત્સવો સાથે થતું હોય, જ્યાં ભગવાનના અનન્યભક્તો રહેતા હોય, જ્યાં હિંસામય કર્મ નહિ કરવાના સ્વભાવવાળા સ્વધર્મનિષ્ઠ ઉત્તમ બ્રાહ્મણો રહેતા

હોય, જ્યાં મૃગાદિ પશુઓ નિર્ભય થઇને વિચરતા હોય, જ્યાં ભગવાનના અવતારો થયા હોય, જ્યાં તેમનો નિવાસ થયો હોય, આ સંક્ષેપમાં કહેલા દેશો ભૂમિઉપર વિશેષપણે પુણ્યતમ માન્યા છે ॥૨૬-૨૮॥

अल्पोऽप्येषु कृतो धर्मः स्यात्सहस्रगुणो नृणाम् ।
पुण्यवृद्धिकरान्कालान् शृणुथो वच्मि नारद ! ॥२९॥

હે નારદ ! ઉક્ત પુણ્ય દેશોમાં જઇને અલ્પપણ દાનાદિ ધર્મ કર્યો હોય તો કરનારા નરોને હજારઘણા ફળને આપનારો થાય છે. હવે પુણ્યની વૃદ્ધિને કરનારા સમયોને હું કહું છું તે સાંભળો ॥૨૯॥

अयने द्वे च विषुवं ग्रहणं सूर्यसोमयोः ।
दिनक्षयो व्यतीपातः श्रवणर्क्षाणि सर्वशः ॥३०॥
द्वादश्य एकादश्यश्च मन्वाद्याश्च युगादयः ।
पुण्याः स्युस्तिथयः सर्वा अमावास्या च वैधृतिः ॥३१॥

દક્ષિણાયન, ઉત્તરાયણ, વિષુવ નામનો કાળ, સૂર્યચંદ્રના ગ્રહણનો કાળ, ક્ષયતિથિ, વ્યતીપાત, સમગ્ર શ્રવણનક્ષત્રો, સમગ્ર એકાદશીઓ તથા દ્વાદશીઓ, સમસ્ત અમાવાસ્યાઓ, ચૌદ મન્વાદિ તિથિઓ, ચાર યુગાદિ તિથિઓ, વૈધૃતિ નામનો યોગ, આ બધી પુણ્ય તિથિઓ કહી છે ॥૩૦-૩૧॥

मासर्क्षयुक्पौर्णमास्यश्चतस्रोऽप्यष्टकास्तथा ।
स्वजन्मर्क्षाणि च हरेर्जन्मोत्सवदिनानि च ॥३२॥
स्वस्य क्रियाश्चार्भकाणां संस्कारोऽभ्युदयस्तथा ।
सत्पात्रलब्धिश्च यदा कालाः पुण्यतमा इमे ॥३३॥

તથા તે તે માસનાં નક્ષત્રોએ યુક્ત પૂર્ણમાસીઓ, ચારેય અષ્ટકાઓ, (માર્ગશીર્ષ પૌષ માઘ ફાલ્ગુન આ ચાર માસના અપર પક્ષની આઠમો) પોતાના જન્મ સમયે વર્તતાં નક્ષત્રો, ભગવાનના જન્માષ્ટમી આદિક જન્મદિવસો, વસંતાદિ ઉત્સવ-

દિવસો, પોતાનો તથા પોતાની પત્નીનો તથા પુત્રોનો સંસ્કાર જે દીક્ષાગ્રહણાદિ-પુંસવનાદિ-જાતકર્માદિ તેનો કાળ, આકસ્મિક ધનાદિકનો લાભકાળ, જે ક્ષણે સત્પાત્રની લબ્ધિ થાય તે કાળ, આ બધા પુણ્ય કાળો કહ્યા છે ॥૩૨-૩૩॥

देवपितृद्विजसतामेषु शक्त्या समर्चनम् ।
स्नानदानजपादीनि स्युरनन्तफलानि हि ॥३४॥

આ પુણ્ય કાળોમાં જે દેવો પિત્રિઓ વિપ્રો અને સાધુઓનું પૂજન યથાશક્ત કર્યું હોય તથા સ્નાન દાન જપ આદિક પુણ્ય કર્મ યથાશક્તિ કર્યું હોય તો અનંતઘણું ફળ આપનારૂં થાય છે ॥૩૪॥

सत्पात्रं तु स्वयं साक्षाद्भगवानेव नारद ! ।
शाखानामिव मूलाम्बु यद्दत्तं सर्वतुष्टिकृत् ॥३५॥

હે નારદ ! હવે સત્પાત્રને કહું છું. મુખ્ય સત્પાત્રતો સ્વયં સાક્ષાત્ ભગવાનજ છે, કારણ કે જેમને પ્રીતિથી અર્પણ કરેલું વસ્તુ અન્નાદિ ચરાચર સર્વને સંતોષ કરનારૂં થાય છે. કેની પેઠે? તો વૃક્ષના મૂળમાં સિંચન કરેલું જળ શાખાઓને જેમ સંતોષ કરે છે તેમ સંતોષ કરે છે. માટે મુખ્ય પાત્ર ભગવાનજ છે ॥૩૫॥

अहिंसावेदविद्याभिस्तुष्टिं सद्धर्मभक्तिभिः ।
हृदि विष्णुं दधीरन्ये ते सत्पात्राणि च द्विजाः ॥३६॥

વળી જે દ્વિજો મુખ્ય અહિંસાધર્મ, વેદવિદ્યા, (વેદોક્ત ઉપાસનના પ્રકારો) સંતોષ, સદ્ધર્મ અને ભક્તિએ કરીને પોતાના હૃદયમાં ભગવાનને ધારી રહ્યા હોય તે દ્વિજો નિશ્ચે સત્પાત્રો કહ્યા છે ॥૩૬॥

एकान्तिकाश्च भगवद्भक्ता बद्धविमोचकाः ।
सत्पात्राणीति जानीहि येष्वास्ते भगवान्स्वयम् ॥३७॥

સંસારપાશથી બંધાએલા જનોને છોડાવનારા જે એકાંતિક ભગવદ્ભક્તો તે સત્પાત્ર કહ્યા છે. જેમાં સ્વયં ભગવાન્ રહેલા છે એમ તમો જાણો ॥૩૭॥

आढ्यस्तु कारयेद्विष्णोर्मन्दिराणि दृढानि च ।
पूजाप्रवाहसिद्ध्यर्थं तद्वृत्तीश्चापि कारयेत् ॥३८॥

ધનાઢ્ય ગૃહસ્થતો વિષ્ણુનાં મંદિરો બહુ દઢ કરાવે અને મંદિરમાં પધરાવેલી પ્રતિમાઓની પૂજા થાળ વિગેરે પાછળ ચાલ્યાજ કરે એવી જમીન ગાય ધનાદિકના દાનવડે જીવિકા વૃત્તિપણ કરી આપે ॥૩૮॥

जलाशयान्वाटिकाश्च विष्ण्वर्थमुपकल्पयेत् ।
सदन्नैः सुरसैः साधून्ब्राह्मणांश्चैव तर्पयेत् ॥३९॥

વળી વિષ્ણુની પ્રસન્નતાને ઉદ્દેશીનેજ વાવ્ય કુવા તલાવ આદિક જળાશયોને તથા બાગ બગીચાઓને કરાવે અને સાધુ બ્રાહ્મણોને સુસ્વાદુ શ્રેષ્ઠ ચાર પ્રકારનાં અન્નોવડે તૃપ્ત કરે ॥૩૯॥

अहिंसान्वैष्णवान्यज्ञान्कुर्याच्छक्त्या यथाविधि ।
व्रतजन्मोत्सवान्विष्णोः सम्भारेण च भूयसा ॥४०॥

વળી વિષ્ણુનું જેમાં પ્રાધાન્ય છે એવા અહિંસામય યજ્ઞોને યથાવિધિ યથાશક્તિ કરે. તથા વિષ્ણુનાં એકાદશ્યાદિ વ્રતોના અને રામનવમી જન્માષ્ટમી આદિક ભગવાનના જન્મદિવસોના ઉત્સવોને ઉત્કૃષ્ટ શુદ્ધ સારી બહુ સામગ્રી વડે કરે ॥૪૦॥

प्रौष्ठपादासिते पक्षे क्षयाहे तीर्थपर्वसु ।
पित्रोः श्राद्धं प्रकुर्वीत तद्बन्धूनां च शक्तितः ॥४१॥

ભાદરવા માસના કૃષ્ણપક્ષમાં પ્રતિવર્ષ આવતી પિત્રાદિકની મરણતિથિએ તથા પ્રતિવર્ષ આવતી પિત્રાદિકની મરણમાસતિથિએ તથા તીર્થો અને પર્વના દિવસોએ યથાશક્તિ માતાપિતાનું અને તેમના બન્ધુઓનું શ્રાદ્ધ શ્રદ્ધાથી કરે ॥૪૧॥

दैवे कर्मणि पैत्रे च भक्तान्भगवतो द्विजान् ।
पूजयेत स्वधर्मस्थान् भोजयेद्भगवद्धिया ॥४२॥

અગ્નિહોત્રાદિ દૈવકર્મમાં અને શ્રાદ્ધાદિ પિતૃકર્મમાં સ્વધર્મનિષ્ઠ ભગવદ્ભક્ત દ્વિજોને ભગવદ્બુદ્ધિથી જમાડે અને પૂજે ॥૪૨॥

दैवे द्वौ भोजयेद्विप्रौ त्रींश्च पित्र्ये यथाविधि ।
एकैकं चोभयत्रापि नैव श्राद्धे तु विस्तरेत् ॥४३॥

એમાં વિશેષ કહે છે—શાસ્ત્રમાં કહેલા વિધિને નહિ ઉલ્લંઘીને, દૈવકર્મમાં બે બ્રાહ્મણોને જમાડે અને પિતૃકર્મમાં ત્રણ બ્રાહ્મણોને જમાડે અથવા બન્ને પ્રકારના પણ કર્મમાં એક એક વિપ્રને જમાડે. શ્રાદ્ધમાં તો બહુ વિસ્તાર નજ કરવો, કેમ કે તેમ કરવાથી વિધિનો લોપ થાય છે ॥૪૩॥

देशकालद्रव्यपात्रपूजोपकरणादि च ।
विस्तरेण यथाशास्त्रं न स्यादेवेति निश्चितम् ॥४४॥

તેને સ્પષ્ટ કહે છે—શ્રાદ્ધમાં વિસ્તાર કરવાથી દેશ, કાળ, દ્રવ્ય, પાત્રો, પૂજોપકરણો આદિક વસ્તુમાત્ર યથાશાસ્ત્ર નજ મળી શકે એ નિશ્ચયજ છે. માટે વિસ્તારમાં પ્રવર્તવું નહિ ॥૪૪॥

न श्राद्धे क्वापि मांसं तु दद्यान्नाद्याच्च मानवः ।
मुन्यन्नैः क्षीरसर्पिर्भ्यां तृप्यन्ति पितरो भृशम् ॥४५॥

કોઈપણ મનુષ્યે શ્રાદ્ધમાં પિત્રિઓને માંસ તો ક્યારેયપણ નજ આપવું તેમ નજ ભક્ષણ કરવું. કેમકે પિત્રિઓ વનમાં નીપજતા શ્યામો નમાર આદિક ઋષિધાન્યોવડે અને દુધ ઘૃતવડે અત્યંત તૃપ્ત થાય છે ॥૪૫॥

अहिंसा प्राणिमात्रस्य मनोवाक्तनुभिस्तु या ।
तयैव पितरः सर्वे तृप्यन्त्यतिदयालवः ॥४६॥

મન વાણી અને દેહે કરીને પ્રાણિમાત્રની હિંસા ન કરવારૂપ જે અહિંસા તેણે કરીનેજ સમસ્ત પિત્રિઓ અત્યંત પ્રસન્ન થાય છે. કારણ કે પિત્રિઓ બહુજ દયાળુ સ્વભાવવાળા છે. જેથી તેમને હિંસા પ્રિય નથી પણ અહિંસાજ અતિપ્રિય છે ॥૪૬॥

तस्मात्कुसङ्गतः क्वापि शास्त्रहार्दमबुद्ध्य च ।
श्राद्धे मांसं नैव दद्याद्वासुदेवपरः पुमान् ॥४७॥

માટે જેને વાસુદેવ ભગવાન પ્રધાન છે એવો દૈવીસંપત્તિવાળો પુરુષ, કુસંગને લીધે સચ્છાસ્ત્રનો અભિપ્રાય નહિ જાણીને શ્રાદ્ધમાં માંસ ક્યારેય નજ આપે ॥૪૭॥

व्रतानि कुर्याद्विष्णोश्च ब्रह्मचर्यादिभिर्यमैः ।
सहैव तत्परो नान्यत् कार्यं कुर्याच्च तद्दिने ॥४८॥

વાસુદેવપરાયણ પુરુષે બ્રહ્મચર્ય અહિંસા સત્ય આદિક યમોની સાથેજ વિષ્ણુનાં એકાદશ્યાદિક વ્રતો કરવાં અને તે વ્રતદિવસે બીજું વ્યાવહારિક કાંઈપણ કાર્ય નજ કરવું ॥૪૮॥

स्वसम्बन्धिजनानां चाप्याशौचं जनिनाशयोः ।
यथाशास्त्रं पालयेत ग्रहणे चार्कचन्द्रयोः ॥४९॥

પોતાના સંબન્ધી જનોનું જન્માશૌચ અને મરણાશૌચ તથા સૂર્ય ચંદ્રના ગ્રહણનું પણ આશૌચ યથાશાસ્ત્ર પાળવું ॥૪૯॥

व्यावहारिककार्याणां विवादे निर्णयेऽपि च ।
गृहीतरास्त्यागिनो ये ते न कार्या नचाधवाः ॥५०॥

વ્યાવહારિક કાર્યોમાં પરસ્પર વિવાદ થતાં, તેનો નિર્ણય કરવામાં જે ગૃહસ્થથકી ભિન્ન ત્યાગીઓ છે તેમને જોડવા નહિ તેમજ વિધવા સ્ત્રિયોનેપણ જોડવી નહિ. એટલે આવા કાર્યમાં એમને મધ્યસ્થ ન કરવા ॥૫૦॥

यत्रैते स्युर्न तत्कार्यं सिद्ध्येत्क्वापि द्विजोत्तम ! ।
सर्वस्वनाशस्तत्र स्यादित्येवं त्वस्ति निश्चयः ॥५१॥

તેમાં કારણ કહે છે—હે દ્વિજોત્તમ નારદ! જે વ્યાવહારિક કાર્યમાં પૂર્વોક્ત ત્યાગીઓ અને વિધવા નારીઓ મધ્યસ્થ હોય તે કાર્ય ક્યારેય સિદ્ધ થતું નથી. એટલુંજ નહિ પણ ઉલટુ તે કાર્યમાં તો સર્વસ્વનો નાશ થાય. આવો નિશ્ચયજ છે ॥૫૧॥

धर्मा एते गृहस्थानां मया सङ्क्षेपतोदिताः ।
यदनुष्ठानतो नृणां स्यात्स्वेष्टसुखमक्षयम् ॥५२॥

હે નારદ ! મનુષ્યોને જે ધર્મોના સારા અનુષ્ઠાનથી અવિનાશિ અભિલષિત સુખ થાય એવા આ ગૃહસ્થધર્મો મેં સંક્ષેપમાં તમને કહી સંભળાવ્યા ॥૫૨॥

शिलादिजीविकावृत्तिभेदेन गृहिणो द्विजाः ।
चतुर्विधाः प्रकीर्त्यन्ते तत्तन्नाम्ना च नारद ! ॥५३॥

હે નારદ ! ગૃહસ્થ દ્વિજો, શિલ આદિક જીવિકાવૃત્તિના ભેદને લીધે તે તે નામથી (શિલોંછવૃત્તિવાળા યાયાવરવૃત્તિવાળા શાલીનવૃત્તિવાળા વાર્તાવૃત્તિવાળા) ચાર પ્રકારના કહેવાય છે ॥૫૩॥

स्त्रीणामथ प्रवक्ष्यामि धर्मान् धर्मवतांवर ! ।
येषु स्थिताः स्त्रियः सर्वाः प्राप्नुवन्तीप्सितं सुखम् ॥५४॥

હે ધર્મવતાંવર નારદ ! હવે સ્ત્રિયોના ધર્મોને હું કહું છું. જે મેં કહેલા ધર્મોમાં વર્તનારી સર્વકોઈ નારીઓ ઇપ્સિત સુખને સુખેથી પામે છે ॥૫૪॥

सुवासिनीभिर्नारीभिः स्वपतिर्देववत्सदा ।
सेवनीयोऽनुवर्त्यश्च जरन् रुग्णोऽधनोऽपि वा ॥५५॥

સુવાસિની સ્ત્રીયોએ પોતાનો પતિ વૃદ્ધ હોય કે રોગી હોય કે નિર્ધન હોય પણ સદા દેવની પેઠે સેવવા યોગ્ય અને અનુવૃત્તિથી અનુસરવા યોગ્ય છે. અનુવૃત્તિ પ્રમાણે સેવા કરવી ॥૫૫॥

तद्बन्धवश्चानुवर्त्याः सेवनेन यथोचितम् ।
उज्ज्वलानि विधेयानि गृहोपकरणानि च ॥ ५६॥

સુવાસિની નારીઓએ પોતાના પતિના ભ્રાતાદિ બન્ધુજનોની અનુવૃત્તિમાં રહીને તેમની યથોચિત સેવા કરવી. ઘરનાં પાત્રાદિ ઉપકરણોને ઉજ્જ્વળ કરીને રાખવાં. મેલાં ન રાખવાં ॥૫૬॥

गृहं मार्जनसेकाद्यैः स्वच्छं कार्यं दिने दिने ।
प्रियं सत्यं च वक्तव्यं स्थेयं शुचितया सदा ॥५७॥

સુવાસિનીએ પોતાનું ઘર પ્રતિદિન વાળીને લીંપીને જળ છાંટીને સ્વચ્છ કરવું. સદા પ્રિય અને વળી સત્ય બોલવું. તથા સદાય પવિત્રપણે રહેવું ॥૫૭॥

चाञ्चल्यमतिलोभश्च क्रोधः स्तेयं च हिंसनम् ।
अधार्मिकाणां सङ्गश्च वर्ज्यः स्त्रीणां तथा नृणाम् ॥५८॥

અધર્મી સ્ત્રીયો તથા પુરૂષોના પ્રસંગનો પરિત્યાગ કરે. અતિ લોભ તથા અતિ ક્રોધનો ત્યાગ કરે. ચંચળતા, ચોરી અને હિંસાનો ત્યાગ કરે ॥૫૮॥

भवितव्यं तत्पराभिर्धर्मकार्येषु सर्वदा ।
त्यक्तौद्धत्यं विनीताभिः स्थेयं जित्वेन्द्रियाणि च ॥५९॥

સધવા સ્ત્રીઓએ ધર્મકાર્યોમાં સર્વદા તત્પર રહેવું. ઉદ્ધતપણાનો ત્યાગ કરીને નમ્ર થવું. ઇન્દ્રિયોને જીતીને રહેવું ॥૫૯॥

पातिव्रत्ये स्थिताभिश्च धर्मे ताभी रमापतेः ।
भक्तिः कार्या स्वतन्त्राभिर्भवितव्यं न कुत्रचित् ॥६०॥

પતિવ્રતાના ધર્મમાં રહેલી તે સ્ત્રીયોએ લક્ષ્મીપતિ ભગવાનની ભક્તિ કરવી. ક્યારેયપણ સ્વતંત્ર થવું નહિ. પિતા આદિકની આજ્ઞામાં વર્તવું ॥૬૦॥

विधवा तु सदा विष्णुं सेवेत पतिभावतः ।
कामसम्बन्धिनीर्वार्ता न शृण्वीत न कीर्तयेत् ॥६१॥

વિધવાસ્ત્રીયોના ધર્મોને કહે છે—વિધવા નારી તો સદાય વિષ્ણુભગવાનને પતિભાવથી સેવે. કામસંબન્ધિની વાર્તાને બીજા થકી સાંભળે નહિ તેમ સ્વયં કરે નહિ ॥૬૧॥

आसन्नसम्बन्धवतो विनान्यान्पुरुषान्क्वचित् ।
अनापदि स्पृशेन्नैव पश्येन्नैव च कामतः ॥६२॥

આપત્કાળ વિના સમીપસંબન્ધે રહિત એવા અન્ય પુરુષોનો સ્પર્શ ક્યારેય કરે નહિ, તેમજ તેમને કામબુદ્ધિથી જુવેપણ નહિ ॥૬૨॥

स्तनपस्य तु नुः स्पर्शाद्वृद्धस्य च न दुष्यति ।
कार्य आवश्यके ताभ्यां भाषणे च विभर्तृका ॥६३॥

વિધવા નારીને સ્તનપાન કરતા નાનાબાળકના અને અતિવૃદ્ધના સ્પર્શમાં તો દોષ નથી. તેમજ કોઈ આવશ્યક કાર્ય હોય તો તે બાળક અને વૃદ્ધની સાથે બોલવામાં પણ દોષ નથી ॥૬૩॥

व्यावहारिककार्ये च विवादमधिकं नरैः ।
न कुर्वीतावश्यकार्ये तैर्भाषेत विना रहः ॥६४॥

વ્યાવહારિક કાર્યમાં નરોની સાથે અધિક વિવાદ ન કરે. જો કોઈ આવશ્યક કાર્ય હોય અને ત્યાં એકાંત સ્થળ ન હોય તો નરોની સાથે યથોચિત બોલે. એકાંત સ્થળમાં તો નરો સાથે બોલવામાં દોષ છે ॥૬૪॥

नेक्षेत मिथुनीभूतं बुद्ध्या पश्वाद्यपि क्वचित् ।
त्यजेच्च सकलान् भोगान् स्यात्सकृन्मितभुक्तथा ॥६५॥

મૈથુનમાં આસક્ત પશુ પક્ષી આદિકને પણ બુદ્ધિપૂર્વક ક્યારેય જુવે નહિ. સમગ્ર ભોગોનો ત્યાગ કરે. તથા એકવાર અલ્પ આહારને કરે ॥૬૫॥

सधातुसूक्ष्मवासांसि नालङ्कारांश्च धारयेत् ।
न दिवाशयनं कुर्यान्न खट्वायामनापदि ॥६६॥

સોનારૂપાના તારવાળાં સુંદર સૂક્ષ્મ વસ્ત્રોને અને અલંકારોને ધારે નહિ. આપત્કાળ વિના દિવસે શયન કરે નહિ. તેમજ ખાટલામાં શયન કરે નહિ ॥૬૬॥

ताम्बूलभक्षणं नैव कुर्यान्नाभ्यङ्गमज्जनम् ।
पुम्प्रसङ्गाच्च विभियात्कृष्णाहेरिव नित्यदा ॥६७॥

તાંબૂળ ભક્ષણ, તૈલમર્દન અને આંખ્યમાં અંજનને કરે નહિ. કાળા નાગથકીજ જેમ એમ પુરૂષના પ્રસંગથકી નિરંતર ભય રાખે ॥૬૭॥

समीक्ष्य पुरुषं नारी या न मोहमुपाव्रजेत् ।
तादृशी तु विना लक्ष्मीमेका नान्यास्ति कुत्रचित् ॥६८॥
धर्मनिष्ठा ततो नारी स्वनिःश्रेयसमिच्छति ।
नेक्षेत पुरुषाकारं बुद्धिपूर्वं च न स्पृशेत् ॥६९॥

જે નારી પુરુષને દેખીને મોહને ન પામે તેવી તો એક લક્ષ્મીજી જ છે. તે વિના બીજીતો કોઇ બ્રહ્માંડને વિષે નથીજ. માટે પોતાનું કલ્યાણ ઇચ્છતી, માટેજ સ્વધર્મપાલનમાં તત્પર એવી વિધવા વનિતા પુરૂષાકારને બુદ્ધિપૂર્વક જુવે નહિ અને તેનો સ્પર્શ કરે નહિ ॥૬૮–૬૯॥

कृच्छ्रचान्द्रायणादीनि नैरन्तर्येण भक्तितः ।
व्रतानि कुर्याच्च सदा भवेन्नियमतत्परा ॥७०॥

કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રતો ભગવત્પ્રસન્નતામાં હેતુભૂત હોવાથી સ્નેહથી નિરંતર કરે. અને સદાય નિયમોમાં તત્પર થઈ રહે ॥૭૦॥

पित्रा पुत्रादिना वापि तरुणी तरुणेन च ।
सह तिष्ठेन्न रहसि कुसङ्गं सर्वथा त्यजेत् ॥७१॥

યુવા વયમાં રહેલી વિધવા નારી યુવા વયમાં રહેલા પિતા કે પુત્રાદિકની પણ સાથે એકાંત સ્થળમાં કદાપિ ન રહે. કુસંગનોતો સર્વ પ્રકારે પરિત્યાગ કરે. કેમ કે તેથીજ બધા દોષો આવવાનો સંભવ છે ॥૭૧॥

सधवा विधवा वा स्त्री स्वरजोदर्शनं क्वचित् ।
न गोपयेत्त्रिरात्रं तु मनुष्यादींश्च न स्पृशेत् ॥७२॥

સધવા કે વિધવા સ્ત્રીજાતિમાત્ર પોતાનું રજસ્વળાપણું ક્યારેય ગુપ્ત રાખે નહિ. ત્રણ દિવસપર્યંત મનુષ્ય વસ્ત્ર મૃત્તિકાપાત્ર આદિકનો સ્પર્શ કરે નહિ ॥૭૨॥

प्रथमेऽहनि चाण्डाली द्वितीये ब्रह्मघातिनी ।
तृतीये रजकी प्रोक्ता सा चतुर्थेऽह्नि शुद्ध्यति ॥७३॥

રજસ્વળા નારી પહેલે દિવસે ચાંડાળીતુલ્ય ગણી છે. બીજે દિવસે બ્રહ્મઘાતિની તુલ્ય ગણી છે. ત્રીજે દિવસે ધોબણતુલ્ય ગણી છે. ચોથે દિવસે સવસ્ત્ર સકેશ સ્નાન કરવાથી શુદ્ધ સ્પર્શ કરવા યોગ્ય થાય છે ॥૭૩॥

इति स्त्रीणां मया धर्माः सङ्क्षेपात्कथितास्तव ।
युक्ता यैर्योषितो यायुरिहामुत्र महत्सुखम् ॥७४॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये गृहस्थधर्मनिरूपणनामा द्वाविंशोऽध्यायः ॥२२॥

હે નારદ ! આ રીતે મેં તમને સધવા સ્ત્રીયોના ધર્મો સંક્ષેપમાં કહી સંભળાવ્યા. જે ધર્મોને પાળનારી નારીઓ આ લોકમાં અને પરલોકમાં મહાસુખને નિશ્ચે પામે ॥૭૪॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે ગૃહસ્થ-ધર્મનિરૂપણનામા દ્વાવિંશોઽધ્યાયઃ ॥૨૨॥

---

श्रीनारायण उवाच–

वानप्रस्थस्य वक्ष्यामि नियमानथ ते मुने ! ।
तृतीय आयुषो भागे तृतीयाश्रम ईरितः ॥१॥

[1]અધ્યાય ૨૩ મો.

શ્રીનારાયણ કહે છે—હે મુને ! હવે તમને વાનપ્રસ્થના ધર્મોને હું કહું છું. આયુષના ત્રીજા ભાગમાં ત્રીજો આશ્રમ વાનપ્રસ્થ ધારવાનો કહ્યો છે. (શત વર્ષની આયુષ ગણાય છે, તેનો ત્રીજો

૧ આ અધ્યાયમાં વાનપ્રસ્થ, સંન્યાસી અને ત્યાગાશ્રમી વૈષ્ણવોના ધર્મો સંક્ષેપમાં કહ્યા છે.

ભાગ ૫૧ વર્ષેથી ગણાય, તો ૫૧ વર્ષે વાનપ્રસ્થ ધારવાનો જાણવો. જેણે પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ, પછી ગૃહસ્થાશ્રમ, એવો ક્રમ લીધો હોય તેને માટે આ છે. જે ગૃહસ્થાશ્રમી નહિ થતાં બ્રહ્મચર્યાશ્રમમાંથીજ બીજા આશ્રમમાં ગયા હોય તેનેમાટે આ વિભાગ નથી) ॥૧॥

अनुकूला स्वसेवायां विरक्ता च तपःप्रिया ।
यदि पत्नी भवेत्तर्हि तया सह वनं विशेत् ॥२॥
अन्यथा तु सुतादिभ्यस्तस्याः पोषणरक्षणम् ।
आदिश्य स्वयमेकाकी विरक्तो वनमाविशेत् ॥३॥

પત્ની કે જે પોતાની સહધર્મિણી શાસ્ત્રથી કહેવાય છે તે જો પોતાની સેવામાં અનુકૂળ વર્તનારી હોય અને વળી ગ્રામ્ય વિષયોથકી વિરક્ત હોય અને વળી તપ કરવામાં પ્રીતિવાળી હોય તો તેણીની સાથે વનમાં પ્રવેશ કરે. જો આ કહ્યા એવા ગુણવાળી ન હોય ત્યારે તો તેણીના પોષણ રક્ષણ માટે પોતાના પુત્રાદિકને આજ્ઞા કરીને, વિરક્ત હોવાથી પોતે એકાકીજ વનમાં જાય ॥૨–૩॥

निर्भयो निवसेत्तत्र तपोरुचिरतन्द्रितः ।
कुर्यादुटजमग्न्यर्थं स्वयं तु बहिरावसेत् ॥४॥

વનમાં જઇને નિર્ભયપણે તપમાં રૂચિવાળો અને સાવધાન થાય. કોઈ પ્રકારનો ભય રાખે નહિ તેમજ ગાફલપણું રાખે નહિ. હોમાદિકમાં ઉપયોગી અગ્નિ રાખવાને માટેજ પર્ણશાળાને બનાવે. પોતે તો પર્ણશાળાથકી બહાર વસે. એમ કરીને શીત ઉષ્ણ વાયુ વૃષ્ટિને સહન કરે ॥૪॥

भवेत्पञ्चतपा ग्रीष्म उदवासश्च शैशिरे ।
आसारषाट् च वर्षासु जितक्रोधो जितेन्द्रियः ॥५॥

તેનો અલ્પ પ્રકાર કહે છે—ગ્રીષ્મઋતુમાં પંચાગ્નિને તાપે. ચાર દિશામાં ચાર અગ્નિઓ અને ઉપર માથે સૂર્ય એમ મળીને પાંચ અગ્નિઓ જાણવા. શીત ઋતુમાં ગળાપર્યંત જળમાં વસે.

વર્ષાઋતુમાં પડતી જળની ધારાઓને સહન કરે. એમ કરતાં સ્વયં જીતક્રોધ તથા જીતેન્દ્રિય થાય ॥૫॥

वासश्च तार्णं पार्णं वा वसीताजिनवल्कलम् ।
भुञ्जीत ऋषिधान्यानि वन्यं कन्दफलादि वा ॥६॥

આ વાનપ્રસ્થ વસ્ત્રતો તૃણના તંતુઓથી બનાવેલું કે વૃક્ષનાં પાંદડાંથી બનાવેલું કે અજીનવલ્કલ જે મૃગચર્મ તેને ધારણ કરે. જમવામાં તો સ્યામો નમાર આદિક જે ઋષિધાન્ય પવિત્ર કહેવાય છે તેનો ઉપભોગ કરે અથવા વનમાં થતાં જે કંદ ફળ આદિક તેનો ઉપભોગ કરે ॥૬॥

अग्निपक्वं वार्कपक्वमपक्वं वापि भक्षयेत् ।
अभावे त्वेष दन्तानामश्मोलूखलकुट्टितम् ॥७॥

આ વાનપ્રસ્થ અગ્નિથી રાંધેલું અથવા નહિ રાંધેલું (કાચુ) અન્ન જમે. અથવા સૂર્યે પક્વ કરેલું ફળાદિક જમે. દાંત ન હોય ત્યારે તો પથ્થરથી કે ખાંડણીયાથી કુટીને ભોજન લાયક કરેલા તેને જમે ॥૭॥

स्वयमेवाहरेदन्नं यथाकालं दिने दिने ।
काले पराहृतं वापि गृह्णीयान्नान्यदा क्वचित् ॥८॥

મધ્યાહ્ન કાળને નહિ ઉલ્લંઘન કરીને પ્રતિદિન પૂર્વોક્ત ઋષિધાન્યાદિકને પોતેજ લાવે. અથવા મધ્યાહ્નસમયે બીજા જને આણેલાપણ અન્નાદિકને ગ્રહણ કરે. મધ્યાહ્ન થકી ઉત્તર કાળમાં જનોએ આણેલા અન્નાદિકને તો કયારેયપણ ન ગ્રહણ કરે ॥૮॥

कालेऽपि कृष्टपच्यं तु न गृह्णीयादनापदि ।
वन्यैरेवाग्निकार्यं च धान्यैः कुर्वीत पूर्ववत् ॥९॥

ભલે મધ્યાહ્ન કાળમાં બીજાએ આણેલું હોય પણ તે જો ખેડ્યથી પકવેલું હોય તો તેને નજ ગ્રહણ કરે. પોતાના શરીરમાં રોગાદિક ઉપદ્રવ આવ્યો હોય ત્યારે તો તેને ગ્રહણ કરવામાં દોષ

નથી. અગ્નિકાર્યે જે અગ્નિહોત્ર દર્શ પૌર્ણમાસ આદિકમાં ચરૂ પુરોડાશ આદિ હોમરૂપ કર્મ કરવાનું છે તેને તો વનમાં થતાં જે નમારાદિ ધાન્યો તથા ફળાદિવડેજ ગૃહસ્થાશ્રમમાં પ્રથમ કરતો હતો તેમ કરે. અગ્નિકાર્યનો લોપ કરે નહિ ॥૯॥

रक्षेत्कमण्डलुं दण्डमग्निहोत्रपरिच्छदान् ।
केशरोमश्मश्रुनखान्धारयेन्मलिनान्दतः ॥१०॥

આ વાનપ્રસ્થ કમંડળુ, દંડ અને અગ્નિહોત્ર કરવામાં ઉપયોગી ઉપકરણોને રાખે. મસ્તક ઉપર રહેલા કેશ, હૃદયાદિ અંગમાં રહેલા રોમ, દાઢી મુંછના કેશ, નખ અને દાંતને ધોયા વિનાના મલિન ધારે ॥૧૦॥

अङ्गान्यमर्दयन् स्नायाद्भूतले च शयीत सः ।
देशकालबलावस्थानुसारेण तपश्चरेत् ॥११॥

વાનપ્રસ્થ અંગોને નહિ મર્દન કરતો થકો સ્નાન કરે. ભૂતળ ઉપર સુવે. દેશ કાળ બળ અવસ્થાને અનુસારે તપ કરે ॥૧૧॥

फेनपाश्चौदुम्बराश्च वालखिल्यास्तथैव च ।
वैखानसेति कथिताश्चतुर्धा वनवासिनः ॥१२॥

ફેનપ, ઔન્દુમ્બર, વાલખિલ્ય અને વૈખાનસ એવા ભેદથી વાનપ્રસ્થો ચાર પ્રકારના કહ્યા છે. પોતાની મેળે વૃક્ષથકી પડેલાં ફળાદિકવડે જીવન કરનારાને ફેનપ કહ્યા છે. પ્રાતઃકાળમાં ઉઠતાં જે દિશાને પ્રથમ જુવે તે દિશા થકી આણેલાં ફળાદિકવડે જીવન કરનારાને ઔન્દુમ્બર કહ્યા છે. નવું અન્ન મળતાં પૂર્વસંચિત અન્નનો ત્યાગ કરી દેનારાને વાલખિલ્ય કહ્યા છે. ખેડ્યા વિના પક્વ થએલાં ધાન્યાદિકવડે જીવન કરનારાને વૈખાનસ કહ્યા છે. વૃત્તિભેદથી ચાર પ્રકારો કહ્યા છે ॥૧૨॥

यथाशक्ति द्वादशाब्दानष्टौ वा चतुरो वने ।
वसेद्द्वावेकमेवापि ततः सन्न्यासमाश्रयेत् ॥१३॥

બાર વર્ષ અથવા આઠ વર્ષ અથવા ચાર વર્ષ અથવા બે વર્ષ અથવા એક વર્ષ પણ યથાશક્તિ વનમાં વસે. ત્યાર પછી સંન્યાસ આશ્રમને સ્વીકારે ॥૧૩॥

यदि स्यात्तीव्रवैराग्यं तर्हि न्यासो हितावहः ।
वसेत्तत्रैवान्यथा तु यावज्जीवं वने द्विजः ॥१४॥

જો વૈરાગ્ય તીવ્ર હોય તોજ સંન્યાસ આશ્રમ હિતકારી થાય છે. તીવ્ર વૈરાગ્ય ન હોય તો દ્વિજે વનમાંજ જીવનપર્યંત રહેવું ॥૧૪॥

यथाविधि कृतत्यागस्तुरीयाश्रममाश्रितः ।
साच्छादनं तु कौपीनं कन्थामेकां च धारयेत् ॥१५॥
दण्डं कमण्डलुं चाम्बुगालनं बिभृयाच्च सः ।
सदाचारद्विजगृहे काले भिक्षां समाचरेत् ॥१६॥

જેણે પૂર્વાશ્રમનો યથાવિધિ ત્યાગ કર્યો છે, માટેજ ચતુર્થ આશ્રમને આશરેલો સંન્યાસી બે કૌપીન, તેની ઉપર આચ્છાદન કરવાનું વસ્ત્ર, (શરીર ઉપર આચ્છાદન કરવાનું બીજું વસ્ત્ર) એક કંથા, દંડ, કમંડળું, અને જળ ગાળવામાટે વસ્ત્રખંડ (ગરણું) ને ધારણ કરે. સારો આચાર પાળનારા દ્વિજને ઘેર મધ્યાહ્ન પછી ભિક્ષા માગે ॥૧૫-૧૬॥

न कुर्यात्प्रत्यहं भिक्षामेकस्यैव गृहे यतिः ।
रसलुब्धो भवेन्नैव सकृच्च मितभुग्भवेत् ॥१७॥

યતિ એકજ ગૃહસ્થના ગૃહે પ્રતિદિન ભિક્ષા ન કરે. તેમ રસાસ્વાદમાં અતિશય આસક્ત નજ થાય. એકવાર, તેમાં પણ જેટલાથી પ્રાણધારણ થાય તેટલું મિત અન્ન જમે ॥૧૭॥

वनस्थाश्रमिणो भिक्षां प्रायो गृह्णीत भिक्षुकः ।
तदन्धसातिशुद्धेन शुद्धत्वेवास्य यन्मनः ॥१८॥

આ ભિક્ષુક બહુધા વાનપ્રસ્થાશ્રમીની ભિક્ષાને ગ્રહણ કરે. કેમ કે તેમનું અન્ન અતિશુદ્ધ માનેલું છે. તેવા શુદ્ધ અન્નના

આહારથી યતિનું જે મન તે શુદ્ધ થાય છે. 'आहारशुद्धौ सत्त्वशुद्धिः'' એવી શ્રુતિ છે ॥૧૮॥

घ्राणेऽपि मांससुरयोः पाराकं व्रतमाचरेत् ।
शौचाचारविशुद्धः स्याच्छूद्रादींश्चापि न स्पृशेत् ॥१९॥

યતિ જો સુરામાંસને બુદ્ધિપૂર્વક સુંઘે તો પણ બાર ઉપવાસરૂપ પારાક વ્રતને કરે. બાહ્યઆભ્યંતર પવિત્રતારૂપ શૌચ અને સ્વધર્મરૂપ આચારથી સદાય વિશુદ્ધ રહે. તેને માટે શૂદ્રાદિકનો સ્પર્શ પણ કરે નહિ ॥૧૯॥

नित्यं कुर्याद्विष्णुपूजामद्याद्विष्णोर्निवेदितम् ।
द्वादशार्णं जपेद्विष्णोरष्टाक्षरमनुं च वा ॥२०॥

સંન્યાસી નિત્ય વિષ્ણુપૂજા કરે. વિષ્ણુને નિવેદન કરીનેજ જમે. વિષ્ણુના દ્વાદશાક્ષર મંત્રને અથવા અષ્ટાક્ષર મંત્રને જપે ॥૨૦॥

असद्वादं न कुर्वीत वृत्त्यर्थं नाचरेत्कथाम् ।
असच्छास्त्रे न सक्तः स्यान्नोपजीवेच्च जीविकाम् ॥२१॥

સંન્યાસી અસત્ શાસ્ત્રવાદમાં નિષ્ઠાવાળા નાસ્તિકો સાથે વિવાદ ન કરે. પોતાની વૃત્તિમાટે કથાને ન કરે. અસચ્છાસ્ત્રમાં શ્રવણાધ્યયનાદિરૂપ આસક્તિને ન કરે. જીવનમાં ઉપયોગી નિયત વૃત્તિને અવલંબીને ન વર્તે ॥૨૧॥

सच्छास्त्रमभ्यसेच्चासौ बन्धमोक्षानुदर्शनम् ।
मठादीन्नैव बध्नीयादहन्ताममते त्यजेत् ॥२२॥

આ યતિ જે શાસ્ત્રમાં જીવને બંધન થવાનો પ્રકાર અને તે થકી જીવનો મોક્ષ થવાનો ઉપાય તત્ત્વથી પ્રદર્શાવ્યો હોય એવા સચ્છાસ્ત્રનો અભ્યાસ કરે. મઠ આદિક નિવાસસ્થાનને નજ બાંધે. દેહમાં અહંતાનો અને દૈહિકમાં મમતાનો ત્યાગ કરે ॥૨૨॥

चातुर्मास्यं विनैकत्र वसेन्नासावनापदि ।
आत्मनश्च हरे रूपं विद्याज्ज्ञानेन तत्त्वतः ॥२३॥

આ યતિ ચાતુર્માસ્ય વિના એક સ્થાનમાં ન વસે. રોગાદિ આપત્કાળમાં તો દોષ નથી. આત્મા પરમાત્માના સ્વરૂપને યથાસ્થિત જ્ઞાનશાસ્ત્રથી જાણે ॥૨૩॥

कामं क्रोधं भयं वैरं धनधान्यादिसङ्ग्रहम् ।
नैव कुर्यात्पालयेत यमांश्च नियमान्यतिः ॥२४॥

યતિ કામ ક્રોધ ભય વૈર અને ધન ધાન્યાદિકના સંગ્રહનો ત્યાગ જ કરે. અને અહિંસાદિ બાર યમો તથા શૌચાદિ બાર નિયમોને બરોબર પાળે ॥૨૪॥

तीव्रज्ञानविरागाभ्यां सम्पन्नोऽपि यतिर्ध्रुवम् ।
स्त्रीवित्तभूपासद्वस्त्रसंसर्गाद्भ्रष्टतां व्रजेत् ॥२५॥

યમ નિયમો પાળવામાં કારણ કહે છે—તીવ્ર જ્ઞાન વૈરાગ્યે યુક્ત હોય પણ જો સ્ત્રી ધન આભરણ સદ્વસ્ત્ર ઇત્યાદિ માયિક વસ્તુઓનો સંબન્ધ રાખે તો નિશ્ચે ભ્રષ્ટ થઈ જાય, માટે યતિ ઉક્ત યમ નિયમોને પાળે ॥૨૫॥

पुष्पचन्दन तैलादिसुगन्धिद्रव्यवर्जनम् ।
त्यागी कुर्वीतान्यथा तु भवेद्देहात्मधीः स वै ॥२६॥

ત્યાગી પુષ્પહારો, ચંદન અને તૈલાદિ સુગન્ધિ પદાર્થોનો ત્યાગ કરે. જો ત્યાગ નહિ કરતાં તેને સ્વીકારે તો નિશ્ચે દેહમાં આત્મબુદ્ધિવાળો થઈ જાય ॥૨૬॥

आहारो यस्य यावांस्तं तावान् स्त्रीकाम आविशेत् ।
अतो मितं नीरसं च भोजनं त्यागिनो हितम् ॥२७॥

જે પુરુષને જેટલો આહાર હોય તે પુરુષમાં તેટલી સ્ત્રીસંબન્ધી વિષયભોગની ઇચ્છા પ્રવેશ કરે છે. માટે ત્યાગિને મિત અને નિરસ ભોજન હિતકર કહેલું છે ॥૨૭॥

न श्रव्या ग्राम्यवार्ता च मोक्षसिद्धिमभीप्सता ।
नश्येद्यच्छ्रवणान्नृणां सद्यो विष्णुकथारुचिः ॥२८॥

ग्राम्यवार्ताना श्रवणथी मनुष्योने वर्तती विष्णुकथारुचि तत्काळ नाश थई जाय छे. माटे मोक्षने इच्छता जने ग्राम्यवार्ता सांभळवी नहि ॥२८॥

**अपि चित्रमयीं नारीं त्यागी नेक्षेत न स्पृशेत् ।**
**स्त्र्याकारदर्शनादेव भ्रष्टा भूरि तपस्विनः ॥२९॥**

त्यागी चित्रमयी पण नारीने जुवे नहि, तेम तेणीनो स्पर्श करे नहि. कारण के एक नहि पण अनेक तपस्विओ स्त्रीना आकारना दर्शनमात्रथीज पूर्वे भ्रष्ट थई गया छे ॥२९॥

**कुटीचको बहूदश्च हंसः परमहंसकः ।**
**एवं चतुर्धा कथितो यतिर्वैराग्यभेदतः ॥३०॥**

कुटीचक बहूदक हंस परमहंस आ रीते वैराग्यना भेदने लीधे यति चार प्रकारनो कह्यो छे. तेमां उत्तरोत्तर श्रेष्ठ समजवो. संन्यास आश्रमने योग्य एवां कर्मोमां प्रधानपणे जे वर्ततो होय तेने कुटीचक कहे छे. पोताना आश्रमने उचित एवां कर्मोने गौण करीने आत्मा परमात्माना ज्ञानने प्रधानपणे जे अनुसरे तेने बहूदक कहे छे. जे केवळ आत्मा परमात्माना ज्ञानाभ्यास परायण वर्ते छे तेने हंस कहे छे. जे आत्मा परमात्माना साक्षात्कारने पाम्यो छे तेने **परमहंस** कहे छे ॥३०॥

**वानप्रस्थश्च सन्न्यास इत्युभावाश्रमौ मुने ! ।**
**दुष्करत्वात्कलियुगे न ग्राह्याविति निश्चयः ॥ ३१॥**

हे नारद मुने! वानप्रस्थ अने संन्यास आ बे आश्रमो दुष्कर होवाथी कलियुगमां न ग्रहण करवा एवो सच्छास्त्रमां निर्णय करेलो छे ॥३१॥

**श्रीवासुदेवभक्ता ये तीव्रवैराग्यशालिनः ।**
**तेषां धर्मस्तु तत्सेवा प्रोक्ताहःसु च रात्रिषु ॥३२॥**

माटे जेओ तीव्र वैराग्यशाळी होइने त्यागी श्रीवासुदेवभक्तो

દીક્ષાધારી થયા હોય તેમનો ધર્મતો રાત્રિ દિવસ શ્રીવાસુદેવની સપ્રેમ પરિચર્યા કરવી એજ કહેલો છે ॥૩૨॥

एकोऽपि च क्षणस्तेषां ज्ञानविज्ञानभूयसाम् ।
भक्तिं नवविधां विष्णोर्विना व्यर्थो न वै भवेत् ॥३३॥

જેમનામાં જ્ઞાન વિજ્ઞાન વિશેષપણે વર્તે છે એવા તે ત્યાગી વૈષ્ણવોત્તમોને એકપણ ક્ષણ વિષ્ણુની નવધા ભક્તિ વિના વ્યર્થ જતોજ નથી. તેઓ નિરંતર જે કોઇ ભક્તિમાં જોડાએલાજ રહે છે ॥૩૩॥

सर्वैर्गुणैरुपेतोऽपि भगवद्विमुखो यदि ।
स्वजनोऽपि भवेत्तं तु जह्युरेव हि वैष्णवाः ॥३४॥

સમસ્ત સદ્ગુણોએ સંપન્ન હોય પણ જો તે ભગવદ્વિમુખ હોય તો તેનો અને પોતાના સંબન્ધી જનનો પણ તે ત્યાગી વૈષ્ણવો ત્યાગજ કરીદે એમાં સંશય નથી ॥૩૪॥

प्रासादिकं हरेरन्नं प्रोक्षितं तत्पदाम्बुना ।
भुञ्जीरंस्तुलसीमिश्रं प्रत्यहं सात्वता जनाः ॥३५॥

આ ત્યાગી ભક્તજનો પ્રતિદિન ભગવાનના પ્રસાદભૂત અન્નને તેમના ચરણામૃત જળથી પ્રોક્ષણ કરીને તેમજ તુળસીથી મિશ્રિત કરીને જમે ॥૩૫॥

स्त्रीणां च स्त्रीषु सक्तानां प्रसङ्गो विष्णुचिन्तकैः ।
सर्वथैव परित्याज्यो भवेत्तद्ध्यानमन्यथा ॥३६॥

ભગવાનના ધ્યાનમાં તત્પર થએલા તે ત્યાગી ભક્તોએ સ્ત્રીયો અને સ્ત્રીલંપટ પુરુષોનો પ્રસંગ તો સર્વથા–કાય વાણી મનથીપણ ત્યાગ કરી દેવો. જો ત્યાગ ન કરે તો ભગવાનનું ધ્યાન નહિ રહેતાં તે સ્ત્રી સ્ત્રીલંપટોનુંજ ધ્યાન થયા કરે. એમ થતાં ત્યાગાશ્રમ થકી ભ્રષ્ટ થાય છે. માટે ત્યાગીઓએ સ્ત્રી અને સ્ત્રીલંપટોનો પ્રસંગ પરહરવો ॥૩૬॥

भगवन्तं वासुदेवं विनैकमितरः पुमान् ।
कोऽपि नास्त्येव यो नारीं समीक्ष्य न विमुह्यति ॥३७॥

નારીને જોઇને મોહને ન પામે એવો તો કોઇ પણ પુરુષ નથી. એવા તો એક ભગવાન્ વાસુદેવ છે. માટે ભગવાન થકી બીજા કોઈ પણ ત્યાગીએ નારીનિરીક્ષણાદિ નજ કરવું, એ સિદ્ધાંત છે ૩૭

यत्र स्थित्या मुहुः स्त्रीणां स्यातां शब्दश्रुतीक्षणे ।
त्यागी तत्र वसेन्नैव वसन्धर्मच्युतो भवेत् ॥३८॥

જે સ્થાનમાં રહેવું વિગેરે સંબન્ધથી વારંવાર સ્ત્રીયોના શબ્દોનું શ્રવણ તથા તેણીનું દર્શન થતું હોય એવા સ્થાનમાં ત્યાગી નજ રહે. જો રહે તો ધર્મભ્રષ્ટ થાય ॥૩૮॥

कामो लोभो रसास्वादः स्नेहो मानस्तथा च रुट् ।
एते त्याज्याः प्रयत्नेन षट् दोषाः संसृतिप्रदाः ॥३९॥

કામ ક્રોધ લોભ રસાસ્વાદ સ્નેહ અને માન આ છ દોષો સંસૃતિને આપનારા કહ્યા છે. માટે ત્યાગીએ આ દોષોનો પ્રયત્નથી પરિત્યાગ કરવો ॥૩૯॥

प्रोक्तेषु धर्मेष्वेतेषु यस्य यस्य च्युतिर्भवेत् ।
यथाशक्ति यथाशास्त्रं कार्या तत्तस्य निष्कृतिः ॥४०॥

જે આ ધર્મો કહ્યા તેને મધ્યે જે જે ધર્મનો ભંગ થાય તેનું તેનું પ્રાયશ્ચિત્ત યથાશાસ્ત્ર યથાશક્તિ કરવું ॥૪૦॥

इत्थं चतुर्णां वर्णानामाश्रमाणां च नारद ! ।
धर्माः सङ्क्षेपतः प्रोक्ता वैष्णवानां च ते मया ॥४१॥

હે નારદ ! આ રીતે ચાર વર્ણો તથા ચાર આશ્રમો તથા ત્યાગી વૈષ્ણવોના ધર્મો મેં તમને સંક્ષેપમાં કહ્યા ॥૪૧॥

वर्णी यतिश्च धर्मस्थो ब्रह्मलोकमुपैति वै ।
अपिलोकं वनस्थश्च गृहस्थः स्वर्गमाप्नुयात् ॥४२॥

भक्त्या सहैताञ्छ्रीविष्णोराचरेयुस्तु ये जनाः ।
ते तु सर्वेऽपि देहान्ते विष्णुलोकमवाप्नुयुः ॥४३॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये वनस्थयतिधर्मनिरूपणनामा त्रयोविंशोऽध्यायः ॥२३॥

ઉક્ત પોત પોતાના ધર્મમાં વર્તનારો વર્ણી અને યતિ બ્રહ્મલોકને પામે છે, વાનપ્રસ્થ ઋષિ લોકને પામે છે, ગૃહસ્થ સ્વર્ગને પામે છે, એમાં સંશય નથી ॥૪૨॥

જે જનો તો પૂર્વોક્ત ધર્મોને શ્રીવિષ્ણુની ભક્તિ સાથે પાળે છે તે તો સર્વે પણ જનો દેહને અંતે વિષ્ણુલોક અક્ષરબ્રહ્માદિ ધામને પામે છે, માટે ભક્તિએ સહિત ધર્મો પાળવા ॥૪૩॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે વનસ્થયતિધર્મનિરૂપણનામા ત્રયોવિંશોઽધ્યાયઃ ॥૨૩॥

---

श्रीनारायण उवाच–

अथ ज्ञानस्वरूपं ते वच्मि साङ्ख्येन निश्चितम् ।
क्षेत्रादि ज्ञायते येन तज्ज्ञानं हि निरुच्यते ॥१॥

[1]અધ્યાય ૨૪ મો.

શ્રીનારાયણ કહે છે—હે નારદ ! ઉક્ત રીતે ધર્મનું સ્વરૂપ નિરૂપણ કર્યું. હવે સેશ્વર સાંખ્ય શાસ્ત્રે નિશ્ચય કરેલું જ્ઞાનસ્વરૂપ તમને હું કહું છું. જેથી દેહ આત્મા અને પરમાત્માના સ્વરૂપ સ્વભાવ ગુણ માહાત્મ્ય વિગેરે જાણવામાં આવે છે, તે જ જ્ઞાનનું નિરૂપણ કરૂં છું ॥૧॥

---

૧ આ અધ્યાયમાં વાસુદેવથકી જગત્સૃષ્ટિ આદિકના કહેવા દ્વારા ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના જ્ઞાનનું સ્વરૂપ નારાયણે નારદજી પ્રત્યે કહ્યું છે.

वासुदेवः परंब्रह्म बृहत्यक्षरधामनि ।
आदावेकोऽद्वितीयोऽभून्निर्गुणो दिव्यविग्रहः ॥२॥

તેને વિવેચન કરીને પ્રદર્શાવે છે—સૃષ્ટિના પૂર્વ કાળમાં એક અદ્વિતીય (જેને કોઈ સજાતીય નથી) નિર્ગુણ (પ્રાકૃત ગુણે રહિત) વાસુદેવ પરંબ્રહ્મ પરમાત્મા, સર્વોત્કૃષ્ટ અક્ષરધામમાં દિવ્ય મૂર્તિથી વિરાજમાન હતા ॥૨॥

सकार्यमूलप्रकृतिः सकालाक्षरतेजसि ।
प्रकाशेऽर्कस्य रात्रीव तिरोभूता तदाभवत् ॥३॥

તે આત્યંતિક પ્રલયમાં પોતાનાં પ્રધાનાદિ કાર્યો સાથે મૂળ પ્રકૃતિ કાળની સાથેજ અક્ષર તેજમાં, સૂર્યના પ્રકાશમાં રાત્રિજ જેમ એમ લીન થઈ રહી હતી ॥૩॥

सिसृक्षाथाभवत्तस्य ब्रह्माण्डानां यदा तदा ।
सकालाविर्बभूवादौ महामाया ततो हि सा ॥४॥

આત્યંતિક પ્રલયનો અંત આવતાં જ્યારે વાસુદેવ ભગવાનને બ્રહ્માંડોની સૃષ્ટિ કરવાની ઇચ્છા થઈ ત્યારે પ્રથમ અક્ષરબ્રહ્મથકી કાળ સહિત મૂળભૂત મહામાયા આવિર્ભાવને પામી ॥૪॥

तां कालशक्तिमादाय वासुदेवोऽक्षरात्मना ।
सिसृक्षयैक्षत यदा सा चुक्षोभ तदैव हि ॥५॥

તે મૂળમાયાને જ્યારે વાસુદેવ ભગવાને અક્ષરપુરુષરૂપે કાળશક્તિને સ્વીકારીને બ્રહ્માંડ સર્જવાની ઇચ્છાથી નિરીક્ષણ કરી ત્યારેજ તે ક્ષોભને પામી. એટલે કાળશક્તિએ ક્ષોભ પમાડેલી મહામાયામાં વાસુદેવ ભગવાને અક્ષરપુરુષરૂપે ઇક્ષણાત્મક વીર્યરૂપ ગર્ભ ધારણ કર્યો ॥૫॥

तस्याः प्रधानपुरुषकोटयो जज्ञिरे मुने ! ।
युज्यन्ते स प्रधानैस्ते पुरुषाश्वेच्छया प्रभोः ॥६॥

હે મુને ! તેવી મહામાયાથકી કોટી પ્રધાન પુરુષો ઉત્પન્ન થયા. તેમાં જે પુરુષો હતા તે પ્રભુ વાસુદેવની ઇચ્છાથી પ્રધાનો સાથે જુદા જુદા જોડાઈ ગયા ॥૬॥

पुमांसो निदधुर्गर्भांस्तेषु तेभ्यश्च जज्ञिरे ।
ब्रह्माण्डानि ह्यसङ्ख्यानि तत्रैकं तु विविच्यते ॥७॥

જોડાઈ ગએલા તે પુરુષોએ પ્રધાનોમાં ગર્ભો ધારણ કર્યા. જેમાં ગર્ભાધાન થયું છે એવા પ્રધાનોથકી અસંખ્ય બ્રહ્માંડો ઉત્પન્ન થયાં. ઉત્પન્ન થએલાં તે અગણિત બ્રહ્માંડો મધ્યે એકજ બ્રહ્માંડનું સ્વરૂપ વિભાગથી વિવેચન કરીને હું હવે કહું છું ॥૭॥

आदौ जज्ञे महांस्तस्मात्पुंसो वीर्याद्धिरण्मयात् ।
अहङ्कारस्ततस्तस्माद्गुणाः सत्त्वादयस्त्रयः ॥८॥

પ્રથમ પ્રકાશબહુલ પ્રધાનપતિ પુરુષે પ્રધાન માયામાં વીર્ય ધારણ કરવાથી તેનાથકી હિરણ્મય મહતત્ત્વ ઉત્પન્ન થયું. તે મહત્તત્ત્વથકી અહંકાર ઉત્પન્ન થયો. અહંકારથકી સત્ત્વાદિ ત્રણ ગુણો ઉત્પન્ન થયા ॥૮॥

तमसः पञ्च तन्मात्रा महाभूतानि जज्ञिरे ।
दशेन्द्रियाणि रजसो बुद्ध्या सह महानसुः ॥९॥

તેને મધ્યે તામસ અહંકારથકી પંચ તન્માત્રાઓ અને તે દ્વારા પાંચ મહાભૂતો ઉત્પન્ન થયાં, તેમાં કાર્યોમાં કારણનો અન્વય હોવાથી તેની સાથે તેમની ઉત્પત્તિના પ્રકારમાં આવો વિવેક જાણવો—પ્રથમ તામસાહંકારથકી શબ્દતન્માત્રા થઈ, તે દ્વારા આકાશ ઉત્પન્ન થયો. શબ્દ જેનો ગુણ છે એવા આકાશથકી સ્પર્શતન્માત્રા થઈ, તેદ્વારા વાયુ ઉત્પન્ન થયો. શબ્દસ્પર્શ જેનો ગુણ છે એવા વાયુથકી રૂપતન્માત્રા ઉત્પન્ન થઈ, તે દ્વારા તેજ ઉત્પન્ન થયું. જેના શબ્દસ્પર્શરૂપ ગુણો છે એવા તેજથકી રસતન્માત્રા ઉત્પન્ન થઈ, તે દ્વારા જળ ઉત્પન્ન થયું. જેના શબ્દસ્પર્શરૂપરસ ગુણો છે એવા જળથકી ગંધતન્માત્રા ઉત્પન્ન થઈ, તે

દ્વારા શબ્દસ્પર્શરૂપ રસ ગંધગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થઈ. આવો ક્રમ જાણવો. રાજસ અહંકારથકી શ્રોત્ર ત્વક્ ચક્ષુ રસના ઘ્રાણ આ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને વાક્ પાણી પાદ પાયુ ઉપસ્થ આ કર્મેન્દ્રિયો, મળીને દશ ઇન્દ્રિયો તથા બુદ્ધિ અને મહાપ્રાણ આ બે ઉત્પન્ન થયા ॥૯॥

सत्त्वादिन्द्रियदेवाश्च जायन्ते स मनस्तथा ।
सामान्यतस्तत्त्वसंज्ञा एते देवाः प्रकीर्तिताः ॥१०॥

સાત્વિક અહંકારથકી સર્વ ઇન્દ્રિઓના દેવતાઓ તથા મન ઉત્પન્ન થયું. આ મહદાદિ દેવો સામાન્યપણે તત્વસંજ્ઞાથી કહ્યા છે ૧૦

प्रेरिता वासुदेवेन स्वस्वांशैरैश्वरं वपुः ।
अजीजनन्विराट्संज्ञं ते चराचरसंश्रयम् ॥११॥

આ ચોવીશ તત્ત્વોએ વાસુદેવે પ્રેરણા કરવાથી પોતપોતાના અંશોએ કરીને ચરાચરના આશ્રયભૂત વિરાટસંજ્ઞિત વૈરાજશરીર ઉત્પન્ન કર્યું ॥૧૧॥

स च वैराजपुरुषः स्वसृष्टास्वप्स्वशेत यत् ।
तेन नारायण इति प्रोच्यते निगमादिभिः ॥१२॥

વિરાટ્ શરીરના અભિમાની વૈરાજ પુરુષે પોતે સર્જેલા આપ્ શબ્દવાચ્ય જળમાં શયન કર્યું, તે કારણથી તેમને વેદાદિ શાસ્ત્રો 'નારાયણ' નામથી કહે છે. આ અર્થમાં "आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः । अयनं तस्य ताः पूर्वं तेन नारायणः स्मृतः" એવી સ્મૃતિ છે ॥૧૨॥

तन्नाभिपद्माद्ब्रह्मासीद्राजसोऽथ हृदम्बुजात् ।
जज्ञे विष्णुः सत्त्वगुणो ललाटात्तामसो हरः ॥१३॥

તે વૈરાજ પુરુષના નાભિકમળથકી રજઃપ્રધાન બ્રહ્મા ઉત્પન્ન થયા. અનંતર તેમના હૃદયકમળથકી સત્ત્વપ્રધાન વિષ્ણુ ઉત્પન્ન થયા અને તેમના લલાટથકી તમઃપ્રધાન મહાદેવ ઉત્પન્ન થયા ॥૧૩॥

एतेभ्य एव स्थानेभ्यस्तिस्र आसंश्च शक्तयः ।
तत्रासीत्तामसी दुर्गा सावित्री राजसी तथा ।
सात्त्विकी श्रीश्चेति सर्वा वस्त्रालङ्कारशोभिताः ॥१४॥
ता वैराजाज्ञया त्रींश्च ब्रह्मादीन्प्रतिपेदिरे ।
दुर्गा रुद्रं च सावित्री ब्रह्माणं विष्णुमन्तिमा ॥१५॥

તે આ ઉક્ત નાભિઆદિક સ્થાનો થકીજ ત્રણ શક્તિઓ ઉત્પન્ન થઈ. તેમાં તમઃપ્રધાન દુર્ગા દેવી થઈ તથા રજઃપ્રધાન સાવિત્રી દેવી થઈ અને સત્વપ્રધાન શ્રી-લક્ષ્મીદેવી થઈ. આ ત્રણેય શક્તિઓ વસ્ત્ર અલંકારથી સુશોભિત થઈ રહી. તે આ શક્તિઓ વૈરાજની આજ્ઞાથી બ્રહ્માદિ ત્રણ દેવોને પામી. તેમાં દુર્ગા રૂદ્રને પામી, સાવિત્રી બ્રહ્માને પામી અને શ્રી-લક્ષ્મી વિષ્ણુને પામી ॥૧૪-૧૫॥

चण्डिकाद्याश्च दुर्गाया अंशेनासन्सहस्रशः ।
त्रयीमुख्याश्च सावित्र्याः शक्तयोंऽशेन जज्ञिरे ।
दुःसहाप्रमुखाश्चासन्नंशेनैव श्रियो मुने ! ॥१६॥

હે મુને ! વળી દુર્ગાના અંશથી ચંડિકા આદિક હજારો શક્તિઓ ઉત્પન્ન થઈ, સાવિત્રીના અંશથી ત્રયીપ્રમુખ હજારો શક્તિઓ ઉત્પન્ન થઈ, લક્ષ્મીના અંશથીજ દુઃસહાપ્રમુખ હજારો શક્તિઓ ઉત્પન્ન થઈ. આ રીતે પોતાના પતિને પામેલી તે ત્રણ દુર્ગાદિ શક્તિઓથકી તેના અંશથી અનેક શક્તિઓ ઉત્પન્ન થઈ ॥૧૬॥

तत्रादितो यो ब्रह्मासीद्वैराजनाभिपद्मतः ।
एकार्णवे तदब्जस्थः स किञ्चिदपि नैक्षत ॥१७॥

તેમાં પ્રથમ એકાર્ણવ જળમાં વૈરાજની નાભિથકી જે બ્રહ્મા ઉત્પન્ન થયા તેણે તે વૈરાજની નાભિકમળમાં રહીને ચોમેર જોયું પણ જળ વિના બીજુ કાંઈપણ જોવામાં આવ્યું નહિ ॥૧૭॥

विसर्गबुद्धिमप्राप्तो नात्मानं च विवेद सः ।
कोऽहं कुत इति ध्यायन्नदिदृक्षत्कजाश्रयम् ॥१८॥

એટલું જ નહિ પણ લોકસૃષ્ટિમાં ઉપયોગી જ્ઞાનને નહિ પામેલા બ્રહ્મા પોતાને પણ જાણી શકયા નહિ. એટલે 'હું કોણ છું અને કયાંથી થયો છું' એમ વિચાર કરતાં પ્રથમ કમળના આધારને જોવાની ઇચ્છા કરી ॥૧૮॥

नालं प्रविश्याधो यातुस्तन्मूलं च विचिन्वतः ।
संवत्सरशतं यातं तस्य नान्तं तु सोऽलभत् ॥१९॥

ઇચ્છા કર્યા પછી નાળ જે કમળના દાંડાનો અંતઃપ્રદેશ તેમાં પ્રવેશ કરીને નીચે નીચે જતા અને કમળના મૂળને ગોતતા બ્રહ્માને ગોતતાં સો વર્ષ વીતિગયાં તથાપિ બ્રહ્મા કમળનાળના પારને તો નજ પામ્યા ॥૧૯॥

ऊर्ध्वं पुनरुपेत्याथ श्रान्तश्च निषसाद सः ।
अदृश्यमूर्तिर्भगवानूचे तप तपेति तम् ॥२०॥

આ પ્રકારે પ્રયત્ન કરવાથી થાકી ગએલા બ્રહ્મા ફરી નીચેથી કમળ ઉપર આવીને બેઠા. ઉદાસમુખે બેઠેલા બ્રહ્મા પ્રતિ તે સમયે અદૃશ્ય મૂર્તિ ભગવાન્ "તપ તપ–તપ કરો તપ કરો" એમ બેવાર વચન બોલ્યા ॥૨૦॥

तच्छ्रुत्वा तत्प्रवक्तारमदृष्ट्वा च स सर्वतः ।
गुरूपदिष्टवत्तेपे दिव्यं वर्षसहस्रकम् ॥२१॥

"તપ તપ" આવું બે અક્ષરવાળું બે વાર કહેલું વચન સાંભળીને, બ્રહ્માએ તેનું મુખ જોવાની ઇચ્છાથી સમગ્ર દિશાઓ પોતે જોઈ પણ તે વચનના વક્તા-ઉપદેશાને નહિ જોઇને, "ગુરૂએજ પ્રજાસૃષ્ટિમાં તપજ મુખ્ય સાધન છે એમ ઉપદેશ કર્યો હોય ને શુ?" એમ માનીને દિવ્ય (દેવતાનાં) હજાર વર્ષો તીવ્ર તપ કર્યું ॥૨૧॥

पद्मे तपस्यते तस्मै तपःशुद्धात्मने ततः ।
समाधौ दर्शयामास धाम वैकुण्ठमच्युतः ॥२२॥

તેપછી કમળની ઉપર ઉગ્ર તપને કરતા અને તપથીજ જેમનું મન શુદ્ધ થયું છે એવા અધિકારી બ્રહ્માને અચ્યુત-વાસુદેવ ભગવાને સમાધિમાં વૈકુંઠ ધામ બતાવ્યું ॥૨૨॥

प्राधानिका गुणा यत्र त्रयोऽपि रजआदयः ।
न भवन्त्यल्पमपि यत्कालमायाभयं न च ॥२३॥

કેવું ધામ? તો જે ધામમાં પ્રધાનશબ્દવાચ્ય માયાના રજ આદિક ત્રણેય ગુણો નથી તેમજ જેમાં અલ્પ પણ કાળ માયાનો ભય નથી. જે ધામ નિર્ગુણ અને નિર્ભય છે ॥૨૩॥

सहोदितार्कायुतवद्भास्वरे तत्र तेजसि ।
वासुदेवं ददर्शासौ रम्यदिव्यासिताकृतिम् ॥२४॥
चतुर्भुजं गदापद्मशङ्खचक्रधरं विभुम् ।
पीताम्बरं महारत्नकिरीटादिविभूषणम् ॥२५॥
नन्दतार्क्ष्यादिभिर्जुष्टं पार्षदैश्च चतुर्भुजैः ।
सिद्धिभिश्चाष्टभिः षड्भिर्वद्धाञ्जलिपुटैर्भगैः ॥२६॥
सिंहासने श्रिया साकमुपविष्टं तमीश्वरम् ।
प्रणम्य प्राञ्जलिस्तस्थौ विरिञ्चो हृष्टमानसः ॥२७॥

એક સાથે ઉદય પામેલા દશ હજાર સૂર્યના જેવા અતિશય પ્રકાશમાન તે તેજોમય વૈકુંઠ ધામમાં વૈકુંઠનાથ વાસુદેવ ભગવાનનાં દર્શન પામ્યા. કેવા ભગવાન્? તો મનોહર દિવ્ય શ્યામ સુંદર મૂર્તિ જેમની છે, ચતુર્ભુજ, ચાર હાથમાં શંખ ચક્ર ગદા પદ્મને ધારી રહેલા, દિવ્ય પીતાંબરને ધારી રહેલા, મહારત્નજડિત મુકુટ આદિક દિવ્ય આભૂષણોને ધારી રહેલા, દિવ્ય વૈભવે સંપન્ન, બે હાથ જોડી રહેલા ચતુર્ભુજ નંદ ગરૂડાદિક પાર્ષદોએ તથા

અષ્ટ સિદ્ધિઓએ તથા છ ભગશબ્દવાચ્ય ઐશ્વર્યોએ સેવેલા અને દિવ્ય સિંહાસનમાં લક્ષ્મીજી સાથે વિરાજમાન છે. આવા સર્વેશ્વર શ્રીવાસુદેવનાં દર્શન પામેલા બ્રહ્મા મનમાં બહુ હર્ષ પામીને ભગવાનને પ્રણામ કરીને બે હાથ જોડીને તેમની પાસે ઉભા રહ્યા ॥૨૪-૨૭॥

तं प्राह भगवान्ब्रह्मंस्तुष्टोऽहं तपसा तव ।
वरं वरय मत्तस्त्वं स्वाभीष्टं यत्प्रियोऽसि मे ॥२८॥

હાથ જોડીને ઉભા રહેલા બ્રહ્મા પ્રત્યે ભગવાન્ બોલ્યા કે— હે બ્રહ્મન્! હું તમારી તીવ્ર તપશ્ચર્યાથી બહુ પ્રસન્ન થયો છું. તમો મને અત્યંત વહાલા છો. તો મારાથકી તમો સ્વાભીષ્ટ વરને માગો ॥૨૮॥

इत्युक्तस्तेन तं जानंस्तपसि प्रेरकं प्रभुम् ।
स्वं च विश्वसृजं ब्रह्मा ययाचेऽभिमतं वरम् ॥२९॥

આ રીતે ભગવાને વરમાટે પ્રેરણા કરતાં બ્રહ્માએ 'આ તપમાં પ્રેરણા કરનારા મહાપ્રભુ વાસુદેવ ભગવાન છે' એમ જાણીને અને 'હું વિશ્વસ્રષ્ટા બ્રહ્મા છું' એમ જાણીને મનઇચ્છિત વર માગ્યો ॥૨૯॥

प्रजाविसर्गशक्तिं मे देहि तुभ्यं नमः प्रभो ! ।
तत्रापि च न बद्धयेयं यथा कुरु तथा कृपाम् ॥३०॥

કેવો વર? તો હે પ્રભો! તમને નમસ્કાર છે. મને પ્રજાઓની સૃષ્ટિ કરવામાં ઉપયોગી શક્તિને આપો. અને સૃષ્ટિ કરવા છતાં પણ તેમાં મને જે રીતે બંધન ન થાય તેવી કૃપાને કરો. આ પ્રકારે બે વરો માગ્યા ॥૩૦॥

ततस्तं भगवानूचे सेत्स्यते ते मनोरथः ।
वैराजेन मयात्मैक्यं भावयित्वा समाधिना ।
प्रजाः सृजाथ स्वासाध्ये कार्ये स्मर्योऽहमिष्टदः ॥३१॥

વરો માગ્યા પછી વરદાતા ભગવાન્ બ્રહ્માપ્રત્યે બોલ્યા. શું બોલ્યા? તો હે બ્રહ્મન્! તમારો મનોરથ સઘળો સફળ થશે. વૈરાજરૂપ હું તે મારી સાથે સમાધિએ કરીને આત્માના એકપણાની ભાવના કરીને, (મારીસાથે આત્માને જોડી દઈને) વિવિધ પ્રજાઓને સર્જો. પ્રજાઓની સૃષ્ટિમાટે આરંભેલાં કાર્યોમધ્યે જો કોઈ કાર્ય તમારાથી ન સિદ્ધ થઈ શકે એમ જણાય તો વાંછિત વરદાતા હું તે મારૂં તમારે તત્કાળ સ્મરણ કરવું. સ્મરણમાત્રમાંજ તે તમારા કાર્યને હું સિદ્ધ કરી આપીશ. તો તમારે તેની કશી ચિંતા કરવી નહિ ॥૩૧॥

इत्युक्त्वान्तर्दधे विष्णुर्ब्रह्माप्यैक्यसमाधिना ।
वैराजेनाथ लोकान् प्राग्लीनान्सर्वान् स ऐक्षत ॥३२॥

હે મુને! આ રીતે વિષ્ણુભગવાન્ બ્રહ્માને વરદાન આપીને અંતર્ધાન થઈ ગયા. અનંતર બ્રહ્માએ પણ વૈરાજની સાથે ચિત્તની એકાગ્રતારૂપ સમાધિએ કરીને વૈરાજાત્મક સ્વાત્માવિષે પૂર્વ કલ્પમાં લીન થઈ રહેલા સર્વ લોકો જોયા. એટલે બ્રહ્માએ પૂર્વ કલ્પમાં વિરાટ્શરીરવિષે ગુણ કર્માનુસારે લીન થએલા ક્ષેત્રજ્ઞોનો જે દેહોત્પત્તિપ્રકાર અને તેઓ માટે અધિકારને અનુસારે જે સ્થાનાદિનિર્માણપ્રકાર તે સમાધિબળથી જાણ્યો ॥૩૨॥

विसर्गशक्तिं सम्प्राप्य स सर्गाय मनो दधे ।
ब्रह्मज्योतिर्मयस्तावदादित्यः प्रादुरास ह ॥३३॥

સર્વજ્ઞ બ્રહ્માએ જગત્સૃષ્ટિનું સામર્થ્ય ભગવાન થકી પામીને, વિચિત્ર સૃષ્ટિ રચવાનો મનમાં સંકલ્પ કર્યો. આરંભ કાળમાંજ બ્રહ્મસદૃશ તેજોમય મૂર્તિ જેની છે અને સર્વના આદિ ભાગમાં થએલ હોવાથી આદિત્ય સંજ્ઞા જેની છે એવો સૂર્ય વાસુદેવની ઇચ્છાથી પ્રગટ થયો ॥૩૩॥

स्थापयित्वाण्डमध्ये तं ततः स मनसासृजत् ।
तपोभक्तिविशुद्धेन मुनीनाद्यांश्चतुःसनान् ॥३४॥

પ્રથમ પ્રગટ થએલા સૂર્યને બ્રહ્માએ અંડના મધ્ય ભાગમાં સ્થાપન કર્યો. તેપછી તપથી તથા ભક્તિથી અતિશુદ્ધ થએલા મનથી નિવૃત્તિધર્મપરાયણ નૈષ્ઠિક ચાર આદ્યમુનિ સનકાદિકો સર્જ્યા. જેમનાં સનક સનંદ સનાતન સનત્કુમાર એવાં નામો છે ||૩૪||

प्रजाः सृजत चेत्यूचे तांस्तदा ते तु तद्वचः ।
न जगृहुर्नैष्ठिकेन्द्रास्तेभ्यश्चुक्रोध विश्वसृट् ॥३५॥

સર્જેલા સનકાદિકો પ્રત્યે વિશ્વસૃષ્ટા પિતા બ્રહ્માએ "હે પુત્રો ! તમો પ્રજાઓને સર્જો" એમ કહ્યું. પ્રજાસૃષ્ટિ માટે પ્રેરણા કરેલા સનકાદિકોએ તો પોતે નૈષ્ઠિકેન્દ્ર વાસુદેવપરાયણ હોવાથી પિતા બ્રહ્માનું તે પ્રવૃત્તિ ધર્મપર વચન ગ્રહણ કર્યું નહિ. જ્યારે પોતાનું વચન તેમણે ગ્રહણ કર્યું નહિ ત્યારે તેમની ઉપર બ્રહ્મા બહુ કોપાયમાન થયા ||૩૫||

क्रुद्धस्य तस्य भालाच्च रुद्र आसीत्तमोमयः ।
मन्युं नियम्य मनसा प्रजेशान्सोऽसृजत्ततः ॥३६॥

કોપાયમાન થએલા બ્રહ્માના ભાલથકી તમોગુણ પ્રધાન રૂદ્રદેવ ઉત્પન્ન થયા. તે પછી બ્રહ્માએ મનથી ક્રોધને નિયમમાં કરીને, પોતાના અંગથકી મરીચ્યાદિ દશ પ્રજાપતિઓ સર્જ્યા ||૩૬||

मरीचिमत्रिं पुलहं पुलस्त्यं च भृगुं क्रतुम् ।
वसिष्ठं कर्दमं चैव दक्षमङ्गिरसं तथा ॥३७॥

કયા તે પ્રજાપતિઓ ? તો મરીચિ અત્રિ પુલહ પુલસ્ત્ય ભૃગુ ક્રતુ વસિષ્ઠ કર્દમ દક્ષ અંગિરસ આ નામના દશ પ્રજાપતિઓ કહ્યા છે ||૩૭||

धर्मं ततः स हृदयादधर्मं पृष्ठतस्तथा ।
मनसः काममास्याच्च वाणीं क्रोधं भ्रुवोऽसृजत् ॥३८॥

ત્યારપછી બ્રહ્માએ પોતાના હૃદય થકી ધર્મ, પૃષ્ટભાગ થકી અધર્મ, મન થકી કામ, મુખથકી વાણી-સરસ્વતી અને ભ્રૃકુટી થકી ક્રોધ સર્જ્યો ||૩૮||

शौचं तपो दया सत्यमिति धर्मपदानि च ।
चतुर्भ्यो वदनेभ्यश्च चत्वारि ससृजे ततः ॥३९॥

ત્યારપછી વળી બ્રહ્માએ પોતાનાં ચાર મુખોથકી શૌચ તપ દયા અને સત્ય આ નામના ચાર ધર્મપાદો સર્જ્યા ॥૩૯॥

ऋग्वेदं वदनात्पूर्वाद्यजुर्वेदं च दक्षिणात् ।
ससर्ज पश्चिमात्साम सौम्याच्चाथर्वसंज्ञितम् ॥४०॥

વળી બ્રહ્માએ પૂર્વ મુખથકી ઋગ્વેદ, દક્ષિણ મુખથકી યજુર્વેદ, પશ્ચિમ મુખથકી સામવેદ અને ઉત્તર મુખથકી અથર્વ વેદ સર્જ્યો ॥૪૦॥

इतिहासपुराणानि यज्ञान् विप्रशतं तथा ।
वस्वादित्यमरुद्विश्वान्साध्यांश्च मुखतोऽसृजत् ॥४१॥

વળી બ્રહ્માએ પોતાના ચાર મુખથકી ભારતાદિ ઇતિહાસો, બ્રાહ્માદિ પુરાણો, નાનાવિધ યજ્ઞો, બ્રાહ્મણ જાતિનો ગણ, અષ્ટ વસુઓ, બાર આદિત્યો, ઓગણપચાસ વાયુઓ, વિશ્વદેવતાઓ અને સાધ્ય દેવતાઓ, આ સર્વને સર્જ્યા ॥૪૧॥

बाहुभ्यः क्षत्रियशतमूरुभ्यां च विशां शतम् ।
पद्भ्यां शूद्रशतं चैतान्ससर्ज सह वृत्तिभिः ॥४२॥

વળી પોતાના બાહુથકી ક્ષત્રિય જાતિગણ, સાથળથકી વૈશ્યજાતિગણ અને પાદથકી શૂદ્ર જાતિગણ સર્જ્યો. તથા આ સર્વેની જીવિકા વૃત્તિપણ પૃથક્ પૃથક્ સર્જી ॥૪૨॥

ब्रह्मचर्यं च हृदयाद्गार्हस्थ्यं जघनस्थलात् ।
वनाश्रमं तथोरस्तः सन्न्यासं शिरसोऽसृजत् ॥४३॥

વળી બ્રહ્માએ હૃદયથકી બ્રહ્મચર્ય, જઘનસ્થળ (કટિભાગ)થકી ગાર્હસ્થ્ય, વક્ષઃસ્થળથકી વાનપ્રસ્થ અને મસ્તકથકી સંન્યાસ, એમ ચાર આશ્રમો સર્જ્યા ॥૪૩॥

वक्षःस्थलात्पितृगणानसुराञ्जघनस्थलात् ।
ससर्ज च गुदान्मृत्युं निर्ऋतिं निरयांश्च सः ॥४४॥

વળી બ્રહ્માએ વક્ષઃસ્થળથકી પિતૃગણો, જઘન સ્થળથકી અસુરો અને ગુદાથકી મૃત્યુ તથા નિર્ઋતિ નામનો દેવવિશેષ તથા નરકો સર્જ્યાં ॥૪૪॥

गन्धर्वांश्चारणान् सिद्धान् सर्पान्यक्षांश्च राक्षसान् ।
नगान्मेघान्विद्युतश्च समुद्रान् सरितस्तथा ॥४५॥
वृक्षान्पशून्पक्षिणश्च सर्वान्स्थावरजङ्गमान् ।
स्वाङ्गेभ्य एव सोऽस्राक्षीद्ब्रह्मा नारायणात्मकः ॥४६॥

વળી નારાયણમાં મન જેમણે જોડી દીધુ છે એવા બ્રહ્માએ પોતાનાં અંગોથકીજ સર્વે ગંધર્વો, ચારણો, સિદ્ધો, સર્પો, યક્ષો, રાક્ષસો, પર્વતો, મેઘો, વિજળીઓ, સમુદ્રો, નદીઓ, વૃક્ષો, પશુઓ, પક્ષીઓ અને સ્થાવર જંગમ સર્વેને ઉત્પન્ન કર્યા ॥૪૫-૪૬॥

सृष्टिमेतां विलोक्यापि नातिप्रीतो यदा तदा ।
हरिं ध्यात्वा स ससृजे तपोविद्यासमाधिभिः ।
ऋषीन्स्वायम्भुवादींश्च मनूंश्च मनुजानपि ॥४७॥

બ્રહ્માએ પોતે આ સર્જેલી બહુ પ્રકારની પણ સૃષ્ટિ જોઈ, પણ તેટલાથી બ્રહ્માંડનું પૂરણ નહિ થતાં મનમાં જ્યારે અસંતોષ આવ્યો ત્યારે ભગવાનનું ધ્યાન કરીને તપ વિદ્યા અને સમાધિ સાથે ઋષિઓ તથા સ્વાયંભુવ આદિક મનુઓ તથા મનુષ્યો ઉત્પન્ન કર્યા ॥૪૭॥

ततः प्रीतः स सर्वेषां निवासाय यथोचितम् ।
स्वर्लोकं च भुवर्लोकं भूर्लोकं समकल्पयत् ॥४८॥

આવી સારી સૃષ્ટિ સર્જવાથી મનમાં પ્રસન્ન થએલા બ્રહ્માએ સર્વેકોઇને રહેવા માટે યથોચિત સ્વર્લોક ભુવર્લોક અને ભૂર્લોક પણ સર્જ્યાં ॥૪૮॥

येषां तु यादृशं कर्म प्राकालीनं हि तान्विधिः ।
संस्थाप्य तादृशे स्थाने वृत्तीस्तेषामकल्पयत् ॥४९॥

વળી બ્રહ્માએ જે જનોનું જેવું પૂર્વે કર્મ હતું તેને અનુસારે તેમને તેવા સ્થાનમાં સંસ્થાપીને તેમની જુદી જુદી જીવિકાવૃત્તિ પણ કરી આપી ॥૪૯॥

देवानाममृतं नृणामृषीणां चान्नमोषधीः ।
यक्षरक्षोसुरव्याघ्रसर्पादीनां सुरामिषम् ।
चक्लृपे गोमृगादीनां वृत्तिं स यवसादि च ॥५०॥

તે વૃત્તિઓને કહે છે—બ્રહ્માએ દેવતાઓ માટે અમૃત, મનુષ્યો તથા ઋષિઓ માટે અન્ન અને ઔષધિઓ, યક્ષ રાક્ષસ અસુર વ્યાઘ્ર સર્પ આદિક માટે સુરામાંસાદિ અને મૃગાદિકમાટે તૃણાદિક વૃત્તિ કરી આપી ॥૫૦॥

स देवानां तु विश्वेषां हव्यं वृत्तिमकल्पयत् ।
अमूर्तानां च मूर्तानां पितृणां कव्यमेव च ॥५१॥

સર્વ દેવતાઓ માટે તો સ્વાહાશબ્દથી અપાતા અન્નાદિરૂપ હવ્ય વૃત્તિ કરી આપી. તેમજ ચાર પ્રકારના મૂર્ત અને ત્રણ પ્રકારના અમૂર્ત એવા પિત્રિઓ માટે સ્વધાશબ્દથી અર્પણ થતા અન્નાદિરૂપ જીવિકાવૃત્તિ કરી આપી ॥૫૧॥

दुर्गोद्भवानां शक्तीनां तदुपासनतत्परैः ।
दैत्यरक्षःपिशाचाद्यैर्दत्तं मद्यामिषादि च ॥५२॥
तथा सावित्र्युद्भवानां शक्तीनां तदुपासकैः ।
दत्तमृष्यादिभिर्यज्ञे मुन्यन्नं चान्नमोषधीः ॥५३॥
श्रीजातानां च शक्तीनां तदुपास्तिपरायणैः ।
दत्तं देवासुरनरैः पायसाज्यसितादि च ॥५४॥

દુર્ગાથકી ઉત્પન્ન થએલી ચંડિકા આદિક શક્તિઓ માટે

તેમની ઉપાસનામાં તત્પર એવા દૈત્ય રાક્ષસ પિશાચ આદિકે જે મદ્ય માંસાદિ અપાય તેરૂપ વૃત્તિ કરી આપી. તથા સાવિત્રીથકી ઉત્પન્ન થએલી ત્રયીપ્રમુખ શક્તિઓ માટે તો તેમના ઉપાસક ઋષિઆદિકે યજ્ઞમાં અર્પણ કરાતું જે નમારાદિ ઋષિધાન્ય કે ડાંગરઆદિક અન્ન કે ઓષધિઓ તેરૂપ વૃત્તિ કરી આપી. તથા લક્ષ્મીથકી ઉદ્ભવેલી દુઃસહાપ્રમુખ શક્તિઓમાટે તેમના ઉપાસક એવા દેવો અદેવો મનુષ્યોએ યજ્ઞાદિકમાં અર્પણ કરાતું જે દુધપાક ઘી સાકર આદિક તેરૂપ વૃત્તિ કલ્પી આપી. આ પ્રકારે સર્વેકોઈની પણ જુદી જુદી વૃત્તિ બ્રહ્માએ કરી આપી ॥૫૨-૫૪॥

प्रजापतीनां स पतिस्ततः प्राहाखिलाः प्रजाः ।
इज्या देवाश्च पितरो हव्यकव्यात्मकैर्मखैः ॥५५॥
इष्टाः सम्पूरयिष्यन्ति ह्येते युष्मन्मनोरथान् ।
एतान्ये नार्चयिष्यन्ति ते वै निरयगामिनः ॥५६॥

આ રીતે વૃત્તિ કરી આપ્યા પછી, પ્રજાપતિઓના પતિ એવા બ્રહ્માએ પોતાની સમગ્ર પ્રજાઓ પ્રત્યે કહ્યું કે-હે પ્રજાઃ ! તમારે સર્વેએ દેવો તથા પિત્રિઓની હવ્યકવ્યરૂપ યજ્ઞો વડે પૂજા કરવી. તમોએ પૂજેલા આ દેવો તથા પિત્રિઓ તમારા સમગ્ર મનોરથોને નિશ્ચે સંપૂર્ણ કરશે. જે જનો એમનું પૂજન નહિ કરશે તે તો નિશ્ચે નરકને પામશે ॥૫૫-૫૬॥

इत्थं कृता हि मर्यादा तेन नारायणात्मना ।
दैवं पित्र्यमतो नित्यं जनैः कार्यं यथाविधि ॥५७॥

હે મુને ! નારાયણમાં મન જેમણે જોડી દીધુ છે એવા બ્રહ્માએ આવી મર્યાદા કરી છે. માટે સર્વે જનોએ દેવસંબન્ધિ અગ્નિહોત્રાદિ અને પિતૃસંબન્ધિ શ્રાદ્ધાદિ કર્મ યથોચિત યથાવિધિ નિત્ય કરવું ॥૫૭॥

ततो ब्रह्मा स सर्वेषां धर्मसेत्ववनाय च ।
तत्तज्जातिषु ये मुख्यास्तान्मनूंश्चाप्यतिष्ठिपत् ॥५८॥

ત્યાર પછી વળી બ્રહ્માએ સર્વ જનોની જે વર્ણાશ્રમોચિત ધર્મમર્યાદા તેના રક્ષણમાટે તે તે જનોની જાતિઓમાં જે મુખ્ય-સ્વભાવે કરીને અધિકારને યોગ્ય હતા તેમને અને મનુઓને યથોચિત અધિકારપદમાં સ્થાપન કર્યા ॥૫૮॥

वासुदेवेच्छयैवेत्थं वैराजाद्ब्रह्मरूपिणः ।
कल्पे कल्पे भवत्येव सृष्टिर्बहुविधा मुने ! ॥५९॥

હે મુને ! કલ્પે કલ્પે વાસુદેવની ઇચ્છાથીજ બ્રહ્મારૂપ વૈરાજ થકી આ રીતે બહુ પ્રકારની સૃષ્ટિ થયાજ કરે છે. અર્થાત્ વૈરાજ પુરૂષ બ્રહ્માદ્વારા વિચિત્ર અનંત શક્તિવાળા જગત્સર્ગને કરેછે ॥૫૯॥

प्राक्कल्पे यादृशी संज्ञा वेदाः शास्त्राणि च क्रियाः ।
कल्पेऽन्ये तादृशाः सर्वे धर्माः स्युश्चाधिकारिणः॥६०॥

પૂર્વે કલ્પમાં જેવી સંજ્ઞા હતી, જેવા વેદો હતા, જેવાં શાસ્ત્રો હતાં, જેવી ક્રિયાઓ હતી, જેવા ધર્મો હતા અને જેવા અધિકારીઓ હતા આ સર્વે સંજ્ઞાઆદિક બીજા કલ્પમાં પણ તેવાજ થાય છે. આ અર્થે "सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् । दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः" "तेषां ये यानि कर्माणि प्राक्सृष्ट्यां प्रतिपेदिरे । तान्येव प्रतिपद्यन्ते सृज्यमानाः पुनः पुनः ॥ हिंस्राहिंस्रे मृदुक्रूरे धर्माधर्मावृतानृते । तद्भाविताः प्रपद्यन्ते तस्मात्तत्तस्य रोचते ॥" ઇત્યાદિ શ્રુતિસ્મૃતિએ વર્ણવ્યો છે ॥૬૦॥

विष्णुर्यः कथितः सोऽपि वैराजपुरुषात्मकः ।
पोषयत्यखिलाँल्लोकान्मर्यादाः परिपालयन् ॥६१॥

આ રીતે વૈરાજના નાભિકમળથી ઉદ્ભવેલા બ્રહ્માની સૃષ્ટિ કહીને, તેમના હૃદયકમળથકી ઉદ્ભવેલા વિષ્ણુની પાલનક્રિયાને કહે છે-વૈરાજપુરૂષાત્મક જે વિષ્ણુ પ્રથમ કહ્યા તે પણ ધર્મમર્યાદાને પરિપાલન કરતા થકા સમગ્ર લોકોનું પોષણ કરે છે ॥૬૧॥

मन्वादिभिः पाल्यमानाः सेतवस्त्वसुरैर्यदा ।
कामरूपैर्विभिद्यन्ते वासुदेवस्तदा स्वयम् ।
ब्रह्मादिभिः प्रार्थ्यमानः प्रादुर्भवति भूतले ॥६२॥

મન્વાદિકોએ પરિપાલન કરાતી સનાતન ધર્મમર્યાદાઓને જ્યારે નર પશુ આદિક યથેષ્ટ રૂપ ધરનારા અસુરો ભેદી નાંખે છે ત્યારે તો બ્રહ્માદિકોએ પ્રાર્થના કરેલા સ્વયં વાસુદેવ ભગવાન્ પૃથ્વી ઉપર પ્રાદુર્ભવે છે ॥૬૨॥

अवतारा भगवतो भूता भाव्याश्च सन्ति ये ।
कर्तुं न शक्यते तेषां सङ्ख्यां सङ्ख्याविशारदैः ॥६३॥

ભગવાન્ વાસુદેવના જે અવતારો પૂર્વે થઈ ગયા છે અને ભવિષ્યમાં થશે અને આ વર્તમાનકાળે વર્તેછે તેમની ગણુના કરવા માટે ગણુનામાં કુશળ જનોએ પણ સમર્થ થવાતું નથી. અર્થાત્ અવતારો અનંત છે. આ અર્થ ભાગવતમાં "जन्मकर्माभिधानानि सन्ति मेऽङ्ग ! सहस्रशः । न शक्यते तु संख्यातुमनन्तत्वान्मयापि हि" ઇત્યાદિ વચનોએ વર્ણવ્યો છે ॥૬૩॥

सद्धर्मदेवसाधूनां गुप्त्यै तद्‌द्रोहिमृत्यवे ।
श्रेयसे सर्वभूतानामाविर्भावोऽस्ति सत्पतेः ॥६४॥

અવતારધારણનું પ્રયોજન કહે છે—સત્પતિ ભગવાનનો અહીં જે પ્રાદુર્ભાવ છે તે સદ્ધર્મ, દેવો અને સાધુજનોના રક્ષણમાટે તથા તેમના દ્રોહી જે આસુર જનો તેમના નાશમાટે તથા સર્વ ભૂતોના કલ્યાણ માટે થાય છે. લોકોપકાર સીવાય બીજું કારણ અવતારધારણમાં નથી ॥૬૪॥

स वासुदेवः प्रकृतौ पुंसि कार्येषु चैतयोः ।
अन्वितश्च पृथक्चास्ते सर्वाधीशः स्वधामनि ॥६५॥

સર્વાધીશ વાસુદેવ ભગવાન્ પ્રકૃતિ, પુરુષ અને તેનાં મહદાદિ કાર્યોમાં અન્વયપણે રહ્યા છે અને સ્વધામમાં પૃથક્ વ્યતિરેકપણે રહ્યા છે ॥૬૫॥

व्याप्य स्वांशैरिमाँल्लोकान्यथाग्निवरुणादयः ।
स्वस्वत्यासते स्वस्वलोके तथैव भगवान्मुने ! ॥६६॥
सर्गात्प्राक्सच्चिदानन्दः शुद्ध एकश्च निर्गुणः ।
यथासीत्तादृगेवासावन्वितोऽप्यस्ति निर्मलः ॥६७॥

આ બાબતને સદૃષ્ટાંત કહે છે–હે મુને! જેમ અગ્નિ વરૂણ આદિક, આ લોકો પ્રત્યે પોતાના અંશ જ્વાળા જળાદિકે કરીને વ્યાપીને પોતપોતાના લોકમાં યથાસુખ વર્તે છે તેમ આ ભગવાન્ સર્વેમાં વ્યાપીને સ્વધામમાં પૃથક્ વિરાજે છે. આ વાસુદેવ ભગવાન્ સૃષ્ટિ પહેલાં જેવા સચ્ચિદાનંદ શુદ્ધ નિર્ગુણ એક હતા, સર્વમાં અન્વિત થયા છતાં પણ તેવાજ નિર્મળ છે ॥૬૬-૬૭॥

वायुतेजोजलक्ष्मासु तत्तत्कार्येषु खं यथा ।
अन्वीयाप्यस्ति निर्लेपं यथापूर्वं तथैव हि ॥६८॥

વળી આ બાબતને સ્ફુટ દૃષ્ટાંતથી સમર્થન કરે છે–વાયુ તેજ જળ અને પૃથ્વીમાં તથા તેના તેના કાર્યોમાં જેમ આકાશ અન્વય પામીનેપણ યથાપૂર્વ નિર્લેપ છે તેમજ આ વાસુદેવ સર્વમાં અન્વય પામીનેપણ સદા નિર્લેપ છે ॥૬૮॥

सर्वोपास्यो नियन्ता च व्यापकश्चैव कीर्तितः ।
आत्यन्तिके लयेऽथैव भवत्येव यथा पुरा ॥६९॥

આ વાસુદેવ ભગવાન્ સર્વ કોઈએ ઉપાસના કરવા યોગ્ય, સર્વના નિયંતા અને સર્વમાં વ્યાપક કહ્યા છે. આ ભગવાન્ આત્યંતિક પ્રલયમાં સૃષ્ટિ થકી પહેલાં જેવા હતા તેવાને તેવાજ રહે છે. એમને કોઈ વિકાર અડતો નથી ॥૬૯॥

वैराजः पुरुषो योऽत्र प्रोक्तोऽसावीश्वराभिधः ।
ज्ञेयः स्वतन्त्रः सर्वज्ञो वक्ष्यमाणश्च नारद ! ॥७०॥

હે નારદ! ઉત્પત્તિપ્રકરણમાં જે વૈરાજપુરુષ કહ્યા તે ઈશ્વરનામથી કહ્યા છે. તે આ પુરુષ પોતે સર્જેલા બ્રહ્માંડની અંદર

રહેલા સર્વે ભૂતોને યથાક્રમે સર્જવામાં યુક્તિને જાણનારા હોવાથી સર્વજ્ઞ કહ્યા છે. વળી ત્રિગુણાત્મક માયા પોતાના વશમાં વર્તનારી હોવાથી વશ્યમાય માટેજ સ્વતંત્ર પણ કહ્યા છે ॥૭૦॥

एतस्यैव स्वरूपाणि ब्रह्मविष्णुशिवास्त्रयः ।
रजआदिगुणोपेताः स्वगुणानुगुणक्रियाः ॥७१॥

રજ આદિક ગુણોએ યુક્ત અને પોતાના રજ આદિક ગુણોને અનુસારે ઉત્પત્તિસ્થિતિસંહારરૂપ ક્રિયાઓ જેમની છે એવા બ્રહ્મા વિષ્ણુ શિવ આ ત્રણ દેવો આ વૈરાજનાંજ સ્વરૂપો કહેવાયછે ॥૭૧॥

ब्रह्मणो ये समुत्पन्ना देवासुरनरादयः ।
ते जीवसंज्ञा ह्यल्पज्ञाः परतन्त्रा भवन्ति च ॥७२॥

બ્રહ્મા થકી ઉત્પન્ન થયેલા જે દેવ અસુર નર આદિક છે તે જીવસંજ્ઞાથી કહેવાય છે. તેઓ અલ્પજ્ઞ અને પરતંત્ર છે ॥૭૨॥

जीवानामीश्वराणां च तनवः क्षेत्रसंज्ञकाः ।
महदादितत्त्वमय्यः क्षेत्रज्ञाख्यास्तु तद्विदः ॥७३॥

જીવો અને ઇશ્વરોના જે દેહો છે તે 'ક્ષેત્ર' એવી સંજ્ઞાથી કહેવાય છે અને તે દેહો મહદાદિ ચોવીશ તત્વોએ રચેલા છે. તે ક્ષેત્ર સહિત દેહોને જે જાણે તે 'ક્ષેત્રજ્ઞ' સંજ્ઞાથી કહેવાય છે ॥૭૩॥

क्षेत्राणां च क्षेत्रविदां प्रधानपुरुषस्य च ।
मायायाः कालशक्तेश्चाक्षरस्य च परात्मनः ।
पृथक्पृथग्लक्षणैर्यज्ज्ञानं तज्ज्ञानमुच्यते ॥७४॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
ज्ञानस्वरूपनिरूपणनामा चतुर्विंशोऽध्यायः ॥२४॥

ચોવીશ તત્વાત્મક દેહરૂપ ક્ષેત્રો, જીવાત્મારૂપ ક્ષેત્રજ્ઞો, પ્રધાન, પુરુષ, મૂળમાયા, કાળશક્તિ, અક્ષર—અક્ષરધામ અને અક્ષર

નામના પુરુષો અને પરમાત્મા, આ ક્ષેત્રાદિ સર્વના સ્વરૂપનું પૃથક્ પૃથક્ લક્ષણોએ કરીને જે જ્ઞાન (જાણવું) તે જ્ઞાન કહ્યું છે ॥૭૪॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે જ્ઞાન-સ્વરૂપનિરૂપણનામા ચતુર્વિંશોઽધ્યાયઃ ॥૨૪॥

---

श्रीनारायण उवाच–

वैराग्यस्याथ ते वच्मि लक्षणं मुनिसत्तम ! ।
क्षयिष्णुवस्तुष्वरुचिः सर्वथेति तदीरितम् ॥१॥

[1]અધ્યાય ૨૫ મો.

શ્રીનારાયણ કહે છે—હે મુનિસત્તમ નારદ! હવે તમને વૈરાગ્યનું લક્ષણ કહું છું તેને સાંભળો. જેનો ક્ષય પામવાનોજ સ્વભાવ છે એવા પદાર્થમાત્રમાં સર્વથા-કાર્ય વાણી મનથી જે અત્યંત અરૂચિ એજ વૈરાગ્યનું મુખ્ય લક્ષણ કહ્યુ છે ॥૧॥

आरभ्य मायापुरुषात्सर्वा ह्याकृतयस्तु याः ।
कालशक्त्या भगवतो नाश्यन्ते ताश्च तद्वशाः ॥२॥

ક્ષયિષ્ણુપણું પ્રદર્શાવે છે—માયા પુરૂષને આરંભીને જે કોઈ આકૃતિઓ છે તે સર્વેને પણ ભગવાનની કાળશક્તિ નાશ કરીદે છે. માટેજ તે આકૃતિઓ કાળશક્તિનેજ વશ વર્તનારી છે. કાળને જે વશ વર્તનાર હોય તે ક્ષયિષ્ણુજ હોય ॥૨॥

प्रत्यक्षेणानुमानेन शाब्देन च विवेकिभिः ।
असत्यताऽऽकृतीनां च निश्चिता सत्यताऽऽत्मनाम् ॥३॥

વિવેકી પુરુષોએ દેહ દૈહિક વસ્તુનો સાક્ષાત્ ક્ષય દેખાવા રૂપ પ્રત્યક્ષ પ્રમાણથી તથા "જ્યાં જ્યાં માયાજન્યપણું છે ત્યાં ત્યાં ક્ષયિષ્ણુપણુ છે, કેમકે માયાજન્ય વસ્તુનું ક્ષયિષ્ણુપણું જોવામાં આવેછે" આવા અનુમાન પ્રમાણથી તથા "पृथिव्यप्सु प्रलीयते आपस्तेजसि लीयन्ते...महानव्यक्ते लीयतेऽव्यक्तमक्षरे लीयतेऽक्षरं

---

૧ આ અધ્યાયમા ચતુર્વિધ પ્રલયના જ્ઞાનદ્વારા વૈરાગ્યનું સ્પષ્ટ સ્વરૂપ અને ભક્તિઆદિકનું લક્ષણ કહ્યુ છે

तमसि लीयते तमः परे देवे एकीभवति" "जातस्य हि ध्रुवो मृत्युः" "अन्तवन्त इमे देहाः" ઇત્યાદિ જે પ્રાકૃત વસ્તુને ક્ષયિષ્ણુપણાનો બોધ કરનારી શ્રુતિસ્મૃતિઓ તે રૂપ શાસ્ત્ર પ્રમાણથી માયાજન્ય આકારમાત્રની નશ્વરતા નિશ્ચિત કરી છે. અને ક્ષેત્રજ્ઞ શબ્દવાચ્ય આત્માઓની "नित्यो नित्यानां" "न जायते म्रियते वा विपश्चित्" "न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः । अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे" ઇત્યાદિ શ્રુતિસ્મૃતિ પ્રમાણરૂપ શાસ્ત્રથી અવિનાશિતા (નિત્યતા) નિશ્ચિત કરી છે ॥૩॥

नित्येन प्रलयेनैष कालो नैमित्तिकेन च ।
प्राकृतिकेन रूपेण चरत्यात्यन्तिकेन च ॥४॥

ભગવાનની શક્તિરૂપ જે કાળ કહ્યો તે નિત્ય પ્રલય, નૈમિત્તિક પ્રલય, પ્રાકૃતિક પ્રલય અને આત્યંતિક પ્રલય આ ચાર રૂપે કરીને ચરે છે-એટલે પ્રકૃતિજન્ય સર્વ વસ્તુઓને ભક્ષણ કરે છે. પ્રાકૃત યત્કિંચિત્ વસ્તુ કાળનું ભક્ષ્ય છે ॥૪॥

देहिदेहा इमे नित्यं क्षीयन्ते परिणामिनः ।
क्रमेण दृश्यते यत्र बाल्यतारुण्यवार्धकम् ॥५॥

ચાર પ્રલયો મધ્યે પ્રથમ નિત્યપ્રલયનું સ્વરૂપ ૧૪ શ્લોકથી કહે છે-જે દેહોમાં બાળભાવ તરુણભાવ અને વૃદ્ધભાવ અનુક્રમે સર્વકોઈના જોવામાં આવે છે, પરિણામી તે આ સર્વના શ્રવણનયનમાં ગોચર થતા દેહિઓના દેહો નિત્ય-ક્ષણે ક્ષણે ક્ષય પામે છે. અવસ્થાંતરની પ્રાપ્તિને પરિણામ કહેવામાં આવે છે. જેનો પરિણામ થતો હોય તેનો ક્ષય ક્ષણે ક્ષણે થાયજ. માટેજ ગીતામાં "अन्तवन्त इमे देहाः" એમ ભગવાને કહ્યુંછે ॥૫॥

सूक्ष्मत्वान्नेक्ष्यते तत्तु गतिर्दीपार्चिषो यथा ।
फलवृद्धिर्वानुपदं जायमाना द्रुमे यथा ॥६॥

જ્યારે દેહિઓના દેહો પ્રતિક્ષણ પરિણામી સ્વભાવવાળા છે, તો તે પરિણામ આપણા જોવામાં કેમ આવતો નથી? તો તે

દેહોમાં પ્રતિક્ષણ થતા પરિણામો બહુ સૂક્ષ્મ હોવાથી કોઇની દૃષ્ટિમાં આવતા નથી. કેની પેઠે? તો જેમ દીપની જ્વાળા પ્રતિક્ષણ નવી નવી થાય છે અને જતી રહે છે પણ તેની ગતિ સૂક્ષ્મ હોવાથી આપણને એકજ દીપજ્વાળા જણાય છે તેમ. વળી જેમ વૃક્ષમાં ફળોની વૃદ્ધિ પ્રતિક્ષણ થયા કરે છે પણ સૂક્ષ્મ હોવાથી આપણા જોવામાં આવતી નથી તેમ. આ બે દૃષ્ટાંતથી 'દેહોમાં પરિણામો પ્રતિક્ષણ સૂક્ષ્મરીતે થતા જાય છે પણ આપણા જોવામાં આવતા નથી' આ અર્થ સમઝી લેવો ॥૬॥

तस्यां तस्यामवस्थायां दुःखं च महदीक्ष्यते ।
जाग्रदादिष्ववस्थासु दुःखं चैव पुनः पुनः ॥७॥

તે તે બાલ્યાદિ અવસ્થાઓમાં બહુ દુઃખ દેહિઓને ભોગવાતું દેખવામાં આવે છે. વળી જાગ્રત આદિક અવસ્થાઓમાં પણ વારંવાર દુઃખજ ભોગવાતું દેખવામાં આવે છે. સર્વ અવસ્થામાં દુઃખ દુઃખ ને દુઃખજ દેખાય છે. તે પણ અલ્પ નહિ પણ બહુ મોટું દેખાય છે. આમાં પ્રત્યક્ષજ પ્રમાણ છે ॥૭॥

दुःखमाध्यात्मिकं भूरि दृश्यते चाधिभौतिकम् ।
आधिदैविकमप्यत्र दुःखमेवास्ति देहिनाम् ॥८॥

લોકમાં દેહધારિઓને ત્રણેય પ્રકારનું દુઃખ દુરંત ભોગવવું પડે છે. ક્યાં તે ત્રિવિધ દુઃખો? તો એક આધ્યાત્મિક-આત્મશબ્દવાચ્ય મનમાં તથા દેહમાં થનારૂં શીતોષ્ણાદિજન્ય અને રોગાદિજન્ય. બીજું આધિભૌતિક-ભૂતશબ્દવાચ્ય રાજા વિગેરે થકી આવેલું. ત્રીજું આધિદૈવિક-દેવોએ પ્રેરેલું અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ વિદ્યુત્પાત આદિકથી આવેલું. આ ત્રણ પ્રકારનાં બહુ દુઃખો દેહિઓને ભોગવાતાં પ્રત્યક્ષ દેખાય છે. એમાં સંશય નથી ॥૮॥

हा हा ममार मत्पुत्रो हा पत्नी म्रियते मम ।
गावं मेऽभक्षयद् व्याघ्रो दष्टा सर्पेण मे वधूः ॥९॥
महासौधोऽग्निना दग्धो हा हा सोपस्करोऽद्य मे ।
सकुटुम्बं कथं पोक्ष्ये नावर्षत्पाकशासनः ॥१०॥

તેજ દુ:ખને વિસ્તારથી દર્શાવે છે-સર્વ સ્થળે લોકો અતિખેદથી હાય હાય પોકારીને રડતા જણાય છે. કેવી રીતે તો-કોઈ 'હાય! હાય! મારો પ્રિયતમ પુત્ર મરી ગયો, હવે હું તેના વિના એકલો શું કરીશ' એમ અતિખેદથી રૂવેછે. વળી બીજો કોઈ 'હાય! હાય! મારી પ્રિયતમા પત્ની મરી ગઈ, હવે હું એના વિના શી રીતે સંસારમાં રહી શકીશ' એમ ખેદાતિશયથી રૂદન કરે છે. વળી તેથી બીજો કોઈ 'હાય! મારા બાપને વાઘ ખાઈ ગયો, હવે મારૂં પોષણ કોણ કરશે' એમ અતિખેદપૂર્વક રડે છે. વળી તેથી અન્ય કોઈ 'હાય! હાય! મારી પુત્રસ્ત્રીને કાળો સર્પ કરડી ગયો, માટે મરીજ જશે' એમ શોકાતિશયપૂર્વક અતિશય રડે છે. વળી તેથી બીજો કોઈ 'હાય! હાય! મારો મહેલ (ઘર) ધન ધાન્ય વસ્ત્ર પાત્રાદિક ઉપસ્કરની સાથેજ હમણાંજ અગ્નિએ ભસ્મસાત્ કરી દીધો, હવે હું ક્યાં રહીશ' એમ મહાવિલાપપૂર્વક રૂવેછે. વળી તે થકી બીજો કોઇ 'હાય! હાય! ઇન્દ્રદેવ વૃષ્ટિનેજ કરતો નથી, તો હું મારા વહાલા કુટુંબનું પોષણ કયા ઉપાયથી કરીશ' એમ મહાલાપ પૂર્વક રૂદન કરે છે ॥૧૦॥

सस्यैः समृद्धं मत्क्षेत्रं हा हा दग्धं हिमाग्निना ।
ह्रियन्ते तस्करैर्गावः सर्वस्वं मम लुण्टितम् ॥११॥
नृपेण दण्डितोऽत्यर्थं शत्रुणा हातिताडितः ।
किं करोमि च कं ब्रूयां माता मे व्यभिचारिणी ॥१२॥

વળી તે થકી બીજો કોઈ 'હાય! હાય! વિવિધ ધાન્યથી પરિપૂર્ણ મારૂં ખેતર અગ્નિમય પડેલા હિમે બાળી દીધું, હવે હું શી રીતે જીવન કરીશ' એમ બહુ વિલાપપૂર્વક રડે છે. વળી તે થકી બીજો કોઈ 'હાય! હાય! મારી ગાયોને હમણાંજ ચોર લોકો હરી ગયા, એટલુંજ નહિ પણ મારૂં સમગ્ર ધનપણ લુંટી ગયા, હવે હું શાથી નિર્વાહ કરીશ' એમ અતિશય વિષાદથી રૂવે છે. વળી બીજો કોઈ 'હાય! હાય! રાજાએ મારો બહુજ દંડ કરી નાંખ્યો, હવે તે દંડ કયાંથી લાવીને ભરીશ' એમ અતિ ખેદથી

રૂવે છે. વળી તેથકી બીજો કોઈ 'હાય ! હાય ! શત્રુએ મને અત્યંત પીડા પમાડી,' એમ શત્રુકૃત પરાભવજન્ય લોકલાજને લીધે નીચું મુખ કરીને પોતાની અતિનિંદા કરવાપૂર્વક રૂવે છે. વળી તે થકી બીજો કોઈ લોકનિંદાથી ભય પામેલો 'હાય ! હાય ! મારી માતાજ વ્યભિચારિણી થઈ, તો હું શું કરૂં-કુવામાં પડું કે ઝેર ખાઉં કે બીજું શું કરૂં અને અન્યત્ર જઈને બીજા જનને શું કહું' એમ બહુ વિલાપપૂર્વક રૂદન કરે છે ॥૧૧-૧૨॥

विषं पास्यामि हा हाय मत्पत्नीं शत्रुराकृषत् ।
हा स्वसा मे हृता म्लेच्छैर्हा हारिः प्राह मर्मभित् ॥१३॥
म्रिये ज्वरातिव्यथया यमदूता इमे हहा ।
इत्थं रोरूयमाणा हि दृश्यन्ते सर्वतो जनाः ॥१४॥

વળી લોકલાજથી પરાભવ પામેલો બીજો કોઈ 'હાય ! હાય ! હું હમણાંજ વિષપાન કરીશ. શા માટે ? તો મારી પત્નીને મારો શત્રુ મને જોતાંજ પકડીને પલાયન કરી ગયો, માટે મને ધિક્કાર છે' એમ ખેદથી વિલાપ કરતો થકો રૂદન કરે છે. વળી તે થકી બીજો કોઈ 'હાય ! હાય ! મારી બ્હેનને યવનો હરી ગયા, માટે મને ધિક્કાર છે' એમ અતિશય શોકથી વિલાપ કરતો થકો રૂવે છે. વળી તે થકી બીજો કોઈ તો 'હાય ! હાય ! મને શત્રુએ મર્મભેદક અસહ્ય વચન કહ્યું' એમ વારે વારે ખેદ કરતો થકો રૂવે છે. વળી તે થકી બીજો કોઈ 'હાય ! હાય ! હું તો જ્વરાદિ રોગોની બહુ પીડાથી મૃતપ્રાય થઈ ગયો છું' એમ રોગોથી પીડા પામીને બહુ બહુ રોદન કરેછે. વળી તેથકી બીજો કોઈ જન 'હાય ! હાય ! આ યમદૂતો મને યમાલયમાં લઇ જવા આવ્યા છે' એમ વારે વારે ખેદ કરતોથકો અત્યંત રૂવેછે. આ પ્રકારે નાનાવિધ દુઃખોએ કરીને અતિશય રૂદન કરતા જનો સર્વત્ર જોવામાં આવે છે. હે નારદ ! આ મેં કહ્યું તેમાં સંશયલેશ નથી એમ તમો જાણો ॥૧૩-૧૪॥

अवस्थानां शरीरस्य जन्ममृत्यू प्रतिक्षणम् ।
कालेन प्राप्नुवद्भिः स्वं प्रारब्धं दुःखमश्यते ॥१५॥

શરીરની બાલ્યાદિ અવસ્થાઓના જન્મમરણને કાળે કરીને ક્ષણે ક્ષણે પામ્યા કરતા જનો. પોતાના પ્રારબ્ધકર્મજન્ય દુઃખને ભોગવ્યાજ કરે છે. એનો પારજ આવતો નથી ॥૧૫॥

प्रारब्धान्ते मृत्युदुःखं भवत्यप्रतिमं हि तत् ।
मृत्वापि च महद्दुःखं प्राप्यन्ते यमयातनाः ॥१६॥

પ્રારબ્ધ કર્મભોગને અંતે જેને કોઇની ઉપમાજ નથી એવું પ્રસિદ્ધ મૃત્યુદુઃખ સર્વેને આવે છે. મરીને પણ કર્માનુસારે યમયાતના સંબન્ધી મહાદુઃખોને જનો પામે છે ॥૧૬॥

ततो जरायुजोद्भिज्जस्वेदजाण्डजयोनिषु ।
भूत्वा भूत्वा यथाकर्म म्रियते दुःखितैः पुनः ॥१७॥

નરકનાં મહા દુઃખ ભોગવ્યા પછી વળી જરાયુજ ઉદ્‌ભિજ્જ સ્વેદજ અંડજ નામની ચાર યોનિઓમાં કર્માનુસારે જન્મીજન્મીને બહુ દુઃખી થએલા પ્રાણીઓ ફરીથી મૃત્યુને પામે છે ॥૧૭॥

नित्यः प्रलय एवं ते कीर्तितः सूक्ष्मया दृशा ।
स ज्ञेयोऽथ मुने ! वच्मि लयं नैमित्तिकाभिधम् ॥१८॥

હે મુને! સૂક્ષ્મ દૃષ્ટિથી જાણવા જેવો તે આ **નિત્ય** નામનો પ્રલય આ પ્રકારે તમને મેં કહી સંભળાવ્યો. હવે હું નૈમિત્તિક નામના પ્રલયને કહું છું તેને એકાગ્ર મનથી સાંભળો ॥૧૮॥

निमित्तीकृत्य रजनीं भवेद्विश्वसृजस्तु यः ।
नैमित्तिकः स कथितो लयो दैनन्दिनश्च सः ॥१९॥

વૈરાજબ્રહ્માની રાત્રિને નિમિત્તભૂત કરીને જે પ્રલય થાય તેને નૈમિત્તિક નામથી કહેવામાં આવે છે. બ્રહ્માને દિને દિને થનાર હોવાથી એનેજ દૈનંદિન નામથી પણ કહેવામાં આવે છે. આ રીતે નૈમિત્તિક શબ્દનો અર્થ છે ॥૧૯॥

चतुर्युगानां साहस्रं दिनं विश्वसृजो मुने ! ।
निशा च तावती तस्य तद्द्वयं कल्प उच्यते ॥२०॥

હે મુને! સત્ય ત્રેતા દ્વાપર અને કલિ-આ ચાર યુગો એક હજાર વાર જાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય. રાત્રિપણ તેટલીજ જાણવી. એમ દિવસ રાત્રિ મળીને વૈરાજ બ્રહ્માનો એક કલ્પ કહેવાય છે ॥૨૦॥

एकैकस्मिन्दिने तस्य चतुर्दश चतुर्दश ।
भवन्ति मनवो ब्रह्मन् ! धर्मसेत्वभिरक्षकाः ॥२१॥
आद्यः स्वायम्भुवस्तत्र मनुः स्वारोचिषस्ततः ।
उत्तमस्तामसश्चाथ रैवतश्चाक्षुषस्ततः ॥२२॥
श्राद्धदेवश्च सावर्णिर्भौत्यो रौच्यस्ततः परम् ।
ब्रह्मसावर्णिनामा च रुद्रसावर्णिरेव च ॥२३॥
मेरुसावर्णिसंज्ञोऽथ दक्षसावर्णिरन्तिमः ।
चतुर्दशैते मनवः प्रोक्ता ब्रह्मैकवासरे ॥२४॥

હે બ્રહ્મન્! વૈરાજ બ્રહ્માના એક એક દિને ચૌદ ચૌદ મનુઓ ધર્મમર્યાદાના રક્ષકો થાય છે. તેને નામ સાથે ગણી બતાવે છે-તેમાં પ્રથમ સ્વાયંભુવ મનુ, પછી સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત, ચાક્ષુષ, શ્રાદ્ધદેવ, સાવર્ણિ, ભૌત્ય, રૌચ્ય, બ્રહ્મસાવર્ણિ, રૂદ્રસાવર્ણિ, મેરૂસાવર્ણિ અને દક્ષસાવર્ણિ આ ચૌદ મનુઓ વૈરાજ બ્રહ્માના એક દિવસમાં થનારા કહ્યા છે ॥૨૧-૨૪॥

एकैकस्य मनोः कालो युगानां चैकसप्ततिः ।
दिव्यैर्द्वादशसाहस्रैर्युगकालश्च वत्सरैः ॥२५॥

ચાર યુગો ઇકોતેર વાર જાય એટલો કાળ એક એક મનુની પરમાયુષ ગણાય છે. આમાં તેથી થોડો અધિક કાળ જાણવો, કેમકે 'स्वंस्वं कालं मनुर्भुङ्क्ते साधिकां ह्येकसप्ततिं' એમ ભાગવતમાં કહ્યુ

છે. આટલો કાળ એક એક મનુ રાજ્ય કરે છે. દેવમાપથી માપેલાં બાર હજાર વર્ષોએ કરીને ચાર યુગનો કાળ જાણવો. એટલે દેવતાનાં બાર હજાર વર્ષો જાય ત્યારે ચાર યુગ પુરા થાય ॥૨૫॥

चतुर्दशस्यैव मनोरन्तरेऽन्तमुपेयुषि ।
सायं सन्ध्या विश्वसृजो जायते मुनिसत्तम ! ॥२६॥

હે મુનિસત્તમ! ચૌદમાજ મનુના જીવિત કાળનો અંત આવતાં વૈરાજ બ્રહ્માની સાયંસંધ્યા થાય છે ॥૨૬॥

दिनावसाने वैराजः शक्तीराकर्षति स्थितेः ।
वैराजात्मा तदा रुद्रस्त्रिलोकीं हर्तुमीहते ॥२७॥

જ્યારે વૈરાજ પોતાના દિવસનો અંત આવતાં પાળનાદિરૂપ સ્થિતિ શક્તિને આકર્ષે છે ત્યારે વૈરાજાત્મા રુદ્ર ત્રિલોકીનો સંહાર કરવા ઇચ્છે છે ॥૨૭॥

आदौ भवत्यनावृष्टिरत्युग्रा शतवार्षिकी ।
तदाल्पसारसत्त्वानि क्षीयन्ते सर्वशो भुवि ॥२८॥

સંહારનો અનુક્રમ કહે છે—પ્રથમતો પૃથ્વી ઉપર સો વર્ષ સુધી અતિઉગ્ર અનાવૃષ્ટિ થાય છે. (વૃષ્ટિજ થતી નથી) ત્યારે સમગ્ર પ્રાણિઓ અલ્પબળવાળા થઇને મૃત્યુને પામી જાય છે ॥૨૮॥

सांवर्तकस्य चार्कस्य रश्मयोऽत्युल्बणा रसम् ।
आपातालात्पिबन्त्याशु धरण्याः सर्वमेव हि ॥२९॥

પ્રળયકાલીન સૂર્યના અતિતીક્ષ્ણ કિરણો પાતાળતળને આરંભીને સમગ્ર પૃથ્વીના તમામ રસને એકદમ પાન કરી જાયછે ॥૨૯॥

सारसं चैव नादेयं सामुद्रं चाम्बु सर्वशः ।
शोषयित्वाखिलान् लोकान्सोऽर्को नयति संक्षयम् ३०

તે પ્રળયકાળનો સૂર્ય સરોવરસંબન્ધિ નદીસંબન્ધિ અને સમુદ્રસંબન્ધિ સમગ્ર જળને શુકવી નાંખીને પાતાળને આરંભીને સ્વર્ગ પર્યંતના સમગ્ર લોકોનો નાશ કરી નાખે છે ॥૩૦॥

ततो भवति निःस्नेहा नष्टस्थावरजङ्गमा ।
कूर्मपृष्ठोपमा भूमिः शुष्का सङ्कुचिता भृशम् ॥३१॥

એમ ત્રિલોકીનો નાશ થતાં જેમાંથી રસનો નાશ થયો છે, જેમાંથી સ્થાવર જંગમ પ્રાણિઓ નાશ થઈ ગયા છે, માટેજ જેને કાચબાના પૃષ્ઠભાગની ઉપમા અપાય છે (તેના જેવી થઇ ગએલી) એવી પૃથ્વી અત્યંત શુષ્ક અને અતિસંકોચને પામી જાય છે ॥૩૧॥

कालाग्निरुद्रः शेषस्य मुखादुत्पद्यते ततः ।
अधोलोकान्सप्त भूमिं भुवः स्वश्च दहत्यसौ ॥३२॥

ત્યારપછી ભયંકર કાળાગ્નિ, શેષના મુખ થકી નીકળે છે. આ અગ્નિ સાત નીચેના લોકોને, ભૂમિને, ભુવર્લોકને અને સ્વર્ગલોકને બાળી દે છે ॥૩૨॥

निर्दग्धलोकदशको ज्वालावर्तभयङ्करः ।
उद्भासितमहर्लोकः कालाग्निः परिवर्तते ॥३३॥

દશ લોકને ભસ્મસાત્ કરનારો, વારંવાર નીકળતી જ્વાળાઓએ કરીને સર્વેને ત્રાસ ઉપજાવનારો અને બળતા સ્વર્ગલોકની વાયુપ્રેરિત ઊર્ધ્વ જ્વાળાના તાપે કરીને મહર્લોકને ઋષ્યાદિવર્જીત ઉજ્જડ ખાલી કરી દેનારો કાળાગ્નિ, વાયુના પ્રેરણથી ચોગરદમ પ્રસરી જાય છે ॥૩૩॥

गताधिकारास्त्रिदशा भुवःस्वर्गनिवासिनः ।
महर्लोकाज्जनं यान्ति वह्निज्वालाभृशार्दिताः ॥३४॥

જેમનું અધિકારપદ નષ્ટ થયું છે એવા અંતરિક્ષ લોકવાસી અને સ્વર્ગલોકવાસી દેવતાઓ અગ્નિની જ્વાળાઓએ કરીને અત્યંત દાહપીડને પામવાથી દગ્ધપ્રાય મહર્લોક થકી ઉપલા જનલોકમાં જતા રહે છે ॥૩૪॥

निवृत्तिधर्मा ऋषयः प्राप्ताः सिद्धदशां तु ये ।
भूतलाद्येऽपि तत्रैव ऋषिलोकं प्रयान्ति च ॥३५॥

જ્યારે આ રીતે ત્રિલોકીનો ક્ષય થવાનો થાય છે ત્યારેજ અષ્ટાંગયોગની સિદ્ધિથી સિદ્ધદશાને પામેલા નિવૃત્તિધર્મા જે ઋષિઓ હતા તેપણ ભૂતળથકી ઋષિઓના સ્થાનભૂત મહર્લોકમાં કે જનલોકમાં જતા રહે છે ॥૩૫॥

उत्तिष्ठन्ति ततो घोरा व्योम्नि सांवर्तका घनाः ।
महागजकुलप्रख्यास्तडित्वन्तोऽतिनादिनः ॥३६॥

ત્યારપછી અતિભયંકર, મહાગજોનાં ટોળાંની પેઠે ભેગા થઇને વિચરતા, વિજળિઓએ વ્યાપ્ત અને અતિશય ગર્જનાને કરતા એવા પ્રલયકાલીન મેઘગણો આકાશમાં ઉદ્ભવે છે ॥૩૬॥

धूम्रवर्णाः पीतवर्णाः केचित्कुमुदसन्निभाः ।
लाक्षारसनिभाः केचिच्चापपत्रनिभास्तथा ॥३७॥

કેવા તે મેઘો? તો કેટલાક ધૂમ્ર (કાળારાતા મિશ્રિત) વર્ણવાળા, તો કેટલાક પીળા વર્ણવાળા, તો કેટલાક શ્વેતકમળ જેવા વર્ણવાળા, તો કેટલાક અળતાના જેવા રક્ત વર્ણવાળા, તો કેટલાક ચાષપક્ષીની પાંખો જેવા નીલ વર્ણવાળા હોય છે રત્નશાસ્ત્રમાં તો 'नीलीरसनिभा केचिच्छम्भुकण्ठनिभा परे' ઇત્યાદિ વચનથી મેઘો અગીઆર પ્રકારના વર્ણવાળા વર્ણવ્યા છે ॥૩૭॥

शमयित्वा महावह्निं शतं वर्षाण्यहर्निशम् ।
वर्षमाणाः स्थूलधाराः स्तनन्तस्ते घनाघनाः ॥
ब्रह्माण्डस्यान्तरालं च पूरयन्ति ध्रुवावधि ॥३८॥

તે આ મેઘગણો શતવર્ષપર્યંત રાત્રિદિવસ ગર્જનાની સાથેજ સ્થૂળ ધારાથી જળને વર્ષાવાવડે પ્રલયાગ્નિને શમાવી દઇને બ્રહ્માંડના અવકાશને ધ્રુવપર્યંત પૂરણ કરી દે છે ॥૩૮॥

एकार्णवजले तस्मिन्नैराजपुरुषः स तु ।
अनिरुद्धात्मकः शेते नागेन्द्रशयने प्रभुः ॥३९॥

ધ્રુવસુધી ભરી દીધેલા એકાર્ણવ જળમાં (સાત સમુદ્રોના એક થઇ ગએલા જળમાં) સમર્થ અનિરૂદ્ધસ્વરૂપ જગત્સ્રષ્ટા વૈરાજપુરૂષ તો શેષનાગરૂપ શય્યામાં શયન કરે છે ॥૩૯॥

तदा देवाश्च ऋषयो रजःसत्त्वतमोवशाः ।
ये ते सह विरिञ्चेन स्वकीयगुणकर्षिताः ॥
प्रविश्य तस्य जठरे शेरते दीर्घनिद्रया ॥४०॥

જ્યારે શેષાસનમાં શયન કરેછે ત્યારે રજ સત્વ તમ ગુણને વશ વર્તનારા જે દેવો તથા ઋષિઓ હતા તેઓ બ્રહ્માની સાથે પોતાના રજ આદિક ગુણોએ આકર્ષણ કરવાથી વૈરાજના ઉદરમાં પ્રવેશ કરીને દીર્ઘ નિદ્રાથી શયન કરી જાય છે ॥૪૦॥

ये तु ब्रह्मात्मैक्यभावा वशीकृतगुणत्रयाः ।
निवृत्तेनैव धर्मेण वासुदेवमुपासते ॥४१॥
महरादिषु लोकेषु ते चतुर्षु कृतालयाः ।
तं वैराजं संस्तुवन्तो निवसन्ति यथासुखम् ॥४२॥

જે પુરૂષોતો માયિક ત્રણ ગુણોને વશ કરવાથી અક્ષરબ્રહ્મસાથે આત્માના ઐક્યભાવને પામીને નિવૃત્ત ધર્મેથીજ વાસુદેવની ઉપાસના કરનારા છે તે શ્વેતદ્વીપાદિધામવાસી મુક્તો મહર્લોક જનલોક તપલોક સત્યલોક આ ચાર લોકોમાં યથારુચિ નિવાસ કરીને, શેષશાયી વૈરાજપુરૂષ કે જે વાસુદેવનો મુખ્ય અવતાર કહેવાય છે તેમની સ્તુતિ કરતા થકા સુખેથી રહે છે ॥૪૧-૪૨॥

नारायणः स भगवान्स्वरूपं परमात्मनः ।
चिन्तयन्वासुदेवाख्यं शेते वै योगनिद्रया ॥४३॥

તે અનિરૂદ્ધાત્મક ભગવાન્ વૈરાજ નારાયણ, પરમાત્માના વાસુદેવ નામના સ્વરૂપનું ચિંતન કરતા થકા યોગનિદ્રાને સ્વીકારીનેજ નાગેન્દ્ર શય્યામાં સૂઈ રહે છે ॥૪૩॥

निशान्ते ब्रह्मणा साकं सर्वे ते तस्य जाठराः ।
उत्पद्यन्ते यथापूर्वं यथाकर्माधिकारिणः ॥४४॥

વળી વૈરાજના ઉદરમાં રહેલા તેતે અધિકારી સર્વે દેવાદિકો બ્રહ્મા સાથે વૈરાજની રાત્રિનો અંત આવતાં (પ્રાતઃકાળ થતાં) પોતપોતાના કર્મને અનુસારે પૂર્વ કલ્પની પેઠેજ ઉત્પન્ન થાય છે. અર્થાત્ વૈરાજના નાભિકમળ થકી થએલા બ્રહ્મા તેમની રાત્રિનો અંત આવતાં તેમના થકી સ્વયં ઉત્પન્ન થઇને સર્વેને યથાકર્મ યથાપૂર્વ સર્જે છે. 'सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत्' એવી શ્રુતિ છે ॥૪૪॥

एवं नैमित्तिको नाम त्रिलोकीक्षयलक्षणः ।
प्रलयः कथितस्तुभ्यं प्राकृतं कीर्तयाम्यथ ॥४५॥

હે મુને! આ રીતે ત્રિલોકનો નાશ એજ લક્ષણ–સ્વરૂપ જેનું છે એવો નૈમિત્તિક નામનો પ્રલય તમને કહી સંભળાવ્યો. હવે પ્રાકૃત પ્રલયને કહી સંભળાવું છું ॥૪૫॥

य एष कल्पः कथितस्तादृशानां शतत्रयम् ।
षष्ठ्यधिकं च यः कालो वेधसः स तु वत्सरः ॥४६॥
पञ्चाशता तैः परार्धो ब्रह्मायुस्तद्द्वयं मतम् ।
पराख्यकाले सम्पूर्णे महान्भवति सङ्क्षयः ॥४७॥

જે આ વૈરાજનો દિનરાત્રિરૂપ કલ્પ કહ્યો તેવા ૩૬૦ કલ્પો જાય ત્યારે વૈરાજનો એક સંવત્સર કાળ થાય છે. તેવાં પચાસ સંવત્સરો જાય ત્યારે વૈરાજનો પરાર્ધ (અર્ધ આયુષ) કહેવાય. તેવાં બે પરાર્ધ વૈરાજ બ્રહ્માની આયુષ (જીવિત કાળ) માનેલી છે. જ્યારે બ્રહ્માનો શતવર્ષાત્મક આયુઃકાળ સંપૂર્ણ થાય ત્યારે મોટો સંક્ષય (પ્રલય) થાય છે ॥૪૬-૪૭॥

संहाररुद्ररूपेण संहृत्य स्वं विराड्वपुः ।
स्वपरं निर्गुणं रूपं वैराजो यातुमिच्छति ॥४८॥
तदा भवत्यनावृष्टिः पुर्ववच्छतवार्षिकी ।
साङ्कर्षणश्च कालाग्निर्दहत्यण्डमशेषतः ॥४९॥

ક્ષયપ્રકારને કહેછે—જ્યારે વૈરાજપુરૂષ, સંહારમાં હેતુભૂત રૂદ્રરૂપથી પોતાના વિરાટ શરીરનો સંહાર કરીને, પોતાથી પર એવા વાસુદેવ નામના નિર્ગુણ સ્વરૂપને પામવા ઇચ્છે છે ત્યારે નૈમિત્તિક પ્રલયમાંજ જેમ એમ શતવર્ષપર્યંત અનાવૃષ્ટિ થાય છે અને સંકર્ષણના મુખ થકી નીકળેલો પ્રલયાગ્નિ, સમગ્ર ચૌદ ભુવનાત્મક અંડને બાળી દે છે ॥૪૮–૪૯॥

सांवर्तकास्ततो मेघा वर्षन्त्यतिभयानकाः ।
शतं वर्षाणि धाराभिर्मुसलाकृतिभिर्मुने ! ॥५०॥

હે મુને ! સમગ્ર અંડ બળી ગયા પછી અતિભયાનક પ્રલયકાલીન મહા મેઘો મુસળ જેવી જાડી ધારાઓવડે શતવર્ષપર્યંત જળને વર્ષે છે ॥૫૦॥

महदादेर्विकारस्य विशेषान्तस्य सङ्क्षयः ।
सर्वस्यापि भवत्येव वासुदेवेच्छया ततः ॥५१॥

ત્યાર પછી વાસુદેવ ભગવાનની ઇચ્છાથી મહત્તત્ત્વ આદિ જેમાં છે અને પૃથ્વી અંતે જેમાં છે એવું તમામ પ્રધાનપુરૂષનું કાર્ય નિશ્ચે નાશજ પામી જાય છે ॥૫૧॥

आपो ग्रसन्ति वै पूर्वं भूमेर्गन्धात्मकं गुणम् ।
आत्तगन्धा ततो भूमिः प्रलयत्वाय कल्पते ॥५२॥
ग्रसतेऽम्बुगुणं तेजो रसं तल्लीयते ततः ।
रूपं तेजोगुणं वायुर्ग्रसते लीयतेऽथ तत् ॥५३॥
वायोरपि गुणं स्पर्शमाकाशो ग्रसते ततः ।
प्रशाम्यति तदा वायुः खं तु तिष्ठत्यनावृतम् ॥५४॥

તેને અનુક્રમથી કહે છે-પ્રથમ જળ, પૃથ્વીના ગંધરૂપ ગુણને ગળીલે છે, કેમકે જળ થકી ગંધની ઉત્પત્તિ થઈ હતી. તે પછી જળે ગળી લીધો છે ગંધ જેનો એવી પૃથ્વી પ્રલયમાટે પ્રકલ્પાય છે, કેમકે ગંધ થકી તેણીની ઉત્પત્તિ થઈ હતી. તે પછી તેજ, જળનો જે ગુણ રસ તેને ગળી જાય છે, કેમકે તેજ થકી રસની ઉત્પત્તિ થઈ હતી. તેપછી તે જળ લય પામી જાય છે એટલે તેજપણે પરિણમે છે, કેમકે રસ થકી જળની ઉત્પત્તિ થઇ હતી. ત્યારપછી વાયુ, તેજનો ગુણ જે રૂપ તેને ગળીલે છે, કેમકે વાયુ થકી રૂપની ઉત્પત્તિ થઇ હતી. તે પછી તે તેજ લય પામી જાય છે, એટલે વાયુરૂપે પરિણામ પામી જાય છે, કેમકે રૂપ થકી તેજની ઉત્પત્તિ થઈ હતી. તે પછી આકાશ, વાયુના ગુણભૂત સ્પર્શને ગળીલે છે, કેમકે આકાશ થકી સ્પર્શની ઉત્પત્તિ થઈ હતી. તદનતર વાયુ, પ્રશમી જાય છે, એટલે આકાશરૂપે પરિણમે છે, કેમકે સ્પર્શ થકી વાયુની ઉત્પત્તિ થઈ હતી. આવા પ્રલયસમયે આકાશતો પૃથિવ્યાદિ ચાર ભૂતોમાં વ્યાપ્તિ નહિ હોવાથી આવરણશૂન્યજ રહે છે ॥૫૨-૫૪॥

भूतादिस्तद्गुणं शब्दं ग्रसते लीयते च सम् ।
इन्द्रियाणि विलीयन्ते तैजसाहङ्कृतौ ततः ॥५५॥
अहङ्कारे विलीयन्ते सात्त्विके देवता मनः ।
यद्यद्यस्मात्समुत्पन्नं तत्तत्तस्मिन् हि लीयते ॥५६॥

ત્યાર પછી તામસાહંકાર, આકાશના ગુણભૂત શબ્દને ગળીલે છે, કેમકે તામસ અહકાર થકી તેની ઉત્પત્તિ થઇ હતી. તે પછી આકાશ લય પામી જાય છે, એટલે શબ્દની સાથે અહકારમાં લય પામે છે, કેમકે શબ્દ થકી તેની ઉત્પત્તિ થઈ હતી. ત્યાર પછી પાંચ જ્ઞાનેન્દ્રિયો પાંચ કર્મેન્દ્રિયો અને બુદ્ધિ આ સર્વે રાજસ અહકારમાં લય પામી જાય છે. એટલે રાજસ અહંકારરૂપે પરિણમે છે, કારણ કે તેનાથકી ઇન્દ્રિયોની ઉત્પત્તિ થઇ હતી.

ત્યાર પછી ઇન્દ્રિયોના દેવો અને મન સાત્ત્વિક અહંકારમાં લીન થાય છે, એટલે સાત્ત્વિક અહંકારરૂપે પરિણમે છે, કારણ કે તેના થકી ઇન્દ્રિય દેવો અને મનની ઉત્પત્તિ થઇ હતી. આ પ્રકારે જે જે કાર્ય જે કારણ થકી ઉત્પન્ન થયું હતું તે તે કાર્ય તે કારણમાં લીન થાયછે, એટલે તે તે રૂપે પરિણામ પામેછે ॥૫૫-૫૬॥

अहङ्कारो महत्तत्त्वे त्रिविधोऽपि प्रलीयते ।
तत् प्रधाने च तत्पुंसि स मूलप्रकृतौ ततः ॥५७॥
एष प्राकृतिको नाम प्रलयः परिगीयते ।
तिरोभवन्ति जीवेशा यत्राव्यक्ते हरीच्छया ॥५८॥

ત્યારપછી ત્રણેય પ્રકારનો અહંકાર, મહત્તત્વમાં પ્રલીન થાય છે-મહત્તત્ત્વરૂપે પરિણમે છે, કારણકે તેના થકી ત્રિવિધ અહંકારની ઉત્પત્તિ થઈ હતી. તે મહત્તત્વ, પ્રધાનમાં પ્રલીન થાય છે-પ્રધાનરૂપે પરિણમે છે, કારણ કે પ્રધાન થકી તેની ઉત્પત્તિ થઈ હતી. ત્યારપછી તે પ્રધાન, પુરુષમાં લીન થાય છે. ત્યારપછી પ્રધાનાધિપતિ પુરુષ, મૂળ પ્રકૃતિમાં લીન થાય છે, કારણકે મૂળમાયા થકી પ્રધાનપુરુષની ઉત્પત્તિ થઈ હતી. આ પ્રાકૃતિક નામનો પ્રલય કહ્યો છે. જેમાં વાસુદેવની ઇચ્છાથી ક્ષેત્રજ્ઞશબ્દવાચ્ય જીવો તથા ઈશ્વરો, અવ્યક્ત શબ્દવાચ્ય મૂળપ્રકૃતિમાં તિરોહિત થઈ જાય છે ॥૫૭-૫૮॥

यदा च मायापुरुषौ कालोऽप्यक्षरतेजसि ।
तदिच्छया तिरो यान्ति स स्वेको वर्तते प्रभुः ॥
तदा स प्रलयो ज्ञेयो नारदात्यन्तिकाभिधः ॥५९॥

હવે આત્યંતિક પ્રલયને કહે છે-હે નારદ ! જ્યારે મૂળપ્રકૃતિ, તદધિષ્ઠાતા પુરૂષ અને કાળ અતિશયિત અક્ષર તેજમાં વાસુદેવની ઇચ્છાથી તિરોહિત થઈ જાય છે અને તે એક પુરૂષોત્તમ પ્રભુ મુક્તવૃન્દોએ સેવ્યા થકા અક્ષરધામમાં વર્તે છે ત્યારે આત્યંતિક નામનો તે પ્રલય જાણવો ॥૫૯॥

इत्थं प्रभोः कालशक्त्या लयैरेतैश्चतुर्विधैः ।
असद्बुद्ध्वाखिलं तत्रारुचिर्वैराग्यमुच्यते ॥६०॥

આ પ્રકારે પ્રભુ વાસુદેવની કાળશક્તિથી થતા આ ચાર પ્રકારના પ્રલયોએ કરીને પ્રકૃતિ પુરૂષથી ઉત્પન્ન થએલા સમગ્ર જગતને નાશવંત જાણીને, તેમાં જે અત્યંત અરૂચિ તે વૈરાગ્ય કહ્યો છે ॥૬૦॥

वासुदेवेतरान्देवान् कालमायावशीकृतान् ।
विदित्वा तेषु च प्रीतिं हित्वा तस्यैव नित्यदा ।
गाढस्नेहेन या सेवा सा भक्तिरिति गीयते ॥६१॥

આ રીતે વૈરાગ્યના સ્વરૂપને વિસ્તારથી નિરૂપીને, હવે ભક્તિના સ્વરૂપને નિરૂપે છે–વાસુદેવ ભગવાન થકી બીજા જે દેવો છે તે કાળમાયાએ વશ કરી લીધા છે એમ સમઝીને અને તે દેવોમાંથી પ્રીતિને તોડીને તે એક શ્રીવાસુદેવનીજ નિરંતર ગાઢ સ્નેહથી જે સેવા કરવી એજ ભક્તિ કહેલી છે ॥૬૧॥

श्रवणं कीर्तनं तस्य स्मृतिश्चरणसेवनम् ।
पूजा प्रणामो दास्यं च सख्यं चात्मनिवेदनम् ॥६२॥
इत्येतैर्नवभिर्भावैर्यः सेवेत तमादरात् ॥
अनन्यया धिषणया स हि भक्त इतीर्यते ॥६३॥

હવે ભક્તનું લક્ષણ કહે છે–ભગવાનના ગુણ લીલા આદિકનું શ્રવણ, તેમના પદ્યાદિકનું કીર્તન, તેમની મૂર્તિ ચરિત્ર આદિકનું સ્મરણ, તેમના ચરણનું સેવન, તેમની બે પ્રકારની પૂજા, તેમને પ્રણામ, તેમનું દાસપણું, તેમનો વિશ્વાસ, તેમને દેહ ઇન્દ્રિયો સાથે આત્માનું અર્પણ, આ શ્રવણાદિ નવ પ્રકારોએ કરીને જે એકાંતિક બુદ્ધિથી આદરપૂર્વક ભગવાનને ભજે તેજ ભક્ત કહ્યો છે ॥૬૨–૬૩॥

त्रिभिः स्वधर्मप्रमुखैर्युक्ता भक्तिरियं मुने ! ।
धर्म एकान्तिक इति प्रोक्तो भागवतश्च सः ॥६४॥

હવે એકાંતિક ધર્મનું લક્ષણ કહે છે-હે મુને! સ્વધર્મ જ્ઞાન અને વૈરાગ્ય આ ત્રણ અંગોએ યુક્ત એવી જે આ શ્રવણાદિ નવધા ભક્તિ તેજ એકાંતિક ધર્મ કહ્યો છે. એનેજ ભાગવત ધર્મ કહે છે ॥૬૪॥

साक्षाद्भगवतः सङ्गात्तद्भक्तानां च वेदशाम् ।
धर्मो ह्येकान्तिकः पुम्भिः प्राप्यते नान्यथा क्वचित् ॥६५॥

હવે એકાંતિક ધર્મની પ્રાપ્તિના ઉપાયને કહે છે-સાક્ષાત્ ભગવાનના સંબન્ધથી અથવા તેમના પૂર્વશ્લોકમાં કહેલાં લક્ષણોએ યુક્ત એવા ભક્તોના સંબન્ધથી પુરૂષોને એકાંતિક ધર્મની પ્રાપ્તિ થાય છે. આ થકી બીજા કોઈપણ ઉપાયથી ક્યારેયપણ પ્રાપ્તિ થતી નથી ॥૬૫॥

नैतादृशं परं किञ्चित्साधनं हि मुमुक्षताम् ।
निःश्रेयसकरं पुंसां सर्वाभद्रविनाशनम् ॥६६॥

સંસાર થકી મોક્ષની આકાંક્ષાવાળા પુરૂષોને આત્યંતિક મોક્ષને કરનારૂં અને સર્વ અમંગળને નાશ કરનારૂં એકાંત ધર્મ જેવું બીજું કોઇપણ સાધન સુકર છે જ નહિ. એવો નિશ્ચયજ છે ॥૬૬॥

एकान्तधर्मसिद्ध्यर्थं क्रियायोगपरो भवेत् ।
पुमान् साधेन नैष्कर्म्यं कर्मणां मुनिसत्तम ! ॥६७॥

હે મુનિસત્તમ! મુમુક્ષુ પુરૂષે તે આ એકાંતિક ધર્મની સિદ્ધિ માટે ક્રિયાયોગ પરાયણ થવું. જે ક્રિયયોગથી સંસારહેતુ વિવિધ કર્મોનું નૈષ્કર્મ્ય જે નિર્બંધકપણે મોક્ષફળને આપવાપણું તે થાય છે ॥૬૭॥

एतन्मया वेदपुराणगुह्यं तत्त्वं परं प्रोक्तमघौघनाशम् ।
एकाग्रया शुद्धधियावधार्य सच्छ्रद्धया चेतसि ते महर्षे! ६८

હે મહર્ષે ! મેં વેદોમાં અને પુરાણોમાં અદશ્યપણે રહેલું, પાપપુંજને નાશ કરનારૂં આ સર્વોત્કૃષ્ટ એકાંત ધર્મનું સ્વરૂપ તમને કહી સંભળાવ્યું. તે આ તત્વ તમારે એકાગ્ર શુદ્ધ બુદ્ધિથી અને વિશ્વાસપૂર્વક ત્વરારૂપ શ્રેષ્ઠ શ્રદ્ધાથી અંતઃકરણમાં અવશ્યપણે અવધારવું ॥૬૮॥

न वासुदेवात्परमस्ति पावनं न वासुदेवा-
त्परमस्ति मङ्गलम् । न वासुदेवात्परमस्ति
दैवतं न वासुदेवात्परमस्ति वाञ्छितम् ॥६९॥

હે નારદ ! શ્રીવાસુદેવથકી પર (બીજું) પાવન કોઈ નથી. વાસુદેવથકી પર મંગળ કોઈ નથી. વાસુદેવથકી પર દૈવત કોઈ નથી. વાસુદેવથકી પર વાંછિત-સ્વેષ્ટ પ્રાપ્ય કોઈ નથી. એક વાસુદેવ ભગવાનજ પરમ પાવન, પરમ મંગળ, પરમ દૈવત અને પરમ વાંછિત છે ॥૬૯॥

यन्नामधेयं सकृदप्यबुद्धया देहावसानेऽपि
गृणाति योऽत्र । स पुष्कसोऽप्याशु भवप्र-
वाहाद्विमुच्यते तं भज वासुदेवम् ॥७०॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
वैराग्यभक्तिनिरूपणनामा पञ्चविंशोऽध्यायः ॥२५॥

આ લોકમાં જે જન જે વાસુદેવ ભગવાનના મંગળ નામને એક વારપણ અજાણથી દેહના અંત સમયે પણ ઉચ્ચારણ કરે છે તે જન ભલે ચંડાળ હોય તો પણ તત્કાળ સંસૃતિબંધનથકી મુક્ત થઈ જાય છે. તે આ વાસુદેવ પરબ્રહ્મ પરમાત્માને તમો ભજો ॥૭૦॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે વૈરાગ્ય-
ભક્તિનિરૂપણનામા પંચવિંશોઽધ્યાયઃ ॥૨૫॥

स्कन्द उवाच–

एकान्तधर्मविवृतिं श्रुत्वा भगवतोदिताम् ।
प्रहृष्टमानसो भूयस्तं पप्रच्छ स नारदः ॥१॥

[1]અધ્યાય ૨૬ મો.

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને ! ભગવાન્ શ્રીનારાયણે વિસ્તારથી કહેલા એકાંતિક ધર્મનું સ્વરૂપ સાંભળીને, મનમાં બહુ હર્ષ પામેલા નારદજીએ ફરીને તેમને પુછ્યું ॥૧॥

नारद उवाच–

धर्म एकान्तिकः स्वामिंस्त्वया सम्यगुदीरितः ।
तमाश्रुत्य महान्हर्षो जातोऽस्ति मम मानसे ॥२॥

નારદજી પુછે છે—હે સ્વામિન્ ! આપે એકાંતિક ધર્મ રૂડીરીતે કહ્યો. તેને સાંભળીને મારા મનમાં મહાન્ આનંદ થયો છે ॥૨॥

सिद्ध्ये तस्य भवता क्रियायोगो य उच्यते ।
तमहं बोद्धुमिच्छामि भगवंस्तव सम्मतम् ॥३॥

હે ભગવન્ ! એકાંતિક ધર્મની સિદ્ધિમાટે આપે જે ક્રિયાયોગ કરવાનો કહ્યો તેને હું સ્વરૂપથી જાણવા ઇચ્છું છું, તો તે આપે માન્ય કરેલો તે ક્રિયાયોગ મને કહેવાને યોગ્ય છો ॥૩॥

श्रीनारायण उवाच–

पूजाविधिः क्रियायोगो वासुदेवस्य कीर्त्यते ।
स तु वेदेषु तन्त्रेषु बहुधैवास्ति वर्णितः ॥४॥

---

૧ ચાર અધ્યાયોવડે વાસુદેવનો પૂજાવિધિ કહેવા ઇચ્છતા શ્રીનારાયણે આ અધ્યાયમા પૂજામા અધિકારી, પૂજામૂર્તિઓનું વિધાન વિગેરે બાબતો સ્પષ્ટ વર્ણવી છે.

શ્રીનારાયણ કહે છે—હે નારદ ! વાસુદેવ ભગવાનની પૂજાનો જે વિધિ તેનેજ ક્રિયાયોગ કહેવામાં આવે છે. તેતો વેદોમાં તથા પંચરાત્રાદિ શાસ્ત્રોમાં બહુજ પ્રકારે વર્ણન કર્યો છે. એના પ્રકારો બહુ છે ॥૪॥

भक्तानां रुचिवैचित्र्यात्तथा बहुविधत्वतः ।
वासुदेवस्य मूर्तीनां बहुधा सोऽस्ति विस्तृतः ॥५॥

બહુ પ્રકારો થવામાં કારણ એવું છે કે એકતો ભક્તોની રૂચિઓ ભિન્ન ભિન્ન છે અને બીજુ વાસુદેવની મૂર્તિઓ બહુ પ્રકારની છે. આ બે કારણથી તે ક્રિયાયોગ અનેક પ્રકારનો અને બહુ વિસ્તારવાળો થવા પામ્યો છે ॥૫॥

साकल्येनोच्यमानस्य पारो नायाति तस्य वै ।
अतः सङ्क्षेपतस्तुभ्यं वच्मि भक्तिविवर्धनम् ॥६॥

તે પૂજાવિધિ બધોય કહેવા માંડીએ તો તેનો પાર આવે તેમ નથી, કેમ કે બહુ વિસ્તારવાળો છે. માટે ભગવાનમાં ભક્તિની વૃદ્ધિ કરે એવો જે ક્રિયાયોગ તેને સંક્ષેપમાં તમને હું કહુંછું ॥૬॥

प्राप्ता ये वैष्णवीं दीक्षां वर्णाश्चत्वार आश्रमाः ।
चातुर्वर्ण्यस्त्रियश्चैते प्रोक्ता अत्राधिकारिणः ॥७॥

તેમાં પ્રથમ અધિકારીઓને કહે છે—જેઓ વૈષ્ણવી દીક્ષાને પામ્યા હોય એવા ચારેય વર્ણો તથા ચારેય આશ્રમો તથા ચારેય વર્ણની સ્ત્રિઓ, આ સર્વેને આ પૂજાવિધિમાં અધિકારી કહ્યા છે. આમાં કોઇને અધિકાર નથી એમ નહિ પરંતુ સર્વેને અધિકાર છે. આ એક વિશેષ છે. પરંતુ વૈષ્ણવી દીક્ષા પામેલા હોવા જોઇએ ॥૭॥

वेदतन्त्रपुराणोक्तैर्मन्त्रैर्मूलेन च द्विजाः ।
पूजेयुर्दीक्षिता योषाः सच्छूद्रा मूलमन्त्रतः ॥
मूलमन्त्रस्तु विज्ञेयः श्रीकृष्णस्य षडक्षरः ॥८॥

એમાં વિશેષ કહે છે—દીક્ષાને પામેલા દ્વિજો (ત્રણ વર્ણના પુરૂષો) વેદ તંત્ર પુરાણ આદિકમાં કહેલા મંત્રોવડે અને મૂળમંત્રવડે વાસુદેવનું પૂજન કરે. દીક્ષા પામેલી સ્ત્રિયો તથા સચ્છૂદ્રો તો મૂળમંત્રવડે વાસુદેવનું પૂજન કરે. એટલે ચતુર્થી વિભક્તિ અને નમઃશબ્દ અંતે આવે એવા શ્રીકૃષ્ણમંત્રવડે પૂજનને કરે, પણ વેદાદિકના મંત્રોવડે ન કરે. કારણ કે તેમને પુરાણોક્ત મંત્રના પણ શ્રવણમાંજ અધિકાર છે પણ પઠનમાં અધિકાર નથી એવો સશાસ્ત્ર નિર્ણય કરેલો છે. મૂળમંત્ર કયો? તો 'श्रीकृष्णाय नमः' આ છ અક્ષરનો શ્રીકૃષ્ણનો જાણવો ॥૮॥

स्वस्वधर्मं पालयद्भिः सर्वैरेतैर्यथाविधि ।
पूजनीयो वासुदेवो भक्त्या निष्कपटान्तरैः ॥९॥

*દીક્ષા પામેલા આ સર્વે જનોએ નિષ્કપટ અંતઃકરણવાળા થઇને પોતપોતાનો ધર્મ પાળવા પૂર્વકજ ભક્તિથી ભગવાન વાસુદેવનું પૂજન યથાવિધિ કરવું. પૂજામાં કપટ રાખવું નહિ તેમ સ્વધર્મનો ત્યાગ કરવો નહિ તેમ ભક્તિ વિના શૂન્ય હૃદયથી તેમજ વિધિ વિના પૂજન કરવું નહિ ॥૯॥*

आदौ तु वैष्णवीं दीक्षां गृह्णीयात्सद्गुरोः पुमान् ।
सदैकान्तिकधर्मस्याद्ब्रह्मजातेर्दयानिधेः ॥१०॥

પૂજાવિધિમાં અધિકારી થવામાટે પ્રથમતો સર્વે જનોએ સદ્ગુરુથકી વૈષ્ણવી દીક્ષા લેવી. કેવા સદ્ગુરૂ? તો સદાય ઉક્ત એકાંતિક ધર્મમાં સ્થિતિવાળા અને બ્રાહ્મણજાતિના અને દયાનિધિ હોવા જોઇએ. આવા સદ્ગુરૂથકી વૈષ્ણવી દીક્ષા પામ્યા પછી પૂજાવિધિમાં અધિકારી થવાય છે ॥૧૦॥

सम्पन्नो ज्ञानभक्तिभ्यां स्वधर्मरहितस्तु यः ।
स गुरुर्नैव कर्तव्यः स्त्रीहृतात्मा च कर्हिचित् ॥११॥

કેવાને દીક્ષાદાતા ગુરૂ ન કરવો તેનો વિવેક બતાવે છે—જે

પોતે જ્ઞાન ભક્તિએ યુક્ત હોય પણ જો સ્વધર્મે રહિત હોય અને જેનું ચિત્ત સ્ત્રીએ હરી લીધું હોય તેવાને ક્યારેય પણ ગુરૂ ન જ કરવો. એટલે તેવાથકી વૈષ્ણવી દીક્ષા લેવી નહિ. માટેજ તેવા ગુરૂનો ત્યાગ કરવાનો ભારતમાં કહ્યો છે—'गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः । उत्पथं प्रतिपन्नस्य परित्यागो विधीयते ॥' ઇતિ ॥૧૧॥

प्राप्ता स्त्रैणाद्गुरोर्दीक्षा ज्ञानं भक्तिं च कर्हिचित् ।
फलेन्नैव यथापत्यं युवतिः षण्ढसङ्गिनी ॥१२॥

તેમાં કારણ કહે છે—સ્ત્રીલંપટ ગુરૂથકી પામેલી દીક્ષા, જ્ઞાન તથા ભક્તિને ક્યારેય પણ નથીજ ઉત્પન્ન કરતી. કોની પેઠે? તો નપુંસક નરનો સંગ કરનારી નારી પુત્રાદિ પ્રજાને નથીજ ઉત્પન્ન કરતી તેમ ॥૧૨॥

प्राप्यातः सद्गुरोर्दीक्षां तुलसीमालिकां गले ।
ललाटादौ चोर्ध्वपुण्ड्रं गोपीचन्दनतो धरेत् ॥१३॥

માટે ઉક્ત લક્ષણવાળા સદ્‌ગુરૂથકીજ દીક્ષા પામવી. દીક્ષા પામેલા પુરૂષે ગળામાં તુલસીમાળા (કંઠી) અને લલાટ આદિક અંગમાં ગોપીચંદનથી ઊર્ધ્વપુંડ્ર તિલક સદાય ધારવું ॥૧૩॥

विष्णुपूजारुचिर्भक्तो गुरोरेवागमोदितम् ।
पूजाविधिं सुविज्ञाय ततः पूजनमारभेत् ॥१४॥

વિષ્ણુપૂજામાં રૂચિવાળા ભક્તે ગુરૂથકીજ શાસ્ત્રમાં કહેલા પૂજાવિધિને સારી રીતે જાણીને પછી શ્રીહરિનું પૂજન કરવું. પૂજાવિધિ જાણ્યા વિના કરવા જાય તો યથાસ્થિત ન થાય એ નિશ્ચય છે. માટે પ્રથમ ગુરૂથકીજ પૂજાવિધિ શીખવો ॥૧૪॥

रात्र्यन्तयाम उत्थाय भक्तो ब्राह्मे क्षणेऽथवा ।
मुहूर्तार्धं हृदि ध्यायेत्केशवं क्लेशनाशनम् ॥१५॥
कीर्तयित्वाभिधास्तस्य तदीयानां च नाडिकाम् ।
ततः शौचविधिं कृत्वा दन्तधावनमाचरेत् ॥१६॥

પૂજન પહેલાં જે કર્તવ્ય છે તેને ચાર શ્લોકથી કહે છે— પૂજક જને રાત્રિના છેલ્લા (ચોથા) પહોરમાં અથવા બ્રાહ્મ મુહૂર્ત કે જે રાત્રિના છેલ્લા પહોરના છેલ્લા મુહૂર્તરૂપ છે તેમાં ઉઠીને, સર્વે ક્લેશને નાશ કરનારા કેશવ ભગવાનનું હૃદયમાં અર્ધો મુહૂર્ત (એક ઘડી) પર્યંત ધ્યાન ધરવું. તેપછી ભગવાન્ શ્રીહરિનાં રામ કૃષ્ણાદિ મંગળ નામો તથા તેમના ભક્તોનાં નામોને એક ઘડી પર્યંત ઉચ્ચારીને, પછી શૌચવિધિ કરીને દંતશુદ્ધિ કરવી ||૧૫-૧૬

अङ्गशुद्धिस्नानमादौ कृत्वा स्नायात्समन्त्रकम् ।
गृहीत्वा शुचिमृत्स्नादीन्कुर्यात्स्नानाङ्गतर्पणम् ॥१७॥

પૂજક જન પ્રથમ અંગ શુદ્ધ થાય એવું સાધારણ સ્નાન કરીને, પછીથી પવિત્ર મૃત્તિકા દર્ભ તલ આદિકને લઇ લઇને જળદેવતાના મંત્રો બોલવા પૂર્વક સ્નાન કરે. તે પછી સ્નાનના અંગભૂત તીર્થ-દેવાદિકનું તર્પણ કરે ||૧૭||

परिधायांशुके धौते उपविश्यासने शुचौ ।
कृत्वोर्ध्वपुण्ड्रं कुर्वीत सन्ध्यां होमं जपादि च ॥१८॥

સ્નાનવિધિ કર્યા પછી ધોએલું એક વસ્ત્ર પહેરે અને એક ઓઢે. તે પછી પવિત્ર આસન ઉપર બેસીને ઊર્ધ્વપુંડ્ર તિલક કરીને સંધ્યા હોમ જપાદિક નિત્યકર્મને કરે ||૧૮||

वस्त्रचन्दनपुष्पादीनुपहारांस्ततोऽखिलान् ।
आहरेन्मांसमदिराद्यशुचिस्पर्शवर्जितान् ॥१९॥
देवेभ्यो वा पितृभ्यश्चाप्यन्येभ्यो न निवेदितान् ।
अनाघ्रातांश्च मनुजैः केशकीटादिवर्जितान् ॥२०॥

ત્યાર પછી વસ્ત્ર ચંદન પુષ્પ ધૂપ અક્ષત આદિક પૂજોપયોગી ઉપહારોને લાવીને એક સ્થળે તૈયાર રાખે. આ ઉપહારો કેવા જોઇએ ? તો માંસ મદિરા આદિક મલિન પદાર્થોના સ્પર્શે પણ

રહિત અને અન્ય દેવોને કે પિત્રિઓને પણ નહિ નિવેદન કરેલા (ઉચ્છિષ્ટ નહિ) અને વળી મનુષ્યોએ નહિ સુંઘેલા અને કેશ કીટ આદિકે વર્જીત હોવા જોઇએ. આવા ઉચિત ઉત્તમ શુદ્ધ ઉપહારોને તૈયાર કરી રાખે ॥૧૯–૨૦॥

संस्थाप्य तान्दक्षपार्श्वे पूजोपकरणानि च ।
उद्वर्त्य दीपमाज्येन कुर्यात्तैलेन वा ततः ॥२१॥

જળપાત્ર સીવાય (તેને તો ડાબા ભાગમાં મુકવું) બધા પૂજાપદાર્થોને જમણા ભાગમાં મુકીને, પાત્રાદિ પૂજોપકરણોને શુદ્ધ કરીને પછી ઘીનો કે તેલનો દીવો યથાશક્તિ કરે ॥૨૧॥

कौशे वौर्णे च वास्त्रादौ विकाष्ठे शुद्ध आसने ।
उपाविशेद्वासुदेवप्रतिमासन्निधौ ततः ॥२२॥

ત્યારપછી પૂજક જન, દર્ભોથી બનાવેલા કે કામળીથી બનાવેલા કે વસ્ત્રાદિકથી બનાવેલા શુદ્ધ આસન ઉપર વાસુદેવની પ્રતિમાપાસે બેસે. કાષ્ઠાસનનો નિષેધ કરેલો હોવાથી તેનો ઉપયોગ આસનમાં કરવો નહિ. તેમાં જો લોખંડના ખીલા પાટીએ રહિત, યજ્ઞોપયોગી કાષ્ઠથી બનાવેલું આસન હોય તો તેને માટે આ નિષેધ નથી, એટલે એવાનો ઉપયોગ પૂજામાં થઈ શકે ॥૨૨॥

शैली धातुमयी दार्वी लेख्या मणिमयी च वा ।
प्रतिमा स्यात्सिता रक्ता पीता कृष्णाथवा मुने ! ॥२३॥

પ્રતિમાના ભેદોને કહે છે—હે મુને ! શીલાથી બનાવેલી, સુવર્ણ રૂપુ આદિક ધાતુથી બનાવેલી, કાષ્ઠથી બનાવેલી, ચિત્રમયી અને મણિમયી પ્રતિમા જાણવી. (ભાગવતમાંતો આઠ પ્રકારની કહી છે) આ પ્રતિમા શ્વેતવર્ણવાળી કે રક્તવર્ણવાળી કે પીળાવર્ણવાળી કે શ્યામવર્ણવાળી યોગ્ય જાણવી. આમાંથી હરકોઈ પ્રતિમાને પૂજામાં રાખે ॥૨૩॥

कृष्णस्य सा तु कर्तव्या द्विभुजा वा चतुर्भुजा ।
मुरलीं धारयेत्तत्र द्विभुजायाः करद्वये ॥२४॥
अथवा दक्षहस्तेऽस्याश्चक्रं शङ्खं तथेतरे ।
पद्मं वा धारयेद्दक्षे पाणावभयमुत्तरे ॥२५॥

કૃષ્ણની તો પ્રતિમા દ્વિભુજ કે ચતુર્ભુજ કરવી. તેમાં દ્વિભુજ પ્રતિમાના બન્ને હસ્તમાં મુરલી ધરાવવી અથવા જમણા હસ્તમાં ચક્ર અને ડાબા હસ્તમાં શંખ ધરાવવો. અથવા જમણા હાથમાં કમળ અને ડાબા હાથમાં અભય ધરાવવો ॥૨૪-૨૫॥

द्वितीयायास्तु हस्तेषु दक्षिणाधःकरक्रमात् ।
गदाब्जदरचक्राणि धारयेन्मुनिसत्तम ! ॥२६॥

હે મુનિસત્તમ ! જો ચતુર્ભુજ પ્રતિમા હોય તો તેમના હસ્તોમાં જમણો જે નીચેનો કર તેના અનુક્રમથી ગદા કમળ શંખ અને ચક્રને ધરાવે. એટલે જમણા ભાગમાં વર્તતા નીચેના હાથમાં ગદા ધરાવવી, જમણા ભાગમાં વર્તતા ઉપલા હાથમાં કમળ ધરાવવું; ડાબા ભાગમાં વર્તતા ઉપલા હાથમાં શંખ ધરાવવો અને ડાબા ભાગમાં વર્તતા નીચેના હાથમાં ચક્ર ધરાવવું ॥૨૬॥

द्विविधाया अपि हरेर्मूर्तेर्वामे श्रियं न्यसेत् ।
मुरलीधरवामे तु राधां रासेश्वरीं न्यसेत् ॥२७॥

દ્વિભુજ ચતુર્ભુજ બન્ને પ્રકારની પણ શ્રીહરિની મૂર્તિના ડાબા ભાગમાં લક્ષ્મીજીની સ્થાપના કરવી. અને મુરલીધારી શ્રીહરિના વામભાગમાં તો રાસેશ્વરી રાધાની સ્થાપના કરવી ॥૨૭॥

अप्येषा द्विविधा मूर्तिरखण्डा शुभलक्षणा ।
सर्वावयवसम्पन्ना भवेदर्चकसिद्धिदा ॥२८॥

દ્વિભુજ કે ચતુર્ભુજ બન્ને પ્રકારની પણ મૂર્તિ અખંડિત, શુભ

લક્ષણવાળી અને સર્વ અવયવોએ સંપન્ન હોવી જોઇએ. તોજ પૂજક જનને ઇચ્છિત ફળ આપનારી થાય ॥૨૮॥

लक्ष्मीस्तु द्विभुजा कार्या वासुदेवस्य सन्निधौ ।
दधती पङ्कजं हस्ते वस्त्रालङ्कारशोभना ॥२९॥

વાસુદેવભગવાનની સમીપે જે લક્ષ્મીમૂર્તિ સ્થાપવાની કહી તે તો દ્વિભુજ કરવી. તેમના હાથમાં કમળ ધરાવવું અને વસ્ત્રો તથા અલંકારોવડે શોભાયમાન કરવી. શ્લોકમાં તુ શબ્દ છે તે ઉપરથી પૃથગ્ભૂત લક્ષ્મીજીની મૂર્તિપણ 'ચતુર્ભુજ કે દ્વિભુજ કરવી' આ અર્થ સૂચવ્યો છે ॥૨૯॥

लक्ष्मीवद्राधिकापि स्याद्द्विभुजा चारुहासिनी ।
पङ्कजं पुष्पमालां वा दधती पाणिपङ्कजे ॥३०॥

મુરલીધર વાસુદેવની સમીપે જે રાધામૂર્તિ, તે પણ લક્ષ્મીજીની મૂર્તિની પેઠે દ્વિભુજ અને મંદ મંદ હસતી હોય એવી સુંદર કરવી. તેમના કરકમળમાં કમળ કે પુષ્પમાળા ધરાવવી ॥૩૦॥

अचला च चला चेति द्विविधा प्रतिमा हरेः ।
तत्राद्यायां न कर्तव्यमावाहनविसर्जनम् ॥३१॥

અચળા અને ચળા એવા ભેદથી બે પ્રકારની ભગવન્મૂર્તિ કહેવાયછે. તેમાં અચળા મૂર્તિમાં આવાહન વિસર્જન ન કરવું ॥૩૧॥

तदङ्गदेवतानां च कार्यं नावाहनाद्यपि ।
न च दिङ्नियमोऽर्चायां तस्याः स्थेयं तु सन्मुखे ॥३२॥

અચળમૂર્તિના સંકર્ષણાદિ જે અંગદેવો હોય તેમનું પણ આવાહન વિસર્જન ન કરવું. તે મૂર્તિના પૂજનનિમિત્તે બેસવામાં પૂર્વાદિ દિશાનો નિયમ નથી. પરંતુ તે અચળ મૂર્તિના સન્મુખજ બેસવું ॥૩૨॥

शालग्रामेऽप्येवमेव कार्यं नावाहनादि च ।
अन्यत्र चलमूर्तौ तु कर्तव्यं तत्तदर्चकैः ॥३३॥

શ્રીહરિના પૂજક જનોએ શાળગ્રામમાં પણ એવીજ રીતે આવાહન વિસર્જન ન કરવું. બીજી જે ચળામૂર્તિ કહી તેમાં તો આવાહન વિસર્જન કરવું ॥૩૩॥

तत्रापि दार्व्यां लेख्यायां जलस्पर्शोऽनुलेपनम् ।
नैव कार्यं पूजकेन कर्तव्यं परिमार्जनम् ॥३४॥

તેમાંપણ પૂજક જને જો પ્રતિમા કાષ્ઠની હોય અને ચિત્રની હોય તો તેને જળનો સ્પર્શ નહિ કરવો અને ચંદન પણ ચર્ચવું નહિ. ફક્ત વસ્ત્રાદિવડે માર્જન કરવું ॥૩૪॥

उदङ्मुखः प्राङ्मुखो वा चलायां सन्मुखोऽथवा ।
यथाशक्ति यथालब्धैरुपहारैर्यजेद्धरिम् ॥३५॥

પૂજ્ય પ્રતિમા ચલા હોય તો પૂજક જન, ઉત્તરમુખે અથવા પૂર્વમુખે બેસે અથવા જો સંકીર્ણ દેશ હોય તો જે કોઈ પણ દિશામાં પ્રતિમાને સન્મુખ બેસીને યથાશક્તિ મેળવેલા ચંદનાદિ ઉપહારોવડે ભગવાનની પૂજા કરે ॥૩૫॥

श्रद्धानिच्छद्मभक्तिभ्यामर्पितेनाम्बुनापि सः ।
प्रीतस्तुष्यति विश्वात्मा किमुताखिलपूजया ॥३६॥

વિશ્વાત્મા-ચિદચિદાત્મક જગતના અંતર્યામી વાસુદેવ ભગવાન્, શ્રદ્ધા તથા નિષ્કામ ભક્તિથી અર્પણ કરેલા જળથી પણ પ્રસન્ન થઈને સંતોષ પામે છે, તો સંપૂર્ણ પૂજાએ કરીને પ્રસન્ન થાય એમાં કહેવુંજ શું? થાયજ. આ અર્થ ભગવાને ગીતામાં 'पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति । तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥' આ વચનથી કહ્યો છે. માટે પૂજક જનોએ ભગવાનની પૂજા શ્રદ્ધા અને નિષ્કપટ ભક્તિથી કરવી ॥૩૬॥

पुंसा श्रद्धादिहीनेन रत्नहेमाद्यलङ्क्रियाः ।
चतुर्विधं चाप्यन्नाद्यं दत्तं गृह्णाति नो मुदा ॥३७॥
तस्माद्भक्तिमता कार्यं पुंसा स्वश्रेयसे मुने ! ।
श्रीकृष्णस्यार्चनं नित्यं सर्वाभीष्टाशुदायिनः ॥३८॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये क्रिया-योगेऽधिकारादिनिरूपणनामा षड्विंशोऽध्यायः ॥२६॥

શ્રદ્ધા ભક્તિએ રહિત એવા પુરુષે રત્નજડિત સુવર્ણાદિ અલંકારો અને ભક્ષ્ય ભોજ્ય લેહ્ય ચોષ્ય આ ચાર પ્રકારનું અન્નાદિ ભગવાનને અર્પણ કર્યું હોય તથાપિ તેને હર્ષથી ભગવાન્ ગ્રહણ કરતા નથી. માટે હે મુને ! પૂજક પુરુષે પોતાના મોક્ષમાટેજ સર્વે જનોનાં મનોવાંછિત વસ્તુઓને સત્વર આપવાના સ્વભાવવાળા ભગવાન્ શ્રીકૃષ્ણનું પૂજન નિત્ય શ્રદ્ધા ભક્તિથી કરવું ॥૩૭-૩૮॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે ક્રિયા-યોગેઽધિકારાદિનિરૂપણનામા ષડ્વિંશોઽધ્યાયઃ ॥૨૬॥

---

श्रीनारायण उवाच–

खननोक्षणलेपाद्यैः शोधिते धरणीतले ।
चतुष्पादं न्यसेत्पीठं नानारङ्गसुशोभिते ॥१॥

[1]અધ્યાય ૨૭ મો.

શ્રીનારાયણ કહે છે—હે નારદ ! પૂજક પુરુષે પ્રથમ સરખી કરવામાટે ખોદવું, જળ છાંટવું, છાણ આદિકથી લીંપવું વિગેરે

1 આ અધ્યાયમાં ક્રિયાયોગ કહેતાં, પૂજ્ય અંગદેવોની પૂજામંડળવિષે સર્વ દિશાઓમાં સ્થાપનાનો પ્રકાર યથાસ્થિત કહ્યો છે.

ક્રિયાએ કરીને સરખા શુદ્ધ કરેલા અને રક્તપીતાદિ વિવિધ રંગો વડે સુશોભિત કરેલા એવા ભૂતળ ઉપર ચાર પાયાવાળા પીઠ (બાજોઠ) ની સ્થાપના કરવી ॥૧॥

अर्चकः प्राङ्मुखः पीठपादान्कोणेषु कारयेत् ।
चतुर्षु तेषु धर्मादीन् स्थापयेत्सिंहरूपिणः ॥२॥

પૂજક જને પૂર્વદિશાતરફ મુખ રાખીને પીઠના ચાર પાયાને ચાર ખુણામાં સ્થાપન કરવા. સ્થાપન કરેલા ચાર પાયામાં સિંહના જેવી ક્રૂર આકૃતિવાળા ધર્માદિ ચારની સ્થાપના કરવી ॥૨॥

अग्नौ धर्मं न्यसेच्छ्वेतं ज्ञानं शोणं च नैर्ऋते ।
वायौ तु पीतं वैराग्यं श्याममैश्वर्यमैशिके ॥३॥

સ્થાપનનો ક્રમ બતાવે છે—અગ્નિકોણમાં શ્વેત વર્ણવાળા ધર્મની, નૈર્ઋત કોણમાં રક્તવર્ણવાળા જ્ઞાનની, વાયુકોણમાં તો પીળાવર્ણવાળા વૈરાગ્યની અને ઈશાન કોણમાં શ્યામવર્ણવાળા ઐશ્વર્યની સ્થાપના કરવી. આવા અનુક્રમથી ધર્મ જ્ઞાન વૈરાગ્ય ઐશ્વર્ય આ ચારની સ્થાપના કરવી ॥૩॥

मनोधीचित्ताहङ्कारान् क्रमात्पूर्वादिदिक्ष्वथ ।
विन्यसेत्पीठगात्रेषु हरिद्रक्तसितासितान् ॥४॥

અનંતર પૂર્વાદિ ચાર દિશામાં રહેલાં પીઠનાં ચાર ગાત્રો કે જેને ઉપળાં નામથી લોકમાં કહેવામાં આવે છે તેમાં નીલવર્ણવાળા રક્તવર્ણવાળા શ્વેતવર્ણવાળા અને શ્યામવર્ણવાળા મન બુદ્ધિ ચિત્ત અહંકાર આ ચારની અનુક્રમે સ્થાપના કરવી ॥૪॥

स्थाप्या रक्तसितश्यामा रजःसत्त्वतमोगुणाः ।
पीठस्य पट्टिकायां तु त्रयोऽपि मुनिसत्तम ! ॥५॥

હે મુનિવર્ય ! તદનંતર પીઠની ત્રણ પટ્ટિકામાં ત્રણ ગુણોની સ્થાપના કરવી. તેમાં પૂર્વ દિશામાં વર્તતી પટ્ટિકામાં રક્તવર્ણ રજો-

ગુણની સ્થાપના કરવી. મધ્યવર્તી પટ્ટિકામાં શ્વેતવર્ણ સત્ત્વગુણની સ્થાપના કરવી અને પશ્ચિમ દિશામાં વર્તતી પટ્ટિકામાં શ્યામવર્ણ તમોગુણની સ્થાપના કરવી ॥૫॥

अन्तःकरणरूपेषु गात्रेष्वथ चतुर्ष्वपि ।
विमलाद्या न्यसेच्छक्तीर्द्वे द्वे एकैकगात्रके ॥६॥

ત્યારપછી મન આદિક ચાર અંતઃકરણોની જેમાં સ્થાપના કરી છે એવાં ચારેય પીઠનાં ગાત્રોમાં વિમળા આદિક આઠ શક્તિઓની સ્થાપના કરવી. તેમાં વિશેષ એટલો કે એક એક ગાત્રમાં બે બે શક્તિઓની સ્થાપના કરવી ॥૬॥

विमलोत्कर्षिणीति द्वे गौराङ्ग्यौ पूर्वतो न्यसेत् ।
वादयन्त्यौ शुभां वीणां हरिद्वस्त्रे स्वलङ्कृते ॥७॥
ज्ञानाक्रिये न्यसेद्याम्ये पीतवस्त्रेऽरुणद्युती ।
एका तालं वादयन्ती मृदङ्गमपरा तथा ॥८॥
योगाप्रह्व्यौ न्यसेत्पश्चाच्छ्यामे अरुणवाससौ ।
सहैव मुरलीं चोभे वादयन्त्यौ पृथक्पृथक् ॥९॥
सत्येशाने हेमवर्णे उत्तरस्यां ततो न्यसेत् ।
श्यामांशुके वादयन्त्यावुभे ते परिवादिनीम् ॥१०॥

તેના સ્થાપનનો વિધિ સવિવેચન ચાર શ્લોકથી કહે છે— વિમળા અને ઉત્કર્ષિણી આ બે શક્તિની પૂર્વ દિશામાં વર્તતા પીઠગાત્રમાં સ્થાપના કરવી. કેવી તે શક્તિઓ? તો ગૌર અંગવાળી, શુભ વીણાને વજાડતી, નીલ વસ્ત્રને ધારી રહેલી અને રૂડાં આભૂષણોથી આભૂષિત કરવી. દક્ષિણ દિશામાં વર્તતા પીઠગાત્રમાં જ્ઞાના અને ક્રિયા આ બે શક્તિઓની સ્થાપના કરવી. કેવી તે શક્તિઓ? તો રક્ત કાંતિવાળી અને પીત વસ્ત્રને ધારી રહેલી કરવી. તેમાં એક જે જ્ઞાના શક્તિ છે તે તાલને વજાડતી કરવી અને બીજી જે ક્રિયા શક્તિ છે તે મૃદંગને વજાડતી કરવી. પશ્ચિમ

દિશામાં વર્તના પીઠગાત્રમાં યોગા અને પ્રહ્વી આ બે શક્તિઓની સ્થાપના કરવી. કેવી તે શક્તિઓ? તો શ્યામ વર્ણવાળી, રક્ત વસ્ત્રને ધારી રહેલી અને બન્ને સાથેજ રહીને પૃથક્ પૃથક્ વંશીને વજાડતી કરવી. ઉત્તર દિશામાં વર્તતા પીઠગાત્રમાં તો સત્યા અને ઇશાના આ બે શક્તિઓની સ્થાપના કરવી. કેવી તે શક્તિઓ? તો સુવર્ણના જેવા પીળા વર્ણવાળી, શ્યામ વર્ણના વસ્ત્રોને ધારી રહેલી અને સપ્તતંત્રી વીણાને વજાડતી કરવી. આ રીતે આઠ શક્તિઓની સ્થાપના યથાસ્થાન કરવી ॥૭-૧૦॥

अनुग्रहाख्या पट्टिकायां स्थाप्यैका च कृताञ्जलिः ।
सर्वा एतास्तु कर्तव्या द्विभुजाः सुविभूषणाः ॥११॥

ત્યાર પછી બીજી એક અનુગ્રહા નામની નવમી શક્તિની પીઠના મધ્યભાગમાં વર્તતી પટ્ટિકામાં સ્થાપના કરવી. આ શક્તિ કેવી? તો બે હાથ જોડી રહી હોય એવી કરવી. આ નવેય શક્તિઓ બે ભુજવાળી અને સારાં આભૂષણને ધારી રહેલી કરવી ॥૧૧॥

पीठोपरि सितद्वीपं कुर्वीत श्वेतवाससा ।
तन्मध्येऽष्टदलं पद्मं कुर्वीतोज्ज्वलकर्णिकम् ॥१२॥
द्वादशांशं परित्यज्य पद्मक्षेत्रस्य बाह्यतः ।
वृत्तैस्त्रिभिस्तस्य मध्यं विभजेत्सममागतः ॥१३॥
तत्राद्यं कर्णिकास्थानं केसराणां तु मध्यमम् ।
पत्राणां तु तृतीयं स्याद्दलाग्राणि तु बाह्यतः ॥१४॥

તે પછી પીઠની ઉપર શ્વેત વસ્ત્રથી શ્વેતદ્વીપ કરવો. તેના મધ્યભાગમાં કમળ કરવું. કેવું? તો અષ્ટ દળવાળુ તથા ઉજ્જ્વળ કર્ણિકા અને કેસરોવાળુ કરવું. કમળનું જે ક્ષેત્રફળ તેનો જે બારમો ભાગ તેને બાહ્યથી-દળના અગ્રભાગથી પરિત્યાગ કરીને, પછીથી કમળના મધ્યભાગને ત્રણ ગોળાકાર રેખાઓ વડે સરખા વિભાગથી વિભાગ કરવો. ત્રણ પ્રકારે વિભાગ પાડેલા કમળમાં પ્રથ-

મનો જે ભાગ તે કર્ણિકાને સ્થાને માનવો, મધ્યમ ભાગને તો કેસરોને સ્થાને માનવો, ત્રીજા ભાગને તો પત્રોને સ્થાને માનવો અને બાહ્ય જે બારમો અંશ તે દળના અગ્રસ્થાને માનવો. આ પ્રકારે કમળની ગોઠવણી કરવી ॥૧૨-૧૪॥

परितस्तस्य च पुरं चतुर्द्वारं प्रकल्पयेत् ।
रङ्गद्रव्यैर्बहुविधैर्हरिद्राकुङ्कुमादिभिः ॥१५॥
कुर्वीत तण्डुलैर्वापि तत्र पद्मादि शोभनम् ।
पद्मस्य कर्णिकां मध्ये हेमवर्णां सुशोभयेत् ॥१६॥

આવા વિભાગવાળા કમળની ચોતરફ ચાર દ્વાર (દરવાજા) વાળા પુરની રચના કરવી. તે પછી તે પદ્મને અને પુરને અબદર કુંકુમ હરિચંદન રક્તચંદન ગુલાલ આદિક બહુવિધ રંગદ્રવ્યોવડે અથવા અક્ષતોવડેપણ સુશોભિત કરવું. ત્યાર પછી કમળના મધ્યમાં વર્તતી જે કર્ણિકા તેને સુવર્ણના વર્ણ જેવી શોભાયમાન કરવી ॥૧૫-૧૬॥

शोणवर्णानि पत्राणि परितस्तस्य चार्चकः ।
कुर्यादष्टाप्यष्टदिक्षु स्वर्णवर्णानि वा मुने ! ॥१७॥

હે મુને ! ત્યાર પછી પૂજક જને તે કમળની ચારે બાજુ આઠ દિશામાં આઠ પત્રોની રચના કરવી. તે આઠેય પત્રો ચોમેર રક્ત વર્ણવાળાં કે સુવર્ણના જેવા વર્ણવાળાં સુશોભિત કરવાં ॥૧૭॥

पूर्वे तु गोपुरं शोणं श्यामं कुर्याच्च दक्षिणम् ।
पीतवर्णं पश्चिमं च स्फटिकाभं तथोत्तरम् ॥१८॥

ત્યાર પછી પૂર્વ દિશામાં વર્તતા દ્વારને તો રક્તવર્ણવાળું કરવું, દક્ષિણ દિશામાં વર્તતા દ્વારને કૃષ્ણવર્ણવાળું કરવું, પશ્ચિમ દિશામાં વર્તતા દ્વારને પીળાવર્ણવાળું કરવું અને ઉત્તર દિશામાં વર્તતા દ્વારને તો સ્ફટિક મણિ જેવા ધોળા વર્ણવાળું કરવું ॥૧૮॥

अन्तराले च पुष्पाणि चित्राणि पुरपद्मयोः ।
कृत्वा मध्येऽथ श्रीकृष्णं तद्वामे राधिकां न्यसेत् ॥१९॥

તે પછી પુર અને પદ્મનો અંતરાળ જે પદ્મથકી બાહેરનો અને પુર થકી અંદરનો અવકાશ તેમાં વિવિધ વર્ણવાળાં પુષ્પો કરવાં. ત્યાર પછી કમળની અંદર વર્તતો જે કર્ણિકાનો ગર્ભભાગ તેમાં પૂર્વોક્ત લક્ષણવાળી શ્રીકૃષ્ણપ્રતિમાની સ્થાપના કરવી અને તેમના વામભાગમાં પૂર્વોક્ત લક્ષણવાળી રાધાપ્રતિમાની સ્થાપના કરવી ॥૧૯॥

राधाकृष्णस्यास्य ततः पृष्ठे सङ्कर्षणं न्यसेत् ।
चतुर्बाहुं धृतच्छत्रं गौराङ्गं नीलवाससम् ॥२०॥

સ્થાપેલા રાધાકૃષ્ણના પાછલા ભાગમાં પ્રતિમારૂપ સંકર્ષણ સ્થાપવા. કેવા? તો ચાર બાહુવાળા, ગૌર અંગવાળા, નીલ વસ્ત્રવાળા અને શ્રીકૃષ્ણ ઉપર છત્રને ધારી રહેલા કરવા ॥૨૦॥

दक्षे न्यसेद्भगवतः प्रद्युम्नं पीतवाससम् ।
चतुर्भुजं घनश्यामं धृत्वा चामरमास्थितम् ॥२१॥

ભગવાનના જમણા ભાગમાં પ્રતિમારૂપ પ્રદ્યુમ્ન સ્થાપવા. કેવા? તો ચાર ભુજવાળા, મેઘના વર્ણ જેવા શ્યામ, પીળાં વસ્ત્રને ધારી રહેલા અને હાથમાં ચામરને ધારી રહેલા કરવા ॥૨૧॥

वामेऽनिरुद्धं च हरेर्न्यसेदरुणवाससम् ।
इन्द्रनीलमणिश्यामं संस्थितं धृतचामरम् ॥२२॥

ભગવાનના ડાબા ભાગમાં પ્રતિમારૂપ અનિરુદ્ધ સ્થાપવા. કેવા? તો ઇન્દ્રનીલ મણિ જેવા શ્યામ વર્ણવાળા, રક્ત વસ્ત્રોને ધારી રહેલા અને હાથમાં ચામરને ધારી રહેલા કરવા ॥૨૨॥

त्रयोऽप्येते तु कर्तव्या नानालङ्कारशोभिताः ।
अनर्घ्यरत्नमुकुटास्तारुण्येन मनोहराः ॥२३॥

આ ત્રણેયનેપણ નાનાવિધ અલંકારોવડે સુશોભિત અને રત્નજડિત મુકુટને ધારી રહેલા અને તરુણ વયને લીધે સર્વેના મનને હરનારા કરવા ॥૨૩॥

ततोऽवतारांस्तु हरेः केसरेष्वष्टसु क्रमात् ।
एकैकस्मिन्न्यसेद् द्वौ द्वावष्टस्वेवं हि षोडश ॥२४॥

તે પછી ભગવાનના પ્રતિમારૂપ વામનાદિ અવતારોની કમળનાં આઠ કેસરોમાં પૂર્વાદિ દિશાના ક્રમથીજ સ્થાપના કરવી. તેમાં વિશેષ એટલો કે–એક એક કેસરમાં બે બે અવતારો સ્થાપવા. એમ સ્થાપતાં આઠ સ્થાનોમાં મળીને સોળની સ્થાપના થઈ રહે ॥૨૪॥

स्थापयेद्वामनं बुद्धं पूर्वस्मिन्केसरेऽग्रतः ।
घनश्यामावुभौ श्वेतौ करुणौ ब्रह्मचारिणौ ॥२५॥
सितांशुकौ करे दक्षे बिभ्रतौ फुल्लपङ्कजम् ।
अभयं वामहस्ते च शान्तौ यज्ञोपवीतिनौ ॥२६॥

તેમના સ્થાપનનો ક્રમ વીશ શ્લોકથી કહેછે—પૂર્વના કેસરમાં વામન તથા બુદ્ધ આ બે અવતારની સ્થાપના કરવી. કેવા? તો મેઘસમાન શ્યામ વર્ણવાળા, કરૂણાથી ભરપુર, વર્ણિવેષમાં વર્તતા, શ્વેત વસ્ત્રને ધારી રહેલા, ઉપવીતને ધારી રહેલા, શાંત મૂર્તિવાળા અને જમણા હાથમાં પ્રફુલ્લિત કમળને અને ડાબા હાથમાં અભયને ધારી રહેલા એવા કરવા ॥૨૫-૨૬॥

कल्किनं पर्शुरामं च वह्निकोणेऽथ विन्यसेत् ।
खड्गपाणिस्तत्र कल्की पर्शुपाणिस्तथापरः ॥२७॥
उभौ गौरौ च ताम्राक्षौ जटिलौ सितवाससौ ।
यज्ञोपवीतिनौ कार्यौ त्यक्तक्रोधमहारयौ ॥२८॥

અનંતર અગ્નિકોણમાં આવેલા કેસરમાં કલ્કી તથા પરશુરામ આ બે અવતારની સ્થાપના કરવી. કેવા? તો ગૌર અંગવાળા,

લાલ લોચનવાળા, મસ્તકે જટામંડળને ધારી રહેલા, શ્વેત વસ્ત્રને ધારી રહેલા, યજ્ઞોપવીતને ધારી રહેલા અને ક્રોધના મહાવેગે રહિત શાંત એવા કરવા. તેમાં કલ્કીના હાથમાં ખડ્ગ ધરાવવું અને પરશુરામના હાથમાં પરશી ધરાવવી ॥૨૭-૨૮॥

हयग्रीववराहौ च स्थापयेद्याम्यकेसरे ।
हयग्रीवो हयास्यः स्यान्नराङ्गश्च चतुर्भुजः ॥२९॥
शङ्खादिभृत्स्वर्णवर्णो धृतदिव्यसिताम्बरः ।
वराहस्तु वराहास्यो नराङ्गः स्याच्चतुर्भुजः ॥३०॥
शङ्खचक्रगदाब्जानि दधत्पीताम्बरं तथा ।
मधुपिङ्गलवर्णश्च कर्तव्यो द्विभुजोऽथवा ॥३१॥

તે પછી દક્ષિણ દિશામાં રહેલા કેસરમાં હયગ્રીવ તથા વરાહ આ બે અવતારની સ્થાપના કરવી. તેમાં હયગ્રીવ કેવા? તો અશ્વના જેવા મુખવાળા, મુખ થકી અન્ય ભાગમાં પુરૂષના જેવા આકારવાળા, ચાર ભુજાવાળા, સુવર્ણના જેવા વર્ણવાળા, શંખાદિ ચાર આયુધોને ચાર હાથમાં ધારી રહેલા અને દિવ્ય શ્વેત અંબરને ધારી રહેલા કરવા. વરાહ કેવા? તો વરાહના જેવા મુખવાળા, મુખ થકી બીજા ભાગમાં નરના જેવી આકૃતિવાળા, ચાર ભુજાવાળા, મહુડાના વૃક્ષનાં જે પુષ્પો તેના જેવા પીળા વર્ણવાળા, શંખ ચક્ર ગદા પદ્મ આ ચાર આયુધોને ચાર હાથમાં ધારી રહેલા અને પીતાંબરને ધારી રહેલા કરવા. અથવા દ્વિભુજ કરવા ॥૨૯-૩૧॥

मत्स्यकूर्मौ नैर्ऋते च स्थापयेत्केसरे ततः ।
कटेरधस्तदाकारावूर्ध्वं तौ तु नराकृती ॥३२॥
वामे शङ्खं गदां दक्षे पाणौ च दधतावुभौ ।
श्यामसुन्दरदेहौ च कर्तव्यौ धृतभूषणौ ॥३३॥

તે પછી નૈર્ઋત કોણમાં રહેલા કેસરમાં મત્સ્ય તથા કૂર્મ આ બે અવતારો સ્થાપવા. કેવા? તો કટિ થકી નીચેના ભાગમાં મત્સ્ય કૂર્મના જેવી આકૃતિવાળા, કટિ થકી ઉપલા ભાગમાં તો પુરૂષના જેવી આકૃતિવાળા, ડાબા હાથમાં શંખ અને જમણા હાથમાં ગદાને ધારી રહેલા, મેઘ જેવા શ્યામ સુંદર શરીરવાળા અને આભૂષણોને ધારી રહેલા કરવા ॥૩૨-૩૩॥

धन्वन्तरिं नृसिंहं च पश्चिमे केसरे न्यसेत् ।
धन्वन्तरिः शुक्लवासा गौराङ्गोऽमृतकुम्भधृत् ॥३४॥
सिंहवक्त्रो नृसिंहस्तु नृदेहः केसरान्वितः ।
नीलोत्पलाभो द्विभुजो गदाचक्रधरो भवेत् ॥३५॥

તે પછી પશ્ચિમ દિશામાં વર્તતા કેસરમાં ધન્વંતરી તથા નૃસિંહ આ બે અવતારો સ્થાપવા. તેમાં ધન્વંતરિ કેવા? તો શ્વેત વસ્ત્રને ધારી રહેલા, ગૌર અંગવાળા, હાથમાં અમૃતકળશને ધારી રહેલા કરવા. નૃસિંહ કેવા? તો સિંહના જેવા મુખવાળા, મુખ થકી બીજા ભાગમાં પુરૂષના જેવી આકૃતિવાળા, નીલ કમળ જેવા શ્યામ વર્ણવાળા, બે ભુજાવાળા, ગદા ચક્રને ધારી રહેલા અને સિંહના જેવી કેશવાળીને ધારી રહેલા કરવા ॥૩૪-૩૫॥

वायौ न्यसेदुभौ हंसदत्तात्रेयौ जटाधरौ ।
योगिवेषौ सितौ दण्डकमण्डलुकरौ तथा ॥३६॥

ત્યાર પછી વાયુ કોણમાં વર્તતા કેસરમાં હંસ તથા દત્તાત્રેય આ બે અવતારો સ્થાપવા. કેવા? તો મસ્તકે જટાને ધારી રહેલા, યોગિના જેવા વેષવાળા, શ્વેત શરીરવર્ણવાળા અને હાથમાં દંડ તથા કમંડળને ધારી રહેલા કરવા ॥૩૬॥

उत्तरे केसरे व्यासं न्यसेद्गणपतिं ततः ।
तत्र व्यासो विशालाक्षः कृष्णवर्णः सिताम्बरः ॥३७॥
द्विभुजो धृतवेदश्च सुपिशङ्गजटाधरः ।
सितयज्ञोपवीतश्च कर्तव्यः सपवित्रकः ॥३८॥
गजास्य एकदन्तश्च रक्तो गणपतिर्भवेत् ।
रक्ताम्बरधरश्चैव नागयज्ञोपवीतवान् ॥३९॥
तुन्दिलश्च चतुर्बाहुः पाशाङ्कुशवरान्दधत् ।
करेणैकेन च दधद्रम्यां पुस्तकलेखिनीम् ॥४०॥

તે પછી ઉત્તર દિશામાં આવેલા કેસરમાં વ્યાસ તથા ગણપતિ આ બે અવતારો સ્થાપવા. તેમાં વ્યાસ કેવા? તો વિશાળ લોચનવાળા, કૃષ્ણવર્ણવાળા, શ્વેત વસ્ત્રને ધારી રહેલા, બે ભુજવાળા, વેદને ધારી રહેલા, પીળી જટાને ધારી રહેલા, શ્વેત ઉપવીતને ધારી રહેલા અને દર્ભનિર્મિત પવિત્રાંને આંગળિઓમાં આભૂષણ તરીકે ધારી રહેલા કરવા. ગણપતિ કેવા? તો ગજના જેવા મુખવાળા, એક દાંતવાળા, રક્ત અંગવાળા, રક્ત વસ્ત્રને ધારી રહેલા, નાગને યજ્ઞોપવીતની પેઠે ધારી રહેલા, ઉન્નત ઉદરવાળા, ચાર ભુજાવાળા, ત્રણ હાથમાં પાશ અંકુશ અને વરદાન આ ત્રણને ધારી રહેલા અને એક હાથમાં પુસ્તક લખવાની રમણીય કલમને ધારી રહેલા કરવા ॥૩૭-૪૦॥

न्यसेत्केसर ईशाने कपिलं पूजकस्ततः ।
सनत्कुमारं च मुनिं नैष्ठिकब्रह्मचारिणम् ॥४१॥
शुक्लाङ्गः कपिलः कार्यो धृतचारुसिताम्बरः ।
दधत्कराभ्यामम्भोजमभयं शान्तविग्रहम् ॥४२॥
पञ्चवार्षिकबालाभो दिग्वस्त्रोऽल्पजटाधरः ।
सनत्कुमारश्च मुनिः कर्तव्यः पूजकेन तु ॥४३॥

ત્યાર પછી પૂજકે ઇશાન કોણમાં આવેલા કેસરમાં નૈષ્ઠિક બ્રહ્મચારીના જેવા વેષવાળા કપિલ તથા સનત્કુમાર મુનિઓ સ્થાપવા. તેમાં કપિલ મુનિ કેવા? તો શ્વેત શરીરવર્ણવાળા, સુંદર શ્વેત વસ્ત્રને ધારી રહેલા, હાથમાં કમળ તથા અભયને ધારી રહેલા અને ધ્યાનથી ઉપશમ સ્થિતિરૂપ દેહાકૃતિને ધારી રહેલા કરવા. સનત્કુમાર મુનિ કેવા? તો પાંચ વર્ષના બાળક જેવા, દિગંબર (નગ્ન) અને મસ્તકે નાની જટાવાળા કરવા ॥૪૧-૪૩॥

संस्थाप्य केसरेष्वित्थं देवताः पङ्कजस्य तु ।
न्यसेच्च दलमध्येषु पार्षदानर्चकोऽष्टसु ॥४४॥

આ પ્રકારે પૂજક પુરુષે કમળનાં આઠ કેસરોમાં તો યુગલભૂત અવતારરૂપ વરાહાદિ દેવોને સ્થાપીને, પછી કમળપત્રના આઠ મધ્ય ભાગોમાં વિશ્વક્સેન વિગેરે સોળ પાર્ષદોની સ્થાપના કરવી ॥૪૪॥

विष्वक्सेनं च गरुडं तत्रादौ पूर्वतो न्यसेत् ।
ततो दक्षक्रमेणैव प्रबलं च बलं न्यसेत् ॥४५॥
कुमुदं कुमुदाक्षं च सुनन्दं नन्दमेव च ।
श्रुतदेवं जयन्तं च विन्यसेद्विजयं जयम् ॥४६॥
ततः प्रचण्डं चण्डं च पुष्पदन्तं च सात्वतम् ।
द्वौ द्वावेवं क्रमेणैव स्थानेष्वष्टसु विन्यसेत् ॥४७॥

તેનો ક્રમ ચાર શ્લોકથી કહે છે—પાર્ષદોના સ્થાપનવિધિમાં પ્રથમજ પૂર્વ દિશામાં વર્તતા દળમધ્યભાગમાં વિશ્વક્સેન તથા ગરુડની સ્થાપના કરવી. તે પછી અગ્નિકોણને આરંભીને પ્રદક્ષિણ ક્રમથીજ પ્રબળ તથા બળની સ્થાપના કરવી. એટલે અગ્નિકોણમાં વર્તતા દળમધ્યભાગમાં પ્રબળ તથા બળ પાર્ષદની સ્થાપના કરવી. તેપછી દક્ષિણ દિશામાં આવેલા દળમધ્યભાગમાં કુમુદ તથા કુમુદાક્ષ પાર્ષદની સ્થાપના કરવી. તે પછી નૈર્ઋત કોણમાં આવેલા દળમધ્યભાગમાં સુનંદ તથા નંદ પાર્ષદની સ્થાપના કરવી. તે પછી

પશ્ચિમ દિશામાં રહેલા દળમધ્યભાગમાં શ્રુતદેવ તથા જયંત પાર્ષદની સ્થાપના કરવી. તે પછી વાયુકોણમાં વર્તતા દળમધ્યભાગમાં વિજય તથા જય પાર્ષદની સ્થાપના કરવી. ત્યાર પછી ઉત્તર દિશામાં વર્તતા દળમધ્યભાગમાં પ્રચંડ તથા ચંડ પાર્ષદની સ્થાપના કરવી. તે પછી ઇશાન કોણમાં આવેલા દળમધ્યભાગમાં પુષ્પદંત તથા સાત્વત પાર્ષદની સ્થાપના કરવી. આવા અનુક્રમથીજ આઠ દળમધ્યભાગોમાં બે બે પાર્ષદો સ્થાપવા ॥૪૫-૪૭॥

चतुर्भुजाः सर्वे एते शङ्खचक्रब्जगदाधराः ।
कार्याः किरीटिनः श्यामाः पीतवस्त्राः सुभूषणाः ॥४८॥

આ સમસ્ત પાર્ષદો કેવા? તો ચાર ભુજાવાળા, ચાર ભુજમાં શંખ ચક્ર કમળ ગદા આ ચાર આયુધોને ધારી રહેલા, મસ્તકે મુકુટને ધારી રહેલા, શ્યામ શરીરવર્ણવાળા, પીળાં વસ્ત્રને ધારી રહેલા અને સારાં આભૂષણોને ધારી રહેલા કરવા ॥૪૮॥

दलमध्यान्तरालेषु सिद्धीरष्टसु विन्यसेत् ।
नानामङ्गलवाद्यानां वादने निपुणाः क्रमात् ॥४९॥
अणिमा लघिमा प्राप्तिः प्राकाम्यं महिमा तथा ।
ईशिता वशिता चैवाष्टमी कामावसायिता ॥५०॥
एताः सुवर्णवर्णाभाः सर्वाभरणभूषिताः ।
वेणुवीणादिहस्ताश्च कर्तव्याश्चित्रवाससः ॥५१॥

ત્યાર પછી કમળના ત્રિજા ભાગમાં આવેલાં જે દળો તેના જે મધ્યભાગો તેના આઠ અંદરના (વચલા) અવકાશોમાં, એટલે દિશા તથા કોણભાગમાં રહેલાં પત્રો થકી બહારના અવકાશમાં પૂર્વાદિ દિશાના ક્રમથી અણિમાદિ અષ્ટસિદ્ધિઓની સ્થાપના કરવી. તે એવી રીતે કે-પૂર્વ દિશા અને અગ્નિકોણમાં રહેલા બે દળોના અંતર(વચલા) અવકાશમાં અણિમા સિદ્ધિ સ્થાપવી. અગ્નિકોણ અને દક્ષિણદિશામાં રહેલાં બે દળોના અવાંતર અવકાશમાં લઘિમા સિદ્ધિ સ્થાપવી.

દક્ષિણ દિશા અને નૈર્ઋત કોણમાં રહેલાં બે દળોના અવાંતર અવકાશમાં પ્રાપ્તિ સિદ્ધિ સ્થાપવી. નૈર્ઋત કોણ અને પશ્ચિમ દિશામાં આવેલાં બે દળોના અવાંતર અવકાશમાં પ્રાકામ્ય સિદ્ધિ સ્થાપવી. પશ્ચિમ દિશા અને વાયુકોણમાં આવેલાં જે બે દળો તેના અવાંતર અવકાશમાં મહિમા સિદ્ધિ સ્થાપવી. વાયુકોણ અને ઉત્તર દિશામાં વર્તતાં જે દળો તેના અંદર અવકાશમાં ઇશિતા સિદ્ધિ સ્થાપવી. ઉત્તર દિશા અને ઇશાન કોણમાં વર્તતાં જે બે દળો તેના અવાંતર અવકાશમાં વશિતા સિદ્ધિ સ્થાપવી. ઇશાન કોણ અને પૂર્વદિશામાં વર્તતાં જે બે દળો તેના અવાંતર અવકાશમાં કામાવસાયિતા સિદ્ધિ સ્થાપવી. આવા અનુક્રમથી આઠ સિદ્ધિઓ સ્થાપવી. આ સિદ્ધિઓ કેવી? તો નાનાવિધ માંગલિક વાજીંત્રોને વજાડવામાં બહુ નિપુણ, સુવર્ણના જેવા પીળા વર્ણવાળી, સમગ્ર આભરણોવડે અલંકૃત, વેણુ વીણા વિગેરે વાદ્યોને હાથમાં ધારી રહેલી અને વિચિત્ર વસ્ત્રોને ધારી રહેલી રમણીય કરવી ॥૪૯-૫૧॥

दलाग्रेष्वष्टसु ततो वेदाञ्छास्त्राणि च न्यसेत् ।
तत्र वेदान् न्यसेद्दिक्षु शास्त्राणि तु विदिक्षु सः ॥५२॥

ત્યાર પછી પૂજકે કમળના ત્રિજા ભાગમાં રહેલાં જે દળો તેના આઠ અગ્ર ભાગોમાં ચાર વેદો અને ચાર શાસ્ત્રોની સ્થાપના કરવી. તેમાં ચાર વેદોની ચાર દિશામાં સ્થાપના કરવી અને ચાર શાસ્ત્રોની તો ચાર વિદિશા ( કોણભાગ )માં સ્થાપના કરવી ॥૫૨॥

पूर्वे न्यसेत्तु ऋग्वेदमक्षमालाधरं सितम् ।
खर्वं लम्बोदरं सौम्यं पद्मनेत्रं सिताम्बरम् ॥५३॥

તેના સ્થાપનનો પ્રકારજ સવિવેચન નવ શ્લોકથી કહેછે–પૂર્વ દિશામાં વર્તતો જે કમળદળનો અગ્રભાગ તેમાં ઋગ્વેદની સ્થાપના કરવી. કેવો વેદ? તો અક્ષમાળાને ધારી રહેલો, શ્વેત વર્ણવાળો, વામનદેહવાળો, લાંબા મોટા ઉદરવાળો, શાંતમૂર્તિ,

કમળ જેવાં નેત્રવાળો અને શ્વેત વસ્ત્રને ધારી રહેલો કરવો. (અક્ષશબ્દથી તુલસીમણિગણો અને કમલમણિગણો ગ્રહણ કરવા, તેનાથી બનાવેલી માળા તે અક્ષમાળા જાણવી. "ये कण्ठ-लग्नतुलसीनलीनाक्षमाला" એમ પદ્મપુરાણમાં કહ્યું છે) ॥૫૩॥

याम्ये न्यसेद्यजुर्वेदं मध्यमाङ्गं कृशोदरम् ।
पिङ्गाक्षं स्थूलकण्ठं च पीतं चारुणवाससम् ॥५४॥
अक्षस्रजं करे वामे दक्षे वज्रं च बिभ्रतम् ।
पश्चिमे सामवेदं च प्रांशुमादित्यवर्चसम् ॥५५॥
दक्षेऽक्षमालां वामे च धृतवन्तं करे दरम् ।
स्वर्णवस्त्रं विशालाक्षं विन्यसेद्गायनोद्यतम् ॥५६॥

ત્યાર પછી દક્ષિણ દિશામાં આવેલા દલાગ્રભાગમાં યજુર્વેદની સ્થાપના કરવી. કેવો તે વેદ? તો મધ્યમ (બહુ મોટું નહિ તેમ બહુ નાનું નહિ એવા) શોભિત અંગવાળો, કૃશ ઉદરવાળો, પીળા નેત્રવાળો, સ્થૂળ (જાડા) કંઠવાળો, પીળા શરીરત્વચાવાળો, રાતાં વસ્ત્રોને ધારી રહેલો, ડાબા હાથમાં અક્ષમાળા (તુલસીમાળા કે કમળમાળા)ને ધારી રહેલો અને જમણા હાથમાં વજ્રને ધારી રહેલો કરવો. તે પછી પશ્ચિમ દિશામાં રહેલા દળાગ્રભાગમાં સામવેદની સ્થાપના કરવી. કેવો તે વેદ? તો ઉન્નત શરીરવાળો, સૂર્યના જેવી કાંતિવાળો, જમણા હાથમાં અક્ષમાળા (કે તુલસીમાળા)ને ધારી રહેલો, ડાબા હાથમાં શંખને ધારી રહેલો, સુવર્ણના જેવાં પીળાં વસ્ત્રોને ધારી રહેલો, વિશાળ નેત્રવાળો અને ભગવાનના ગુણોનું ગાન કરવામાં ઉદ્યમી કરવો ॥૫૪-૫૬॥

अथर्वाणं न्यसेत्सौम्ये सिताङ्गं नीलवाससम् ।
वामेऽक्षसूत्रं दक्षे च खट्वाङ्गं बिभ्रतं करे ।
वदन्योजसं च ताम्राक्षं वयसा स्थविरं तथा ॥५७॥

ત્યાર પછી ઉત્તર દિશામાં વર્તતા દળાગ્રભાગમાં અથર્વ વેદની સ્થાપના કરવી. કેવો તે વેદ? તો શ્વેત શરીરવાળો, નીલ વસ્ત્રોને ધારી રહેલો, ડાબા હાથમાં અક્ષસૂત્ર (તુલસીમાળા કે કમળમાળા) ને અને જમણા હાથમાં ખટ્વાંગ (ખાટલાનું એક અંગ ઇસ ઉપળું)ને ધારી રહેલો, અગ્નિ જેવો તેજસ્વી, રક્ત નેત્રવાળો અને અવસ્થાએ વૃદ્ધ કરવો ॥૫૭॥

अग्निकोणे धर्मशास्त्रं न्यसेच्च कमलासनम् ।
श्वेतं च बिभ्रतं दोर्भ्यां मुक्तामालां तथा तुलाम् ॥५८॥

તે પછી અગ્નિકોણમાં વર્તતા દળના અગ્રભાગમાં ધર્મશાસ્ત્રની સ્થાપના કરવી. કેવું તે શાસ્ત્ર? તો શ્વેત શરીરવર્ણવાળું, કમળાસન ઉપર વિરાજમાન અને બે હાથમાં મોતીની માળા અને તુલા (ત્રાજવું)ને ધારી રહેલુ કરવું ॥૫૮॥

दीर्घकेशनखं सांख्यं नैर्ऋते तुन्दिलं न्यसेत् ।
जपमालां च दण्डं च कराभ्यां बिभ्रतं सितम् ॥५९॥

ત્યાર પછી નૈઋત કોણમાં વર્તતા દળાગ્રભાગમાં સાંખ્ય શાસ્ત્રની સ્થાપના કરવી. કેવું તે શાસ્ત્ર? તો લાંબા કેશ નખવાળું, મોટા ઉંચા પેટવાળું, શ્વેત વર્ણવાળું, બે હાથમાં જપમાળા તથા દંડને ધારી રહેલું એવું કરવું ॥૫૯॥

न्यसेद्वायौ ततो योगं स्वर्णवर्णं कृशोदरम् ।
ऊरुन्यस्तकरद्वन्द्वं स्वनासाग्रकृतेक्षणम् ॥६०॥

ત્યાર પછી વાયુકોણમાં વર્તતા દળાગ્રભાગમાં યોગશાસ્ત્રની સ્થાપના કરવી. કેવું તે શાસ્ત્ર? તો સુવર્ણના જેવા વર્ણવાળું, કૃશ ઉદરવાળું, સાથળ ઉપર બન્ને હાથને ધારી રહેલું અને પોતાની નાસિકાના અગ્રભાગ ઉપર નેત્રવૃત્તિને ધારી રહેલું કરવું ॥૬૦॥

पञ्चरात्रं तथेशाने धवलं वनमालि च ।
न्यसेत्कराभ्यां दधतमक्षमालां च लाङ्गलम् ॥६१॥

ત્યાર પછી ઇશાન કોણમાં વર્તતા દલાગ્રભાગમાં પંચરાત્ર શાસ્ત્રની સ્થાપના કરવી. કેવું તે શાસ્ત્ર? તો શ્વેતવર્ણવાળું, વનમાળાને ધારી રહેલું, હાથમાં અક્ષમાળા (તુલસીમાળા કે કમળમાળા)ને તથા હળને ધારી રહેલું કરવું ॥૬૧॥

एषां चतुर्णां वासांसि श्वेतसूक्ष्मघनानि च ।
कर्तव्यानि तथाक्षीणि पद्मपत्रायतानि च ॥६२॥

આ ચારેય શાસ્ત્રોનાં વસ્ત્રો, શ્વેત સૂક્ષ્મ અને ઘાટાં કરવાં તથા નેત્રો, કમળપત્ર જેવાં દીર્ઘ કરવાં ॥૬૨॥

अग्राणामन्तरालेषु महर्षींश्च सयोषितः ।
विन्यसेत्पठतो वेदान्पूर्वाग्नेयाद्यनुक्रमात् ॥६३॥

ત્યાર પછી કમળના ત્રિજા ભાગમાં રહેલાં જે પત્રો તેના જે અગ્રભાગો તેના જે અવકાશો તેમાં પૂર્વદિશા અને અગ્નિકોણ ઇત્યાદિ અનુક્રમથી વેદોનો પાઠ કરતા અને પોતપોતાની પત્નીઓએ સહિત એવા આઠ મહર્ષિઓની સ્થાપના કરવી ॥૬૩॥

मरीचिं कलया युक्तमत्रिं चाप्यनसूयया ।
श्रद्धयाङ्गिरसं साकं पुलस्त्यं च हविर्भुवा ॥६४॥
गत्या युक्तं च पुलहं क्रियया च सह क्रतुम् ।
ख्यात्या भृगुमरुन्धत्या वसिष्ठं सह विन्यसेत् ॥६५॥
द्विभुजाः सर्व एवैते जटाश्मश्रुधराः कृशाः ।
कार्यास्तपस्विनो दण्डान्दधतश्च कमण्डलून् ॥६६॥

તેમના સ્થાપનનો પ્રકાર વિવેચન કરી કહે છે-પૂર્વદિશા અને અગ્નિકોણમાં રહેલા કમળપત્રના જે બે અગ્રભાગો તેનો જે અવાંતર અવકાશ તેમાં કળા નામની પત્નીએ સહિત મરીચિ ઋષિની સ્થાપના કરવી. તે પછી અગ્નિકોણ અને દક્ષિણ દિશામાં વર્તતા પત્રના જે બે અગ્રભાગો તેના અવાંતર અવકાશમાં અનસૂયા

પત્નીની સાથે અત્રિ ઋષિની સ્થાપના કરવી. તે પછી દક્ષિણ દિશા અને નૈર્ઋત કોણમાં આવેલા પત્રના જે બે અગ્રભાગો તેના અવાંતર અવકાશમાં શ્રદ્ધા પત્નીની સાથે અંગિરા ઋષિની સ્થાપના કરવી. તે પછી નૈર્ઋત કોણ અને પશ્ચિમ દિશામાં રહેલા પત્રના જે બે અગ્રભાગો તેના અવાંતર અવકાશમાં હવિર્ભૂ નામની ભાર્યાએ સહિત પુલસ્ત્ય ઋષિની સ્થાપના કરવી. તે પછી પશ્ચિમ દિશા અને વાયુ કોણમાં આવેલા પત્રના જે બે અગ્રભાગો તેના અવાંતર અવકાશમાં ગતિ નામની ભાર્યા સાથે પુલહ ઋષિની સ્થાપના કરવી. તે પછી વાયુકોણ અને ઉત્તર દિશામાં આવેલા પત્રના જે બે અગ્રભાગો તેના અવાંતર અવકાશમાં ક્રિયા નામની પત્નીની સાથે ક્રતુ ઋષિની સ્થાપના કરવી. તે પછી ઉત્તર દિશા અને ઈશાન કોણમાં આવેલા પત્રના જે બે અગ્રભાગો તેના અવાંતર (વચલા) અવકાશમાં ખ્યાતિ નામની ભાર્યા સાથે ભૃગુ ઋષિની સ્થાપના કરવી. તે પછી ઇશાનકોણ અને પૂર્વ દિશામાં આવેલા પત્રના જે બે અગ્રભાગો તેના અવાંતર અવકાશમાં અરૂંધતી પત્ની સાથે વસિષ્ઠ ઋષિની સ્થાપના કરવી. આ સર્વે મહર્ષિઓ કેવા ? તો બે ભુજાવાળા, કૃશ શરીરવાળા, તપસ્વિના જેવા વેષવાળા, મસ્તકે જટા અને મુખભાગમાં દાઢી મુંછને ધારી રહેલા અને દંડ તથા કમંડળને ધારી રહેલા કરવા ॥૬૪-૬૬॥

पश्चाद्बहिर्न्यसेच्चाष्टौ दिशासु विदिशासु च ।
दिक्पालानिन्द्रप्रमुखान् सहयानान् यथादिशम् ॥६७॥

ત્યાર પછી ચાર દિશાઓમાં અને ચાર વિદિશાઓમાં (ખુણામાં) પોતપોતાનાં વાહનોમાં બેઠેલા ઇન્દ્રાદિ આઠ દિક્પાળોની પોતપોતાની દિશાને નહિ ઉલ્લંઘન કરીને, કમળ થકી બહાર એટલે દળના અગ્રભાગના ઉપરિતન પ્રદેશમાં સ્થાપના કરવી ॥૬૭॥

प्राच्यामैरावतारूढं न्यसेदिन्द्रं चतुर्भुजम् ।
वज्राङ्कुशाम्बुजवरान् दधतं स्वर्णसन्निभम् ॥६८॥

कौसुम्भरम्यवसनं नानालङ्कारशोभितम् ।
शोणापाङ्गं विशालाक्षं सर्वलक्षणलक्षितम् ॥६९॥

તેમના સ્થાપનનો પ્રકાર વિવેચન કરીને ૧૯ શ્લોકથી કહે છે—પૂર્વ દિશામાં આવેલા જે દળાગ્રભાગો તેના ઉપરિતન બાહ્ય પ્રદેશમાં ઈન્દ્રની સ્થાપના કરવી. કેવો ઈન્દ્ર ? તો ઐરાવત હાથી ઉપર બેઠેલો, ચાર ભુજાવાળો, ચાર ભુજમાં વજ્ર અંકુશ કમળ અને વરને ધારી રહેલો, સુવર્ણના જેવા શરીરવર્ણવાળો, રમણીય કસુંબલ વસ્ત્રને ધારી રહેલો, નાનાવિધ અલંકારોવડે સુશોભિત, રક્ત અપાંગ (નેત્રના પ્રાંત ભાગો)વાળો, વિશાળ નેત્રવાળો અને સર્વ લક્ષણોએ સંપન્ન એવો કરવો ॥૬૮-૬૯॥

अग्निकोणे न्यसेदग्निं ताम्रवर्णं चतुर्भुजम् ।
दधानं पाणिभिश्चैव शूलं शक्तिं स्रुचं स्रुवम् ॥७०॥
चतुःशुके हैमरथे निषण्णं वायुसारथिम् ।
त्रिनेत्रं धूम्रवसनं पिङ्गश्मश्रुजटेक्षणम् ॥७१॥

ત્યારપછી અગ્નિકોણમાં વર્તતા દલાગ્રભાગોના ઉપરિતન બાહ્ય પ્રદેશમાં અગ્નિદેવની સ્થાપના કરવી. કેવો અગ્નિ ? તો તાંબાના જેવા શરીર વર્ણવાળો, ચાર ભુજાવાળો, ચાર હાથમાં ત્રિશૂળ શક્તિ સ્રુચ્ અને સ્રુવ (ઘીસિંચન કરવાનું મોટું નાનું સાધન)ને ધારી રહેલો, ચાર પોપટ જેને જોડેલા છે એવા સુવર્ણમય રથમાં બેઠેલો, વાયુ જેનો સારથિ છે, ત્રણ નેત્રવાળો, ધૂમ્રવર્ણ જેવાં વસ્ત્રોને ધારી રહેલો અને જેની જટા દાઢી મુંછ નેત્ર પીળાં છે એવો કરવો ॥૭૦-૭૧॥

यमं न्यसेद्दक्षिणतः श्यामं चामीकराम्बरम् ।
चतुर्भुजं दण्डखङ्गपरशुपाशधारिणम् ।
उन्मत्तमहिषारूढं नानाभूषणभूषितम् ॥७२॥

તે પછી દક્ષિણ દિશામાં વર્તતા દલાગ્રભાગોના ઉપરિતન બાહ્ય પ્રદેશમાં યમદેવની સ્થાપના કરવી. કેવો યમ? તો શ્યામ શરીર-વર્ણવાળો, સુવર્ણના જેવાં પીળાં વસ્ત્રોને ધારી રહેલો, ચાર ભુજવાળો, ચાર હાથમાં દંડ ખડ્ગ પરશુ અને પાશને ધારી રહેલો, મદોન્મત્ત પાડા ઉપર બેઠેલો અને નાનાવિધ વિભૂષણોવડે વિભૂષિત કરવો ॥૭૨॥

ऊर्ध्वकेशं विरूपाक्षं नैर्ऋतं नैर्ऋते न्यसेत् ।
खड्गं पाशं च दधतं द्विभुजं नरवाहनम् ॥७३॥
हरित्श्मश्रुं धूम्रवर्णं परिवीतासिताम्बरम् ।
हाटकानेकभूषाढ्यमवैष्णवभयङ्करम् ॥७४॥

ત્યારપછી નૈર્ઋત કોણમાં વર્તતા દલાગ્રભાગોના ઉપરિતન બાહ્ય પ્રદેશમાં નૈર્ઋત દેવની સ્થાપના કરવી. કેવો તે નૈર્ઋત? તો ઊર્ધ્વ કેશવાળો, કુરૂપ હોવાથી ભયંકર નેત્રવાળો, બે ભુજવાળો, હાથમાં ખડ્ગ તથા પાશને ધારી રહેલો, નરવાહન-શિબિકામાં બેઠેલો, નીલ દાઢી મુંછના કેશવાળો, ધૂમસદૃશ શરીરવર્ણવાળો, શ્યામ વસ્ત્રોને ધારી રહેલો, સુવર્ણમય અનેક આભરણોને ધારી રહેલો અને ભગવદ્વિમુખ જનોને ભય કરનારો (પણ ભગવદ્ભક્તોને નહિ) એવો કરવો ॥૭૩-૭૪॥

ततः प्रतीच्यां वरुणमिन्द्रनीलमणिप्रभम् ।
श्वेताम्बरं चतुर्बाहुं मुक्ताहारविभूषितम् ॥७५॥
सप्तहंसरथारूढं दोर्भ्यां पाशं च बिभ्रतम् ।
अन्याभ्यां रत्नपात्रं च शङ्खं च दधतं न्यसेत् ॥७६॥

તદનંતર પશ્ચિમ દિશામાં આવેલા દલાગ્રભાગોના ઉપરિતન બાહ્ય પ્રદેશમાં વરુણદેવની સ્થાપના કરવી. કેવો વરુણ? તો ઇન્દ્રનીલ મણિ જેવી શ્યામ શરીરકાંતિવાળો, ચાર બાહુવાળો, શ્વેત વસ્ત્રોને ધારી રહેલો, મોતીના હારોવડે વિભૂષિત, જેમાં સાત

હંસો જોડ્યા છે એવા રથમાં બેઠેલો અને બે હાથમાં પાશ અને બીજા બે હાથમાં રત્નપાત્ર તથા શંખને ધારી રહેલો કરવો ૭૫-૭૬

वायौ वायुं हरिद्वर्णं द्विभुजं कृष्णवाससम् ।
पृषत्स्थं मुक्तकेशं च व्यात्तास्यं ध्वजिनं न्यसेत् ॥७७॥

અનંતર વાયુકોણમાં રહેલા દલાગ્રભાગોના ઉપરિતન બાહ્ય પ્રદેશમાં વાયુદેવની સ્થાપના કરવી. કેવો વાયુ ? તો બે બાહુવાળો, લીલા શરીરવર્ણવાળો, કાળાં વસ્ત્રોને ધારી રહેલો, મૃગની ઉપર બેઠેલો, મસ્તકે છુટા કેશવાળો, પહોળા ફાડેલા મુખવાળો અને હસ્તમાં ધ્વજને ધારી રહેલો કરવો ॥૭૭॥

सौम्ये न्यसेत्कुबेरं च स्वर्णवर्णं चतुर्भुजम् ।
गदाशक्तित्रिशूलानि रत्नपात्रं च बिभ्रतम् ॥७८॥
नीलाम्बरं श्मश्रुलं च शिबिकायां समास्थितम् ।
पिशङ्गवामनयनं नैकभूषं च वर्मिणम् ॥७९॥

ત્યાર પછી ઉત્તર દિશામાં વર્તતા દલાગ્રભાગોના ઉપરિતન બાહ્ય પ્રદેશમાં કુબેરદેવની સ્થાપના કરવી. કેવો કુબેર ? તો સુવર્ણના જેવા શરીર વર્ણવાળો, ચાર ભુજાવાળો, ચાર ભુજામાં ગદા શક્તિ ત્રિશૂલ અને રત્નપાત્ર આ ચારને ધારી રહેલો, નીલ વસ્ત્રોને ધારી રહેલો, દાઢીમુંછવાળો, શિબિકામાં બેઠેલો, પીળા ડાબા નેત્રવાળો, અનેક આભૂષણોને ધારી રહેલો અને બકતરને ધારી રહેલો કરવો ॥૭૮-૭૯॥

ईशानेऽथ महारुद्रमर्धनारीश्वरं न्यसेत् ।
वामार्धे पार्वती कार्या दक्षार्धे तत्र शङ्करः ॥८०॥
ईश्वरार्धे जटाजूटं कर्तव्यं चन्द्रभूषितम् ।
उमार्धे तिलकं कार्यं सीमन्तमलिके तथा ॥८१॥

અનંતર ઇશાન કોણમાં વર્તતા દલાગ્રભાગોના ઉપરિત બાહ્ય પ્રદેશમાં પ્રતિમારૂપ મહાદેવની સ્થાપના કરવી. કેવા મહાદેવ ?

તો જેમાં અડધું અંગ નારીનું અને અડધું અંગ નર-ઈશ્વરનું હોવાથી જે અર્ધનારીશ્વર નામથી વિખ્યાતિને પામેલા છે. તે અર્ધનારીશ્વર રૂપમાં જે ડાબો અર્ધો ભાગ તેમાં પાર્વતી કરવાં અને જે જમણો અર્ધો ભાગ તેમાં શંકર કરવા. તે શંકરના અર્ધા ભાગમાં ચંદ્રમાવડે શોભાયમાન જટાજુટ કરવો. ઉમાનો જે અર્ધો ભાગ તેના લલાટમાં તિલક-કુંકુમનો ચાંદલો કરવો. તથા સીમંત-કેશપાશ કરવો ॥૮૦-૮૧॥

भस्मनोद्धूलितं चार्धमर्धं कुङ्कुमभूषितम् ।
नागोपवीतं चाप्यर्धमर्धं हारविभूषितम् ॥८२॥
वामार्धे च स्तनः पीनः कर्तव्यः कञ्चुकीवृतः ।
कट्यां च रशना हैमी पादे काञ्चननूपुरम् ॥८३॥
कौसुम्भं वसनं चैव करौ कङ्कणभूषितौ ।
त्रिशूलमक्षसूत्रं च दधतौ रत्नमुद्रिकौ ॥८४॥

વળી શંકરના અર્ધા ભાગમાં ભસ્મથી લેપન કરવું અને તેમાં સર્પનું ઉપવીત કરવું. પાર્વતીનો અર્ધો ભાગ કુંકુમથી તથા સુવર્ણાદિકના હારોવડે વિભૂષિત કરવો. વળી ડાબા (પાર્વતીના) અર્ધા ભાગમાં કાંચળીથી ઢાંકેલો પુષ્ટ સ્તન કરવો અને કટિ ભાગમાં સુવર્ણમય મેખલા કરવી અને પાદમાં સુવર્ણમય નૂપુર કરવાં અને કસુંબલ વસ્ત્ર પહેરાવવું. બન્ને હાથ કંકણવડે આભૂષિત કરવા. રત્નજડિત વીંટીઓવાળા તે હાથને ત્રિશૂલ અને રૂદ્રાક્ષમાળાને ધારી રહેલા કરવા ॥૮૨-૮૪॥

दक्षार्धे रशना सार्पी कार्या वस्त्रं गजाजिनम् ।
करौ च नागवलयौ दर्पणोत्पलधारिणौ ॥८५॥
एवंविधं महादेवं न्यसेद्वृषभवाहनम् ।
इत्थमष्टदिगीशानां कुर्यात्स्थापनमर्चकः ॥८६॥

જમણા શંકર ભાગમાં સર્પની કટિમેખલા કરવી, હાથીના ચર્મનું વસ્ત્ર કરવું અને હાથને સર્પનાં કડાં ધારી રહેલા અને દર્પણ તથા કમળને ધારી રહેલા કરવા. આ રીતે પરસ્પર ગાઢ અનુરાગ પ્રદર્શાવા માટે અર્ધનારીશ્વરરૂપને ધારી રહેલા વૃષભવાહન મહાદેવની સ્થાપના કરવી. આ પ્રકારે પૂજક જને આઠ દિક્પાલોનું સ્થાપન કરવું ॥૮૫–૮૬॥

पुराद्बहिस्ततश्चाष्टौ स्थापयेदर्चको ग्रहान् ।
स्वस्वदिक्षु स्थितान्स्वस्वान्यारूढान्स्यन्दनानि च ॥८७॥

ત્યારપછી પૂજક જને પોતપોતાની દિશામાં રહેલા અને પોતપોતાના રથમાં બેઠેલા એવા આઠ સૂર્યાદિ ગ્રહોની પુરથકી બહારના ભાગમાં સ્થાપના કરવી ॥૮૭॥

प्राच्यां दिशि न्यसेत्तत्र भास्करं पीतवाससम् ।
सिन्दूरवर्णं द्विभुजं पद्महस्तं रथे स्थितम् ॥८८॥
एकं चक्रं द्वादशारं रथस्यास्यातितेजसः ।
सप्ताश्वाश्च हरिद्वर्णा वामे सन्ति नियोजिताः ॥८९॥

તેના સ્થાપનનો ક્રમ વિવેચન કરીને સાડા બાર શ્લોકથી કહે છે—તેમાં સૂર્યગ્રહની પુરથકી બહાર પૂર્વ દિશામાં સ્થાપના કરવી. કેવો સૂર્ય? તો પીળાં વસ્ત્રોને ધારી રહેલો, સિંદૂરના જેવો વર્ણ જેનો છે, બે ભુજાવાળો, હાથમાં કમળને ધારી રહેલો અને રથમાં બેઠેલો કરવો. અતિ તેજસ્વી આ સૂર્યના રથને એક ચક્ર બાર આરાવાળુ કરવું અને તેવા રથના ડાબા ભાગમાં નીલ વર્ણના સાત ઘોડાઓ જોડેલા છે. આવી સૂર્યપ્રતિમા પૂર્વ દિશામાં સ્થાપવી ॥૮૮–૮૯॥

अग्निकोणे ततः स्थाप्यो भृगुः श्वेतः सिताम्बरः ।
दण्डं कमण्डलुं बिभ्रद्द्विबाहुः सौम्यदर्शनः ।
चित्रवर्णाश्वदशके स्थितो हेममये रथे ॥९०॥

ત્યાર પછી પુર થકી બહાર અગ્નિ કોણમાં શુક્રગ્રહની સ્થાપના કરવી. કેવો શુક્ર? તો શ્વેત વર્ણવાળો, શ્વેત વસ્ત્રને ધારી રહેલો, બે બાહુવાળો, દંડ કમંડળને ધારી રહેલો, સૌમ્ય દર્શન જેનું છે અને કર્બૂર વર્ણના દશ ઘોડાઓ જેમાં જોડ્યા છે એવા સુવર્ણમય રથમાં બેઠેલો કરવો ॥૯૦॥

दक्षिणे च न्यसेद्भौमं रक्तं रक्ताम्बरं तथा ।
चतुर्भुजं गदाशक्तित्रिशूलवरधारिणम् ।
तस्य हैमं रथं कुर्यादरुणाष्टहयान्वितम् ॥९१॥

અનંતર પુરથકી બહાર દક્ષિણ દિશામાં મંગળ ગ્રહની સ્થાપના કરવી. કેવો મંગળ? તો રક્ત વર્ણવાળો, રક્તવર્ણનાં વસ્ત્રોને ધારી રહેલો, ચાર ભુજાવાળો, ગદા શક્તિ ત્રિશૂળ અને વરને ધારી રહેલો અને રક્ત વર્ણના આઠ ઘોડાઓ જેમાં જોડ્યા છે એવા સુવર્ણમય રથમાં બેઠેલો કરવો ॥૯૧॥

राहुश्च नैर्ऋते कोणे नीलवासाश्चतुर्भुजः ।
करालास्यस्तमोरूपश्चर्मासिशक्तिशूलधृत् ।
भृङ्गवर्णाष्टतुरगे स्थितः कार्यस्त्वयोरथे ॥९२॥

ત્યાર પછી પુરથકી બહાર નૈર્ઋત કોણમાં રાહુગ્રહની સ્થાપના કરવી. કેવો રાહુ? તો નીલ વસ્ત્રોને ધારી રહેલો, ચાર ભુજાવાળો, ભયંકર મુખવાળો, અંધકાર જેવા રૂપવાળો, ઢાલ તરવાર શક્તિ અને ત્રિશૂળને હાથમાં ધારી રહેલો અને ભમરા જેવા કાળા વર્ણવાળા આઠ ઘોડા જેને જોડ્યા છે એવા લોહમય રથમાં બેઠેલો એવો કરવો ॥૯૨॥

सौरिश्च पश्चिमे स्थाप्य इन्द्रनीलसमद्युतिः ।
धन्वी त्रिशूली द्विभुजो मन्दाक्षश्चासिताम्बरः ।
शबलाष्टाश्वसंयुक्ते स्थितः कार्ष्णायसे रथे ॥९३॥

ત્યાર પછી પુરથકી બહાર પશ્ચિમ દિશામાં શનૈશ્ચર ગ્રહની

સ્થાપના કરવી. કેવો શનૈશ્વર ? તો ઇન્દ્રનીલ મણિના જેવી શ્યામ કાંતિવાળો, બે બાહુવાળો, ધનુષ અને ત્રિશૂળને ધારી રહેલો મંદ-કિંચિત્ સંકુચિત નેત્રવાળો, શ્યામવર્ણનાં વસ્ત્રોને ધારી રહેલો અને કાબરચિત્રા આઠ ઘોડાઓ જેને જોડ્યા છે એવા કાળા લોઢાના રથ ઉપર બેઠેલો એવો કરવો ॥૯૩॥

वायुकोणे ततश्चन्द्रं स्थापयेच्च सिताम्बरम् ।
श्वेतवर्णं गदाहस्तं द्विभुजं च रथे स्थितम् ॥९४॥
शतारचक्रत्रितये स्यन्दने तस्य चाम्मये ।
कुन्दाभाः सन्त्युभयतो योजितास्तुरगा दश ॥९५॥

અનંતર પુરથકી બહાર વાયુકોણમાં ચંદ્રગ્રહની સ્થાપના કરવી. કેવો ચંદ્ર ? તો શ્વેત અંબર ધારી રહેલો, શ્વેત શરીર વર્ણવાળો, બે બાહુવાળો, હાથમાં ગદાને ધારી રહેલો અને રથમાં બેઠેલો કરવો. રથ કેવો ? તો સો આરાઓ જેમાં નાંખ્યા છે એવાં ત્રણ ચક્રો જેમાં છે અને જેના બન્ને બાજુમાં મોગરાના પુષ્પ જેવા શરીરવર્ણવાળા દશ ઘોડાઓ જોડ્યા છે અને જે સ્વયં જળમય છે. આવા રથમાં બેઠેલો ચંદ્રમા કરવો ॥૯૪-૯૫॥

उत्तरे द्विभुजः सौम्यो वराभयकरोऽरुणः ।
हरिद्वासाष्टपिङ्गाश्वे कार्यो हैमरथे स्थितः ॥९६॥

તદનંતર પુરથકી ઉત્તરદિશામાં ચંદ્રપુત્ર બુધ ગ્રહની સ્થાપના કરવી. કેવો બુધ ? તો બે ભુજવાળો, જેના હાથમાં વર તથા અભય છે, રક્ત શરીરવર્ણવાળો, લીલાં વસ્ત્રોને ધારી રહેલો અને આઠ પીળા ઘોડા જેને જોડ્યા છે એવા કાંચનમય રથમાં બેઠેલો કરવો ॥૯૬॥

ईशाने च गुरुः स्थाप्यो हेमवर्णः सिताम्बरः ।
द्विभुजः पद्मनयनो धृतदण्डकमण्डलुः ।
पाण्डुराष्टहये हैमे निषण्णः स्यन्दनोत्तमे ॥९७॥

ત્યારપછી પુરથકી બહાર વર્તતા ઈશાન કોણમાં ગુરુ-બૃહસ્પતિની સ્થાપના કરવી. કેવો ગુરુ ? તો સુવર્ણ જેવી શરીરકાંતિવાળો, શ્વેત અંબરને ધારી રહેલો, બે ભુજવાળો, કમળ જેવાં નેત્રવાળો, દંડ તથા કમંડળને ધારી રહેલો અને પાંડુર ( ધોળો પીળો મિશ્રિત રંગ ) વર્ણવાળા આઠ અશ્વો જેને જોડ્યા છે એવા કાંચનમય ઉત્તમ રથમાં બેઠેલો કરવો ॥૯૭॥

अङ्गदेवान्भगवतः स्थापयेदित्थमर्चकः ।
कर्णिकादिपुरान्तान्तस्थानेषु क्रमशोऽखिलान् ॥९८॥

પૂજક પુરૂષે આ પ્રકારે કર્ણિકા આદિ જેમાં છે અને પુરના બાહ્ય પ્રદેશો અંતે જેમાં છે એવાં ઉક્ત સ્થાનોમાં ઉક્ત અનુક્રમથી ભગવાન્ શ્રીરાધાકૃષ્ણના સમગ્ર સંકર્ષણાદિ અંગદેવોની સ્થાપના કરવી ॥૯૮॥

वासुदेवाङ्गदेवानां न्यसेन्मूर्तीस्तु वैभवीः ।
पूगीफलानीतरस्तु न्यसेत्पुष्पाक्षतादि वा ॥९९॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
क्रियायोगे पूजामण्डलरचनाविधिनिरूपणनामा
सप्तविंशोऽध्यायः ॥२७॥

ધનાઢ્ય પુરૂષ, વાસુદેવના અંગભૂત દેવોની યથાશક્તિ સોનું રૂપુ તાંબુ આદિકથી બનાવેલી મૂર્તિઓને સ્થાપે. બીજો નિર્ધન નરતો અંગદેવોની પ્રતિમાને સ્થાને સોપારીને સ્થાપે અથવા પુષ્પ અક્ષત આદિકને સ્થાપે. એટલે સોપારી આદિકની પ્રતિમા કલ્પીને તેનું પૂજન કરે ॥૯૯॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે
ક્રિયાયોગે પૂજામંડળરચનાવિધિનિરૂપણનામા
સપ્તવિંશોઽધ્યાયઃ ॥૨૭॥

## श्रीनारायण उवाच–

**आचम्य प्राणानायम्य ततोऽसौ स्वस्थमानसः ।**
**नमस्कृत्येष्टदेवादीन्देशकालौ च कीर्तयेत् ॥१॥**

[1]અધ્યાય ૨૮ મો.

શ્રીનારાયણ કહે છે—હે નારદ ! પૂર્વોક્ત પ્રકારે દેવતાઓનું સ્થાપન કર્યા પછી પૂજક, સ્વસ્થ મનવાળો થઇને આચમન કરીને પ્રાણાયામને કરે. તે પછી ઇષ્ટદેવ વિગેરેને નમસ્કાર કરીને દેશકાળનું ઉચ્ચારણ કરે ॥૧॥

**एकान्तधर्मसिद्ध्यर्थं वासुदेवस्य पूजनम् ।**
**करिष्य इति सङ्कल्प्य कुर्यान्न्यासविधिं ततः ॥२॥** 'હું અમુક દેશમાં અમુક
તેને સ્પષ્ટ વિવેચન કરી કહે છે— 
કાળમાં એકાંતિક ધર્મની સિદ્ધિપૂર્વક શ્રીવાસુદેવપ્રીત્યર્થે જેવા
મળી આવશે એવા ઉપચારોવડે શ્રીવાસુદેવનું પૂજન કરીશ'
એવો પ્રથમ સંકલ્પ કરીને, પછીથી વિષ્ણુગાયત્રી મંત્ર બોલીને
કે તે થકી બીજા મંત્રો બોલીને ન્યાસવિધિ કરે. તેનો પ્રકાર
એવો કે—अस्य गायत्रीमन्त्रस्य नारद ऋषिः, गायत्री छन्दः, श्रीविष्णु-
परमात्मा देवता, ज्ञानं बीजं, ध्यानं शक्तिः, आज्ञा कीलकम् । नारद-
ऋषये नमः शिरसि, गायत्रीछन्दसे नमः मुखे, श्रीविष्णुपरमात्म-
देवतायै नमः हृदये, ज्ञानबीजाय नमः नाभौ, ध्यानशक्त्यै नमः
पादयोः, आज्ञाकीलकाय नमः सर्वाङ्गे, इति ऋष्यादिन्यासाः । नारा-
यणायेति अङ्गुष्ठाभ्यां नमः, विद्महे इति तर्जनीभ्यां नमः, वासुदेवा-
येति मध्यमाभ्यां नमः, धीमहि इति अनामिकाभ्यां नमः, तन्नो
विष्णुरिति कनिष्ठिकाभ्यां नमः, प्रचोदयादिति करतलकरपृष्ठाभ्यां नमः,
इति करन्यासाः । नारायणायेति हृदयाय नमः, विद्महे इति शिरसे
नमः, वासुदेवायेति शिखायै नमः, धीमहि इति कवचाय नमः,
तन्नो विष्णुरिति नेत्राभ्यां नमः, प्रचोदयादिति अस्त्राय नमः, इति
षडङ्गन्यासाः । આવો ન્યાસવિધિનો પ્રકાર સમજવો ॥૨॥

---

૧ આ અધ્યાયમાં ક્રિયાયોગ કહેતાં, રાધાસહિત શ્રીકૃષ્ણ ભગવાનના ધ્યાનનો પ્રકાર કહ્યો છે.

न्यासे मन्त्रो द्वादशार्णो गायत्री वैष्णवी तथा ।
नारायणाष्टाक्षरश्च ज्ञेया विष्णुषडक्षरः ॥३॥

તેજ મંત્રોને કહે છે—'ॐ नमो भगवते वासुदेवाय' આ દ્વાદશાક્ષર મંત્ર તથા 'नारायणाय विद्महे वासुदेवाय धीमहि। तन्नो विष्णुः प्रचोदयात्' આ વિષ્ણુગાયત્રીમંત્ર તથા 'ॐ नमो नारायणाय' આ નારાયણનો અષ્ટાક્ષર મંત્ર તથા 'ॐ नमो विष्णवे' આ વિષ્ણુનો ષડક્ષર મંત્ર, આ મંત્રો બધા અંગન્યાસવિધિમાં, પૂજાંગ જપ હોમમાં અને વિષ્ણુયાગાર્થ જપમાં લેવાના જાણવા ॥૩॥

एते द्विजानां विहितास्तदन्येषां त्विह त्रयः ।
वासुदेवाष्टाक्षरश्च हरिपञ्चाक्षरस्तथा ।
षडर्णः केशवस्येति न्यासे होमे च सम्मताः ॥४॥

આ ન્યાસાદિવિધિમાં કહેલા મંત્રો બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય આ દ્વિજશબ્દવાચ્ય ત્રણને બોલવાના કહ્યા છે. તે થકી બીજા ચાતુર્વર્ણ્ય સ્ત્રી શૂદ્રોને તો ન્યાસાદિવિધિમાં આ ત્રણ મંત્રો બોલવાના કહ્યા છે. કયા તે મંત્રો ? તો 'नमोऽस्तु वासुदेवाय' આ વાસુદેવનો અષ્ટાક્ષરમંત્ર, 'हरये नमः' આ શ્રીહરિનો પંચાક્ષર મંત્ર અને 'केशवाय नमः' આ કેશવનો ષડક્ષર મંત્ર, આ ત્રણ મંત્રો ન્યાસ હોમ આદિક વિધિમાં ઉચ્ચારવાના કહ્યા છે ॥૪॥

श्रीविष्णुप्रतिमाङ्गेषु स्वाङ्गेष्विव ततोऽखिलान् ।
कुर्यान्न्यासांश्च तैर्मन्त्रैस्ततोऽर्चां वाससा मृजेत् ॥५॥

આ રીતે પોતાનાં અંગોમાં ન્યાસ કર્યા પછી, મસ્તકાદિ પોતાનાં અંગોમાંજ જેમ એમ શ્રીવિષ્ણુની પ્રતિમાનાં શિર આદિક અંગોમાં પૂર્વોક્ત મંત્રોમધ્યે હરકોઈ મંત્રોવડે યથોક્ત સમગ્ર ન્યાસોને કરે. ત્યારપછી ધોળા અતિ ઘાટા ઝીણા વસ્ત્રખંડથી શ્રીકૃષ્ણપ્રતિમાને માર્જન કરે ॥૫॥

कलशं वामभागे स्वे संस्थाप्यावाह्य तत्र च ।
तीर्थानि गन्धपुष्पाद्यैरुपचारैस्तमर्चयेत् ॥६॥

પછી પોતાના વામભાગમાં કળશને સ્થાપીને, તેમાં ગંગાદિ તીર્થોનું આવાહન કરીને, તે કળશની ચંદન પુષ્પાદિ ઉપચારોવડે તેના મંત્રોનો ઉચ્ચાર કરવા પૂર્વક પૂજા કરે ॥૬॥

पूजाद्रव्याणि चात्मानं प्रोक्षयित्वा तदम्बुना ।
शङ्खं घण्टां च सम्पूज्य भूतशुद्धिं समाचरेत् ॥७॥

તે પછી પૂજેલા કળશના જળવડે ચંદન પુષ્પાદિ પૂજાપદાર્થોને તથા પોતાના શરીરને પ્રોક્ષણ કરીને, પછી શંખ તથા ઘંટાની પૂજા કરીને, દેહશુદ્ધિરૂપ ભૂતશુદ્ધિને કરે ॥૭॥

आभ्यन्तराग्निवायुभ्यां दग्ध्वा पापात्मकं वपुः ।
शुद्धस्य स्वात्मनस्त्वैक्यं भावयेद्ब्रह्मणा स्थिरः ॥८॥

ભૂતશુદ્ધિનો પ્રકાર કહે છે—પૂજક જન સ્થિરમનવાળો થઈને, પાપાત્મક–વિષયવાસનારૂપ મળથી લિપ્ત હોવાથી મલિન એવા સૂક્ષ્મ શરીરને આભ્યંતર અગ્નિવાયુવડે દગ્ધ કરીને, એટલે પ્રાણાયામ ક્રિયાથી પ્રથમ કોઠામાં રહેલા વાયુવડે શોષણ કરીને, પછીથી આધારચક્રમાં રહેલા અગ્નિવડે ભસ્મસાત્ કરીને, માટેજ અતિશય નિર્મળ થએલા પોતાના આત્માનું અક્ષરબ્રહ્મ સાથે એકપણાનું ચિંતન કરે. અર્થાત્ 'निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम्' આમાં કહ્યા પ્રમાણે આત્માને દેહવિલક્ષણ શુદ્ધસ્વરૂપ સમજે ॥૮॥

ततोऽक्षरब्रह्मरूपो राधाकृष्णं हृदि प्रभुम् ।
ध्यायेदव्यग्रमनसा प्राणायामं समाचरन् ॥९॥

ત્યારપછી અક્ષરબ્રહ્મરૂપ પૂજક પુરૂષ, પ્રાણાયામને કરતો થકો અવ્યગ્ર મનથી હૃદયમાં પોતાના ઇષ્ટદેવ મહાપ્રભુ શ્રીરાધાકૃષ્ણનું ધ્યાન કરે ॥૯॥

अधोमुखं नाभिपद्मं कदलीपुष्पवत्स्थितम् ।
विभाव्यापानपवनं प्राणेनैक्यमुपानयेत् ॥१०॥

કેળના ડોડાની પેઠે રહેલું, માટે જ જેનું નીચું મુખ છે એવા નાભિકમળને, અપાનવાયુને પ્રાણવાયુની સાથે એકપણાની ભાવના કરીને ઊર્ધ્વ મુખવાળું કરે ॥૧૦॥

पद्मनाले तमानीय सह तेन तदम्बुजम् ।
आकर्षेदूर्ध्वमथ तन्नदत्तीव्रमुपैति हृत् ।
प्रफुल्लति च तत्रैतद्धृदयाकाश उल्लसत् ॥११॥

એકીકૃત પવનને કમળનાળમાં લાવીને તેની સાથે નાભિ-પદ્મને ઊર્ધ્વ આકર્ષણ કરે. જે ક્ષણમાં આકર્ષણ કરે એજ ક્ષણમાં તે નાભિપદ્મ અતિતીક્ષ્ણ થઇને નાદને કરતું થકું હૃદયને પામે છે. અને તે હૃદયાકાશમાં તે નાભિપદ્મ નિકળતા પ્રકાશથી શોભતું થકું પ્રફુલ્લિત થાય છે ॥૧૧॥

तेजोराशिमये तत्र ततोऽप्यधिकतेजसा ।
दर्शनीयतमं शान्तं ध्यायेच्छ्रीराधिकापतिम् ॥१२॥

પ્રફુલ્લિત તેજોરાશિમય તે કમળમાં સ્ફુરણાયમાન થએલા, હૃદયાધિષ્ઠિત કમળ થકી પણ અત્યધિક તેજવડે અતિદર્શનીય એવા શાંતમૂર્તિ શ્રીરાધિકાપતિ શ્રીકૃષ્ણનું ધ્યાન કરે ॥૧૨॥

उपविष्टं स्थितं वा तं दिव्यचिन्मयविग्रहम् ।
ध्यायेत्किशोरवयसं कोटिकन्दर्पसुन्दरम् ॥१३॥

કેવા શ્રીકૃષ્ણનું ધ્યાન ધરે? તો દિવ્ય ચૈતન્યમય વિગ્રહ-શ્રીમૂર્તિ જેમની છે, સદાય કિશોર (સોળ વર્ષ) વયમાં વર્તતા, કોટિ કામદેવ જેવા સુંદર એવા શ્રીકૃષ્ણને બેઠેલા અથવા ઉભા રહેલા ધ્યાન કરે ॥૧૩॥

रूपानुरूपसम्पूर्णदिव्यावयवलक्षितम् ।
शरच्चन्द्रावदाताङ्गं दीर्घचारुभुजद्वयम् ॥१४॥
आरक्तकोमलतलरम्याङ्गुलिपदाम्बुजम् ।
तुङ्गारुणस्निग्धनखद्युतिलज्जायितोडुपम् ॥१५॥
शिञ्जत्किङ्किणिमञ्जीरहंसकाङ्घ्रियुगश्रियम् ।
सुवृत्तजङ्घायुगलं समजानूरुशोभनम् ॥१६॥
सद्रत्नरशनाबद्धपीताम्बरकटिश्रियम् ।
उत्तुङ्गकुक्षिनाभ्यन्तर्निम्ननाभिवलित्रयम् ॥१७॥

વળી કેવા ? તો રૂપને અનુરૂપ (સુંદરપણામાટે એક બીજા સાથે સ્પર્ધા કરતા, અર્થાત્ સમાન સૌન્દર્યવાળા) અને સંપૂર્ણ (ન્યૂન અધિક નહિ) એવા અપ્રાકૃત અવયવોએ સંપન્ન, શરદઋતુના ચંદ્રમાની પેઠે જનોને આહ્લાદ આપનારાં નિર્મળ અંગો જેમનાં છે, જાનુપર્યંત લાંબા સુંદર બે બાહુ જેમના છે, રક્ત કોમળ તળવાળાં અને મનોહર આંગળિઓવાળાં ચરણારવિંદ જેમનાં છે, ઉન્નત મધ્ય ભાગવાળા રક્તવર્ણવાળા સુંવાળા નખોની કાંતિએ કરીને ચંદ્રમાને લજ્જા પમાડનારા, (ચંદ્રકાન્તિ જેવી નખકાન્તિવાળા) શબ્દાયમાન ઘુઘરીઓ જેમાં જડેલી છે એવાં નૂપુર તથા સાંકળાંની શોભા જેમના બન્ને ચરણમાં છે, ગોળાકાર સુંદર બે જંઘાઓ જેમની છે, સમાન (વામન નહિ તેમ લાંબા નહિ એવા) ઢીંચણ તથા સાથળવડે બહુ શોભાયમાન, શ્રેષ્ઠ રત્નો જેમાં જડ્યાં છે એવી મેખળા (કંદોરો)એ કરીને રૂડીરીતે બાંધેલું જે પીતાંબર તેણે કરીને જેમની કટિમાં બહુ શોભા છે, ઉન્નત કુક્ષી (કુખ) જેમની છે. નાભિકૂપનો મધ્યભાગ જેમનો ઉન્નત છે, જેમની નાભિ બહુ ગંભીર છે, જેમના ઉદરમાં ત્રિવળી (ત્રણ વળ) રહેલી છે ॥૧૪-૧૭॥

विततोत्तुङ्गहृदयश्रीवत्सावर्तशोभितम् ।
ललन्तीगुच्छगुच्छार्धदेवच्छन्दादिभूषितम् ॥१८॥
नानासुगन्धिपुष्पस्रक्स्वर्णयज्ञोपवीतिनम् ।
उन्निद्रशोणपद्माभकरकङ्कणभूषणम् ॥१९॥

વળી કેવા ? તો વિશાળ ઉન્નત વક્ષ:સ્થળમાં શ્રીવત્સના ચિહ્નવડે શોભાયમાન, (મહત્ત્વને કહેનારો તે વત્સ કહેવાય, શ્રી-લક્ષ્મી ચિહ્ને યુક્ત તે શ્રીવત્સ કહેવાય, વક્ષ:સ્થળમાં મહત્ત્વને જણાવનારો જે એક પ્રકારનો રોમનો ગોળાકાર ભ્રમર છે તેને શ્રીવત્સ કહે છે) લલંતી, ગુચ્છ, ગુચ્છાર્ધ, દેવછંદ આદિક અનેક હારોવડે વિભૂષિત, (કંઠ થકી કિંચિત્ લાંબા હીરાના હારને લલંતી કહે છે, બત્રીશ સેર્યોના હારને ગુચ્છ કહેછે, ચોવીશ સેર્યોના હારને ગુચ્છાર્ધ કહેછે, સો સેર્યોના હારને દેવચ્છંદ કહે છે. આદિ

શબ્દથી બીજા પણ બહુ જાતના હારો લેવા) વિચિત્ર પ્રકારે ગુથેલી હોવાથી અનેક પ્રકારની સુગંધિ પુષ્પોની માળાઓને ધારી રહેલા, સુવર્ણમય ઉપવીતને ધારી રહેલા, પ્રફુલ્લિત રક્તકમળ જેવી કાંતિ જેની છે એવા હાથમાં કંકણ નામનાં કડાં સાંકળાં આદિક આભૂષણોને ધારી રહેલા ॥૧૮-૧૯॥

सूक्ष्मपर्वाङ्गुलिद्योतन्नैकसद्रत्नमुद्रिकम् ।
निनादयन्तं मधुरं वेणुं सर्वमनोहरम् ॥२०॥
विपुलांसं गूढजत्रुं महाबाह्वङ्गदद्युतिम् ।
भ्रमत्सुगन्धलुब्धालिझाङ्कारितवनस्रजम् ॥२१॥
कम्बूपमगलभ्राजत्सग्रैवेयककौस्तुभम् ।
शोभमानहनुं बिम्बीफलशोणाधरद्युतिम् ॥२२॥
सितासितकलाराजत्पूर्णचन्द्रनिभाननम् ।
तिलपुष्पसमाकारदर्शनीयसुनासिकम् ॥२३॥

વળી કેવા? તો સૂક્ષ્મ પર્વો જેના છે એવી આંગળિઓમાં શ્રેષ્ઠ રત્નજડિત ચકળકતી અનેક વીટીઓને ધારી રહેલા, વેણુને સર્વેના મનનું હરણ થાય એમ મધુર સ્વરે વજાડતા, વિશાળ ખભા જેમના છે, પુષ્ટ કઠ હોવાથી ગુપ્ત જત્રુ (કંઠના પડખાનાં અસ્થિ) જેમનાં છે, મોટા બાહુમાં ધારેલા બાજુબંધે કરીને જેમની શોભા છે, અહીંતહીં ભમતા સુગંધલોભી ભમરાઓના નાદથી વ્યાપ્ત છે વનમાળા જેમની, શંખની પેઠે ત્રણ રેખાથી અંકિત કંઠપ્રદેશમાં શોભાયમાન કૌસ્તુભ મણિને કંઠાભરણોની સાથે ધારી રહેલા, શોભાયમાન હનુ (હડપચી) જેમની છે, પાકા ઘીલોડા જેવા લાલ નીચેના હોઠમાં સુંદર કાંતિ જેમની છે, ઉજ્જ્વળ મંદહાસના લેશથી શોભાયમાન પૂર્ણ ચંદ્રતુલ્ય મુખ જેમનું છે, તલના પુષ્પને તુલ્ય આકારવાળી, માટેજ દર્શન કરવા યોગ્ય રૂડી નાસિકા જેમની છે ॥૨૦-૨૩॥

समानकर्णविभ्राजन्मकराकृतिकुण्डलम् ।
कर्णोपरिलसच्चित्रपुष्पगुच्छावतंसकम् ॥२४॥
समसूक्ष्मरदज्योत्स्नोल्लसद्गण्डस्थलश्रियम् ।
पद्मपत्रायतारक्तप्रान्तरम्यविलोचनम् ॥२५॥
पृथुतुङ्गललाटं च कामचापायितभ्रुवम् ।
वक्रसूक्ष्मासितस्निग्धमनोहरशिरोरुहम् ॥२६॥
नानासद्रत्नखचितकिरीटधृतशेखरम् ।
प्रेम्णा निजं वीक्षमाणं प्रसन्नं स्निग्धया दृशा ॥२७॥

વળી કેવા ? તો સમાન-પરસ્પર તુલ્યપણે પ્રતિસ્પર્ધા કરતા બે કાનમાં વિશેષપણે શોભાયમાન મકરાકાર કુંડળને ધારી રહેલા, વિચિત્ર પુષ્પોના શોભાયમાન જે ગુચ્છો તેરૂપ કર્ણાભરણને કર્ણ ઉપર ધારી રહેલા, સમ-અન્યોન્ય સમાન આકારવાળા સૂક્ષ્મ દંતોની કાંતિએ કરીને શોભાયમાન એવા ગડસ્થળમાં શોભા જેમને છે, કમળદળ જેવાં વિશાળ કિંચિત્ રક્ત પ્રાંત-ભાગવાળાં રમણીય લોચન જેમનાં છે, વિશાળ ઉન્નત લલાટ જેમનું છે, કામદેવના ધનુષ જેવી વક્ર ભૃકુટી જેમની છે, વાંકા સૂક્ષ્મ શ્યામ સ્નિગ્ધ મનોહર મસ્તકકેશ જેમના છે, બહુવિધ શ્રેષ્ઠ રત્નોથી જડેલા મુકુટમાં તોરાઓને ધારી રહેલા, કરૂણાથી ભીની દૃષ્ટિએ કરીને સપ્રેમ પ્રસન્નપણે ભક્તોને જોઈ રહેલા ॥૨૪-૨૭॥

ध्यात्वेत्थं कृष्णमथ तद्वामे राधां विचिन्तयेत् ।
द्विभुजां स्वर्णगौराङ्गीं कौसुम्भामलवाससम् ॥२८॥
समकर्णोल्लसद्रत्नभूषणां शुकनासिकाम् ।
किशोरीं मृगशावाक्षीं पीनोन्नतघनस्तनाम् ॥२९॥
कृशमध्यां पृथुश्रोणिं रत्नकाञ्चीविभूषिताम् ।
अनेकदिव्याभरणां विकचाब्जाननस्मिताम् ॥३०॥

આવા વિશેષણવિશિષ્ટ શ્રીકૃષ્ણ ભગવાનનું ધ્યાન કરીને, પછી તેમના ડાબા પડખામાં રહેલાં રાધિકાજીનું ધ્યાન કરે. કેવાં રાધિકા? તો બે ભુજાવાળાં, સુવર્ણના જેવા ગૌર અંગવાળાં, કસુંબલ શુદ્ધ

વસ્ત્રને ધારી રહેલાં, સમ-પરસ્પર તુલ્ય આકારવાળા બે કર્ણમાં રત્નમય શોભાયમાન આભરણોને ધારી રહેલાં, પોપટની નાસિકા જેવી રમણીય નાસિકા જેમની છે, સોળ વર્ષની અવસ્થાએ સંપન્ન, મૃગબાળકના નેત્ર જેવાં ચંચળ નેત્રવાળાં, સ્થૂળ ઉન્નત ઘાટા સ્તન જેમના છે, કૃશ મધ્ય (ઉદર) જેમનું છે, વિશાળ કટિપ્રદેશભાગ જેમનો છે, રત્નમય કટિમેખળાથી વિભૂષિત, અનેક દિવ્ય આભરણોને ધારી રહેલાં, પ્રફુલ્લિત કમળ જેવા મુખમાં મંદહાસ જેમનો છે ॥૨૮-૩૦॥

रत्नाङ्गुलीयकेयूरकङ्कणादिलसत्कराम् ।
शिञ्जद्धंसकमञ्जीरशोभमानाङ्घ्रिपङ्कजाम् ॥३१॥
विशालभालविलसत्सत्काश्मीरललाटिकाम् ।
बिम्बोष्ठीं सुकपोलां च वेणीग्रथितमालतीम् ॥३२॥
प्रेक्षमाणां प्रभुं प्रेम्णा दधानामम्बुजं करे ।
ध्यात्वैवं राधिकां तत्र प्रभुमर्चेत्तया सह ॥३३॥

इति श्रीस्कन्दपुराणे विष्णु० श्रीवासुदेवमा० क्रियायोगे श्रीराधाकृष्णस्वरूपध्याननिरूपणनामाष्टाविंशोऽध्यायः ॥२८॥

વળી કેવાં? તો રત્નજડિત વીંટીઓ બાજુબંધ કંકણ આદિક આભરણોવડે શોભાયમાન હાથ જેમના છે, શબ્દને કરતાં એવાં જે પાદનાં કડાં તથા નૂપુર તેણે કરીને શોભાયમાન ચરણકમળ જેમનાં છે, વિશાળ ભાલમાં સુંદર કુંકુમ અને લલાટિકા (દામણી નામનું લલાટભૂષણ)ને ધારી રહેલાં, પાકા ઘીલોડા જેવા લાલ ઓઠ જેમના છે, શોભાયમાન કપોળ જેમના છે, વેણી જે કેશપાશ તેમાં ગુંથેલાં માલતીપુષ્પોને ધારી રહેલાં, પ્રેમથી પોતાના સ્વામી ભગવાન સામું જોઈ રહેલાં, હાથમાં લીલાકમળને ધારી રહેલાં, આવાં વિશેષણોએ વિશિષ્ટ રાધિકાજીનું ધ્યાન કરીને, તે તેજોરાશિમય હૃદયકમળમાં રાધિકાએ સહિત શ્રીકૃષ્ણનું માનસોપચારોવડે પૂજન કરે ॥૩૧-૩૩॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુ૦ શ્રીવાસુદેવમા૦ ક્રિયાયોગે શ્રીરાધાકૃષ્ણસ્વરૂપધ્યાનનિરૂપણનામાષ્ટાવિંશોઽધ્યાયઃ ॥૨૮॥

श्रीनारायण उवाच—

उपचारैर्बहुविधैर्मानसैस्तं प्रपूज्य सः ।
आवाह्य स्थापयेद्भक्तो मूर्तौ स्थापनमुद्रया ॥१॥

[1]અધ્યાય ૨૯ મો.

શ્રીનારાયણ કહે છે—હે નારદ ! પૂજક ભક્ત, પોતાના મનથી ઉપકલ્પેલા બહુવિધ ઉપચારોવડે રાધાકૃષ્ણનું પોતાના હૃદયકમળમાં રૂડીરીતે પૂજન કરીને, પછી પ્રતિમામાં ઉક્ત આવાહનપ્રકારથી તેમનું આવાહન કરીને ઉક્ત સ્થાપનપ્રકારથી તેમનું સ્થાપન કરે॥૧॥

ततस्तदङ्गदेवांश्च तत्तन्मन्त्रैः पृथक्पृथक् ।
आवाह्य नाममन्त्रैर्वा सुप्रतिष्ठापयेच्च सः ॥२॥

ત્યાર પછી પૂજક, શ્રીકૃષ્ણના અંગદેવ સંકર્ષણાદિકને તે તે દેવોના વૈદિક તાંત્રિક મંત્રોવડે અથવા તે તે દેવોના નામમંત્રોવડે પૃથક્ પૃથક્ પ્રતિમામાં આવાહન કરવા પૂર્વક રૂડીરીતે સ્થાપન કરે॥૨॥

घण्टादि वादयेद्वाद्यं कुर्याद्वा तालिकाध्वनिम् ।
सुप्तोत्थितमिवाथैनं कारयेद्दन्तधावनम् ॥३॥

તે પછી પૂજક, ઘંટાદિ વાદ્યને વજાડે અથવા તેના અભાવમાં હસ્તવડે તાળીયોના ધ્વનિને કરે, તે પછીના ક્ષણમાંજ શ્રીકૃષ્ણને 'પ્રથમ પોઢી ગએલા અને પછીથી ઉઠેલા' એમ માનીને દંતધાવન કરાવે. એટલે 'હે ત્રિલોકીમંગળ ! મેં અર્પણ કરેલું આ દંતશુદ્ધિમાં હેતુભૂત જળાદિ સ્વીકાર કરો' એમ પ્રાર્થના કરીને જળાદિકવડે દંતશુદ્ધિને કરાવે (એવી ભાવના કરે) ॥૩॥

श्यामाकविष्णुक्रान्ताभ्यां दूर्वाब्जाभ्यां सहोदकम् ।
पाद्यमेतत्प्रभोर्दद्यात्ततोऽर्घ्याचमनीयके ॥४॥

શ્યામાક નામનું એક જાતનું વનમાં થતું તૃણધાન્ય, વિષ્ણુકાંતા નામનું સુગન્ધિ દ્રવ્ય, (જેનું બીજું નામ ગિરિકર્ણી ઓષધિ છે)

---

[1] આ અધ્યાયમાં ક્રિયાયોગ કહેતાં, શ્રીરાધિકાકૃષ્ણની મહાપૂજાનો સંપૂર્ણ વિધિ અનુક્રમે કહ્યો છે તથા તેનું માહાત્મ્ય કહ્યું છે.

દૂર્વા અને કમળ આ બધાથી મિશ્રિત એવું જે જળ તે પ્રભુને પાદ્ય માટે અર્પણ કરે. એટલે 'હે ભગવન્ ! તમને નમસ્કાર છે, શ્યામાક આદિક સુગન્ધિ દ્રવ્યથી મિશ્રિત અને વળી કનકપાત્રમાં રહેલું મેં અર્પણ કરેલું આ ગંગાજળ પાદપ્રક્ષાલન માટે તમો ગ્રહણ કરો' એમ આદરપૂર્વક પ્રાર્થના કરીને અર્પણ કરે. ત્યાર પછી અર્ધ્ય-હસ્તપ્રક્ષાલન માટે જળ અને આચમનીયક-મુખ પ્રક્ષાલન માટે જળને અર્પણ કરે ॥૪॥

चन्दनाक्षतपुष्पाणि दर्भाग्रतिलसर्षपान् ।
यवान् दूर्वां चार्घ्यपात्रे निक्षिपेदम्बुना भृते ॥५॥
जातीफललवङ्गैलाकङ्कोलोशीरवासितम् ।
दद्यादाचमनीयाम्बु ततः संस्नपयेद्धरिम् ॥६॥

અર્ધ્ય તથા આચમનીય જળમાં વિશેષ કહેછે-જળથી ભરેલા અર્ધ્યપાત્રમાં ચંદન, અક્ષત, પુષ્પ, દર્ભાગ્ર, તિલ, સર્ષપ, યવ અને દૂર્વાને નાંખીને અર્પણ કરે. અર્થાત્ 'હે ભક્તાભયંકર ! ચંદનાદિ સુગન્ધિ પદાર્થોએ યુક્ત અને વળી સુવર્ણમય પાત્રમાં રહેલું આ ગંગોદક હસ્ત પ્રક્ષાલન માટે તમો ગ્રહણ કરો' એમ બોલીને અર્પણ કરે. જાયફળ, લવીંગ, એલાયચી, કંકોળ અને વીરણના વાળાવડે વાસિત એવા આચમનીય જળને અર્પણ કરે. અર્થાત્ 'હે દેવદેવ ! તમને નમસ્કાર હો, જાયફળ વિગેરે સુગન્ધિ પદાર્થોથી મિશ્રિત અને વળી સુવર્ણમય પાત્રમાં રહેલું આ ગંગાજળ મુખપ્રક્ષાલનમાટે તમો ગ્રહણ કરો' એમ પ્રાર્થના કરીને અર્પણ કરે. ત્યારપછી 'હે ભગવન્ ! તમો સ્નાન કરો' એમ સવિનય પ્રાર્થના કરીને સ્નાન કરાવે ॥૫-૬॥

सुगन्धिपुष्पतैलेन कुर्यादभ्यङ्गमादितः ।
सुरभिद्रव्यकल्केन कुर्याच्चोद्वर्तनं ततः ॥७॥

તેજ સ્નાનના પ્રકારને કહે છે—પ્રથમ ભગવાનના અંગમાં મોગરો ચંપો વિગેરે સુગન્ધિ પુષ્પોથી વાસિત કરેલા તેલ

(અત્તર)થી મર્દન કરે. તે પછી સુગન્ધિ કુંકુમ અગરૂ આદિકના ચૂર્ણથી ઉદ્વર્તન કરે-પ્રથમ ચોળેલા તેલને આકર્ષણ કરીલે ॥૭॥

क्षीरेण दध्ना चाज्येन मधुना सितया तथा ।
स्नपयेद्धरिमव्यग्रस्तत्तन्मन्त्रैः पृथक्पृथक् ॥८॥

તે પછી પૂજકે અવ્યગ્ર મનવાળા થઇને પંચામૃતથી સ્નાન કરાવવું. કેવા પ્રકારે? તો દુધ દહી ઘી મધ અને સાકરવડે અનુક્રમે પૃથક્ પૃથક્ તેના તેના વૈદિક તાંત્રિક મંત્રો ઉચ્ચારવા પૂર્વક ભગવાનને સ્નાન કરાવે ॥૮॥

सुगन्धिना च शुद्धेन स्नानमुष्णेन चाम्बुना ।
तं कारयित्वा गन्धाद्यैः स्नानपीठेऽर्चयेल्लघु ॥९॥

તે પછી સુગન્ધિ શુદ્ધ ઉષ્ણ જળવડે ભગવાનને સ્નાન કરાવીને, અભિષેક સ્નાનને ઉચિત એવા પાત્રમાં ચંદન પુષ્પાદિવડે સંક્ષેપમાં પૂજન કરે ॥૯॥

निर्माल्यपुष्पादि ततो विसृज्योत्तरतो द्विजः ।
राजनाद्यैः सामभिर्वा महापुरुषविद्यया ।
श्रीसूक्तविष्णुसूक्ताभ्यामभिषेकं समाचरेत् ॥१०॥

ત્યારપછી પૂજક દ્વિજ, નિર્માલ્ય પુષ્પાદિકને ઉત્તર દિશા તરફ કાઢી નાખીને, રાજન રૈહિણ આદિક સામગીતમંત્રો બોલતાપૂર્વક અભિષેક કરે. અથવા 'जितं ते पुण्डरीकाक्ष' આ મહાપુરૂષવિદ્યાના મંત્રો બોલીને અથવા 'ॐ हिरण्यवर्णां हरिणीं' આ શ્રીસૂક્તના મંત્રો બોલીને અથવા 'अतो देवा अवन्तु नः' ઇત્યાદિ વિષ્ણુ-સૂક્તના મંત્રો બોલીને અથવા 'सहस्रशीर्षा पुरुष' ઇત્યાદિ પુરૂષ-સૂક્તના મંત્રો બોલીને અભિષેક સ્નાન કરાવે ॥૧૦॥

नाम्नां सहस्रेण हरेरष्टोत्तरशतेन वा ।
अभिषेकं तु कुर्वीरन्स्त्रियः शूद्राश्च दीक्षिताः ॥११॥

દીક્ષા પામેલી સ્ત્રિયો તથા શૂદ્રો તો ભગવાનનાં સહસ્ર નામો અથવા ૧૦૮ નામો બોલવા પૂર્વક અભિષેક કરે ॥૧૧॥

ततः प्रमार्ज्य वस्त्रेण तमनर्घ्यांशुकानि च ।
परिधापयेदतिप्रेम्णा राधां चान्यांश्च शक्तितः ॥१२॥

તે પછી ભગવાનને વસ્ત્રથી માર્જન કરીને, અમૂલ્ય વસ્ત્રો પ્રેમપૂર્વક પહેરાવે. એવીજ રીતે રાધિકાજીને તથા બીજા સંકર્ષણાદિક અંગદેવોને યથાશક્તિ વસ્ત્રોને ધરાવે ॥૧૨॥

उपवीतं भगवते दद्यात्सूक्ष्मं सितं शुभम् ।
रत्नहेमाद्यलङ्कारान् साङ्गायास्मै च धारयेत् ॥१३॥

ત્યારપછી ભગવાનને શ્વેત સૂક્ષ્મ ઉત્તમ ઉપવીત આપે અને અંગદેવોએ સહવર્તમાન ભગવાનને રત્નજડિત સુવર્ણમય સુંદર કેયૂર કિરીટ નૂપુર આદિક અલંકારોને યથાસ્થાન ધરાવે ॥૧૩॥

यथार्तु यथास्थानं चन्दनेन यथोचितम् ।
तिलकानुलेपनं कुर्यात्सकेसरघनादिना ॥१४॥

અનંતર શિશિરાદિ ઋતુને અનુસારે અને લલાટાદિ સ્થાનને અનુસારે યથોચિત તિલક તથા અનુલેપન (ચર્ચા)ને કેસર કપૂર કસ્તુરી આદિકથી મિશ્રિત એવા ચંદનવડે કરે. ભગવાનને ચંદનથી તિલક કરે તથા અર્ચાને કરે ॥૧૪॥

यथोचितमलङ्कारान्धारयित्वा च राधिकाम् ।
पत्रलेखां च तिलकं विदध्यात्कुङ्कुमाक्षतैः ॥१५॥

રાધિકાજીને પણ યથોચિત અલંકારો ધરાવીને, પત્રલેખા (જેને પીલ કહેછે) અને કુંકુમમિશ્રિત અક્ષતોવડે ચંદ્રક કરે ॥૧૫॥

आदर्शं दर्शयित्वाथ पुष्पस्रक्शेखरादिभिः ।
पूजयेत्तं सहस्रेण तुलसीमञ्जरीदलैः ॥१६॥

અનંતર ભગવાનને દર્પણ દર્શાવીને, પુષ્પહારો, તોરાઓ, હજાર તુલસીપત્રો કે માંજર્યો આદિકવડે ભગવાનનું પૂજન કરે ॥૧૬॥

तुलस्या वाथ पुष्पेण प्रत्येकं नाम वैष्णवम् ।
नमःप्रान्तचतुर्थ्यन्तं कीर्तयन्नर्चयेत्प्रभुम् ॥१७॥

તુલસીવડે અથવા પુષ્પવડે પ્રભુ શ્રીકૃષ્ણનું પૂજન કરે તેમાં

આવો પ્રકાર લેવો. એક એક માંજર્ય પ્રત્યે કે એક એક પત્ર પ્રત્યે કે એક એક પુષ્પ પ્રત્યે, વિષ્ણુના નામને અંતે ચતુર્થી વિભક્તિ આવે અને તેને અંતે નમઃ શબ્દ આવે એવાં 'विष्णवे नमः' ઇત્યાદિ નામોને ઉચ્ચારણ કરે. એક એક નામને બોલતો થકો એક એક પત્રાદિકને અર્પણ કરે ॥૧૭॥

सुगन्धिद्रव्यचूर्णानि ततः सौभाग्यवन्ति च ।
समर्प्य धूपं कुर्वीत दशाङ्गं वामृतादिकम् ॥१८॥

ત્યાર પછી સૌભાગ્યસૂચક સુગન્ધિ પદાર્થોનાં ચૂર્ણો જે અબીર ગુલાલ આદિક તે ભગવાનને અર્પણ કરીને, દશાંગ (દશ વસ્તુથી બનાવેલો) અથવા અમૃતાદિ સંજ્ઞાવાળા ધૂપને કરે. (દશાંગ તથા અમૃતધૂપનું લક્ષણ ભવિષ્યોત્તર પુરાણમાં આ પ્રકારે કહ્યું છે– "षड्भागकुष्ठं द्विगुणो गुडश्च लाक्षात्रयं पञ्च नखस्य भागाः । हरितकी सर्जरसः समासी भागैकमेकं त्रिलवं शिलाजम् ॥ घनस्य चत्वारि पुरस्य चैको धूपो दशाङ्गः कथितो मुनीन्द्रैः ॥ अगुरुं चन्दनं मुस्ता सिह्लकं वृषणं तथा । समभागं तु कर्तव्यं धूपोऽयममृताह्वयः ॥" ઇતિ. અર્થ–નાગરવેલના પાનની જડના છ ભાગ, ગોળના ચાર ભાગ, લાખના ત્રણ ભાગ, નખલાના પાંચ ભાગ, નાની હરડ રાળ અને જટામાસીનો એક એક ભાગ, શિલાજીતના ત્રણ ભાગ, કપૂરના ચાર ભાગ, ગુગળનો એક ભાગ, આ સર્વને ભેગાં મેળવીને બનાવેલા ધૂપને મુનિઓ દશાંગ નામથી કહે છે. અગરૂ ચંદન મોથ શિલાજીત અને કસ્તુરીને સરખે ભાગે લઇને ભેગાં મેળવીને બનાવેલા ધૂપને અમૃત નામથી કહેછે) ॥૧૮॥

दीपं घृतेन कुर्वीत वर्तिकाद्वयदीपितम् ।
कृतं स्वशक्तितः शुद्धं महानैवेद्यमर्पयेत् ॥१९॥
संयावपायसापूपशष्कुलीमण्डलड्डुकान् ।
पूरिकाः पोलिका मौद्गमोदनं व्यञ्जनानि च ।
दधिदुग्धघृतादीनि चतुष्पद्यां निधापयेत् ॥२०॥

ત્યાર પછી બે દીવેટોવાળો ઘીનો દીવો પ્રગટાવે. તે પછી પોતા-

શક્તિ કરેલું શુદ્ધ મહાનૈવેદ્ય પકવાન્નાદિ ભગવાનને નિવેદન કરે. કેવું નૈવેદ્ય ? તો શીરો લાપશી, દુધપાક, માલપુવા, જલેબી, ખાંડના લાડુ, પુરીઓ, રોટલીઓ, મગદળ, ભાત, બહુ પ્રકારનાં શાકો, દહી, દુધ અને ઘી આદિક ઉત્તમ સ્વાદિષ્ટ પદાર્થો જુદાં જુદાં પાત્રોમાં ભરેલાને ચાર પાયાવાળા પીઠ ઉપર સ્થાપન કરે ॥૧૯-૨૦॥

भोजयेत्तं ततः प्रेम्णा मध्ये पानीयमर्पयन् ।
मुहूर्तार्धे गते दद्याद्धस्तप्रक्षालनाम्बु च ॥२१॥

તે પછી પૂજક, તે સ્થાપેલું પકવાન્નાદિ નૈવેદ્ય ભગવાનને અતિપ્રેમથી મધ્યે પાનીય અર્પણ કરતો થકો થાળ બોલવા પૂર્વક જમાડે. જમાડતાં અર્ધો મુહૂર્ત (એક ઘડી) થયા પછી હસ્ત પ્રક્ષાલન જળને અર્પણ કરે. ('વિષ્ણુસહસ્રનામ સ્તોત્રનો પાઠ થઈ રહે એટલો સમય જમાડે' એમ વૈષ્ણવોનું કહેવું છે) ॥૨૧॥

उच्छेषणं भगवतो विष्वक्सेनादिदेवताः ।
उपकल्प्यान्यतः स्थाप्यं स्वार्थं तद्भुवमामृजेत् ॥२२॥

ત્યારપછી ભગવાનનો ઉચ્છિષ્ટ પ્રસાદ વિશ્વક્સેન આદિક પાર્ષદોને નિવેદન કરીને, તે પ્રસાદને પોતામાટે બીજા સ્થળમાં સ્થાપી આવીને, જ્યાં નૈવેદ્ય ધરાવ્યું હોય તે પૃથ્વીને ધોઈ લીંપીને શુદ્ધ કરે ॥૨૨॥

मुखवासं ततो दद्यात्कृतां ताम्बूलबीटिकाम् ।
पूगचूर्णलवङ्गैलाजातिजादिसमन्विताम् ॥२३॥

ત્યારપછી ભગવાનને મુખવાસ માટે રૂડીરીતે બનાવેલી, સોપારીનું ચૂર્ણ લવીંગ એલાયચી જાયફળ જાવત્રી આદિક ઉચિત પદાર્થોએ યુક્ત એવી તાંબૂળબીડી અર્પણ કરે ॥૨૩॥

फलं च नालिकेरादि दत्त्वा शक्त्या च दक्षिणाम् ।
महानीराजनं कुर्याद्गीतवादित्रपूर्वकम् ॥२४॥

તે પછી નાળીયેર કેળાં ખજૂર કેરી આદિક ફળ અર્પણ કરીને, યથાશક્તિ દક્ષિણા અર્પણ કરીને, ગીત ગાવાપૂર્વક તેમજ વાજીંત્ર વજાવાપૂર્વક આરતી કરે ॥૨૪॥

स्तुयात्पुष्पाञ्जलीन्दत्त्वा तत्स्तोत्रैरेव तं ततः ।
नामसङ्कीर्तनं कुर्याद्गायन्नृत्यन्नथ तत्पुरः ॥२५॥

અનંતર પુષ્પાંજળિ આપીને, ભગવાનની તેમનાંજ સ્તોત્રોવડે સ્તુતિ કરે. પછીથી ભગવાનની સન્નિધિમાં ગાન કરતો થકો અને નૃત્ય કરતો થકો તેમનાં મંગળ નામોનું કીર્તન કરે ॥૨૫॥

मुहूर्तं स विधायेत्थं कृत्वा चैव प्रदक्षिणाम् ।
प्रणामं दण्डवत्कुर्यात्तिर्यक्तद्दक्षिणे भुवि ॥२६॥

પૂજક જન આ પ્રકારે એક મુહૂર્તપર્યંત કરીને, પછી પ્રદક્ષિણા કરે. પછી પ્રતિમાના દક્ષિણ ભાગમાં ભૂમિઉપર વક્ર થઇને દંડવત્ પ્રણામ કરે. એટલે 'ભગવાનના જમણા ચરણને જમણા હાથથી હું ગ્રહણ કરૂં છું અને ડાબા ચરણને મારા ડાબા હાથથી હું ગ્રહણ કરૂં છું' એવી મનમાં ભાવના કરતો થકો પ્રતિમાથી કિંચિત્ દૂર ભાગમાં દંડવત્ પડીને પ્રણામ કરે ॥૨૬॥

अष्टाङ्गं वापि पञ्चाङ्गं प्रणामं पुरुषश्चरेत् ।
पञ्चागमेव नारी तु नान्यथा मुनिसत्तम! ॥२७॥

હે મુનિસત્તમ ! અષ્ટાંગ અને પચાંગ એવા ભેદથી પ્રણામ બે પ્રકારનો કહ્યો છે. તેમાં પુરૂષ જાતિ, અષ્ટાંગ અથવા પંચાંગ પ્રણામને કરે. નારી જાતિ તો પંચાંગજ પ્રણામને કરે પણ અષ્ટાંગને ન કરે. આવો પ્રણામમાં વિશેષ સમજવો ॥૨૭॥

पद्भ्यां कराभ्यां जानुभ्यामुरसा शिरसा दृशा ।
वचसा मनसा चेति प्रणामोऽष्टाङ्ग ईरितः ॥२८॥
बाहुभ्यां चैव मनसा शिरसा वचसा दृशा ।
पञ्चाङ्गोऽयं प्रणामः स्यात्पूजासु प्रवराविमौ ॥२९॥

અષ્ટાંગ પચાંગ બે પ્રણામનું લક્ષણ કહેછે—બે પગ, બે હાથ, બે ઢીંચણ, ઉરઃસ્થળ, મસ્તક, દૃષ્ટિ, વચન અને મન આ આઠ અંગોએ કરીને જે પ્રણામ કરવો તે અષ્ટાંગ નામથી કહ્યો છે. બે હાથ, મસ્તક, દૃષ્ટિ, વચન અને મન આ પાંચ અંગોએ કરીને

પ્રણામ કરવો તે પંચાંગ નામથી કહેવાય છે. પૂજાવિધિમાં આ બે પ્રણામો શ્રેષ્ઠપણે માન્યા છે ॥૨૮-૨૯॥

भीतं मां संसृतेः पाहि प्रपन्नं त्वां प्रभो! इति ।
ततः सम्प्रार्थ्य स्वाध्यायं शक्त्या कुर्वीत नैत्यकम् ॥३०॥

ત્યાર પછી 'હે પ્રભો! વારંવાર જન્મમરણરૂપ સંસાર થકી ભય પામેલો, માટેજ તમારા શરણને પામેલો હું તે મારી તમો રક્ષા કરો' આ રીતે પ્રાર્થના કરીને, પ્રતિદિન કરવા પણે કહેલો સ્વાધ્યાય જે વેદપુરાણસ્તોત્રાદિકના પાઠરૂપ તેને યથાશક્તિ કરે ॥૩૦॥

ध्यात्वा शेषां च तद्दत्तां गृहीत्वा शिरसाऽऽदरात् ।
आवाहितं यथापूर्वं राधाकृष्णं हृदम्बुजे ।
संस्थापयेच्चाङ्गदेवान् स्वस्वस्थानं विसर्जयेत् ॥३१॥

ત્યારપછી 'ભગવાને મને પોતાનો ચંદનપુષ્પાદિરૂપ શેષ પ્રસાદ આપ્યો અને તે મે આદરથી મસ્તકે ગ્રહણ કર્યો' એવી મનમાં ભાવના કરીને, રાધાકૃષ્ણને જેમ પ્રથમ આવાહન કર્યા હતા તેમજ હૃદયકમળમાં સ્થાપન કરે અને તેમના અંગદેવોને પોત પોતાના સ્થાન પ્રત્યે વિસર્જન કરે ॥૩૧॥

करण्डके वा शय्यायां मन्दिरे प्रतिमां हरेः ।
शाययित्वा पिधाय द्वार्वैश्वदेवं समाचरेत् ॥३२॥

ભગવાનની પ્રતિમાને કરંડીયામાં અથવા શય્યામાં અથવા મંદિરમાં પોઢાડીને, તેના દ્વારને બંધ કરીને, પછીથી પંચમહાયજ્ઞરૂપ વૈશ્વદેવ કર્મને કરે ॥૩૨॥

प्रासादिकं हरेरन्नं स्वपोष्येभ्यो विभज्य सः ।
स्वयं भुक्त्वा तत्कथाद्यैर्दिनशेषमतिक्रमेत् ॥३३॥

વૈશ્વદેવ કર્યા પછી પૂજક જન, ભગવાનના પ્રસાદભૂત અન્નનો પોતાના પિતાપ્રમુખ પોષ્યવર્ગને યથોચિત વિભાગ કરી આપીને પછીથી પોતે જમે. અવશિષ્ટ દિવસને વૃથા નહિ પણ ભગવાનની કથાનું શ્રવણ કીર્તન સ્મરણ આદિક નવધા ભક્તિ કરવાની સાથે નિર્ગમન કરે ॥૩૩॥

महापूजाविधानेन प्रोक्तेनानेन योऽन्वहम् ।
भक्त्या समर्चयेद्विष्णुं स भवेत्तस्य पार्षदः ॥३४॥

જે જન પ્રતિદિન મેં કહેલા આ મહાપૂજાવિધિને અનુસારે પ્રેમપૂર્વક ભગવાનનું પૂજન કરે તે ભગવાનનો પાર્ષદ થાય છે ॥૩૪॥

दिव्यं विमानमारुह्य भास्वरं देवतेप्सितम् ।
गोलोकाख्यं हरेर्धाम दिव्याङ्गो याति पूजकः ॥३५॥

પૂર્વોક્ત પ્રકારે પૂજા કરનારો જન, દેહને અંતે દિવ્ય તનુને પામીને બ્રહ્માદિ દેવોએ પણ વાંછના કરેલા દેદીપ્યમાન દિવ્ય વિમાનમાં બેસીને ગોલોક નામના શ્રીહરિના ધામને પામે છે ॥૩૫॥

फलाभिसन्धिना चापि यस्तमर्चेद्दिने दिने ।
सोऽपि धर्मं काममर्थं मोक्षं चाप्नोत्यभीप्सितम् ॥३६॥

નિષ્કામ ભક્તને મળતું પૂજાફળ કહીને, હવે સકામ ભક્તને મળતું તે કહે છે—જે પૂજક ધર્માદિ ફળનું અનુસંધાન રાખીને પણ ભગવાનનું દિને દિને પૂર્વોક્ત વિધિને અનુસારે પૂજન કરે છે તે સકામ ભક્ત પણ પોતે ઇચ્છેલા ધર્મ અર્થ કામ અને મોક્ષને પણ પામે છે ॥૩૬॥

इत्थं पूजाविधिं कर्तुमशक्तो राधया सह ।
हरिमेकं यथालब्धैरर्चेद्भक्त्योपचारकैः ॥३७॥

આ પ્રકારનો પૂજાવિધિ કરવા અસમર્થ એવો ભક્તજન, રાધા સાથે એક (અંગદેવતાના સ્થાપન વિના) ભગવાનનું જેવા મળે એવા ઉપચારોવડે ભક્તિપૂર્વક પૂજન કરે ॥૩૭॥

द्वादशाक्षरमन्त्रेण द्विजोऽन्यो नाममन्त्रतः ।
श्रीराधाकृष्णमभ्यर्चेद्भक्तिरेवात्र सिद्धिदा ॥३८॥

દ્વિજશબ્દવાચ્ય ત્રૈવર્ણિક છે પણ વેદાદિ સચ્છાસ્ત્રને ભણ્યો નથી એવો અને મહાપૂજા કરવામાં અસમર્થ એવો ભક્તજન 'ૐ નમો ભગવતે વાસુદેવાય' આ દ્વાદશાક્ષર મંત્રવડે પૂજન કરે. જે બીજો મહાપૂજા કરવામાં અસમર્થ સ્ત્રીશૂદ્રાદિ જન છે તેતો

'કેશવાય નમઃ' ઇત્યાદિ નામમંત્રવડે શ્રીરાધાકૃષ્ણનું પૂજન કરે. ભગવાનના પૂજનમાં અતિપ્રીતિરૂપ ભક્તિજ મહાફળને આપનારી છે પણ અન્ય સાધન નથી ॥૩૮॥

एकादश्यां हरेर्जन्मोत्सवादौ तु विशेषतः ।
महापूजैव कर्तव्या स्वशक्त्याखिलवैष्णवैः ॥३९॥

સર્વે વૈષ્ણવોએ એકાદશી દિવસે અને ભગવાનના જન્મોત્સવાદિ દિવસે તો અધિકપણે મહાપૂજા યથાશક્તિ કરવીજ ॥૩૯॥

प्रतिष्ठामात्रमपि यः कुर्यादन्यकृतालये ।
स सार्वभौमराज्यं वै प्राप्नुयान्नष्टकिल्बिषः ॥४०॥

બીજા કોઇએ કરાવેલા મંદિરમાં યથાશાસ્ત્ર પ્રતિમાપ્રતિષ્ઠામાત્રને પણ જે પુરૂષ કરાવે તે સમગ્ર પાપે રહિત થઇને સાર્વભૌમ રાજ્યને નિશ્ચે પામે ॥૪૦॥

कारयेन्मन्दिरं रम्यं धनाढ्यश्च हरेर्दृढम् ।
यः स तु प्राप्नुयाद्राज्यं त्रैलोक्यस्याप्यकण्टकम् ॥४१॥

ધનાઢ્ય જે પુરૂષ ભગવાનનું દૃઢ સુંદર મંદિરમાત્રપણ કરાવે તે તો ત્રિલોકીના પણ નિષ્કંટક રાજ્યને પામે ॥૪૧॥

वृत्तिदानेन पूजायाः प्रवाहं वर्धयेत्तु यः ।
स पुमान्प्राप्नुयान्नूनं विष्णुलोके महत्सुखम् ॥४२॥

જે પુરૂષ ક્ષેત્રાદિ જીવિકાવૃત્તિ આપીને પૂજાપ્રવાહને વધારી આપે તેતો વિષ્ણુલોકમાં મહાસુખને નિશ્ચે પામે ॥૪૨॥

प्रतिष्ठां मन्दिरं पूजां कारयेत्रीण्यपीह यः ।
समानैश्वर्यमाप्नोति वासुदेवस्य स ध्रुवम् ॥४३॥

જે પુરૂષ આ લોકમાં મંદિર, પ્રતિષ્ઠા અને પૂજા આ ત્રણેયને કરાવે તેતો નિશ્ચે ભગવાનના જેવા ઐશ્વર્ય (સાધર્મ્ય)ને પામે છે ॥૪૩॥

हरेर्वृत्तिं हरेद्यस्तु कृतां स्वेन परेण वा ।
कल्पमेकं स वै भुङ्क्ते नरके यमयातनाः ॥४४॥

જે પુરૂષ પોતે અથવા બીજાએ બાંધી આપેલી દેવની

જીવિકા વૃત્તિને હરી લે તેતો એક કલ્પપર્યંત નરકમાં યમયાતનાને નિશ્ચે ભોગવે છે ॥૪૪॥

कर्ता कारयिता यश्च सहायश्चानुमोदकः ।
चतुर्णां हि फले भागः सुकृतस्येतरस्य च ॥४५॥

પુણ્યનો તથા પાપનો કરનાર, કરાવનાર, સહાય કરનાર અને અનુમોદન આપનાર આ ચારેય જણને પુણ્યનો તથા પાપનો ફળમાં સમાન ભાગ નિશ્ચે મળે છે, માટે પુણ્ય કરવું પણ પાપ કરવું નહિ ૪૫

इति क्रियायोगविधिर्मया नारद! कीर्तितः ।
येनैकान्तिकधर्मोऽत्र सिद्ध्येत्तत्प्रवणात्मनाम् ॥४६॥

હે નારદ! આ પ્રકારે ક્રિયાયોગનો વિધિ કે જે પ્રેમપૂર્વક કરવાથી આ લોકમાં ભગવદધીનપણે વર્તનારા ભક્તજનોને એકાંતિક ધર્મની સિદ્ધિને કરી આપનારો છે તે મેં તમને કહી સંભળાવ્યો ॥૪૬॥

विषयांश्चिन्तयंश्चित्ते वहिः पूजां हरेश्चरेत् ।
सम्भारेणापि महता न यथोक्तं फलं लभेत् ॥४७॥

બીજાને તો ઇષ્ટ ફળની સિદ્ધિ થતી નથી એમ કહે છે-ચિત્તમાં શબ્દાદિ ગ્રામ્ય વિષયોનું ચિંતવન કરતો પુરૂષ ભલે મોટી મોટી બહુ સામગ્રીવડે બહાર ભગવત્પૂજાને કર્યા જ કરે પણ શાસ્ત્રમાં જે મહાપૂજાનું ફળ કહ્યુ છે તેને પામતોજ નથી ॥૪૭॥

इतस्ततो ग्राम्यसुखे भ्रमत्स्वीयं मनस्ततः ।
नियम्य विष्णुपूजायां मुमुक्षुः प्रयतो भवेत् ॥४८॥

માટે ગ્રામ્ય સુખમાં અહીં તહીં ભમતા પોતાના મનને વશ કરીને, મુમુક્ષુ જન વિષ્ણુપૂજામાં જ તત્પર થાય ॥૪૮॥

महाव्रता भूरितपस्विनोऽपि स्वधीतवेदा अपि
बुद्धिमन्तः। साङ्ख्यं च योगं परिशीलयन्तः
सिद्धिं न यान्त्येव विनार्चनं हरेः ॥४९॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये क्रियायोगे श्रीवासुदेवपूजाविधिनिरूपणनामैकोनत्रिंशोऽध्यायः ॥२९॥

આવો પૂજાવિધિજ એકાંતિક ભક્તિરૂપ ફળને આપનાર હોવાથી તેનું સર્વે સાધનોની અપેક્ષાએ શ્રેષ્ઠપણું કહેછે-કેટલાક અહિંસાદિ પાંચ યમરૂપ મહાવ્રતને અથવા સનત્સુજાત ઋષિએ કહેલા બ્રાહ્મણના બાર ધર્માદિ ગુણરૂપ મહાવ્રતને ધારી રહેલા છે, કેટલાક કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ મહાતપને કરનારા છે, કેટલાક ઋગાદિ વેદોને યથાર્થ ભણનારા છે, કેટલાક રાજ્યવ્યવહાર વિગેરે વિષયમાં બહુ બુદ્ધિવાળા છે, કેટલાક સાંખ્યશાસ્ત્રના પરિશીલનપરાયણ છે, કેટલાક યોગશાસ્ત્રના પરિશીલનપરાયણ છે, આ સર્વે પોત પોતાના અર્થમાં અત્યંત કુશળ છે તથાપિ પૂર્વોક્ત ભગવત્પૂજન વિના વાંછિત ફળને પામતાજ નથી. માટે સર્વ કોઇએ આ કહ્યું એવું ભગવત્પૂજન અવશ્ય કરવું ॥૪૯॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે ક્રિયાયોગે શ્રીવાસુદેવપૂજાવિધિનિરૂપણનામૈકોનત્રિંશોઽધ્યાયઃ ॥૨૯॥

---

स्कन्द उवाच–

वासुदेवार्चनविधिं निशम्येत्थं स नारदः ।
प्रसन्नः पुनरप्राक्षीत्तं मुनीनां परं गुरुम् ॥१॥

[1]અધ્યાય ૩૦ મો.

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણિ મુને ! નારદમુનિ 'વાસુદેવના પૂજનનો વિધિ મનને વશ કરીને કરવામાં આવે તોજ અભીષ્ટ ફળને આપનારો થાય છે' એમ સાંભળીને પ્રસન્ન થયા થકા મુનિઓના પરમગુરુ નારાયણને ફરીથી પુછવા લાગ્યા ॥૧॥

नारद उवाच–

सम्यगुक्तो भगवता क्रियायोगो महाफलः ।
एकेन मनसा योऽसौ कार्यः सिद्धिमभीप्सुभिः ॥२॥

[1] ૧ આ અધ્યાયમાં મનના નિગ્રહમાં હેતુભૂત અષ્ટાંગ યોગ તેનાં લક્ષણો સાથે કહ્યો છે. તથા યોગિને દેહત્યાગનો પ્રકાર કહ્યો છે.

मनसो निग्रहस्तत्र ज्ञानिनामपि सद्गुरो! ।
दुष्करः किं पुनस्तर्हि नृणां कर्मात्मनां भुवि ॥३॥
तमृते तु हरेरर्चा नाभीष्टफलदायिनी ।
अतस्तन्निग्रहोपायमपि मे वक्तुमर्हसि ॥४॥

નારદજી પુછેછે—હે ભગવન્! મહા અભીષ્ટ ફળ જેવું છે એવો ક્રિયાયોગ આપ ભગવાને રૂડીરીતે સવિસ્તર કહ્યો. જે ક્રિયાયોગ ફળસિદ્ધિને ઇચ્છતા પુરૂષોએ એકાગ્ર મનથી કરવા યોગ્ય છે. હે સદ્ગુરો! તેવો ક્રિયાયોગ કરવામાં મનનો નિગ્રહ નિર્વિષય-મનવાળા યોગિઓએ પણ દુષ્કર છે. તો વિષય પ્રવણ મનવાળા નરોએ દુષ્કર હોય એમાં કહેવુંજ શુ? મનના નિગ્રહ વિના તો ભગવાનની પૂજા અભીષ્ટ ફળને આપનારી થતી નથી, માટે મનના નિગ્રહનો સુકર ઉપાયપણ મને જીજ્ઞાસુને કહેવાનેયોગ્ય છો ॥૨-૪॥

स्कन्द उवाच–

इत्यापृष्टः स मुनिना मुनीन्द्रः सर्वदर्शनः ।
नारायणो नरसखो नारदं तमभाषत ॥५॥

કાર્તિકસ્વામી કહેછે—હે સાવર્ણે! આ પ્રકારે નારદજીએ પુછેલા સર્વજ્ઞ મુનિવર નરસખા નારાયણ નારદજી પ્રત્યે બોલ્યા ॥૫॥

श्रीनारायण उवाच–

सत्यमेव मुने! वक्षि मनसोऽस्ति बलं महत् ।
जितेऽपि यस्मिन्विश्वासः शत्रुवन्न विवेकिनाम् ॥६॥
मनसा सदृशोऽन्यस्तु शत्रुर्नास्त्येव देहिनाम् ।
विष्णुध्यानाभ्यासयोगान्निर्दोषं हृदि शाम्यति ॥७॥

શ્રીનારાયણ કહે છે—હે મુને! તમો જે મનનો નિગ્રહ દુષ્કર કહો છો તે સત્યજ કહો છો. મનનું બળ બહુ મોટું છે. વશ કરેલા પણ જે મનમાં વિવેકી જ્ઞાનિઓને શત્રુમાંજ જેમ એમ વિશ્વાસ આવતોજ નથી. વિવેકીઓ મનનો વિશ્વાસ કરતા નથી.

અવિવેકીઓ તો મનનો વિશ્વાસ કરવાથી ભ્રષ્ટ થઈ જાય છે. દેહિઓને મનને તુલ્ય બીજો કોઈ શત્રુજ નથી. એજ મહાન્ શત્રુ છે. મહાશત્રુભૂત એવું પણ તે મન ભગવાનના ધ્યાનના અભ્યાસરૂપ ઉપાયથી કામક્રોધાદિ દોષે રહિત થઈને ચંચળતાને છોડીને શાંત થઈ જાય છે. આ અર્થ ભગવાને ગીતામાં 'असंशयं महाबाहो! मनो दुर्निग्रहं चलम्। अभ्यासेन तु कौन्तेय! वैराग्येण च गृह्यते' આ વચનથી કહ્યો છે ॥૬-૭॥

अदान्ताश्ववदेवैतद्यतोऽस्ति दुरवग्रहम् ।
अतो वैराग्ययुक्पुम्भिः सदुपायैर्निगृह्यते ॥८॥

જે હેતુમાટે નહિ દમેલો અશ્વજ જેમ એમ આ મન બહુ દુર્ધર (ન વશ થાય તેવું) છે, તે હેતુમાટે વૈરાગ્યવાળા પુરૂષોએ સદુપાયોવડે વશ કરી શકાયજ છે ॥૮॥

उपायास्तत्र बहवः सन्ति तेष्वपि सन्मते! ।
अष्टाङ्गयोगसाभ्यासः श्रेष्ठः सद्यः फलप्रदः ॥९॥

હે સન્મતે! મનોનિગ્રહમાં ઘણા ઉપાયો ચાંદ્રાયણાદિ તપશ્ચર્યાપ્રમુખ પ્રદર્શાવ્યા છે. તેમાં પણ અષ્ટાંગયોગનો જે અભ્યાસ તે શ્રેષ્ઠ અને તત્કાળ ફળદાયી ઉપાય કહ્યો છે ॥૯॥

यमाश्च नियमा ब्रह्मन्नासनान्यसुसंयमः ।
प्रत्याहारो धारणा च ध्यानमङ्गं तु सप्तमम् ।
समाधिश्चाष्टमं प्रोक्तं योगस्यानुक्रमेण वै ॥१०॥

અષ્ટ અંગોને અનુક્રમે કહેછે—હે બ્રહ્મન્! યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિ આ અષ્ટ અંગો નિર્વિકલ્પસમાધિરૂપ યોગનાં અંગો કહ્યાં છે ॥૧૦॥

तत्राहिंसा ब्रह्मचर्यसत्यास्तेयापरिग्रहाः ।
एते पञ्च यमाः प्रोक्ताः साधनीयाः प्रयत्नतः ॥११॥

તેમાં અહિંસા બ્રહ્મચર્ય સત્ય અસ્તેય અપરિગ્રહ આ પાંચ

યમો પ્રથમ અંગપણે કહ્યા છે. આ યમો પ્રયત્ન કરીને પણ પોતા-વિષે સંપાદન કરવા યોગ્ય છે ॥૧૧॥

शौचं तपश्च सन्तोषः स्वाध्यायो विष्णुपूजनम् ।
एते च नियमाः पञ्च द्वितीयाङ्गतया मताः ॥१२॥

શૌચ તપ સંતોષ સ્વાધ્યાય વિષ્ણુપૂજન આ પાંચ નિયમો દ્વિતીય અંગપણે માન્યા છે ॥૧૨॥

परिहायाङ्गचाञ्चल्यं यथासुखतया स्थितिः ।
तदासनं स्वस्तिकादि प्रोक्तं द्वन्द्वार्तिजिन्मुने ! ॥१३॥

હે મુને ! અંગની ચપળતાનો ત્યાગ કરીને, યોગસિદ્ધિમાટે યોગિજને જેમાં કે જેણે કરીને સુખેથી સ્થિર બેસાય તે આસન કહેવાય. આ આસનો સ્વસ્તિકાદિ ચોરાશી પ્રકારનાં યોગશાસ્ત્રમાં કહ્યાં છે. તેમાં ત્રીશ મુખ્ય માન્યાં છે. તેમાં પણ ચૌદ મુખ્ય માન્યાં છે. એ સર્વેનાં લક્ષણો યોગશાસ્ત્ર થકી જાણવાં. શીત ઉષ્ણ આદિક દ્વન્દ્વ દુઃખનો જય થવો એ આસનનું ફળ કહ્યું છે. આ આસનો યોગના તૃતીય અંગપણે કહ્યાં છે ॥૧૩॥

चरतां सर्वतोऽसूनामेकदेशे तु धारणम् ।
गुरूपदिष्टरीत्यैव प्राणायामः स उच्यते ॥१४॥
चले वायौ चलं चित्तं स्थिरे तस्मिन्स्थिरं ततः ।
सुदेशेऽयं सदाभ्यस्यः पूरकुम्भकरेचकैः ॥१५॥

સર્વત્ર શરીરમાં વિચરતા પ્રાણોનું ગુરુએ ઉપદેશ કરેલી રીતિને અનુસારેજ એક દેશમાં જે ધારણ-સ્થિર કરવું તે પ્રાણાયામ ચોથા અંગતરીકે કહ્યો છે. પ્રાણવાયુ ચંચળ થતાં ચિત્ત ચંચળ થાય છે. પ્રાણવાયુ સ્થિર થતાં ચિત્ત સ્થિર થાય છે. માટે આ પ્રાણાયામ પૂરક રેચક કુંભક એવા ભેદથી ત્રણ પ્રકારનો કહ્યો છે. તેનો શુભ દેશમાં સદા અભ્યાસ કરે. ઇડા કે પિંગળા નાડી-વડે બાહ્ય વાયુનું અંદર પૂરણ કરવું તે પૂરક કહેવાય, તેને અંદરજ રોકી રાખવો તે કુંભક કહેવાય, જે નાડીથી પૂરક કર્યો હોય તે થકી બીજી નાડીથી બહાર કાઢવો તે રેચક કહેવાય ॥૧૪-૧૫॥

मनसेन्द्रियवृत्तीनां तत्तद्विषयतश्च यत् ।
आकर्षणं प्रतीचीनं प्रत्याहारः स ईरितः ॥१६॥

ચક્ષુઆદિક ઇન્દ્રિઓની નિરીક્ષણાદિ વૃત્તિઓને મનથી (વિચારથી) તેતે ઇન્દ્રિયોના વિષયો થકી જે આત્મામાં પ્રતિલોમપણે આકર્ષણ કરવું તે પાંચમા અંગભૂત પ્રત્યાહાર કહ્યો છે ॥૧૬॥

नाभ्याद्यन्यतमस्थाने प्राणेन सह चेतसः ।
वासुदेवस्वरूपे यद्धारणं धारणोदिता ॥१७॥

નાભિ આદિક હરકોઈ સ્થાનમાં પ્રાણવાયુની સાથે ચિત્તનું વાસુદેવસ્વરૂપમાં જે ધારણ તે ધારણા યોગના ષષ્ઠ અંગપણે કહી છે ॥૧૭॥

एकैकावयवस्यैव चिन्तनं यत्पृथक्पृथक् ।
पदाब्जादेर्भगवतस्तद्ध्यानमिति कीर्तितम् ॥१८॥

ભગવાનના ચરણકમળ આદિક એક એક અવયવનું જુદુંજુદું જ યોગશાસ્ત્રોક્ત પ્રકારે જે ચિંતન તે ધ્યાન યોગના સપ્તમ અંગભૂત કહ્યું છે ॥૧૮॥

निरोधः प्राणमनसोरतिप्रेम्णा हरौ तु यः ।
स समाधिरिति प्रोक्तो योगिनामभिवाञ्छितः ॥१९॥

ભગવાનના જુદા જુદા એક એક અવયવનું ચિંતન ત્યાગ કરીને પ્રાણમનનો ભગવત્મૂર્તિમાંજ અત્યંત પ્રેમથી જે નિરોધ-અવિચ્છિન્નપણે સમગ્ર મૂર્તિના ચિંતનપૂર્વક સ્થિર કરવું તે યોગીઓએ અભિવાંછિત યોગના અષ્ટમ અંગભૂત સમાધિ કહ્યો છે ॥૧૯॥

अङ्गैरष्टभिरेतैर्हि शिक्षितैः सिद्धसद्गुरोः ।
योगः सिद्ध्यति वै पुंसां समाधेः पक्वतात्मकः ॥२०॥

યોગસિદ્ધિને પામેલા સદ્‌ગુરૂ થકીજ રૂડીરીતે અભ્યાસ કરેલાં આ આઠ અંગોએ કરીને સમાધિની પકવતારૂપ યોગ નિશ્ચે સિદ્ધ થાય છે ॥૨૦॥

नैतादृशं परं सम्यङ्मनोनिग्रहसाधनम् ।
पुरुषाणां मुमुक्षूणामिति जानीहि नारद ! ॥२१॥

હે નારદ ! સર્વોત્તમ શ્રેયને પામવા ઇચ્છતા પુરૂષોને અષ્ટાંગ યોગ જેવું બીજુ સમીચીન સાધન મનોનિગ્રહ માટે છેજ નહિ. આજ શ્રેષ્ઠ સાધન છે. એમ તમો જાણો ॥૨૧॥

तपस्विनां महाशत्रोर्ब्रह्माण्डक्षोभकादपि ।
मदनान्न भयं किञ्चिद्योगिनस्त्वस्ति कर्हिचित् ॥२२॥

. સિદ્ધ થએલા અષ્ટાંગ યોગનું ફળ કહે છે-સિદ્ધયોગી પુરૂષને તો કામ કે જે તપસ્વિઓના મહાશત્રુભૂત અને આખાય બ્રહ્માણ્ડને ક્ષોભ કરનારો છે તેના થકી પણ ક્યારેય પણ કિંચિત્ પણ ભય રહેતો નથી. સાધનાંતરનિષ્ઠને તો તેના થકી ભય રહે છે ॥૨૨॥

आयान्तमन्तं विदित्त्वैव सोऽन्तकालं च योगवित् ।
स्वातन्त्र्येणैव देहं स्वं त्यजतीत्थं समाधिना ॥२३॥

સિદ્ધયોગી પુરૂષ 'અમુક ક્ષણે મારો મૃત્યુ થશે' એમ સમીપમાં આવનારા અંતકાળને આગળથી પ્રાણઘોષના અશ્રવણાદિ ચિહ્નોવડે જાણીનેજ સ્વતંત્રપણે આવા સમાધિએ કરીનેજ પોતાના દેહને ત્યાગ કરી દે છે ॥૨૩॥

पार्ष्णिभ्यां गुदमापीड्य वायुं पादद्वयस्थितम् ।
शनैः शनैः समाकृष्य मृत्युस्थानं नयत्यमुम् ॥२४॥

આ બાબતને સાત શ્લોકથી કહે છે-બે પેનીવડે ગુદાને દબાવીને, બન્ને પાદમાં રહેલા વાયુને ધીમે ધીમે આકર્ષણ કરીને, આ વાયુને મૃત્યુસ્થાન-મૂળાધાર ચક્ર પ્રત્યે પમાડે છે ॥૨૪॥

मनसा केशवं ध्यायंस्तन्मनुं च षडक्षरम् ।
जपंस्ततोऽमुं नयति वायुं स्थानं प्रजापतेः ॥२५॥

મનવડે ભગવાનનું ધ્યાન કરતો થકો અને 'કેશવાય નમઃ' આ ષડક્ષર મંત્રને જપતો થકો મૃત્યુસ્થાન થકી આ વાયુને આક-

ર્ષણ કરીને પ્રજાપતિના સ્થાનભૂત સ્વાધિષ્ઠાન ચક્ર પ્રત્યે લઈ જાય છે ॥૨૫॥

ततो नाभिं च हृदयमुरःकण्ठं च योगवित् ।
नयति भ्रुकुटिं वायुं वासुदेवपरायणः ॥२६॥

વાસુદેવપરાયણ એવો યોગી સ્વાધિષ્ઠાન ચક્ર થકી તે વાયુને આકર્ષીને નાભિસ્થાન-મણિપૂરક ચક્રપ્રત્યે લઈ જાય છે. તે પછી તેમાં રહેલા વાયુને આકર્ષણ કરીને હૃદય-અનાહત ચક્ર પ્રત્યે લઈ જાય છે. તે પછી તેમાં રહેલા વાયુને આકર્ષીને ઉરથી આરંભીને કંઠપર્યંત રહેલા વિશુદ્ધિ ચક્રપ્રત્યે લઈ જાય છે. તે પછી તેમાં રહેલા વાયુને આકર્ષણ કરીને ભૃકુટિ-આજ્ઞાચક્ર પ્રત્યે લઈ જાય છે ॥૨૬॥

एतेषु षट्सु स्थानेषु त्वेकैकस्मिन्पृथक्पृथक् ।
योगी प्राणमनोक्षाणां निरोधं च विसर्जनम् ।
तावदभ्यसति स्वस्य यावत्स्यात्तत्स्वतन्त्रता ॥२७॥

ત્યારપછી યોગી જન આ છ સ્થાનોમધ્યે એક એક સ્થાનમાં પૃથક્ પૃથક્ અનુક્રમે પ્રાણ મન અને ઇન્દ્રિયોના નિરોધનો અને વિસર્જનનો ત્યાંસુધી વારંવાર અભ્યાસ કરે છે, ક્યાં સુધી? તો પોતાના તે પ્રાણાદિકના નિરોધમાં અને વિસર્જનમાં સ્વતંત્રતા પ્રાપ્ત થાય ત્યાંસુધી અભ્યાસ કર્યા કરે છે. નિરોધ એટલે રોકવું અને વિસર્જન એટલે છોડવું જાણવું ॥૨૭॥

जितं जितं विहायैव स्थानं याति परं परम् ।
प्राप्तस्य स्थानकं षष्ठं तदभ्यासे श्रमो नहि ॥२८॥

મૂલાધારાદિ ચક્રે અધિષ્ઠિત એવા જે જે સ્થાનમાં પોતાના પ્રાણાદિકના નિરોધમાં અને વિસર્જનમાં સ્વાધીનતા થઈ જાય તે તે સ્થાનને છોડી દઇને, આગળ આગળ વર્તતા સ્થાનને (નહિ સ્વાધીન થએલાને) પામે છે. આ રીતે જીતી જીતીને આજ્ઞાચક્રે અધિષ્ઠિત એવા છઠા સ્થાનને પામેલા યોગિને તે સ્થાનમાં જે પોતાના પ્રાણાદિકના નિરોધ વિસર્ગનો અભ્યાસ તેમાં પ્રયાસજ નથી ॥૨૮॥

सप्तच्छिद्राणि रुद्ध्वाथ प्राणमक्षमनोयुतम् ।
प्रापय्य तालुं व्रजति ब्रह्मरन्ध्रं स योगवित् ॥२९॥

અનંતર આ સિદ્ધયોગી સાત છિદ્રો (બે નાસિકા, બે ચક્ષુ, બે કાન અને એક મુખ એમ મળીને)ને રોકીને, ઇન્દ્રિયો તથા મને સહિત પ્રાણવાયુને તાળુસ્થાન પ્રત્યે પમાડીને પછી બ્રહ્મરંધ્રને પામે છે ॥૨૯॥

मायामयपदार्थानां ततो हित्वैव वासनाः ।
स वासुदेवैकमनास्त्यजति स्वकलेवरम् ॥३०॥

ત્યારપછી, આ નિષ્પન્નયોગી વાસુદેવ ભગવાનમાંજ મનને જોડી દઇને, તેથીજ માયામય પદાર્થોની વાસનાને ત્યાગ કરીનેજ પોતાના શરીરનો ત્યાગ કરી દે છે ॥૩૦॥

ततो भगवतो धाम श्रीकृष्णस्य तमःपरम् ।
उपेत्य सेवमानस्तं नन्दते दिव्यविग्रहः ॥३१॥

પાંચ ભૌતિક દેહનો ત્યાગ કર્યા પછી દિવ્ય વિગ્રહને પામેલો તે ભક્તયોગી ભગવાન્ શ્રીકૃષ્ણના તમઃશબ્દવાચ્ય માયા થકી પાર વર્તતા બ્રહ્મપુર નામના ધામને પામીને, શ્રીકૃષ્ણની સેવા કરતો થકો પરમાનંદને પામે છે ॥૩૧॥

इति ते कथितो ब्रह्मन्योगशास्त्रस्य सङ्ग्रहः ।
जित्वा तेन मनः स्वीयं तमाराधय सर्वदा ॥३२॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये
अष्टाङ्गयोगनिरूपणनामा त्रिंशोऽध्यायः ॥३०॥

હે બ્રહ્મન્! આ રીતે તમને યોગશાસ્ત્રનો સિદ્ધાંત સંક્ષેપમાં મેં કહ્યો. તે આ યોગથી પોતાના મનને જીતીને સર્વદા તે શ્રીકૃષ્ણની આરાધના કરો ॥૩૨॥

ઇતિશ્રી સ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે અષ્ટાંગયોગનિરૂપણનામા ત્રિંશોઽધ્યાયઃ ॥૩૦॥

स्कन्द उवाच–

श्रुत्वैतत्सकलं धर्म्यं यथावद्भगवद्वचः ।
निःसंशयो मुनिः प्राह तं प्रणम्य कृताञ्जलिः ॥१॥

અધ્યાય ૩૧[1] મો.

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણે ! આનું એકાંતિક ધર્મને નિરૂપણ કરનારૂં સમગ્ર ભગવાનનું હિતવચન યથાસ્થિત સાંભળીને, નિઃસંશય થએલા નારદમુનિ નારાયણને નમસ્કાર કરીને બે હાથ જોડીને આ પ્રકારે બોલ્યા ॥૧॥

नारद उवाच–

नष्टा मे संशयाः सर्वे प्रसादाद्भगवंस्तव ।
वासुदेवस्य माहात्म्यं मयाधिगतमञ्जसा ॥२॥

નારદમુનિ કહે છે—હે ભગવન્ ! મારા સમગ્ર સંશયો આપના અનુગ્રહબળથી નષ્ટ થઈ ગયા. અને ભગવાન્ વાસુદેવનું માહાત્મ્ય મેં યથાર્થ જાણ્યું ॥૨॥

कञ्चित्कालमिहैवाहं तपः कुर्वंस्त्वया सह ।
शृण्वंश्च नित्यं ज्ञानादि करिष्ये पक्वमात्मनः ॥३॥

આ બદરિકાશ્રમમાંજ હું તમારી સાથે કેટલોક કાળ તપને કરતો થકો અને નિત્ય જ્ઞાનાદિકને સાંભળતો થકો આત્મામાં પ્રાપ્ત થએલા તે જ્ઞાનાદિકને પરિપક્વ કરીશ ॥૩॥

स्कन्द उवाच–

इत्युक्त्वा नारदस्तत्र तेन चाप्यनुमोदितः ।
उवास दिव्यवर्षाणां सहस्रं स तपश्चरन् ॥४॥

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણે ! આ પ્રકારે તે નારદમુનિ કહીને, નારાયણે પણ અનુમોદન આપવાથી તપને કરતા થકા બદરીવનમાં દેવતાઓનાં હજાર વર્ષ સુખેથી રહ્યા ॥૪॥

---

૧ આ અધ્યાયમા અતિસંતુષ્ટ થએલા નારદ મહર્ષિએ નરસખા શ્રીનારાયણની અતિ પ્રેમથી કરેલી સ્તુતિનું નિરૂપણ કર્યું છે.

शुश्राव चानुदिवसं यथाकालं हरेर्मुखात् ।
धर्मज्ञानाद्यथ प्राप पक्वतां तत्र योगिराट् ॥५॥

અનંતર યોગિરાજ નારદજી પ્રતિદિન યથાસમય ભગવાનના મુખ થકી ધર્મજ્ઞાનાદિકને સાંભળતાં તેમાં પરિપક્વતાને પામ્યા ॥૫॥

स्नेहं च परमं प्राप स श्रीकृष्णेऽखिलात्मनि ।
गुणगानपरो नित्यमास भागवताग्रणीः ॥६॥

નારદજી સર્વના પરમ આત્મા શ્રીકૃષ્ણમાં પરમ પ્રેમને પામ્યા. અને નિત્ય ભગવદ્‌ગુણોના ગાનપરાયણ થતાં ભાગવતોમાં અગ્રણી થયા ॥૬॥

भक्तिनिष्ठां परां प्राप्तमथ तं सिद्धयोगिनम् ।
उवाच भगवान्प्रीतः श्रेयस्कृत्सर्वदेहिनाम् ॥७॥

અનંતર અષ્ટાંગયોગની સિદ્ધિને પામેલા, માટેજ ભગવાનમાં એકાંતિકી ભક્તિનિષ્ઠાને પામેલા નારદમુનિ પ્રત્યે બહુ પ્રસન્ન થએલા, સર્વ દેહિઓના શ્રેયને કરનારા ભગવાન્ શ્રીનારાયણ બોલ્યા ॥૭॥

श्रीनारायण उवाच-

सिद्धोऽसि त्वं महर्षेऽद्य गच्छ लोकहितं कुरु ।
एकान्तधर्मं सर्वत्र प्रवर्तयितुमर्हसि ॥८॥

શ્રીનારાયણ કહે છે—હે મહર્ષે! તમો એકાંતિક ધર્મમાં સિદ્ધિને પામ્યા છો, તો હમણાં જાવ અને લોકોનું હિત કરો. શું તે હિત? તો સર્વત્ર એકાંતિક ધર્મને પ્રવર્તાવાને યોગ્ય છો. એથીજ સર્વ જનોનું હિત થશે ॥૮॥

स्कन्द उवाच-

इत्याज्ञां शिरसा तस्य स आदाय जगद्गुरोः ।
गच्छंस्ततस्तमस्तौषीत्प्रणम्य प्राञ्जलिः स्थितः ॥९॥

કાર્તિક સ્વામી કહે છે—હે સાવર્ણે! જગદ્‌ગુરુ શ્રીનારાયણ

ણની આવી લોકહિતોપયોગી આજ્ઞાને નારદજી મસ્તકે ગ્રહણ કરીને, બદરીવન થકી જવાના હોવાથી શ્રીનારાયણને પ્રણામ કરીને બે હાથ જોડી ઉભા રહીને તેમની સ્તુતિ કરવા લાગ્યા॥૯॥

नारद उवाच-

नमो नमस्ते भगवन्! जगद्गुरो! नारायणा-
प्राकृतदिव्यमूर्ते ! । अनन्तकल्याणगुणा-
करस्त्वं दासे मयि प्रीततरः सदा स्याः ॥१०॥

નારદજી સ્તુતિ કરે છે—હે ભગવન્! (જ્ઞાન આદિક છ ઐશ્વર્યે સંપન્ન) હે જગદ્ગુરો! (જગતના નિરૂપાધિક સાચા ગુરૂ) હે નારાયણ! (ચિદચિદાત્મક સર્વ જગતમાં અંદર બહાર વ્યાપીને રહેલા) હે અપ્રાકૃત દિવ્યમૂર્તે! (જેની મૂર્તિ અપ્રાકૃત દિવ્ય છે) અનંત કલ્યાણ ગુણરૂપ રત્નોની ખાણરૂપ એવા તમને વારંવાર નમસ્કાર છે. તમો દાસભૂત મારી ઉપર સદાય અત્યંત પ્રસન્ન થાવ ॥૧૦॥

त्वं वासुदेवोऽसि जगन्निवासः क्षेमाय
लोकस्य तपः करोषि। योगेश्वरेशोपशमस्थ
आत्मारामाधिपस्त्वं परहंससद्गुरुः ॥११॥

વાસુદેવ શબ્દાર્થને કહે છે—હે યોગેશ્વર! તમો વાસુદેવ છો. શાથી? તો ચિદચિદાત્મક જગતમાં તેના આત્માપણે સ્થિતિ કરી રહ્યા છો. આવા તમો લોકોના ક્ષેમ માટેજ તીવ્ર તપને કરો છો. ઉપશમ સ્થિતિમાં વર્તતા તમો આત્મારામ મુનિઓના અધિપ-તેમણે ઉપાસ્ય છો. અને સનકાદિ પરમહંસોના સદ્ગુરૂ-નૈષ્ઠિકશ્રેય ઉપદેષ્ટા છો ॥૧૧॥

विभुरूर्ध्वरेतसामृषभोऽक्षरात्मा जीवेश्वराणां च
नियामकोऽसि । साक्षी महापूरुष आत्म-
तन्त्रः कालोऽभवयद्भ्रूकुटेर्महांश्च ॥१२॥

તમો વિભુ—ચેતન અચેતનવર્ગમાં અંતર્યામિપણે વ્યાપક, અક્ષારી ઉત્તર ઊર્ધ્વરેતા ઋષિઓએ પૂજનીય, અક્ષરના અંતરાત્મા,

સર્વના સાક્ષી-દષ્ટા, જીવ ઇશ્વરોના નિયામક, ક્ષરાક્ષરપુરૂષ થકી મોટા હોવાથી સાર્થક મહાપુરૂષ નામથી નિરૂપણ કરેલા અને આત્મતત્ર-સ્વય સ્વતત્ર છો. જે આપની ભ્રૂકુટી થકી મહાન્-આત્યતિક પ્રલયને કરનારો કાળ પ્રાદુર્ભવે છે. અર્થાત્ કાળના કાળ તમો છો ॥૧૨॥

सर्गादिलीलां जगतां त्वमीश करोषि मायापुरुषात्मनैव ।
तथाप्यकर्ता ननु निर्गुणोऽसि भूमा परब्रह्म परात्परश्च १३

હે ઈશ! આપજ માયા પુરૂષરૂપે કરીને અનત બ્રહ્માંડોની સર્ગાદિ લીલાને કરો છો. તથાપિ અકર્તા-તેના લેપે રહિત છો; માટેજ નિર્ગુણ-માયાગુણે રહિત છો. ભૂમા-નિરતિશય સુખસ્વરૂપ પરબ્રહ્મ પરાત્પર પરમાત્મા જે કહ્યા છે તે આપજ છો ॥૧૩॥

सत्यः स्वयंज्योतिरतर्क्यशक्तिस्त्वं ब्रह्मभू-
तात्मविचिन्त्यमूर्तिः । बृहद्व्रताचार्य! म-
हामुनीन्द्र! कन्दर्पदर्पापहरप्रताप! ॥१४॥

તમો સત્ય અને સ્વયજ્યોતિ છો. તમારી શક્તિઓ કોઇના પણ તર્કમાં ન આવે એવી અદ્ભુત છે તમારી મૂર્તિ બ્રહ્મભૂત જીવોએ ચિંતન કરવા યોગ્ય છે. તમો બૃહદ્વ્રતના આચાર્ય-ઉપદેશક પ્રવર્તક પરિપાલક છો. મહામુનિઓમાં શ્રેષ્ઠ અને કામદેવના ગર્વને હરનારા પ્રતાપશાલી તમો છો ॥૧૪॥

तपस्विनां ये रिपवः प्रसिद्धाः क्रोधो रसो
मत्सरलोभमुख्याः। अप्याश्रमं तेऽपि कदापि
वेष्टुं नेमं क्षमा ह्येष तव प्रतापः ॥१५॥

તપસ્વિઓના પ્રસિદ્ધ રિપુરૂપ જે કામ ક્રોધ લોભ માન રસાસ્વાદ મત્સર આદિક મુખ્ય દોષો છે તેપણ કદાપિ આ આશ્રમમા પ્રવેશ કરવા પણ સમર્થ થતાજ નથી. આ તમારો પ્રતાપ પ્રખ્યાત છે ॥૧૫॥

छन्दोमयो ज्ञानमयोऽमृताध्वा धर्मात्मको
धर्मसर्गाभिपोष्टा। उन्मूलिताधर्मसर्गो महा-
त्मा त्वमव्ययश्चाक्षयोऽव्यक्तबन्धुः ॥१६॥

તમો છંદોમય-વેદમૂર્તિ, જ્ઞાનમય-સાંખ્યાદિ જ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતનો બોધ કરનારા, અમૃતાધ્વા-આત્યંતિક મોક્ષના માર્ગદર્શક, ધર્માત્મક-એકાંતિક ધર્મના આશ્રય, ધર્મસર્ગ જ્ઞાન વૈરાગ્ય આદિકના સર્વથા પોષક, અધર્મસર્ગ દંભાદિકને મૂળમાંથી નાશ કરનારા, અતિ ઉદારસ્વભાવવાળા, સ્વરૂપ સ્વભાવ ગુણ વિભૂતિથી અવ્યય અને અક્ષય અને અવ્યક્ત-અચેતનવર્ગના પણ બંધુ-ચેતયિતા છો ॥૧૬॥

निर्दोषरूपस्य तवाखिलाः क्रिया भवन्ति
वै निर्गुणा निर्गुणस्य । धर्मार्थकामेप्सुभिर-
र्चनीयस्त्वमीश्वरो नाथ! मुमुक्षुभिश्च ॥१७॥

હે નાથ! નિર્દોષરૂપ અને નિર્ગુણ એવા આપની સમગ્ર ક્રિયાઓ નિર્ગુણ છે. ધર્મ અર્થ અને કામને ઇચ્છતા જનોએ તથા મુમુક્ષુ જનોએ પણ પૂજનીય અને ઇશ્વર-તેમના તેમના મનોરથોને પૂર્ણ કરવામાં સમર્થ આપ એકજ છો ॥૧૭॥

त्वं कालमायायमसंसृतिभ्यो महाभयात्पा-
तुमेकः समर्थः । भक्तापराधाननवेक्षमाणो
महादयालुः किल भक्तवत्सलः ॥१८॥

જનોને કાળ માયા યમ અને સંસાર થકી આવતો જે મહાભય તે થકી રક્ષા કરવા માટે તમોજ એક સમર્થ છો. ભક્તોના અપરાધોને નહિ ગણનારા મહાદયાળુ ભક્તવત્સળ તમો એકજ કહ્યા છો ॥૧૮॥

धृतावतारस्य हि नाममात्रं रूपं च वा यः
स्मरेदन्तकाले । सोऽपि प्रभो! घोरमहाघ-
सङ्घात्सद्यो विमुक्तो दिवमाशु याति ॥१९॥

હે પ્રભો ! જનોના કલ્યાણમાટે ભૂમિ ઉપર અવતારને ધારી રહેલા આપના કેવળ નામનેજ અંતકાળે ઉચ્ચારણ કરે કે આપની શ્રીમૂર્તિને સ્મરણમાં લાવે તે જન પણ ઘોર મહાપાપસંઘથકી તત્ક્ષણ મુક્ત થઇને શીઘ્ર વૈકુંઠ લોકને પામે છે ॥૧૯॥

तं त्वां विहायात्र तु यो मनुष्यो देहे त्रिधा-
तावपि दैहिकेषु । जायात्मजज्ञातिधनेषु
सज्जते स मायया वञ्चित एव मूढः ॥२०॥

આ લોકમાં જે મનુષ્ય તો આવા મહિમાવાળા આપનો ત્યાગ કરીને, વાતપિત્તકફમય એવા પણ દેહમાં અને સ્ત્રી પુત્ર જ્ઞાતિ ધન આદિક દૈહિક પદાર્થોમાં આસક્ત થાય છે તે મૂઢ મનુષ્ય તમારી માયાએ નિશ્ચે ઠગેલો છે ॥૨૦॥

त्वद्भक्तियोग्यो नरदेह एव यं कामयन्तेऽपि
च नाकसंस्थाः। त्वद्भक्तिहीनं हि दिवोऽपि
सौख्यमहं तु जाने नरकेण तुल्यम् ॥२१॥

નરદેહજ તમારી ભક્તિને યોગ્ય છે, જે દેહને સ્વર્ગનિવાસી ઈન્દ્રાદિ મોટા દેવતાઓ પણ ઇચ્છે છે. તમારી ભક્તિએ રહિત એવા સ્વર્ગના પણ સુખને હું તો નરકને તુલ્ય તુચ્છ જાણું છું ॥૨૧॥

तपस्त्रिलोक्याः कुरुषे सुखाय तत्रापि ते
भारतवासिपुंःसु। अनुग्रहो भूरितरो यदत्र
कृतावतारो विचरन्विराजसे ॥२२॥

બ્રહ્માંડવાસી સર્વે લોકોને સુખ આપવા માટેજ તમો ભારે તપને કરોછો. (તપ કરવામાં બીજુ કારણ નથી) તેમાંપણ ભરતખંડવાસી જનો ઉપરતો આપનો બહુ મોટો અનુગ્રહ છે. જેથી આ ભારતવર્ષમાં અવતાર ધારીને વિચરતાથકા વિરાજોછો ॥૨૨॥

तस्याश्रयं ये तव नात्र कुर्वते त एव शास्त्रेषु मताः कृतघ्नाः । अतस्त्वैकाश्रयमेव वाढं कुर्वत्यजस्रं मयि तेऽस्तु तुष्टिः ॥२३॥

इति श्रीस्कन्दपुराणे विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये श्रीनर-नारायणस्तुतिनिरूपणनामैकत्रिंशोऽध्यायः ॥३१॥

આ ભરતખંડમાં રહીને જે જનો દયાનિધિ મહાસમર્થ આપનો આશ્રય કરતા નથી તે જનોજ શાસ્ત્રમાં કૃતઘ્ની કહ્યા છે, કેમકે આપે કરેલા મહોપકારને જાણતા નથી. માટે આપનાજ એક આશ્રયને દૃઢપણે કરી રહેલો હું તે મારી ઉપર નિરંતર આપની પ્રસન્નતા થાવ. તમારી પ્રસન્નતા થકી બીજા ફળને હું ઇચ્છતો નથી ॥૨૩॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે શ્રીનર-નારાયણસ્તુતિનિરૂપણનામૈકત્રિંશોઽધ્યાયઃ ॥૩૧॥

---

स्कन्द उवाच–

इति स्तुत्वा तमीशानं नारदः स ययौ ततः ।
शम्याप्रासाभिधं ब्रह्मन्व्यासस्याश्रममादितः ॥१॥

[1]અધ્યાય ૩૨ મો.

કાર્તિક સ્વામી કહેછે—હે બ્રહ્મન્ સાવર્ણ ! નારદજી સર્વેશ્વર શ્રીનારાયણની આ પ્રકારે સ્તુતિ પ્રાર્થના કરીને, બદરીવનથકી પ્રથમ વ્યાસ મહર્ષિના શમ્યાપ્રાસ નામના આશ્રમ પ્રત્યે આવ્યા ॥૧॥

सादरं मानितस्तेन प्रत्युत्थानासनादिभिः ।
तस्मा एकान्तिकं धर्मं प्राह जिज्ञासवे स च ॥२॥

પોતાના આશ્રમ પ્રત્યે આવેલા નારદજીનો વ્યાસજીએ સન્મુખ ઉઠવું, આસન આપવું વિગેરે આતિથ્યવડે આદરપૂર્વક બહુ

૧ આ અધ્યાયમાં આ ગ્રંથની સંપ્રદાયપ્રવૃત્તિ અને આના શ્રોતા વક્તા જનોને મળતું ફળ યથાર્થ વર્ણવ્યું છે.

સત્કાર કર્યો. ત્યારપછી સત્કાર પામેલા નારદજીએ જીજ્ઞાસુ વ્યાસમુનિને ભગવાને પોતાને કહેલો એકાંતિક ધર્મ કહી સંભળાવ્યો ॥૨॥

ततो ब्रह्मसभां गत्वा ब्रह्मणः शृण्वतो मुनिः ।
देवान्पितृन्महर्षींश्च तत्रस्थांस्तमुपादिशत् ॥३॥

ત્યારપછી નારદમુનિ બ્રહ્માની સભામાં ગયા. ત્યાંપણ બ્રહ્માને સાંભળતાંજ સભામાં રહેલા દેવો પિત્રિઓ અને મહર્ષિઓને એકાંતિક ધર્મનો ઉપદેશ આપ્યો ॥૩॥

तत्र स्थितो भास्करश्च धर्ममेतं पुनर्मुने ! ।
शुश्राव नारदात्सर्वं श्रुतं नारायणात्पुरा ॥४॥

હે મુને ! આ સમયે સભામાં બેઠેલા સૂર્યદેવે જે એકાંતિક ધર્મ પ્રથમ કલ્પમાં સાક્ષાત્ નારાયણઋષિથકી પોતે સાંભળ્યો હતો એજ એકાંતિક ધર્મ ફરીથી નારદમુનિના મુખથી સાંભળ્યો ॥૪॥

स प्राहात्माग्रयायिभ्यो वालखिल्येभ्य आदरात् ।
मेरौ ते सङ्गतान्देवानिन्द्रादींश्च न्यशामयन् ॥५॥

સૂર્યદેવે સાંભળેલો તે ધર્મ પોતાની આગળ ચાલતા વાલખિલ્યઋષિઓને આદરથી કહ્યો. તે પછી ઋષિઓએ પોતે સાંભળેલો તે ધર્મ મેરૂમાં ભેગામળેલા ઈન્દ્રાદિ દેવોને કહી સંભળાવ્યો ॥૫॥

तेभ्योऽसितो मुनिः श्रुत्वा धर्ममेतं द्विजोत्तम ! ।
पितृभ्यः कथयामास पितृलोकं गतः क्वचित् ॥६॥

હે દ્વિજોત્તમ ! દેવતાઓ થકી દેવલ નામના મુનિએ આ ધર્મ સાંભળ્યો. કોઈ સમયે પિતૃલોકમાં ગએલા દેવલમુનિએ અર્યમાદિ પિત્રિઓને આ ધર્મ કહ્યો ॥૬॥

पितरस्ते त्वर्यमाद्या ऊचिरे शन्तनुं नृपम् ।
स भीष्माय स्वपुत्राय कथयामास तत्त्वतः ॥७॥

અર્યમાદિ તે પિત્રિઓએતો પોતે સાંભળેલો એકાંતિક ધર્મ શંતનુરાજાને કહ્યો. શંતનુએ પોતાના પુત્ર ભીષ્મને યથાસ્થિત કહ્યો ॥૭॥

सोऽपि भारतयुद्धान्ते धर्मराजाय पृच्छते ।
शयानः शरशय्यायां प्राह संसदि भूयसि ॥८॥

બાણશય્યામાં સુતેલા ભીષ્મેપણ ભારત યુદ્ધને અંતે પુછતા યુધિષ્ઠિર રાજાને મોટી સભામાં આ એકાંતિક ધર્મ કહ્યો ॥૮॥

तत्र श्रुत्वा नारदोऽपि स्थितः सदसि सादरम् ।
कैलासे शङ्करं प्राह स च मां मुनिसत्तम ! ॥९॥

હે મુનિસત્તમ! તે સભામાં બેઠેલા નારદજીએપણ ફરીથી આદરપૂર્વક સાંભળીને (પ્રથમ નારાયણના મુખથકી આ ધર્મ સાંભળ્યો હતો) કૈલાસમાં આવીને મારા પિતા શંકરને એકાંતિક ધર્મ કહ્યો. તે પિતા શંકરે મને કહ્યો. આ પ્રકારે આની ગુરૂપરંપરા છે ॥૯॥

मया ते कथितं ब्रह्मन्पृच्छते धर्मवर्तिने ।
पात्रायैतत्प्रदातव्यमिति मां हि पिताऽब्रवीत् ॥१०॥

હે સાવર્ણે ! પુછતા ધર્મવર્તી તમને મેં આ સર્વકોઈ જીવોએ સુખેથી થઈ શકે એવું મોક્ષસાધનભૂત આ શ્રીવાસુદેવમાહાત્મ્ય કહી સંભળાવ્યું. આ માહાત્મ્ય પાત્ર(શ્રીકૃષ્ણનો ભક્તજ પાત્ર ગણાય)નેજ આપવું (પાત્રને ઉપદેશ કરવો) એમ પિતા શંકરે મને કહ્યું છે ॥૧૦॥

येन येन श्रुतं ह्येतन्माहात्म्यं सात्वतां पतेः ।
स स तस्मिन्परां भक्तिं चकार स्वविमुक्तये ॥११॥

ભક્તપતિ ભગવાન્ શ્રીવાસુદેવનું આ માહાત્મ્ય જે જે જને સાંભળ્યું તે તે પોતાના મોક્ષમાટે ભગવાનમાં એકાંતિકી ભક્તિને કરવા લાગી ગયા ॥૧૧॥

युधिष्ठिरोऽपि राजर्षिः श्रुत्वा भीष्मेण कीर्तितम् ।
माहात्म्यं देवकीसूनोर्मुमुदे भ्रातृभिः सह ॥१२॥

રાજર્ષિ યુધિષ્ઠિર પણ ભીમાદિ ભ્રાતાઓ સાથે ભીષ્મે કહેલું દેવકીપુત્ર શ્રીકૃષ્ણનું માહાત્મ્ય સાંભળીને આનંદ પામી ગયા ॥૧૨॥

तमात्मनो मातुलेयं सर्वकारणकारणम् ।
निशम्याश्चर्यजलधौ निममज्ज महामतिः ॥१३॥

મહાબુદ્ધિ યુધિષ્ઠિર, પોતાના મામા વસુદેવના પુત્ર વાસુદેવને સર્વકારણકારણ સાંભળી સમજીને, આશ્ચર્યસાગરમાં ડુબી ગયા ૧૩

वासुदेवादिकं व्यूहं वाराहादींश्च सर्वशः ।
अवतारानपि नृपो मेनेऽस्यैव रमापतेः ॥१४॥

સર્વકારણપણું સ્પષ્ટ કહેછે—યુધિષ્ઠિર રાજા, વાસુદેવાદિક વ્યૂહ અને વારાહાદિ સર્વે અવતારો પણ રમાપતિ આ શ્રીકૃષ્ણનાજ છે એમ માનવા લાગ્યા ॥૧૪॥

ततः सहानुजो राजा दिव्यमानुषविग्रहे ।
अत्यन्तं भक्तिमान्कृष्णे बभूव द्विजसत्तम ! ॥१५॥

હે દ્વિજસત્તમ ! એમ સમજ્યા પછી યુધિષ્ઠિર રાજા, નાના ભાઇઓ સાથે દિવ્ય માનુષ વિગ્રહ ધારી ભગવાન્ શ્રીકૃષ્ણમાં અત્યંત ભક્તિનિષ્ઠાવાળા થયા ॥૧૫॥

श्रुत्वेमां च कथां सर्वे ब्रह्मराजसुरर्षयः ।
सभायां तत्र ये चासंस्तेऽप्यभूवन् सविस्मयाः ॥१६॥

તે સભામાં બેઠેલા બીજા જે બ્રહ્મર્ષિઓ રાજર્ષિઓ દેવર્ષિઓ હતા તે સર્વે પણ ભીષ્મોક્ત શ્રીકૃષ્ણમાહાત્મ્ય સબન્ધી કથાને સાંભળીને બહુ વિસ્મય પામી ગયા ॥૧૬॥

कृष्णमेव परं ब्रह्म विदित्वा ते नराकृति ।
भक्तिं प्रपेदिरे तस्मिन्प्रणमन्तस्तमादरात् ॥१७॥

વિસ્મય પામેલા તે સભાસદો નરાકૃતિ કૃષ્ણનેજ પરંબ્રહ્મ પરમાત્મા સમજીને, આદરભાવથી તેમને પ્રણામ કરતા થકા તેમને વિષે પરા ભક્તિને પામ્યા ॥૧૭॥

इत्थं तस्यास्ति माहात्म्यमतस्त्वमपि सन्मते ! ।
सर्वात्मना वासुदेवं तमेव भज भक्तितः ॥१८॥

હે સન્મતે ! આવું તે વાસુદેવનું માહાત્મ્ય છે. માટે તમે પણ સર્વાત્મના-કાય વાણી મનથી તે વાસુદેવ પરંબ્રહ્મનેજ પ્રેમરૂપ ભક્તિથી ભજો ॥૧૮॥

श्रीवासुदेवमाहात्म्यमेतत्ते कथितं मया ।
दुर्वासनोपशमनं भगवद्भक्तिवर्धनम् ॥१९॥

આ શ્રીવાસુદેવમાહાત્મ્ય કે જે દુર્વાસનાને શમાવી દેનારૂં અને ભગવાનમાં ભક્તિને વધારનારૂં છે તે તમને કહી સંભળાવ્યું ॥૧૯॥

कथितानि पुराणेऽत्र मयाख्यानानि यानि ते ।
तेषां सार इदं ब्रह्मन्निर्मथ्यैव समुद्धृतः ॥२०॥

હે બ્રહ્મન્ સાવર્ણે ! આ સપ્તખંડાત્મક સ્કંદ પુરાણમાં તમને મેં જે આખ્યાનો કહ્યાં તેનું મથન કરીને જ આ શ્રીવાસુદેવમાહાત્મ્યરૂપ તેનો સાર કાઢ્યો છે ॥૨૦॥

वेदोपनिषदां चैतद्रसो वै साङ्ख्ययोगयोः ।
पञ्चरात्रस्य कृत्स्नस्य धर्मशास्त्रस्य चानघ ! ॥२१॥

હે નિષ્પાપ સાવર્ણે ! કેવળ આ પુરાણનોજ સાર છે એમ નહિ, કિંતુ વેદો, ઉપનિષદો, સાંખ્ય, યોગ, પંચરાત્ર અને સમગ્ર ધર્મશાસ્ત્રના સાર રસરૂપ આ શ્રીવાસુદેવ માહાત્મ્ય છે ॥૨૧॥

धन्यं यशस्यं चायुष्यमेतत्परममङ्गलम् ।
साक्षाद्भगवता गीतं सर्वाभद्रविनाशनम् ॥२२॥

આ આખ્યાન અભીષ્ટ ધનને આપનારૂં, કીર્તિને આપનારૂં, આયુષને આપનારૂં પરમ મંગળ છે. અને ભગવાને પોતે કહેલું હોવાથી સમગ્ર અમગળને નાશ કરનારૂં છે ॥૨૨॥

य एतच्छृणुयात्पुण्यं कीर्तयेदथ यः पठेत् ।
वासुदेवे भवेत्तेषामचला निर्मला मतिः ॥२३॥

જે જન આ પુણ્યકારી આખ્યાનને સાંભળે અથવા કીર્તન કરે અથવા પાઠ કરે તે શ્રોતા વક્તા પાઠક જનોને શ્રીવાસુદેવમાં અચળ અને નિર્મળ મતિ થાય ॥૨૩॥

भक्ता एकान्तिकास्ते च भवेयुस्तस्य मानवाः ।
ब्रह्मरूपा व्रजन्त्यन्ते ब्रह्मधाम तमः परम् ॥२४॥

આ આખ્યાનના તે શ્રોતા વક્તા મનુષ્યો ભગવાન્ શ્રીકૃષ્ણના

એકાંતિક ભક્તો થાય તો બ્રહ્મરૂપ થઈને દેહને અંતે માયાથી પર એવા બ્રહ્મધામને પામે છે ॥૨૪॥

धर्मार्थी लभतेऽनेन धर्मं कामं च कामुकः ।
धनार्थी धनमाप्नोति मोक्षार्थी मोक्षमुत्तमम् ॥२५॥

આ આખ્યાનનું શ્રવણાદિ કરવાથી ધર્માર્થી ધર્મને, અર્થાર્થી અર્થને, કામાર્થી કામને અને મોક્ષાર્થી ઉત્તમ મોક્ષને પામે છે ॥૨૫॥

लभेत विद्यां विद्यार्थी मुच्येद्रुग्णश्च रोगतः ।
एतच्छ्रवणमात्रेण सर्वपापक्षयो भवेत् ॥२६॥

આ શાસ્ત્રના શ્રવણમાત્રથી વિદ્યાર્થી વિદ્યાને પામે, રોગી રોગથકી મુક્ત થાય અને સર્વ પાપનો ક્ષય થાય ॥૨૬॥

ब्राह्मं तेजो लभेद्विप्रः क्षत्रियश्च नरेशताम् ।
धनं वैश्यः सुखं शूद्रः श्रवणादस्य चाप्नुयात् ॥२७॥

આ ગ્રંથના શ્રવણથી બ્રાહ્મણ બ્રહ્મતેજને પામે, ક્ષત્રિય નરેશપદને પામે, વૈશ્ય ધનને પામે અને શૂદ્ર સુખને પામે ॥૨૭॥

एवच्छ्रुत्वा रणं गच्छन्विजयं चाप्नुयान्नृपः ।
प्राप्नुयात्स्त्री च सौभाग्यं कन्या च स्वेप्सितं वरम् ॥२८॥

આ શાસ્ત્રને સાંભળીને રાજા જો યુદ્ધમાં જાય તો વિજયને પામે. સ્ત્રી સૌભાગ્યને પામે કન્યા ઇપ્સિત વરને પામે ॥૨૮॥

एतस्य श्रुतिकीर्तिभ्यां शास्त्रजातशिरोमणेः ।
यं यं यः कामयेत्कामं तं तं प्राप्नोति मानवः ॥२९॥

જે મનુષ્ય સમગ્ર શાસ્ત્રોના શિરોમણિભૂત આ શાસ્ત્રનું શ્રવણ કીર્તન કરીને જેજે કામને ઇચ્છે તેતે મનુષ્ય તેતે કામને પામેછે॥૨૯॥

तस्मात्त्वं सर्वदा भक्त्या पठन्नेतद्द्विजोत्तम ! ।
कायवाणीमनोभिस्तं भजेथा भक्तवत्सलम् ॥३०॥

માટે હે દ્વિજોત્તમ ! તમો સર્વદા ભક્તિપૂર્વક આ ગ્રંથને ભણતાથકા કાય વાણી મનથી ભક્તવત્સળ શ્રીહરિને ભજો ॥૩૦॥

सौतिरुवाच—

एतन्महासेनमुखाज्जनिःसृतं सावर्णिरापीय वचोमृतं सः । चकार भक्तिं वसुदेवनन्दने नराकृतिब्रह्मणि सर्वमङ्गले ॥३१॥

સૂત પુરાણીના પુત્ર ઉગ્રશ્રવા શૌનકાદિ મહર્ષિઓ પ્રત્યે કહે છે–હે મહર્ષિઓ ! કાર્તિક સ્વામીના મુખથકી નીકળેલું આવું વચનામૃત સાવર્ણિઋષિ સાદર શાંભળીને, સર્વકોઇનું મંગળ કરનારા નરાકૃતિ પરંબ્રહ્મ વસુદેવપુત્ર શ્રીકૃષ્ણની ભક્તિમાં તત્પર થયા ॥૩૧॥

यूयं च सर्वे निगमागमज्ञा ब्रह्मण्यदेवं भजनीयमीशम् । भजध्वमेकं तमुदारकीर्तिं श्रीवासुदेवं निजधर्मसंस्थाः ॥३२॥

નિગમ આગમને જાણનારા તમે સર્વે પણ પોતાના ધર્મમાં વર્તતા થકા બ્રહ્મણ્યદેવ ઉદારકીર્તિ અદ્વિતીય સર્વસ્વામી ભજનીય તે શ્રીવાસુદેવનેજ ભજો ॥૩૨॥

गोलोकधामपतये प्रकाशचयमूर्तये ।
नमोऽस्तु वासुदेवाय भक्त्यानन्दविवृद्धये ॥३३॥

इति श्रीस्कन्दपुराणे एकाशीतिसाहस्र्यां संहितायां वैयासिक्यां विष्णुखण्डे श्रीवासुदेवमाहात्म्ये ग्रन्थसंप्रदायप्रवृत्तिनिरूपणनामा द्वात्रिंशोऽध्यायः ॥३२॥

ગોલોક ધામના અધિપતિ, પ્રકાશમય મૂર્તિ જેમની છે એવા તમને વાસુદેવ ભગવાનને આનદની વિશેષ પ્રાપ્તિ માટે અતિપ્રેમથી હું પ્રણામ કરું છું ॥૩૩॥

ઇતિ શ્રીસ્કંદપુરાણે એકાશીતિસાહસ્ર્યાં સંહિતાયાં વૈયાસિકયાં વિષ્ણુખંડે શ્રીવાસુદેવમાહાત્મ્યે ગ્રંથસંપ્રદાયપ્રવૃત્તિનિરૂપણનામા દ્વાત્રિંશોઽધ્યાયઃ ॥૩૨॥

श्रीवासुदेवमाहात्म्यं सम्पूर्णम् ।